وليس هوائى نازعا عن ثنائه    لعلي به في جنة الخلد اخلد
مع المصطفى ارجو بذاك جواره    وفي نيل ذاك اليوم اسعى واجهد

## શાંતિ-સલામતી-કરૂણતા અને માનવતાના
## સાચા રક્ષક મહાન પયગમ્બર

# હઝરત મુહમ્મદ

صلى الله عليه وسلم




: સંપાદક :

**(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧



કિતાબનું નામ : **શાંતિ-સલામતી-કરૂણતા અને માનવતાના સાચા રક્ષક મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ ﷺ**

સંપાદક : **(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**


પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૩, હિ.સ. ૧૪૩૪

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૧૫૦





✽ કિતાબ મેળવવાનું સ્થળ ✽

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨ ૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)

ફોન : ૦૨૬૪૨–૨૨૩૫૦૫




# અનુક્રમણિકા



# અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) એક પરિપૂર્ણ માનવી હતા

કોઈ માનવી પરિપૂર્ણ છે, એ વાત ત્યાં સુધી પુરવાર નથી થઈ શકતી, જ્યાં સુધી તેના જીવનની એક-એક ક્ષણ આપણી સામે ન હોય. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ના જીવનની એક-એક ક્ષણ જન્મથી લઈ વફાત સુધી આપના કાળના લોકો સમક્ષ અને આપ (સલ.)ની વફાત પછી વિશ્વ ઈતિહાસ સમક્ષ છે. આપનો જન્મ, બાળપણ, કિશોરાવસ્થા, યુવાની, વ્યાપાર, લગ્ન, મિત્રો, આપની ઈમાનદારી, હિરા નામી ગુફામાં આપની એકાંતપ્રિયતા, વહી, દઅવત-તબ્લીગ, વિરોધ, તાઈફનો પ્રવાસ, મેઅરાજ, હિજરત, યુધ્ધો, હુદયબિય્યહની સંધિ, આંતરરાષ્ટ્રીય સ્તરે પત્ર લેખન દ્વારા ઈસ્લામનો પ્રચાર, દીન પરિપૂર્ણ થઈ જવું, વિદાય હજ્જ તથા વફાત. આમાંથી ક્યો કાળ છે, જે વિશ્વની નજરો સામે નથી અને આપ (સલ.)ની એવી કઈ સ્થિતિ છે, જેનાથી ઈતિહાસકારો અજાણ છે. સત્ય-અસત્ય, સાચું-ખોટુ બધું જ અલગ-અલગ છે. અને તેને કોઈ પણ જાણી શકે છે.

હું આપને 'શમાઈલે તિર્મિઝી'ના પ્રકરણના વિષયો જણાવું છું, જેનાથી આપને અંદાજો આવશે કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ના જીવનની નાની-નાની ઘટનાઓ પણ કેવી રીતે નોંધવામાં આવી છે.

✻ અલ્લાહપાકના રસૂલ (સલ.)ના બાહ્ય રૂપ-રંગના વર્ણનમાં.

✻ અલ્લાહપાકના રસૂલ (સલ.)ના કાંસકી કરવાના વર્ણનમાં.

✻ અલ્લાહપાકના રસૂલ (સલ.)ના પાકેલા વાળના વર્ણનમાં.

✻ અલ્લાહપાકના રસૂલ (સલ.)ના સુરમો લગાડવાના વર્ણનમાં.

✻ અલ્લાહપાકના રસૂલ (સલ.)ના મોજાઓના વર્ણનમાં.



- અલ્લાહપાકના રસૂલ (સલ.)ના ચંપલના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ની અંગુઠીના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ની તલવારના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ના બખ્તરના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ના શિરટોપ (ખોદ)ના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ની પાઘડીના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ની ઈજારના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ની ચાલવાની ઝડપના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ની બેસવાની રીતના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ના તકિયા તથા બિસ્તરાના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ના ટેકો લગાવવાના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ના ખાવાના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ની રોટીના વર્ણનમાં.
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ના સાલનના વર્ણનમાં.

આ સૂચિ બહુ લાંબી છે, એને કોઈ નાના લેખમાં સમાવી ન શકાય. એટલે તેને અહીં જ ટૂંકાવી લઈએ. આ આપની જુદી જુદી સ્થિતિઓ હતી. આમાંથી દરેક શિર્ષક હેઠળ ક્યાંક એક, તો ક્યાંક અનેક ઘટનાઓ નોંધવામાં આવી છે. તેનું દરેક પાસુ સ્પષ્ટ છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)ના જીવનની કોઈ પણ ક્ષણ પરદામાં ન હતી. ઘરમાં આપ (સલ.) પત્ની તથા બાળકો વચ્ચે રહેતા અને બહાર આપ (સલ.) અનુયાયીઓની વચ્ચે રહેતા.

મોટામાં મોટો માણસ પોતાના ઘરમાં સામાન્ય માણસ હોય છે. એટલે જ વોલટિયેરના વિખ્યાત કથન મુજબ ‘‘કોઈ માણસ પોતાના ઘરમાં હીરો નથી બની શકતો.’’ **બી. સ્મિથ**ના મતે કમમાં કમ આ નિયમ ઈસ્લામના પયગમ્બર માટે સાચો નથી. **પ્રો. ગિબને** લખ્યું છે કે, તમામ પયગમ્બરોમાંથી કોઈએ પોતાના અનુયાયીઓની એવી કસોટી ન કરી, જેટલી હઝરત મુહમ્મદ (સલ.)એ કરી. આપ (સલ.)એ અચાનક પોતાની જાતને પયગમ્બર તરીકે





એવા લોકો સમક્ષ સર્વપ્રથમ પેશ કરી, જે આપને બહુ સારી રીતે જાણતા હતા. પોતાની પત્ની, પોતાના ગુલામ, પોતાના ભાઈ તથા ખુદને સૌથી સારી રીતે જાણનાર મિત્ર સમક્ષ. અને તે બધાએ કોઈ પણ આનાકાની વગર આપના દાવાની સચ્ચાઈ સ્વીકારી લીધી.

પત્નીથી વધારે માનવીની આંતરીક કમજોરીઓથી વાકેફ કોઈ બીજો નહીં હોય શકે. પરંતુ શું આ વાસ્તવિક્તા નથી કે સૌથી પહેલાં આપ (સલ.) પર આપની પત્ની જ ઈમાન લઈ આવ્યા. તેઓ નુબૂવ્વત પહેલાં પંદર વર્ષ સુધી સાથે રહી ચૂક્યા હતા. અને આપની દરેક સ્થિતિ વિશે વ્યક્તિગત રીતે જાણકાર હતા. મોટામાં મોટો માણસ જે એક પત્નીનો પતિ હોય, તે પોતાની પત્નીને એવી છૂટ નથી આપી શકતો કે, જો મારામાં કંઈક ખામી દેખાય, તો તેને જાહેરમાં કહી દેવી. અલ્લાહપાકના રસૂલ (સલ.)ની અનેક પત્નીઓ હતી, પરંતુ દરેકને આમ કરવાની છૂટ હતી કે, તમે એકાંતમાં જો મારી કંઈક ભૂલ જુઓ તો તેને જાહેરમાં મૂકી શકો છો. આવી નૈતિક હિંમત તથા વિશ્વાસની મિસાલ ક્યાંય મળી શકે છે ?

હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.)એ ‘‘ઝાદુલ મઆદ’’માં આપના જીવન-કવનને વિગતે વર્ણવ્યું છે. તેમાં લઘુશંકાની રીતથી લઈને લડાઈ (યુધ્ધ)ની શી રીત હતી, તે દર્શાવ્યું છે. જ્યારે પ્રથમ નજરે નાની જણાતી બાબતો પણ આટલી ચોક્સાઈપૂર્વક સચવાયેલી છે, તો મોટી બાબતોની તફસીલ કેટલી મૌજૂદ હશે ? સારાંશ કે, એક માનવીના જીવનના જેટલા પાંસા હોય શકે છે, તે બધા પાંસા આપ (સલ.)ના સુરક્ષિત છે.

હવે આપ સમજી શકો છો કે, આપના જીવનનું ક્યુ પાસુ હશે, જે ઢંકાયેલું રહી ગયું હશે. તે છતાં પણ આજ સુધી કોઈ ન્યાયપ્રિય માનવી સાચા અર્થમાં આપની કોઈ વર્તણૂંક પર વાંધો ઉઠાવી ન શક્યો.







# સંપાદકીય

શાંતિ બાબતે માણસ હંમેશા વિચારતો રહ્યો છે. પ્રાચીનકાળમાં શાંતિને એક પ્રકારનો વહિવટી મામલો સમજવામાં આવતો હતો. અર્થાત્ શાંતિ એક એવી વસ્તુ હતી, જેને સત્તાના જોરે સ્થાપવામાં આવે છે. આ દષ્ટિબિંદુ મુજબ શાસકોએ શાંતિ સ્થાપવાની કોશિશ કરી. પરંતુ આ પ્રકારની રાજકીય શાંતિ માત્ર આંશિક રીતે કોઈ સમાજ માટે ઉપયોગી થઈ શકે છે. એટલે તે વિદ્વાનોના મતે ઈચ્છિત સર્વસામાન્ય શાંતિનો દરજ્જો પ્રાપ્ત નહીં કરી શકી.

વીસમી સદીના પ્રારંભથી શાંતિ પર આધારિત એક રીતસરનો દષ્ટિકોણ અસ્તિત્વમાં આવ્યો. તેને સામાન્યપણે શાંતિવાદ (Pacifism) કહેવામાં આવે છે. પેસિફીઝમના વિચાર ધરાવતા કેટલાય વિચારકો વર્તમાનકાળમાં જન્મ્યા. દા.ત. સેમ્યુઅલ કાંટ, માર્કસ ઉરેલિયસ અને ગાંધીજી વગેરે. આ દષ્ટિકોણની તરફેણમાં ઘણા બધા પુસ્તકો તથા લેખો છપાયા. ઈન્સાયક્લોપીડિયા ઓફ બ્રિટાનિકામાં આ વિષય પર લગભગ દસ પાનાનો એક નિબંધ સમાવવામાં આવેલ છે. આ વિષય પર છપાયેલા પુસ્તકોની યાદી બહુ લાંબી છે. અમે અહીં માત્ર ત્રણ પુસ્તકોના નામ લખીએ છીએ :

- *Raymon Raymond Aron, Peace and War, 1966*
- *E. L. Alen, Francis E. Pollard, The case for Pacifi and Conscientious objection 1946*
- *Aldous Huxley, An Encyclo-paedia of Pacifism, 1937*

પરંતુ શાંતિના આ વિચારકોનો અભ્યાસ કરો તો જણાય આવશે કે, આ

બધા લોકો જે શાંતિ સુધી પહોંચ્યા તે માત્ર એક નકારાત્મક શાંતિ હતી. જ્યાં સુધી હકારાત્મક શાંતિનો સબંધ છે, ત્યાં સુધી કોઈ પહોંચી ન શક્યો. શાંતિના બધા વિચારકો જે શાંતિની વાત કરે છે, તે હિંસાની વિરોધાર્થી હોય છે. એટલે જ શાંતિની વ્યાખ્યા યુદ્ધ અને હિંસાની ગેરહાજરીથી કરવામાં આવે છે. આ જ વિભાવનાના કારણે આ બધા વિચારકો કલ્પી લીધેલા શાંતિના શત્રુઓ વિરૂદ્ધ પગલાં ભરતા રહ્યા. કારણ કે તેમના મતે દુશ્મન પરિબળોના ખાત્માથી જ વિશ્વમાં શાંતિ સ્થપાય છે.

નેતાઓની આ નિષ્ફળતાનું એક સમાન કારણ એ છે કે, દરેક એમ સમજતો હતો કે, શાંતિ રાજકીય સત્તા સાથે સંલગ્ન (જોડાયેલી) બાબત છે. એટલે દરેકે જે તે સમયની રાજકીય સત્તાને શાંતિના માર્ગમાં અવરોધરૂપ સમજી. દરેક વિચારક એમ સમજતો રહ્યો કે, શાંતિ મેળવવાની હશે તો સર્વપ્રથમ રાજકીય સત્તારૂપી રૂકાવટ દૂર કરવી પડશે. આનું પરિણામ એ આવ્યું કે, શાંતિની દરેક ચળવળ પોતાના સમયની રાજકીય સત્તા સાથે અથડામણમાં લાગી ગઈ. સ્વાભાવિક રીતે સત્તાના સૂત્રધારોએ પણ પોતાની શક્તિ તે ચળવળોને દબાવવા-કચડવા માટે વાપરી. આમ પરસ્પર અથડામણ શરૂ થઈ ગઈ. શાંતિના નામ પર અંતે જે વસ્તુ સ્થપાઈ તે માત્ર અશાંતિ અને અરાજકતા હતી.

ઈતિહાસના આ ઉદાહરણોથી વિપરિત પયગમ્બરે ઈસ્લામ (સલ.)ને અલ્લાહપાક તરફથી જે ફોર્મ્યુલા અને દષ્ટિકોણ આપવામાં આવ્યો, તેનાથી માનવસમાજે સાચા અર્થમાં શાંતિ, સુરક્ષા અને વિકાસનો માર્ગ મેળવ્યો.

ઈસ્લામી દ્રષ્ટિકોણ પ્રમાણે માનવજીવનમાં શાંતિ અને રોઝી–રોટીનું ઘણુ મહત્વ છે, એટલા જ માટે કુર્આન શરીફમાં મક્કા મુકર્રમાના કુરૈશીઓ ઉપર થયેલ ઉપકારોનું વર્ણન કરતા અલ્લાહ તઆલાએ આ બે વસ્તુઓને ખાસ મહત્વ આપ્યું છે. *(કુરૈશ : ૩–૪)*

શાંતિનો ખાસ સબંધ ન્યાયિક વ્યવસ્થા સ્થાપવાથી છે. ન્યાયની વિગત એવી છે કે, જીવન જીવવાની ઘણી બધી રીતો છે. જેનું કુર્આન શરીફમાં વર્ણન છે. (૧) ન્યાય, (૨) ઉપકાર, (૩) અત્યાચાર.



- ન્યાય (અદ્લ)માં બીજાના હક્કો સંપૂર્ણ રીતે બજાવી પોતાના હક્કો વસૂલ કરવામાં આવે છે. પોતાના હક્કોથી વધારે લેવામાં આવતું નથી.
- જ્યારે ઉપકાર (એહસાન)માં પોતાનો હક્ક થોડો કે સંપૂર્ણ માફ કરવામાં આવે છે, અને બીજાનો હક્ક પૂરેપૂરો બજાવવામાં આવે છે.
- અને અત્યાચારમાં પોતાના હક્કથી વધારે વસૂલ કરી બીજાના હક્કો દબાવવામાં આવે છે. એટલા માટે ઈસ્લામે ઝુલ્મ–અત્યાચારને મહાન ગુનોહ દર્શાવ્યો છે. જ્યારે ન્યાયની વારંવાર દુહાઈ આપી છે. અને ઉપકાર કરનારથી અલ્લાહપાકની મુહબ્બતનું વર્ણન કરી તેના વિશે જણાવ્યું કે ઉપકાર કરનારને તેનાથી ઘણું વધારે જન્નતમાં મળશે.

હઝરત મુહમ્મદ (સલ.)એ વિવિધ રીતોથી એવી કાનૂની યુકિતઓ દર્શાવી જે શાંતિ સ્થાપવામાં મદદરૂપ સાબિત થાય. અને અત્યાચાર રોકવાનું કારણ બને. સામાન્ય રીતે અત્યાચારનું ખાસ કારણ ઘમંડ અને અહંકાર હોય છે. અને તેના મહત્વના પરિબળોમાં એક વ્યકિત કે જ્ઞાતિ પોતાને બીજી વ્યકિત કે જ્ઞાતિથી મહાન સમજે છે. અને બીજાને તુચ્છ સમજી તેના ઉપર અત્યાચાર કરવાને પોતાનો જ્ઞાતિક કે સામાજિક જન્મસિધ્ધ હક્ક સમજે છે. માનવ સમાજનાં ઈતિહાસમાં આના સંખ્યાબંધ દાખલાઓ છે. ઈરાન, ગ્રિક, આરબ, ચીન અને ભારત દેશમાં અમૂક વ્યકિતઓને માનવીની કક્ષાથી ઉપર સમજી ખુદાઈ સંતાન કે સૂર્યવંશીય, ચંદ્રવંશીય જેવા મહત્વના બિરૂદ આપવામાં આવ્યા. તેમની આજ્ઞાને ખુદાઈ આજ્ઞા સમજવામાં આવતી હતી. અન્ય જ્ઞાતિઓને તુચ્છ સમજી માનવીની જગ્યાએ પશુઓથી પણ બદતર તેમના સાથે વ્યવહાર થતો હતો.

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મારફતે સૌ પ્રથમ આ ઘોષણા કરવામાં આવી કે હે માનવીઓ ! તમારા પાલનહાર અને તારણહાર ફક્ત એક અલ્લાહ પાક છે, સઘળા માનવીઓ તેના બંદા–દાસ છે, કોઈને કોઈના ઉપર કોઈ પણ પ્રકારની શ્રેષ્ઠતા નથી. સૌ એક માનવી હઝરત આદમ (અલયહિસ્સલામ)ના પુત્રો છે. કારા–ગોરા, આરબ–બિનઆરબ,



જ્ઞાતિ–કબીલાઓમાં કોઈને બીજા પર કોઈ પણ પ્રકારની શ્રેષ્ઠતા નથી (સિવાય સારા કર્તવ્યો અને સંસ્કારો).

આપ (સલ.)એ સંકુચિત વિચારો, વાદો અને જુથોમાં સબડતા સમાજમાં રંગ રૂપ, નાતજાત, ઊંચ-નીચ, વર્ણભેદ, રાષ્ટ્ર તથા ભાષાના ભેદો મિટાવી સર્વેને ભાઈ-ભાઈ બનાવી, પૃથ્વીના પાલનહારનો પાલવ પકડાવ્યો અને માનવ આત્માને આધ્યાત્મિક પ્રકાશ, પવિત્રતા અને અનેરી ક્રાંતિનું માધ્યમ હોવાનો પરિચય આપ્યો.

આપે દર્શાવ્યું કે માણસ જન્મથી કોરી  સ્લેટ છે. તે પોતાના કાર્યોથી સ્વર્ગ કે નર્ક નક્કી કરે છે. ભૂલ અને ગુનો માનવજીવનનો એક અંશ છે. પરંતુ ત્યારબાદ પશ્ચાતાપ અને ક્ષમા યાચનાથી તેના પાપ માફ થઈ જાય છે તે જન્મજાત ગુનેહગાર નથી. પાછલા કૃત્યોની સજામાં નવો જન્મ થતો નથી. તે કુદરતની સર્વશ્રેષ્ઠ રચના છે. દરેક વ્યકિતએ પોતાનો હિસાબ આપવાનો છે. કોઈ પણ બીજાનો બોજ ઉઠાવશે નહીં. આખિરત (પરલોક)નું જીવન નિઃસંદેહ છે. ત્યાં સત્ય, જૂઠ દરેક કૃત્યનું  ફળ મળશે.

આ માન્યતાઓએ માનવજાતને ઉત્સાહ, વીરતા, સાહસ અને પ્રોત્સાહન આપ્યું. અને અપશુકન, નિરાશા વગેરે આત્મહિન માન્યતાઓથી દૂર રાખી તેનામાં નવો જોશ અને ઉત્તેજના  પેદા કરી.

આપે જ્ઞાન–વિજ્ઞાન શીખવાની પ્રેરણા આપી. આપની ઉપર ઉતરનાર પ્રથમ  વહીમાં પ્રથમ હુકમ ‘‘જ્ઞાન શીખવાનો’’ કરવામાં આવ્યો. કુર્આન શરીફમાં અંદાજે ૨૩ આયતોમાં બુધ્ધિ, ચિંતન મનન અને સમજથી કામ કરવાનો આદેશ આપવામાં આવ્યો છે. જેના કારણે માનવજીવનમાં ક્રાંતિ આવી અને માનવબુધ્ધિએ સંશોધનનો પ્રારંભ કર્યો.

પ્રો.બ્રિફાલ્ટ પોતાના પુસ્તક (**The Making of Humanity**)માં લખે છે કે યુરોપની પ્રગતિનો કોઈ અંશ એવો નથી,  જેમાં ઈસ્લામિક સંસ્કૃતિનો ઉપયોગ અને તેની અસર ન હોય.

માનવીને સૃષ્ટિના બીજા અન્ય પ્રાણીઓ ઉપર મહત્વતા અને શ્રેષ્ઠતા

અર્પણ કરી છે. આ રીતે ખુદાઈ એકતા, માનવીય એકતા અને માનવ સુરક્ષા, આદર અને ગૌરવને મહત્વતા આપી બધાને એક સમાન દર્શાવવામાં આવ્યા. અને અમલી સ્વરૂપે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેના ઉપર અમલ કરી કઅ્બહ જેવા અલ્લાહ તઆલાના પવિત્ર ઘરની છત ઉપર ચઢી હઝરત બિલાલ રદી. (હબ્શી વંશ)ના મારફતે અઝાન અપાવી જેમાં ત્યાંના કુરૈશી સરદારોને પોતાનુ અપમાન લાગ્યું. હઝરત ઉમર (રદી.) જેવા મહાન ખલીફા હઝ. બિલાલ (રદી.)ને પોતાના સરદાર અને આકાના સન્માન ભર્યા અલ્કાબ (ઉપનામ)થી પુકારતા હતા.

શાંતિ અને વર્ણભેદ સિવાય ન્યાયમાં જે વસ્તુ રૂકાવટ બને છે, અને અશાંતિ સર્જવાનું કારણ બને છે તે ધાર્મિક ભેદભાવ અને શત્રુતા હોય છે. માનવ ઈતિહાસના આરંભથી જ આને લઈ ઘણા યુધ્ધો થઈ ચૂક્યા છે. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એકેશ્વરવાદનું શિક્ષણ માનવ જગત સમક્ષ રજુ કર્યું અને તેને સમજાવવા માટે સમગ્ર કુર્આન શરીફમાં વિવિધ પ્રકારની દલીલો, કિસ્સાઓ તથા ઉદાહરણોથી કામ લેવામાં આવ્યું. પરંતુ કોઈને પણ ઈસ્લામ સ્વિકારવા મજબૂર કર્યા નથી; બલ્કે કુર્આન શરીફમાં સંપૂર્ણ અને સ્પષ્ટપણે દર્શાવવામાં આવ્યું કે, ''**ધર્મના મામલે કોઈ પણ પ્રકારની બળજબરી નથી.**'' અને અમલ રૂપે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેને સિધ્ધ કરી બતાવ્યું કે, કોઈ એક માણસને પણ ધર્મ માટે મજબૂર કર્યો નથી; બલ્કે એક વ્યકિત દુશ્મનો તરફથી એલચી (દૂત) બનીને આવ્યા હતા, તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ ઈસ્લામ કબૂલ કરવાની દરખ્વાસ્ત (મનેચ્છા) કરી, તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે હમણાં તો તમે જે લોકો પાસેથી દૂત બનીને આવ્યા છો, ત્યાં પાછા ચાલ્યા જાવ અને ત્યાર બાદ તમારી ઈચ્છા હોય તો ફરીથી (ઈસ્લામ સ્વિકારવા માટે) મદીના આવજો. ધાર્મિક બાબતે કોઈની પણ જાન, માલ, ઈઝ્ઝત–આબરૂ વગેરે ઉપર હુમ્લો કરવાની પરવાનગી નથી. ઈસ્લામી હુકૂમતમાં દરેકના હક્કો સરખા રહેશે. આ બાબતે ઘણી જ વિગતવાર સૂચનાઓ દર્શાવી છે (જેનું આ કિતાબમાં સ્પષ્ટ વર્ણન આવશે).



આ જ પ્રમાણે સંયુક્ત સમાજ (વિવિધ ધાર્મિક સંપ્રદાયો)માં રહેવાના નિયમો પણ દર્શાવવામાં આવ્યા. શાંતિને નુકસાન પહોંચાડનારૂ ત્રીજુ મહત્વનું પરિબળ આર્થિક અસમાનતા છે.સમાજનો કોઈ એક વર્ગ કમાવાના બધા જ સાધનો ઉપર કબ્ઝો કરી અન્ય વર્ગોને તેનાથી વંચિત રાખે. અથવા સમાજના કોઈ એક વર્ગને આર્થિક અન્યાયનો એહસાસ થાય તો તે શોષિત વર્ગ ગમે ત્યારે ઉગ્ર ઝઘડાનું સ્વરૂપ અપનાવવા આકર્ષાય છે.

માનવ ઈતિહાસમાં મૂંડીવાદથી કંટાળીને જ સામ્યવાદ અસ્તિત્વમાં આવ્યો હતો; પરંતુ તેણે પણ મૂંડીવાદની જેમ સમાજના અમૂક વર્ગને જ ફાયદો પહોંચાડ્યો અને તેના પ્રકૃતિ વિરૂધ્ધના નિતિ–નિયમોએ તેના અસ્તિત્વને જ જડમૂળથી ઉખેડી નાંખ્યુ અને અંતે મૂંડીવાદની જ બોલબાલા રહી. જેને લઈ સમાજનો એક મુટ્ઠીભર વર્ગ અતિ માલદાર થઈ ગયો અને ગરીબ વધુથી વધુ દેવાના બોજ નીચે દબાતો ગયો.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મારફતે આર્થિક વ્યવસ્થાના એવા સરળ ઉપાયો શોધાયા, જેમાં ગરીબો, જરૂરતમંદો, કચડાયેલ વર્ગો, અનાથો અને વિધવાઓ માટે, માલદારોના માલમાં જરૂરી ફરજિયાત (ઝકાત, ઉશ્ર, કફફારો, સદ્કએ ફિત્ર, ખાધા–ખોરાકી, કુર્બાની નફલી સદ્કહ) હક્કો ઠરાવવામાં આવ્યા.

મજૂરો–કર્મચારીઓને યોગ્ય વળતર આપવાનો આદેશ આપવામાં આવ્યો, તે સિવાય બીજા ઘણા બધા ઉપાયો કરવામાં આવ્યા. જેનાથી આર્થિક સ્થિરતા બાકી રહે. (આ પુસ્તકમાં તેના વિશે પણ ચર્ચા કરવામાં આવી છે.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું સમગ્ર જીવન શાંતિ-ભાઈચારો અને પ્રેમ–મુહબ્બતથી ભરેલુ છે. લોકો સાથે આપનો વ્યવહાર આપના ઉચ્ચ સંસ્કારો જેનું કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કર્યું છે. દુશ્મનો સાથેનો આપનો સદ્વર્તાવ, રહેમ, પશુઓ, સ્ત્રીઓ અને બાળકો વગેરેના હક્કો, ઉદારતા, મહેમાનનવાઝી, પ્રમાણિકતા અને જાની દુશ્મનોને માફ કરી તેમના ઉપર ઉપકાર કર્યો. તેમને ઉચ્ચ હોદ્દાઓ ઉપર



બિરાજમાન કર્યા તથા તેમની સાથે થયેલ યુધ્ધોમાં પણ સુલેહ–શાંતિને મહત્વનું સ્થાન આપ્યું. મક્કી જીવનમાં નબી બનાવવા પહેલાં પણ લોકોમાં સાચા પ્રમાણિકનું બિરૂદ પામનાર, શાંતિ માટેનો કરાર (હિલફુલ ફુઝૂલ) કરવો, કઅ્બહના પથ્થર (હજરે અસ્વદ)ને પોતાના સ્થાને મૂકવામાં આરબોના કબીલાઓની લડાઈને પોતાની દિર્ઘદ્રષ્ટિથી શાંતિમાં બદલી દેવું, નબી બન્યા બાદ ધીરજથી કામ લઈ દુશ્મનોના અત્યાચારો વેઠવા, છેવટે મજબૂર થઈ હિજ્રત કરવી, મદીના પહોંચ્યા બાદ વિવિધ કબીલાઓ અને ધર્મો વચ્ચે શાંતિ કરાર (મદીના ઘોષણા) કરવો, હિજરતીઓની સમસ્યા ઉકેલી ભાઈચારો સ્થાપિત કરવો, યહૂદીઓ સાથે વારંવાર કરારભંગ કર્યા બાદ પણ તેમને માફ કરતા રહેવું, મુનાફિકો (દંભી લોકો) સાથે હંમેશા માફીનો વ્યવહાર કરવો, મક્કાના કુરૈશીઓ સાથે તેમની અત્યાચારી શર્તો (સાથીઓની નારાઝગી છતાં) માની લઈ કોઈ પણ હિસાબે શાંતિ સ્થાપવાની અણથક કોશિશો કરવી, છેવટે લગાતાર વીસ વર્ષના જુના–પુરાણા દુશ્મનો ઉપર વિજય મેળવ્યા બાદ પણ તેમને સાર્વજનિક માફી આપવી; તેમના ઉપર ઈનામોની વર્ષા કરવી, વગેરે સંખ્યાબંધ દાખલાઓ માનવજાતિ પ્રત્યે આપની કરૂણતા અને વિશ્વ રહમત હોવાના પુરાવાઓ રજૂ કરે છે.

યાદ રાખવું જોઈએ કે સર્વજગત માટે રહમત તે જ પવિત્ર હસ્તી હોય શકે છે, જેણે સમગ્ર જગતની સુખ શાંતિ, સુખાકારી અને સિધ્ધિ માટે કોઈ પણ લોભ–લાલચ વગર પોતાનું કિમતી જીવન ખર્ચી નાંખ્યુ હોય. જેણે બંદાઓ માટે ખુદા સુધી પહોંચવાનો માર્ગ સરળ બનાવ્યો હોય. જેણે હૃદયને પાક, બુધ્ધિને વિવેકી, આકાંક્ષાને સમતોલ બનાવી હોય. જેની શિખામણથી વિશ્વશાંતિ મજબૂત બની હોય. અને સર્વજનોના હિત સધાયા હોય. જે ગરીબી-અમીરી, જવાની-વૃધ્ધત્વ, યુધ્ધ-શાંતિ, ફકીરી-બાદશાહી, તકલીફ -રાહત, શોક-હર્ષ, જેવી વિવિધ પરિસ્થિતિમાં માનવીને માર્ગદર્શન આપતો હોય. જેણે આકાશની ઊંચાઈ, ભૂમિની નીચાઈ, રાતના અંધકાર, દિવસના ઉજાસ, સૂર્યની ચમક, આગીયાના પ્રકાશ, કણની ઉડાન અને ટીપાની ભીનાશમાં ખુદાપાકની પહેચાન કરાવી હોય. જેની તાલીમે ભક્ષકોને સુરક્ષા,

વરુઓને ગોવાળી, લુંટારુઓને શાસન, ગુલામોને નેતૃત્વ અને બાદશાહોને બંધુત્વ શીખવાડયું હોય. જેણે અજ્ઞાનના સૂકા દરિયાઓમાં જ્ઞાન તથા બ્રહ્મજ્ઞાનની નહેરો વહેતી કરી હોય. જેણે ખડકાળ ભૂમિમાં કુર્આન-હદીષના ઝરણાઓ ચલાવ્યાં હોય. જેણે સ્વાર્થી તત્વોને કોમના હમદર્દ બનાવ્યા હોય, જેણે શત્રુઓને ખુદના મિત્ર ઠરાવ્યા હોય. તે ગરીબોનો ચાહક, બાદશાહોનો તાજ, ગુલામોની શોભા, નિરાધારોનો આધાર, દર્દીઓની દવા, સમાનતાનો હિમાયતી, પ્રેમનો ઝવેરી, સત્યનું ઉદયસ્થાન, વિનમ્રતાનો નમૂનો, લાચારોનો સાથી, અનાથોનો વાલી, નિરાશ્રિતોનો આશ્રય, જરૂરિયાતમંદોનો હમદર્દ, ભ્રાતૃત્વ ભાવનાનો સંસ્થાપક, સદાચારનો પ્રેરક, ધીરજની ખાણ, ખુદાની રહમતનું એક સ્વરૂપ. અંતિમ પયગમ્બરને જો રહમતુલ્ લિલ્આલમીનના બિરૂદથી નવાજવામાં નહીં આવે તો પછી ઉપરોકત સર્વગુણ સંપન્ન વ્યકિતત્વનું બીજુ શું નામ હોય શકે ?

હા, રહમતુલ્ લિલ્આલમીન તે જ છે, જેણે રાષ્ટ્રવાદીય દ્વેષ, કોમી વૈમનસ્ય, રંગભેદવાદ અને ભાષા આધારિત અલગતાવાદ દૂર કરી એક જ જુસ્સો બધાના મનમાં ભરી દીધો, બધાની જીભે એક જ વાત રમતી કરી દીધી, બધાના હૃદયમાં એક જ વિચાર બેસાડી દીધો.

હા, રહમતુલ્ લિલ્આલમીન તે જ છે, જે બાધા–માનતાના સ્વીકાર માટે કોઈ માધ્યમ અનિવાર્ય નથી ઠેરવતો. જે કેથોલિકોની માફક આકાશની બધી ચાવીઓ એકજ વ્યકિતના હાથમાં સોંપી નથી દેતો. જે આત્માને સ્વર્ગ કે નર્કમાં ધકેલી દેવાનો અધિકાર માત્ર બાહ્મણોને નથી આપતો. જે વિશેષ પ્રદેશના રહેવાસીઓને આકાશી રાજાશાહીના અધિકારી નથી ઠેરવતો. જે એક જ વંશના સભ્યોને ખુદાના લાડલા નથી બનાવતો.

જે યહૂદીઓ, ખ્રિસ્તીઓ, જરથ્રોસ્તીઓ, બ્રાહ્મણો, જૈનો, લામાઓની જેમ પોતાના સિવાય શેષ વિશ્વ પર ખુદાપાકના રહમો કરમના ભરપૂર ખજાનાઓ બંધ નથી કરતો.

ઈસ્લામ નિર્દોષોની થતી હત્યાનું કયારેય સમર્થન કરતો નથી. આ રીતે થતી જાનહાનીનું પ્રમાણ ભલે ઓછું હોય, આવા અત્યાચારનો ભોગ

બનનાર એક જ વ્યક્તિ કેમ ન હોય ? ઈસ્લામ તેને સમગ્ર માનવજાત માટે હાનિકારક ગણે છે. તેની દષ્ટિએ આવી વ્યક્તિગત હત્યા પણ સામૂહિક હત્યા સમાન છે. તેના સભ્ય સમાજમાં આવા કલંકિત કૃત્યનું કોઈ જ સ્થાન નથી. કુર્આને કરીમમાં સ્પષ્ટ આદેશ છે કે :

**મન કતલ નફ્ડ઼સમ બિગયરિ નફસિન અવ ફસાદિન ફીલ અર્દિ ફ કઅન્નમા કતલન્નાસ જમીઆ. વ મન અહડ઼યાહા ફકઅન્નમા અહડ઼યન્નાસ જમીઆ.**

અર્થ : જેણે કોઈ વ્યકિતની, ખૂનના બદલે અથવા પૃથ્વી ઉપર અશાંતિ કે બગાડ સર્જવાના ગુનાહ સિવાય અન્ય કારણસર હત્યા કરી તો જાણે તેણે સમગ્ર માનવજાતની હત્યા કરી અને જેણે કોઈ એક વ્યક્તિની જિંદગી બચાવી તો જાણે તેણે સમગ્ર માનવજાતની જિંદગી બચાવી. *(અલ માઈદહ, આયત–૩૨)*

ઉપરોકત આયતથી ફલિત થાય છે કે વિશ્વ શાંતિ માટે ઈસ્લામ કેટલો સજાગ અને સભાન છે. કોઈ પણ ધર્મ કે જાતિભેદ વગર આ દિશામાં તેણે ઉઠાવેલ પગલાં કેટલાં અસરકારક છે. નિર્દોષની હત્યાને રોકવા અને સમાજની શાંતિ ડહોળવાના પ્રયાસ સામે શાંતિ સ્થાપવામાં રહેલી તેની ચાવીરૂપ ભૂમિકા તથા એ દિશામાં થતાં પ્રયાસો પ્રત્યે તેની નિષ્ઠા, આ આયતમાં સ્પષ્ટ ઝળકે છે.

પૃથ્વી ઉપર થતી અનિચ્છનીય ઊથલ–પાથલ, અરાજકતા અને બગાડ વિશે તેના અનુયાયીઓ ઉપર થતા આક્ષેપોનું તે ભારપૂર્વક ખંડન કરે છે અને અશાંતિનું નિમિત્ત બનતા મૂળ પરિબળો તરફ અંગૂલિ નિર્દેશ કરે છે.

કુર્આને કરીમની એક આયતમાં છે કે : ''**વ ઈઝા કીલ લહૂમ લા તુફ્ડ઼સિદૂ ફીલ અર્દિ કાલૂ ઈન્નમા નહડ઼નૂ મુસ્લિહૂન, અલા ઈન્નહુમ હૂમુલ મુફ્ડ઼સિદૂન.**

અર્થ : જ્યારે એમને કહેવામાં આવે છે કે, પૃથ્વી ઉપર બગાડ ન સર્જો તો તેઓ કહે છે કે અમે તો સુધારકો છીએ. જાણી લો કે તેઓ જ બગાડના સર્જકો છે. *(સૂરહ બકરહ : આ.–૧૧)*

આયતમાં સ્પષ્ટપણે જણાવાયું છે કે બગાડના સર્જકો જ સુધારણાના નામ ઉપર આવા માનવતા વિરુદ્ધ કૃત્યો આચરી રહયા છે. શાંતિના લોભામણા નામ ઉપર અશાંતિ ફેલાવી રહયા છે, પણ પૃથ્વીનો મૂળ સર્જક અને માલિક તેમની આવી દ્વિઅર્થી વ્યાખ્યાઓથી અજાણ નથી. તે તેમની પોલ ખોલી હુકમ કરે છે કે પૃથ્વી ઉપર અશાંતિ અને અસામાજિક વાતાવરણનું મંડાણ ન કરો.

પૃથ્વી ઉપર થતા અત્યાચાર, આતંક, ભય અને અસામાજિક વર્તનો–વલણો, એ માનવજીવન માટે ખરેખર નુકસાનકારક છે. સભ્યતા એનો કદાપિ સ્વીકાર કરતી નથી.ઈસ્લામે સમાજના અંધકાર યુગનું પતન આણી તેને સભ્યતા–શાંતિના શિખરો સુધી પહોંચાડયો. માટે અંધકારયુગનું ફરી પુનરાગમન ન થાય એ પ્રત્યે તે ખૂબ જ સજાગ છે. તે આવા ઘૃણાપાત્ર પરિબળોને સ્પષ્ટ ચેતવણી આપે છે કે, આ ક્ષણભંગુર દુનિયા પછી સ્વર્ગ–આખિરતમાં પણ તમારું કોઈ જ સ્થાન નથી.

કુર્આન શરીફમાં કહેવામાં આવ્યું છે : ''**તિલ્કક્કારુલ આખિરતુ નજઅ-અલુહા લિલ્લઝીન લા યુરીદૂન ઉલુવ્વન ફીલ અર્દિ વલા ફસાદા.**

અર્થ : તે  સ્વર્ગ (આખિરત)નું રહેઠાણ તો એવા લોકો માટે છે, જે પૃથ્વી ઉપર ઘમંડ કે અભિમાન ઈચ્છતા નથી અને ન તો ફસાદ–બગાડને પસંદ કરે છે. *(સૂરએ અલ કસસ, આ. ૮૩)*

મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કુર્આનના આદેશ અને માર્ગદર્શન ઉપર ચુસ્ત રીતે આચરણ કરી વિશ્વમાં એક શાંતિપ્રિય–સુંદર સમાજની સ્થાપના કરી. અને ભવિષ્યમાં આવા શાંતિ–પ્રયાસો સામે ઊભા થતા ખતરારૂપ પરિબળોને ચેતવણી આપવામાં આવી કે તેઓ શાંતિની સ્થાપના બાદ તેને ડહોળવાનો પ્રયાસ ન કરે.

કુર્આને કરીમમાં આદેશ છે કે : ''**વલા તુફસિદૂ ફિલ અર્દિ બઅદ્દ ઈસ્લાહિહા.** અર્થ : પૃથ્વી ઉપર બગાડ ન કરો, જ્યારે કે તેની સુધારણા થઈ ચૂકી છે. *(સૂરએ અલ અઅ્રાફ, આ. ૮૫)*



આતંકવાદના ફુલવા–ફાલવા પાછળનું એક કારણ ઝુલ્મ અને અન્યાય પણ છે. ન્યાય પ્રણાલી શાંતિ સર્જવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. નિર્દોષ લોકો ઉપર અત્યાચાર કરનારા નરાધમ તત્ત્વોને અદાલતમાં ઢસડી તેમનો ખટલો ચલાવવામાં આવે તો "આતંકવાદ" ઉપર આપોઆપ અંકુશ આવી શકે છે. ઈસ્લામે વિશ્વમાં સર્વોત્તમ ન્યાય પ્રણાલી રજૂ કરી છે. ન્યાય માટે તેનો આગ્રહ, ઉપદેશ, પ્રોત્સાહન અને આદેશો આ હકીકતને પુરવાર કરે છે.

કુર્આને પાકની એક આયત છે : **''ઈન્નલ્લાહ યઅડમુરુ બિલ અદડલિ વલડ ઈહડસાન....** અર્થ : અલ્લાહ તઆલા અદ્‌લ–ઈન્સાફ કરવાનો આદેશ આપે છે. *(સૂ. અન્નહ્‌લ–૯૦)*

અન્ય એક આયતમાં છે કે : **''વલા યજરિમન્નકુમ શનઆનુ કવડમિન અલા અલ્લા તઅડદિલુ ઈઅડદિલુ.** અર્થ : અને કોઈ કોમની અદાવત તમને અન્યાય કરવા પ્રત્યે ન ઉશ્કેરે. તમે ઈન્સાફ કરો. *(સૂરએ માઈદહ, આ. ૮)*

ઉપરોક્ત આયત મુજબ કુર્આને એ વાતની પણ પોતાના અનુયાયીઓને ખૂબ તાકીદ કરી છે કે પરધર્મીઓની અદાવત અને દુશ્મની પણ તમોને તેમના ઉપર અત્યાચાર કે અન્યાય તરફ દોરી ન જાય. ન્યાય અને ઈન્સાફનો હંમેશા ખ્યાલ રાખવામાં આવે.

વકરી રહેલો વંશવાદ કે જાતિવાદ પણ અશાંતિ સર્જવાનું નિમિત્ત બનતો હોય છે. એક બીજાથી ચડિયાતા કે શ્રેષ્ઠ હોવાનો ભ્રમ–ભાસ પણ અત્યાચાર તરફ લઈ જાય છે. ઈસ્લામે જાતિવાદ કે વંશવાદનું ભારપૂર્વક ખંડન કરતાં એક ખરી વાસ્તવિકતાનું ભાન કરાવ્યું છે કે, જ્યારે સમગ્ર માનવજાતનું સર્જન એક જ સ્ત્રી–પુરુષ દ્વારા થયું છે તો વંશવાદ કે જાતિવાદ એ કયા યુગની પેદાશ છે ?

કુર્આનની આયતમાં છે કે : **''યા અય્યુહન્ના–સુ ઈન્ના ખલકડનાકુમ મીન ઝકરિંવડ વ ઉન્દા વ જઅલ્નાકુમ શુઉબંવડ વ કબાઈલ લિતઆરફૂ.**

અર્થ : હે લોકો ! અમે, તમને સૌને એક જ પુરુષ (હઝરત આદમ અલયહિસ્સલામ) અને એક જ સ્ત્રી (હઝરત હવ્વા અલયહિસ્સલામ) વડે



પેદા કર્યાં અને તમને વિવિધ જાતિઓ અને કુટુંબોમાં વહેંચી નાખ્યા, જેથી તમો પરસ્પર એકબીજાનો પરિચય કેળવી શકો. *(સૂ. અલ હુજૂરાત, આ. ૧૩)*

શાંતિના ચાહક એવા મહાન પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)નું પવિત્ર કથન છે કે, "સમગ્ર સૃષ્ટિ અલ્લાહનો પરિવાર છે. અલ્લાહના નજીક સૌથી પ્રિય તે છે, જે તેના પરિવાર (પૃથ્વીજનો) માટે સૌથી વધુ લાભકારક હોય."

ઈસ્લામી આદર્શો–આદેશોના આ તો થોડાક નમૂના છે, જેનાથી તારણ કાઢી શકાય છે કે ઈસ્લામને શાંતિ સામે ભય અને ખતરારૂપ ચિતરનાર પ્રચાર માધ્યમો કે અન્ય પરિબળો કેટલી નક્કર વાસ્તવિકતાને નકારવાના નિષ્ફળ પ્રયત્નો કરી રહયાં છે. ઈસ્લામ તો એક માનવતાપ્રિય–માનવ મૂલ્યોનો રક્ષક છે. જેની દષ્ટિએ પૃથ્વી ઉપર અશાંતિ, આતંક અને અરાજકતા ધિકકારપાત્ર કૃત્ય છે. સંપૂર્ણ અને નખશિખ હોય એવી ઈસ્લામી રાજ્ય વ્યવસ્થાના ૧૪૦૦ વર્ષના ઈતિહાસમાં શાંતિ સ્થાપનનું ઊજળું પ્રતિબિંબ સહેલાઈથી નિહાળી શકાય છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને દુશ્મનો સાથે અત્યંત લાચારી અને મજબૂરીને લઈ જે લડાઈઓ લડવી પડી, તે સઘળી લડાઈઓમાં જેટલી ખૂનામરકીઓ થઈ, તેની તુલના લડાઈઓના પૂરા ઈતિહાસ સાથે કર્યા બાદ સ્પષ્ટ થાય છે કે, આટલી ઓછામાં ઓછી ખૂનામરકી બીજી લડાઈઓના ઈતિહાસમાં ક્યાંય જોવા નથી મળતી. અને તેના જેવા ઉચ્ચ હેતુઓનો પણ અભાવ છે.

આ સઘળી લડાઈઓનો મૃત્યુ આંક અત્યંત આધારભૂત અહેવાલો અનુસાર એક હજાર અઢારથી વધુ નથી. જેમાં બન્નેવ પક્ષના ફૌજીઓ શામેલ છે. પરંતુ આ સૌથી ઓછી સંખ્યાને માનવીના લોહીને તે અપમાન અને તિરસ્કારથી બચાવ્યું છે. જેનું સંપૂર્ણ સરવૈયુ અશક્ય છે. તેના ફળસ્વરૂપે અરબી સમુદ્રના ચારેવ ખૂણામાં એ રીતની સુખ-શાંતિ સ્થાપિત થઈ ગઈ કે, અરબસ્તાનના એક સુદૂરના પ્રદેશની એક સ્ત્રી પોતાના ઘરેણાંથી સજ્જ થઈ મક્કા શરીફમાં તવાફ કરી પાછી ફરતી અને અલ્લાહપાક સિવાય બીજા કોઈનો તેને ભય ન રહેતો. જ્યારે કે ઈસ્લામના ઉદય સમયે પણ આ દશા

હતી કે, સમગ્ર અરબસ્તાનમાં હત્યા, ખૂનામરકી, બદલો લેવાની કાર્યવાહી તેમજ ગૃહયુદ્ધોની પરંપરા હતી. અને મોટી મોટી હુકૂમતોના યાત્રીદળો પણ અસાધારણ પહેરેદારો, સુરક્ષા કવચ અને અનુભવી લોકોની સહાયથી જ સલામત સ્થળે પહોંચી શકતા હતા.

લોકોમાં અલ્લાહપાકનો ડર અને પરલોક જીવનની શ્રદ્ધા એવી બેસી ગઈ કે, એક પુરૂષે આવેશમાં આવી વ્યભિચારનો ગુનોહ કર્યો, ત્યાર બાદ વારંવાર હુઝૂરે અકરમ (સલ.) પાસે આવી દરેક વખતે પોતાના ગુનાહનો સ્વીકાર કરી પોતાના ઉપર ઈસ્લામી કાનૂન પ્રમાણે સખ્ત સજા લાગુ પાડવાની વિનંતી અને કાકલૂદી કરે છે. આપ અલયહિસ્સલામે દરેક વખતે મોઢું ફેરવી લીધું. છેવટે તેમની માનસિક સ્થિરતા અને સમતુલતા વિશે તહકીક કર્યા બાદ તેમને ગુનાહની સજા આપી.

તે સમયની મહાસત્તા ઈરાનના રાજા કિસ્રાનો અબજો રૂપિયાની કિંમતનો તાજ (મુગટ) એક સામાન્ય સિપાહીને મળે છે. તે પોતાના કમાન્ડર પાસે સરકારી તિજોરીમાં જમા કરાવવા જાય છે. કમાન્ડર તેનું નામ પૂછે છે, તો જવાબ આપે છે કે, જે ઝાત (અલ્લાહપાક)ના ખૌફથી આ કામ કર્યું છે, તે મને સારી રીતે ઓળખે છે.

રાત્રિના અંધકારમાં એક વૃદ્ધાને ઘેર સાફ-સફાઈ અને પાણી ભરવાની બાબતે પ્રથમ ખલીફા અને તેમના નાયબ (બીજા ખલીફા) વચ્ચે એકબીજાથી પહેલા પહોંચવાની હરીફાઈ થતી હતી.

ત્યારે જ તો મહાત્મા ગાંધીજીએ સ્વતંત્રતા પહેલાંની વચગાળાની કોંગ્રેસ સરકારને રાજકારભાર અને રામ રાજ્યની કેવી રીતે સ્થાપના કરવી, તેના ઉદાહરણરૂપે આ મહાન ખલીફાઓ (હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર રદી.)ના જીવનથી બોધ લેવાનું જણાવ્યું હતું.

મતલબ કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આગમન બાદ માનવજીવનના સઘળા પાસાઓમાં ક્રાંતિ આવી ગઈ હતી. નેકીઓ અને ભલાઈના પ્રત્યેક કામમાં તત્પરતા અને બૂરાઈ તથા ગુનાહિત પ્રવૃત્તિઓ પ્રત્યે

લોકોને ધિક્કાર અને નફરતની ભાવના પેદા થઈ ગઈ હતી. જેનો સંખ્યાબંધ ઈતિહાસકારો અને વિદ્વાનોએ ખુલ્લા મને સ્વીકાર કર્યો છે.

ઈસ્લામના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) જે સુરક્ષાત્મક યુદ્ધોમાં પોતે શામેલ થયા તેને અરબી ભાષામાં "ગઝવાત" કહે છે. આવા ગઝવાતની સંખ્યા ૨૭ અને સરાયા (જેમાં શરીક ન હતા)ની સંખ્યા ૫૬ છે, અને તેમાં મૃત્યુ પામનારાઓની કુલ સંખ્યા ૧૦૧૮ છે. જેમાં બન્ને પક્ષકારો શામેલ છે. મુસલમાનોમાં યુદ્ધથી થયેલ મૃત્યુનું પ્રમાણ મહિનામાં એકનું છે. નોંધનીય બાબત એ છે કે, ઈસ્લામના આ પ્રારંભિક કાળમાં હજુ દસ વર્ષ પણ પૂરા નહોતા થયા અને તેનો પ્રસાર દસ લાખ વર્ગ માઈલમાં થઈ ગયો હતો. શું આ તલવારનો પ્રભાવ હતો ?

હવે ચિત્રના બીજા પાસા તરફ એક દ્દષ્ટિપાત કરી લઈએ. વિશ્વમાં થયેલા ધાર્મિક અને રાજકીય યુદ્ધો અને સંઘર્ષોમાં અગણિત લોકોએ પોતાના પ્રાણો ગુમાવ્યા છે. યુદ્ધોમાં અને જે તે પ્રદેશો જીતી લીધા પછી સામાન્ય નાગરિકો સાથે જે પ્રકારે નિર્મમ અને પશુતાભર્યા અત્યાચાર ગુજારવામાં આવતા હતા, તેની અનેક હૃદયદ્રાવક દાસ્તાનો ઈતિહાસમાં ભરેલી પડી છે. જેને વાંચતાં જ શરીરના રૂંવાટા ઉભા થઈ જાય છે. આજે પણ અમેરિકા અને તેના સાથી પશ્ચિમી દેશોની જેલોમાં જે રીતે યુદ્ધ કેદીઓ અને નિર્દોષ પકડી લેવાયેલા લોકો સાથે અમાનવીય વ્યવહાર કરવામાં આવે છે, અને જેવી યાતનાઓ આપવામાં આવે છે, તેની કલ્પના જ કંપારી ઉપજાવે છે. ધરતી ઉપર થયેલા વિભિન્ન દેશો વચ્ચે થયેલા યુદ્ધોની વિગતો અધ્યયનના વિવિધ માધ્યમો દ્વારા જાણી શકાય છે.

પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮)માં મૃતકોની સંખ્યા ૮૫,૦૦,૦૦૦ બતાવવામાં આવે છે, અને બીજા વિશ્વયુદ્ધ (૧૯૩૭-૧૯૪૫)માં મૃતકોની સંખ્યા ૪,૦૦,૦૦,૦૦૦ છે. તે ઉપરાંત ગંભીર રીતે ઈજાગ્રસ્તો અને અપંગોની સંખ્યાની તો કોઈ ગણત્રી જ નથી. અન્ય યુદ્ધો, જેનો વીસમી સદીના મોટા યુદ્ધોમાં સમાવેશ થાય છે, તેમાં કુલ મૃત્યુ આંક આશરે ૭૪,૪૦,૦૦૦ જેટલો છે. જેમાં કોરીયા, વિયેતનામ, ઈરાન-ઈરાક, અફઘાનિસ્તાન, ફ્રાન્સ,

સ્પેન, મેક્સિકો વગેરેના યુદ્ધો તથા ચીન અને રશિયાના ગૃહયુદ્ધોનો સમાવેશ થાય છે. વીસમી સદીમાં અન્ય ઘણા યુદ્ધો થયા છે.

**Out of Control : Global Turmoil on the Eve of the Twenty-first Century, 1993** માં **Zbigniew Brzezinski** નોંધે છે કે, રાજકીય હેતુસરના હત્યાકાંડોમાં મૃત્યુ આંક આશરે ૧૬,૭૦,૦૦,૦૦૦, યુદ્ધ સબંધિત મૃત્યુ આંક ૮૭,૫૦,૦૦,૦૦૦, લશ્કરી મૃત્યુ ૩,૩૫,૦૦,૦૦૦, ગૃહયુદ્ધોમાં મૃત્યુ ૫,૪૦,૦૦,૦૦૦, અયુદ્ધ સબંધિત મૃત્યુ ૮,૦૦,૦૦,૦૦૦ તથા સામ્યવાદી ચળવળોમાં મૃત્યુ આંક ૬,૦૦,૦૦,૦૦૦ સુધી પહોંચે છે. બીજા વિશ્વયુદ્ધમાં અમેરિકાએ ૬ ઓગષ્ટ ૧૯૪૫ના દિવસે જાપાનના હિરોશિમા શહેર ઉપર ૨૦૦૦૦ ટી.એન.ટી. શક્તિ ધરાવતો અણુબોમ્બ ઝીંકીને આખા શહેરને જોતજોતામાં સ્મશાનમાં ફેરવી નાખ્યું. તે વખતે આ શહેરની કુલ વસ્તી ૩,૪૩,૦૦૦ની હતી, જેમાંથી ૬૬૦૦૦ તો તરત જ મોતને ઘાટ ઉતરી ગયા અને અન્ય ૬૯૦૦૦ ગંભીર રીતે ઝખ્મી થયા. ૬૭%થી વધુ મકાનો ખંડેર બની ગયા. જાપાનના બીજા શહેર નાગાસાકીની હાલત પણ આવી જ થઈ હતી. જ્યાં અમેરિકાએ બીજો અણુબોમ્બ ઝીંક્યો હતો. વિશ્વ-યુદ્ધો અને અન્ય તમામ યુદ્ધોની આ ખુવારીની સામે મુસ્લિમ ઈતિહાસના આંકડા એકઠા કરીએ તો પણ તેની સરખામણી શક્ય નથી.

વીસમી સદી પહેલાં અને વીસમી સદીમાં જે યુદ્ધો થયા, જેમાં અમેરિકા અને પશ્ચિમી દેશો શામેલ હતા, તે યુદ્ધો જે ઉદ્દેશ્યથી કરવામાં આવ્યા તેનાથી પણ આપણે સૌ વાકેફ છીએ. આઝાદ દેશો ઉપર કબ્જો કરીને લોકોને સામ્રાજ્યવાદી શક્તિઓના ગુલામ બનાવવા, તેમના કુદરતી સ્ત્રોતો ઉપર બળપૂર્વક કબ્જો કરવો, નબળા દેશોની પ્રજાના માનવ અધિકારોનું હનન કરવું અને અત્યાચાર-આતંક અને અતિરેકને પોતાનો જન્મસિદ્ધ અધિકાર સમજીને લોકો સાથે પશુ જેવો વ્યવહાર કરવો એ જ પશ્ચિમી દેશોનો આશય રહ્યો છે. પશ્ચિમી દેશોએ જમીનની ભૂખ માટે યુદ્ધો લડ્યા અને તેની અસરો આજે પણ દેખાઈ રહી છે.

તેનાથી વિપરીત ઈસ્લામી યુદ્ધોનો ઉદ્દેશ્ય જે તે દેશ-પ્રદેશની પ્રજાને

ત્યાંના અન્યાયી અને અત્યાચારી શાસકોના બંધનમાંથી આઝાદ કરાવવાનો હતો, જેઓ મનુષ્યો સાથે પશુઓ જેવો વ્યવહાર કરતા હતા. મનુષ્યોને ગુલામ બનાવીને તેમનું જાનવરોની જેમ ખરીદ-વેચાણ કરતા હતા.

આ કિતાબમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર થયેલ વિવિધ આક્ષેપોનું યુરોપીય વિદ્વાનો મારફતે ખંડન તથા માનવહક્કો, આતંકવાદ, જિહાદ વિશે વિગતવાર વર્ણન કરવાની સાથે પ્રસ્તાવનામાં ઈસ્લામ અને યુરોપ વચ્ચે મતભેદના વિવિધ કારણો અને વાણી સ્વતંત્રતા મુદ્દે યુરોપના બેવડા માપદંડો વિગેરેની ચર્ચા પણ કરવામાં આવી છે.

ગયા વર્ષે અમદાવાદ ‘‘પુસ્તક મેળા’’માં જ્યારે ગુજરાતી પુસ્તક **’’પવિત્ર કુર્આન સારાંશ** હિંદુ ભાઈ–બહેનોને આપ્યું તો ઘણાં લોકોએ તે સમયે આપ (સલ.)ના પવિત્ર જીવન વિષયે પુસ્તકની માંગણી કરી.

તો ભરૂચ આવીને દારુલ ઉલૂમ માટલીવાલાની લાયબ્રેરીમાંથી સૌપ્રથમ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જીવન ચરિત્ર વિશેની અરબી–ઉર્દૂ કિતાબો મંગાવી સીરત (જીવનચરિત્ર)ના વિવિધ વિષયોનો અભ્યાસ શરૂ કર્યો અને પવિત્ર જીવનના વિવિધ વિષયોમાંથી ક્યો વિષય નક્કી કરવો તેનું ચિંતન–મંથન કરી રહ્યો હતો કે, કેનેડાથી ઉસ્તાદે મુહતરમ **હઝ. મવલાના અબ્દુલ્લાહ સા· (દા.બ.)**ના સાહબઝાદા હઝ. મવલાના ઈસ્માઈલ સા. (દા.બ.) એક ઉર્દૂ કિતાબ ‘‘**પયગમ્બરે અમન**’’ લઈ તશરીફ લાવ્યા અને સાથે હઝ. મવલાના અબ્દુલ્લાહ સા.નો સંદેશો પાઠવ્યો કે મારી દિલી તમન્ના છે કે આ કિતાબનું ગુજરાતી ભાષાંતર કરવામાં આવે.

મારા માટે આ સંદેશો મારા ગુજરાતી પુસ્તક ‘‘પવિત્ર જીવન ચરિત્ર’’ માટેના વિવિધ વિષયોમાંથી એક વિષય નક્કી કરવા માટેનો સોનેરી અવસર સાબિત થયો.

તે માટે સૌ પ્રથમ ‘‘પયગમ્બરે અમન’’ પુસ્તકનું વાંચન સંપૂર્ણ વિષયોની સૂચિ બનાવવા સાથે પુરૂ કર્યું, અને વાંચન દરમ્યાન જ સમયાનુસાર પુસ્તકની ઉપયોગિતા અને મહત્વતાનો એહસાસ થયો, પરંતુ ઉર્દૂ પુસ્તકમાં

અમૂક મહત્વના વિષયોની ટૂંકી માહિતી તથા અમુક જરૂરી વિષયોનો ઉલ્લેખ ન હોવાને લઈ તેનો ઉમેરો કરવો યોગ્ય લાગ્યો. તો પછી બીજા અરબી–ઉર્દૂ અને ગુજરાતી પુસ્તકોનો સહારો લઈ તેમાં ઘણો સુધારો–વધારો કર્યો તથા પુસ્તક પોતાના હેતુમાં વધુથી વધુ સફળ થાય તેના યથાશકિત પ્રયત્નો કર્યા, ખાસ કરીને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પવિત્ર જીવનના તે બનાવો જેમાં આપે શાંતિ–સુરક્ષા–કરૂણતા અને માનવતા કાજે જે પરિશ્રમ અને મેહનત કરી તેને હદીષ શરીફ તથા સીરતની વિશ્વાસપાત્ર કિતાબોમાંથી શોધીને વાંચકવર્ગ સુધી પહોંચાડવાના પ્રયાસો કર્યા છે. તથા આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર જે ખોટા આક્ષેપો કરવામાં આવ્યા છે, તેનું ખંડન કરતા યુરોપીય તથા ભારતીય વિદ્વાનોના મંતવ્યો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સાચી છબી તથા માનવતા ઉપર કરેલા આપના મહાન ઉપકારોનું પણ વિગતવાર વર્ણન કર્યું છે.

આ મુબારક અવસરે હું અલ્લાહપાકનો અપાર ઉપકાર અને એહસાન માનું છું કે, મારા જેવા અલ્પજ્ઞાની ગુનેહગારને પોતાના વિશ્વ રહમત મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પાક પવિત્ર જીવનના અમૂક અંશો રજૂ કરવાની તૌફીક આપી. સાથે જ આ મોકાસર હું દુઆ પણ કરૂં છું કે, આ પુસ્તકને લઈ અલ્લાહપાક આ ગુનેહગાર બંદાને માફ કરી પોતાના પ્યારા નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની શફાઅત (સિફારીશ)ને લાયક બનાવે તથા મૌત સુધી કુર્આન શરીફ અને હદીષ શરીફની સાથે લાગેલો રાખે, આમીન.

સાથે આ પુસ્તકની પ્રેરણા આપનાર તથા વારંવાર એના વિશે પૂછપરછ કરનાર ઉસ્તાદે મુહતરમ **હઝરત મવલાના અબ્દુલ્લાહ સા. (દા.બ.)**નો અંતઃકરણથી આભાર વ્યકત કરૂં છું કે, આપે આવા નેક કામ માટે મારી પસંદગી કરી. અલ્લાહપાક હઝરત મવલાનાને સિહ્‌હત, આફિયત અને તંદરૂસ્તી સાથે રાખે, અને ઉમ્મત ખાસ કરીને ઉલમાએ કિરામને આપના બહોળા ઈલ્મી અનુભવ તથા ખુલૂસથી ભરપૂર દિલની કદર કરવાની તૌફીક આપે, આમીન.



કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ તથા અમુક કિસ્સાઓના હવાલાઓ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર અઝીઝમ મવલાના રશીદઅહમદ મનુબરી સા.નો અંતઃકરણથી આભાર વ્યકત કરૂં છું અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહ તઆલા એમની દીની–દુન્યવી બધી જ જરૂરતો–ઉમ્મીદો પૂર્ણ ફરમાવે, આમીન.

સાથે કોમ્પ્યુટર વિભાગના સહાયક જનાબ ઐયુબભાઈ ભાડભૂત–વાળાને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં વારંવાર નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે ઘણો જ વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને તથા ઉર્દૂ ઈન્પેજમાં સહાયક મૌલાના યાસીન સા. કરમાડીને પણ બેહતરીન બદલો આપે, આમીન. બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.







# પ્રસ્તાવના

## વર્તમાન યુગની સૌથી મહત્વની જરૂરત : શાંતિ

બાહ્ય ચમકદમક, પ્રગતિના દાવાઓ, ટેલિકોમ્યુનિકેશનની હેરતભરી વ્યવસ્થા, ઉપચારની અજોડ સુવિધાઓ, વિજ્ઞાન તથા ટેકનોલોજીની આશ્ચર્ય-જનક આગેકૂચ છતાં આજનો માનવી પરેશાન છે. યુરોપ તથા અમેરિકાની પરેશાનીઓ જુદી છે. એશિયા તથા આફ્રિકાની સમસ્યાઓ જુદી છે. માનવતા અને માનવીય મૂલ્યો બધું સસ્તું થઈ ગયું છે. માનવીય જાનની કોઈ કિંમત ન રહી. માનવીય લાગણીઓ, સંવેદનાઓ, મુહબ્બત-પ્રેમ, મુરૂવ્વત-શરમ, બધું મૂલ્યવિહિન સિક્કાઓ બની ગયું છે. બેહયાઈ, નિર્લજ્જતા, લૂંટમાર, બળજબરી ચલણી સિક્કા સમાન બની ગઈ છે. અને આ બધા દૂષણોના પરિણામે વિશ્વભરના માનવસમાજનો સર્વપક્ષીય વિનાશ થઈ રહ્યો છે. નવા વર્લ્ડ ઓર્ડરના ઈજારાદારો હેરાન પરેશાન છે કે, તેમની આર્થિક વ્યવસ્થાનો પરપોટો કેવી રીતે ફૂટી ગયો ?!

શું સમગ્ર વિશ્વની ૩૦૦ વર્ષની મહેનતનું ફળ આ જ લડાઈ-ઝઘડાઓ, જુગાર તથા શરાબ છે ? શું આ જ માનવજાતની સિધ્ધિનું શિખર છે ?

- યુરોપમાં દરેક ૩૦ સેકન્ડમાં એક ગર્ભપાત કરાવવામાં આવે છે. દર વર્ષે ૧૪૨ મિલિયન ગર્ભપાત કરાવવામાં આવે છે. દર ૩૦ સેકન્ડ પછી એક લગ્ન તૂટે છે. દર ત્રણ ઘરોમાંથી બે ઘરમાં બાળકો નથી.

*(Institute for family policy, London)*



- ભારતમાં એક તૃતિયાંશ માર્ગ અકસ્માતો શરાબ પીવાના કારણે થાય છે. વિશ્વભરના ૩.૭% મૃત્યો શરાબના કારણે થાય છે.
- ફુટપાથ પર રહેતા ૨૦% બાળકોને પોતાના નજીકના માણસોના શોષણનો ભોગ બનવું પડે છે. ભારતમાં દર વર્ષે વીસ લાખ બાળકીઓની ગર્ભમાં જ હત્યા કરી નાંખવામાં આવે છે. જેના પરિણામે પંજાબ, હિમાચલપ્રદેશ, ચંદીગઢ અને ગુજરાતમાં સ્ત્રી-પુરૂષનું પ્રમાણ ખતરનાક હદ સુધી ખોરવાય ગયું છે. પંજાબના એક કૂવામાં એકી સાથે ગર્ભપાત કરીને ફેંકી દેવામાં આવેલ ૩૫ સ્ત્રીભ્રુણ મળી આવ્યા હતા. (૧૧-૮-૦૬)
- ક્રાઈમ ક્લોક ૨૦૦૫ માં દર ૧૭ સેકન્ડમાં એક ગુનો નોંધાયો. દર પંદરમી મિનિટે એક છેડતીની ઘટના, દર ૭૭ મિનિટે એક દહેજ મૃત્યુ, દર ૨૯ મિનિટે એક વ્યભિચાર, દર ૧૭ મિનિટે એક હત્યા, દર ૬૧ મિનિટે એક લૂંટ અને દર ૩૧ મિનિટે એક જાતિય હિંસાની ઘટના ઘટે છે. ***(NCRB Delhi)***

ઉપરોક્ત અહેવાલો અને આંકડાઓ તો માનવસમાજનું એક નાનું સરખુ ચિત્ર દર્શાવે છે. હકીકત એ છે કે, આજના ભૌતિકવાદ અને ફેશનેબલ યુગમાં સમગ્ર વિશ્વના પ્રત્યેક સમાજ અને વર્તુળના માણસો ઘણી જ બેચેની, પરેશાની, ટેન્શન અને ડીપ્રેશનમાં સપડાયેલા છે. માનવસમાજનો એક વર્ગ જીવનથી કંટાળીને આપઘાત કરી રહ્યો છે. દરરોજ સવારમાં આવતા સમાચારપત્રોમાં ખૂન, લૂંટ, ચોરી, બળાત્કાર વગેરે ભય તથા અસલામતીની ખબરો અને ટી.વી.ની ચેનલો માનવજીવનનો સમગ્ર ચિતાર આપણા સમક્ષ રજૂ કરે છે.

પ્રખ્યાત ઈતિહાસકાર ફ્રેન્કલીન બુમરે વર્તમાનયુગને પરેશાનીઓ ***(Age of Anxiety)***નો યુગ કહ્યો છે. વિજ્ઞાને ભૌતિક પ્રગતિ તો ઘણી જ કરી, પરંતુ તે માનવીને આધ્યાત્મિક અને રૂહાની શાંતિ ન અર્પણ કરી શક્યું. તેણે માનવીને ટેકનોલોજી આપી, તો માનવીએ તેનો ઉપયોગ બે વિશ્વયુદ્ધોમાં કર્યો. જેણે દુનિયામાં એવી ખૂનામરકીઓ મચાવી કે જેનું ઉદાહરણ માનવ ઈતિહાસમાં આ પહેલાં કદી નથી જોવા મળતું.



## ❊ શાંતિ–શાંતિ–શાંતિ ❊

આજનો માનવી શાંતિ, સુરક્ષા અને પ્રેમ-સ્નેહને શોધી રહ્યો છે. આજે માનવતા, સંસ્કાર અને ભલાઈ ફેલાવનાર લોકોની જરૂરત છે. લોકોના દુઃખ-દર્દમાં સહભાગી અને સાંત્વના આપનારાઓની જરુરત છે. તેના માટે લોકો વિવિધ ધાર્મિક, સામાજિક, સેવાભાવી સંસ્થાઓ તરફ મીટ માંડીને બેઠા છે. પરંતુ આપણે જેમની પાસે શાંતિ-સુરક્ષાની અપેક્ષા રાખી રહ્યા છે, તે ધર્મગુરૂઓ, ધાર્મિક પુસ્તકો અને સેવાભાવી તથા માનવહક્કોની દાવેદાર સંસ્થાઓના ચાર્ટર અને નિયમો કે પોલીસીઓનો અભ્યાસ કરીએ છીએ અથવા વહેવારિક રીતે તેમનાથી મળીએ છીએ, તો તેમની સંકુચિત વિચારધારાઓ અને મર્યાદિત વર્તુળોને લઈ સમગ્ર માનવજગત માટે તેમને ફાયદાકારક કે અસરકારક નિવડતા જોઈ શકતા નથી. તે સમગ્ર માનવજાતના લાભ માટે કામ કરતા નથી, બલ્કે પોતાના મર્યાદિત હેતુઓ માટે જ કામ કરતા દેખાય છે.

અશાંતિ અને આતંકવાદ બાબતે પણ ઈસ્લામ તેના કારણો શોધી તેના મારણો (ઈલાજ) બતાવે છે. માટે પ્રથમ શાંતિની વ્યાખ્યા, જરૂરત અને શાંતિ સ્થાપવાની કાર્યપધ્ધતિ વિશે વિવિધ ધર્મોની ચર્ચા કરવા માંગુ છું.

## ❊ શાંતિની વ્યાખ્યા વિવિધ ધર્મોમાં ❊

અરબીમાં ‘‘અમન’’ શબ્દ છે, જેનો ભાવાર્થ ચૈન, શાંતિ, સુકૂન, આરામ વગેરે શબ્દોથી થઈ શકે છે. અરબી ભાષાના પ્રખર કોષશાસ્ત્રી ઈમામ રાગિબ લખે છે કે, ‘‘અમન’’નો અર્થ આત્માને આરામ અને બીક-ડર ન હોવું છે.

અંગ્રેજીમાં તેના માટે ‘‘પીસ’’ (Peace)નો શબ્દ છે. ઇંગ્લીશ ડિક્ષનરી પ્રમાણે પીસનો અર્થ લડાઈ-ઝઘડાઓથી સ્વતંત્રતા, આંતરરાષ્ટ્રીય સબંધોમાં સંપ અને દોસ્તીભર્યા સબંધો. કોઈ કૌમની તે હાલત, જેમાં તે બીજી કૌમથી યુધ્ધની હાલતમાં ન હોય. વિવિધ ડિક્ષનરીઓ અને ઈન્સાયક્લોપીડિયાઝના અનુસંધાનમાં શાંતિ-પીસનો ભાવાર્થ આ પ્રમાણે નક્કી કરી શકાય છે.

આત્માને ઠંડક, આંતરિક શાંતિ, ગભરામણથી મુક્તિ, સામાજિક દષ્ટિએ આપસમાં મદદરૂપ થવુ, હક્કો અને ફરજોની સમતુલન બજાવણી અને

સામાજિક સુહાર્દભર્યું વાતાવરણ વગેરે શામેલ છે.

**પૂરાતન ગ્રિક (Ancient Greece) :** પુરાતન ગ્રિક લોકોને ત્યાં અમનનો ભાવાર્થ લડાઈ ન હોવુ હતો.

**યહુદીઓ :** પુરાતન હિબ્રુઓને ત્યાં અમનનો અર્થ ફક્ત લડાઈનું સમાપ્ત હોવુ ન હતો, બલ્કે શાંતિ અને સુહાર્દભર્યું વાતાવરણ પણ તેમાં શામેલ હતું.

**ખ્રિસ્તીઓ :** ચર્ચના ઈતિહાસમાં અમન (શાંતિ) રૂહાની (આત્મિય) સુકૂનની સાથે સામાજિક, રાજકીય શાંતિ અને ન્યાયિક વ્યવસ્થા સ્થાપવાને પણ સમજવામાં આવતું હતું.

**હિંદુ મત :** હિંદુઓનો શાંતિનો દષ્ટિકોણ વ્યક્તિગત પણ છે, અને સામૂહિક પણ છે. રચનાત્મક પણ છે, અને નકારાત્મક પણ છે. સંસ્કૃતમાં શાંતિના દષ્ટિકોણમાં ખામોશી, મનની શાંતિ, મનેચ્છાનું ન હોવુ અને દર્દ તથા તકલીફનો એહસાસ ન હોવો પણ શામેલ છે.

ભગવદ્ ગીતામાં રજૂ કરેલ શાંતિના દષ્ટિકોણ પ્રમાણે પરિણામથી બેપરવા રહી જવાબદારીઓ બજાવવાથી મનની (આત્મિય) શાંતિ પ્રાપ્ત થાય છે. તેને પરિભાષામાં ''નરવાન'' કહે છે.

**જૈન મત :** જૈન મત પ્રમાણે અહિંસા સૌથી ઉચ્ચ ધર્મ છે. જૈન શિક્ષણ પ્રમાણે ''નરવાન'' વર્ણન ન કરી શકાય તેવી અને મનેચ્છાઓથી ઉપરવટ કૈફીયતને કહેવામાં આવે છે. જે ઘણી તપસ્યાઓ કર્યા બાદ પ્રાપ્ત થાય છે.

**બૌધ્ધ મત :** જૈન લોકોની જેમ બૌધ્ધ ધર્મમાં પણ ''નરવાન''નું શિક્ષણ અપાયેલુ છે. પરંતુ બૌધ્ધ મત પ્રમાણે ''નરવાન'' એક અતિ ઉચ્ચ અને અટલ કૈફીયતનું નામ છે, જે ખુશી અને રોશની પ્રસરાવે છે.

ખુલાસો એ કે, દરેક ગુનાહથી બચો અને દરેક ખૂબી (શાંતિ-સલામતી)ને પ્રાપ્ત કરો. આત્મા અને દષ્ટિને પાક કરો.

**ઈસ્લામ :** ઈસ્લામનો શાંતિનો દષ્ટિકોણ ''ઈન્સાયક્લોપીડિયા ઓફ રીલીજન'' પ્રમાણે બીજા બધા જ ધર્મોથી વિગતવાર અને પરિપૂર્ણતા ધરાવનાર

છે. જેની સંપૂર્ણ વિગત આગળ આવે છે. ખુલાસો એ કે ઈસ્લામે શાંતિને વ્યક્તિની બાહ્ય તથા આંતરિક શાંતિ અને માન્યતા પુરતી જ મર્યાદિત રાખી નથી. જેમકે હિંદુ, જૈન અને બૌધ્ધ ધર્મોમાં છે. બલ્કે તેમાં આંતરિક બાબતો સાથે સામાજિક અને રાજકીય ખ્યાલો પણ સ્પષ્ટ નજર આવે છે. અને તેમાં પણ યહુદી તથા ખ્રિસ્તી ધર્મની જેમ ધાર્મિક અને સામાજિક વિચારોનો પણ સમાવેશ થાય છે.

યહુદીયત અને ખ્રિસ્તીમતની તુલનામાં ઈસ્લામે શાંતિ અને સલામતીની ભાવના અને તેના ઉપાયોને એટલા વિશાળ પ્રમાણમાં વર્ણન કર્યા છે કે, તે માનવીય જીવનના બધા જ ક્ષેત્રો અને પાસાઓને આવરી લે છે. ઈસ્લામ ધર્મની પ્રણાલિકા એ છે કે, તે કાયમી પરેશાનીઓના મુખ્ય કારણો શોધે છે અને અસલ બીમારી પારખીને તેના ઉપાય તરફ સર્વપ્રથમ ધ્યાન કેન્દ્રિત કરે છે.

## ❊ શાંતિ માટે વિવિધ ધર્મોની કાર્યપધ્ધતિ ❊

ધાર્મિક રીતે સૌપ્રથમ યહુદી ધર્મને જોઈએ. યહુદી ધર્મમાં શાંતિ સ્થાપવા માટે જે કાર્યપધ્ધતિ અપનાવવામાં આવી છે, તેને તૌરાત (જૂના કરાર)ના પાંચ પ્રકરણોમાં વર્ણન કરવામાં આવી છે. હઝરત મૂસા અલયહિસ્સલામ યહુદીઓમાં માનીતા અને ઉચ્ચ રસૂલ (દૂત) સમજવામાં આવે છે. અને આપનું મહાન કામ એ હતું કે, આપે યહુદીઓને તે સમયના અત્યાચારી, દમનકારી અને મહાઘાતકી રાજા ફિરઔનથી છૂટકારો અપાવ્યો. અને તેમને માનવતાના સન્માનભર્યા પદે બિરાજમાન કર્યા. અને આ એક મહાન કારનામુ હતુ, પરંતુ હઝરત મૂસા અલયહિસ્સલામના જીવનચરિત્રના અભ્યાસથી માલૂમ પડે છે કે, યહુદીઓ સિવાય તે સમયના બીજા લોકો માટે આપને નિયુક્ત કરવામાં આવ્યા ન હતા.

હઝરત મૌલાના અલીમીયાં નદવી (રહ.) લખે છે કે, યહુદી ધર્મનો પ્રચાર કોઈ પણ યુગમાં સમગ્ર માનવજાત માટે ન હતો, બલ્કે એવા ધાર્મિક કથનો મળે છે. જેનાથી એમ માલુમ પડે છે કે, યહુદીઓને બીજા લોકોમાં યહુદી ધર્મના પ્રચાર-પ્રસારથી રોકવામાં આવ્યા છે.



તવરાત (જૂના કરાર)ના કિતાબે ખુરૂજના ત્રીજા ભાગ (ફકરા નં. ૬ થી ૧૦) અને કિતાબે ઈસ્તિસ્ના (પ્રકરણ-૩૩, ફકરા નં.૪)માં પણ સ્પષ્ટતા કરવામાં આવી છે કે, હઝ. મૂસા અલૈહિસ્સલામની શરીઅત ફક્ત યહુદીઓ માટે જ છે. અને હવે આ તવરાત (જૂનો કરાર) પણ પોતાની અસલી સુરતમાં સુરક્ષિત નથી. જેનો એકરાર જ્યુશ ઈન્સાયક્લોપીડિયા (૫૮૯/૯)માં પણ કરવામાં આવ્યો છે.

આ જ પ્રમાણેનો એકરાર વિલિયમ મ્યુરે પણ કર્યો છે કે, હમોને જાણકારી છે કે જગતભરમાં કોઈ પણ ધાર્મિક પુસ્તક એવુ નથી, જે કુર્આન શરીફની જેમ સંપૂર્ણ રીતે પરિપૂર્ણ અને સદીઓ સુધી સુરક્ષિત રહ્યું હોય. એની એક દલીલ એ પણ છે કે, હાલના જૂના કરારમાં પાંચ પુસ્તકો છે, જ્યારે કે અસલ જૂના કરારમાં આ પ્રમાણે પાંચ પુસ્તકો ન હતા. અને હઝરત મૂસા અલયહિ-સ્સલામ પછી હઝરત ઈસા અલયહિસ્સલામ સુધી જેટલા પણ નબીઓ આવ્યા, તે બધા જ ફક્ત યહુદીઓ માટે જ આવ્યા છે.

**ખ્રિસ્તીમતમાં શાંતિ વિશે :** હઝરત ઈસા અલૈહિસ્સલામ યહુદીઓના છેલ્લા નબી છે. આપના સંખ્યાબંધ ઉપદેશોમાં આપે સ્પષ્ટ કર્યું છે કે, હું યહુદીઓના ખોવાયેલા ઘેટાં-બકરાઓ માટે આવ્યો છું. મત્તાની બાઈબલમાં છે કે, એક કન્આની સ્ત્રી (યહુદીઓ સિવાયના કબીલાની) આપની પાસે પોતાના બીમાર બાળકને ચમત્કારથી સારો કરાવવા માટે આવી હતી. આપે ફરમાવ્યું કે, હું યહુદી ઘરોના ખોવાયેલ ઘેટાં-બકરા સિવાય કોઈના પાસે મોકલવામાં આવ્યો નથી.

મત્તાની બાઈબલમાં એક જગ્યાએ છે કે, હઝરત ઈસા અલયહિસ્સલામે પોતાના બાર શિષ્યોને ધર્મ પ્રચાર માટે રવાના કર્યા તો કહ્યું કે, "બીજી કૌમો પાસે ન જશો, અને સામરીઓના કોઈ શહેરમાં ન પ્રવેશશો, યહુદી ઘરોના ખોવાયેલ ઘેટાં-બકરાઓ પાસે જશો.

ઉપરોક્ત કથનોથી સાબિત થાય છે કે, હઝરત મૂસા અલયહિસ્સલામની જેમ હઝરત ઈસા અલયહિસ્સલામ પણ ફક્ત યહુદીઓની સુધારણા માટે જ



મોકલવામાં આવ્યા હતા. આ સાથે બાઈબલ (નવા કરાર)ની સુરક્ષાની પરિસ્થિતિ પણ તેવી જ છે, જે તવરાત (જૂના કરાર)ની હતી.

એક ભરોસાપાત્ર સાવચેતીપૂર્ણ અહેવાલ મુજબ નવા કરાર અને જૂના કરાર બન્નેવમાં થઈને ઓછામાં ઓછા ત્રીસ હજાર (૩૦૦૦૦) વિવિધ વિરોધાભાસો માલૂમ પડ્યા છે.

**હિંદુ મત :** મનુશાસ્ત્રમાં છે કે, મૃત્યુદંડની સજામાં બ્રાહ્મણનું ફક્ત માથુ મુંડવામાં આવશે, પરંતુ બીજી જાત-જ્ઞાતિના માણસને મૃત્યુદંડ આપવામાં આવશે. સજા માટે કોઈ બ્રાહ્મણને મૃત્યુદંડ આપવાની આવશ્યક્તા નથી. ચાહે તેણે ગમે તેટલો મોટો ગુનોહ કર્યો હોય.

જો કોઈ બ્રાહ્મણ કોઈ શુદ્રને જાનથી મારી નાંખે તો તેનો કોઈ ગુનોહ નહીં ગણાશે, પરંતુ તેણે કફ્ફારો (અમૂક રકમ) આપવો પડશે. આ રકમ તેટલી જ હશે, જે કોઈ પ્રાણી જેમકે સબકલી, ઉંદર અને સાપ વગેરેને મારવા માટે સજારૂપે છે.

ફ્રાન્સીસી ઈતિહાસકાર ડો. ગુસ્તાવ લેબોન ''ભારતીય સંસ્કૃતિ''માં લખે છે કે, ગુનાહ અને તેની સજાની મહત્વતા તેના નુકસાન પ્રમાણે ન હતી, બલ્કે ગુનેહગારની જ્ઞાતિ પ્રમાણે સજાઓ નક્કી થતી હતી.

## આપ (સલ.)ને દુશ્મનો સાથે સંઘર્ષની જરૂરત કેમ પડી ?

હઝરત મુહમ્મદ (સલ.)નું લાવેલ શિક્ષણ જો માત્ર કેટલીક આસ્થાઓ અને અંગત પ્રાર્થનાઓનું મિશ્રણ હોત, તો તેને કદાચ શયતાની શક્તિઓ સાથે સંઘર્ષની કોઈ જરૂરત જ ન પડતી. પરંતુ ઈસ્લામ એક સંપૂર્ણ જીવન વ્યવસ્થા છે. તે મનુષ્ય જીવનના સામાજિક, નૈતિક, આર્થિક, શૈક્ષણિક, રાજકીય વગેરે તમામ પાસાઓમાં મૂલ્યો અને સિદ્ધાંતો સૂચવે છે. મનુષ્યને કાયદા-કાનૂનનો પાબંદ બનાવે છે. તે જીવનની આચારસંહિતા આપે છે. તે મનુષ્યનું તેના આધ્યાત્મિક જીવનથી લઈને જાહેર જીવન અંગે ચોક્કસ અને

પૂર્ણ દિશાસૂચન કરે છે. સમાજની સકારાત્મક બુનિયાદો ઉપર સુંદર રચના અને અલ્લાહપાક તરફથી સર્જન હોવાને સબંધે પ્રત્યેક મનુષ્યના જન્મસિદ્ધ અધિકારોનું જતન તેમજ લોકોના સુખ-ચેનની બાંહેધરી માટે શરીઅતની કાર્યપદ્ધતિમાં ઉપદેશ અને શિખામણની સાથે બળપ્રયોગ પણ શામેલ છે. બગડેલા લોકોને ઈસ્લામની આસ્થાઓથી કદાચ કોઈ નફરત નથી, બલ્કે તેમને તેની કાનૂની અને નૈતિક પાબંદીઓથી ઈન્કાર છે, જે સમાજની સુખાકારી માટે જરૂરી છે. કુકર્મ આચરનાર અને ગુનેહગાર ચોરી કરે છે, તો ઈસ્લામ તેના હાથ કાપવાની ધમકી આપે છે. તે વ્યભિચાર આચરે છે, તો ઈસ્લામ તેને કોરડા મારવાની આજ્ઞા કરે છે. તે વ્યાજ દ્વારા લોકોનું શોષણ કરે છે, તો ઈસ્લામ તેને અલ્લાહ તઆલા અને પયગમ્બર (સલ.) વિરૂદ્ધ બળવો માનીને તેની સામે યુદ્ધની ઘોષણા કરે છે. કોઈ જાઈઝ-નાજાઈઝ (વૈધ-અવૈધ) અને ઉચિત-અનુચિતના નિયંત્રણોને તોડીને ખુલ્લેઆમ પોતાની મરજી મુજબ વર્તે છે, તો ઈસ્લામ તેને તે સીમાઓને ઓળંગવા નથી દેતો. તેથી જ પોતાની મનેચ્છાઓની પૂર્તિમાં લિપ્ત વ્યક્તિ આવા કાનૂનનો વિરોધ કરે છે અને તેનાથી નફરત કરવા લોકોને પણ સમજાવે છે.

આ જ કારણ છે કે, પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) તેર વર્ષ સુધી આરબોને ઈસ્લામ તરફ બોલાવતા રહ્યા. સમજાવવા-પ્રેરવાની જે શ્રેષ્ઠ રીત હોઈ શકતી હતી, તે અપનાવી. હૃદયમાં ઉતરી જાય તેવી દલીલો અને પ્રમાણો પ્રસ્તુત કર્યા તથા સુંદર અને પ્રભાવશાળી પ્રવચનો આપ્યા. અલ્લાહપાક તરફથી ચમત્કારો પણ બતાવ્યા. પોતાના વાણી-વર્તન અને વ્યવહારથી સદાચારનો ઉત્તમ આદર્શ લોકો સામે મૂક્યો. એવી દરેક રીત અપનાવી, જે લોકોને સત્ય સુધી પહોંચાડવામાં સહાયભૂત બને. પરંતુ તે લોકો સૂર્યની જેમ પ્રકાશિત સચ્ચાઈને અપનાવવા કે સહન કરવા તો તૈયાર ન થયા, બલ્કે તેને મિટાવવાનો પ્રયત્ન કર્યો. તેમણે જોઈ-સમજી લીધું હતું કે, તેમનો આદેશ જે જીવનમાર્ગનું સૂચન કરે છે તે સાચો અને સ્પષ્ટ છે, પરંતુ પથભ્રષ્ટ અને સ્વચ્છંદી જીવનનો ભોગ-વિલાસ તેમને આ માર્ગ અપનાવવાથી રોકી રહ્યો હતો, તેઓ પોતાના સ્વાર્થ અને ભૌતિક હિતો ખાતર બીજાઓને પણ સચ્ચાઈ

અપનાવવાથી બળજબરીપૂર્વક રોકી રહ્યા હતા. ત્યાર પછી પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)એ એ જાહેરાત કરી કે, ''પ્રત્યેક પારિવારિક શ્રેષ્ઠતા, પ્રત્યેક હત્યાનો દાવો (જેના કારણે એક કબીલો કે કુટુંબ બીજા કબીલા કે કુટુંબથી બદલો લેવા માંગે છે) તથા માલ-સંપત્તિનો દરેક દાવો (જે પુરાણા અને ખોટા રીત-રિવાજ અનુસાર હોય) મારા પગ નીચે છે (અર્થાત્ હવે તેમના માટે માથું ઉંચકવાની કોઈ તક બાકી રહી નથી).''

તે સાથે જ પાખંડપૂર્ણ શ્રેષ્ઠતા, આડંબરયુક્ત માન-મોભો અને નિરંકુશ સત્તાને સમાપ્ત કરીને વ્યવહારૂ રૂપે એક સંગઠિત અને ન્યાય પર આધારિત શાસન સ્થાપિત કરી દીધું. નૈતિક નિયમો અને કાયદાઓને બળપૂર્વક લાગુ કરીને મોજ-મજામાં ડૂબેલા લોકો પાસેથી દુરાચાર અને ગુનાઓ કરવાની સ્વતંત્રતા બલ્કે સ્વચ્છંદતા છીનવી લીધી.

આમ, હઝરત મુહમ્મદ (સલ.)એ શાંતિનો એવો માહોલ ઉભો કર્યો, જે નૈતિક અને માનવીય ગુણોને પાંગરવા માટે જરૂરી છે. અને જેનાથી સમાજ પ્રગતિ અને વિકાસ તરફ આગળ વધી શકે છે. ધીમે ધીમે દુરાચારોનો હૃદયમાં લાગેલો કાટ દૂર થવા લાગ્યો, દિલો-દિમાગમાં વ્યાપ્ત ગંદકી દૂર થવા લાગી, આત્માનું પ્રદૂષણ દૂર થઈ ગયું. આંખો સામેથી પડદો હટતાં જ સત્યની જ્યોતિ દૃષ્ટિગોચર થઈ તથા તે હઠાગ્રહ અને અહંકાર પણ દૂર થઈ ગયા, જે સત્ય સ્વીકારના માર્ગમાં અવરોધરૂપ બને છે.

અરબસ્તાન ઉપરાંત અન્ય પ્રદેશોમાં પણ ઈસ્લામના સત્ય સંદેશના ઝડપથી ફેલાવાના ઘણા બધા પરિબળોમાં એક એ પણ હતું કે, ઉચિત બળપ્રયોગ દ્વારા ત્યાંના અન્યાયી અને અત્યાચારી શાસકો, જેઓ સત્યના શત્રુ હતા, પોતાના નિહિત સ્વાર્થને ખાતર જેમણે પ્રજાજનોને અમાનવીય બંધનોમાં જકડી લીધા હતા અને તેમના માનવીય અધિકારો છીનવી લીધા, તેમને જેર કરીને નિર્દોષ પ્રજાને તેમના સિકંજામાંથી છોડાવી અને ત્યાર પછી એવી શાસન પ્રણાલી લાગુ કરી કે, લોકો તેમના પોતાના ધર્મના લોકોના શાસન કરતાં મુસલમાનોના શાસનને પસંદ કરવા લાગ્યા, જેની છત્રછાયામાં તેમના

જાન-માલની સલામતી હતી, તેમની ઈઝઝત-આબરૂની બાંહેધરી હતી અને સુખ-ચેનથી જીવન વિતાવી શકતા હતા. મુસલમાનોએ એ તમામના તખ્તા ઉલ્ટાવી દીધા જેઓ સત્યના વિરોધી હતા, અસત્યના પોષક હતા અને મનુષ્યોને સત્ય માર્ગથી રોકતા હતા. તેમણે એ માહોલને જ બદલી નાંખ્યો, જેમાં નૈતિકતા અને સદાચાર ફૂલી-ફાલી શકતા નથી. તે કુકર્મોને, તેના સાધનો અને માધ્યમોને જ દૂર કરી દીધા, જે હૃદયોને સદાચાર અને ભલાઈથી દૂર કરે છે. તે ન્યાયપૂર્ણ કાનૂનોને લાગુ કર્યા, જે વ્યક્તિને દાનવમાંથી માનવ બનાવે છે. ત્યાર પછી ઈસ્લામને વ્યવહારૂ રૂપે લાગુ કરીને જગત સમક્ષ સાબિત કરી દીધું કે મનુષ્યની નૈતિક, આધ્યાત્મિક અને ભૌતિક પ્રગતિ માટે તેનાથી વધુ સારી કોઈ આચારસંહિતા અને જીવનપદ્ધતિ નથી હોઈ શકતી.

*(શું ઈસ્લામ અસહિષ્ણું ધર્મ છે ? પેજ-૪૪)*

## ❊ યુરોપિય દેશોની લડાઈઓની શરમનાક કહાણી ❊

ઈંગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચે ૧૩૩૮ ઈસ્વીથી ૧૪૫૩ ઈસ્વી સુધી લગાતાર ૧૧૫ વર્ષ સુધી માનવજગતનું અત્યંત લાંબુ યુધ્ધ થયું.

૧૬૧૮ ઈસ્વીથી લઈ ૧૬૪૮ ઈસ્વી સુધી લગાતાર ચાલેલા યુદ્ધમાં જર્મની, ફ્રાન્સ, ઓસ્ટ્રીયા અને સ્વિડને ભાગ લીધો હતો. જેમાં ફક્ત જર્મનીના એક કરોડ વીસ લાખ માણસો મૃત્યુ પામ્યા. આ લાંબુ યુદ્ધ બે ખ્રિસ્તી સંપ્રદાયો રોમન કેથોલિક અને પ્રોટસ્ટન્ટ વચ્ચે થયા હતા.

મૌલાના અબૂલ્કલામ આઝાદ (રહ.) લખે છે કે, અમેરીકી ગૃહયુદ્ધ ૧૮૬૧ ઈસ્વીથી ૧૮૬૫ ઈસ્વી સુધી જારી રહ્યું. જે ઉત્તર અને દક્ષિણ અમેરિકનો વચ્ચે ચાલ્યું. તેનું કારણ ગુલામીની પ્રથા હતું. તેમાં ઉત્તર અમેરીકાના ત્રણ લાખ અને દક્ષિણ અમેરીકાના પાંચ લાખ માણસો મૃત્યુ પામ્યા. તેમાં ચુમ્મોતેર કરોડ પાઉન્ડ ખર્ચાયા. આટલી રકમથી જગતના બધા જ ગુલામો એક લોહીનું ટીપુ વહાવ્યા વગર આઝાદ કરાવી શકાતા હતા.

૧૭૦૦ ઈસ્વીથી ૧૮૭૨ ઈસ્વી સુધી યુરોપમાં ૧૨૦ યુદ્ધો થયા. યુરોપમાં ૧૮૫૪ ઈસ્વીથી ૧૯૦૫ ઈસ્વી સુધી જે યુદ્ધો થયા તેમાં જાની-



માલી નુકસાનનો અંદાજ આ પ્રમાણે છે :

| લડાઈનું નામ | જાની નુકસાન | માલી નુકસાન |
|---|---|---|
| કરીમ્યાનું યુદ્ધ ૧૮૫૪ ઈ. | ૭૮૦૦૦૦ | ૩૪૦ મિલીયન અશરફી |
| અમેરીકી સિવિલ વોર ૧૮૬૧ થી ૧૮૭૧ ઈ. | ૮૦૦૦૦૦ | ૧૪૦૦ મિલીયન અશરફી |
| ફ્રાન્સ અને જર્મનીનું યુદ્ધ ૧૮૭૦ થી ૧૮૭૧ ઈ. | ૮૫૩૦૦૦ | ૫૬૦ મિલીયન અશરફી |
| અમેરીકા અને સ્પેન યુદ્ધ ૧૮૯૮ ઈ. | --- | ૨૫૯ મિલીયન અશરફી |
| ટ્રાન્સવાલનું યુદ્ધ (દ.આ.) ૧૮૯૯ થી ૧૯૦૨ ઈ. | ૮૮૭૦૦ | ૨૭૦૦ મિલીયન અશરફી |
| રશિયા અને જાપાનનું યુદ્ધ ૧૯૦૪ થી ૧૯૦૫ ઈ. | ૪૮૫૦૦૦ | ૫૦૩ મિલીયન અશરફી |

## પ્રથમ વિશ્વયુદ્ધની મૃત્યુ સંખ્યા

| દેશનું નામ | મૃત્યુ સંખ્યા |
|---|---|
| રશિયા | ૧૭૦૦૦૦૦ (સત્તર લાખ) |
| જર્મની | ૧૬૦૦૦૦૦ (સોળ લાખ) |
| ફ્રાન્સ | ૧૩૭૦૦૦૦ (તેર લાખ સિત્તેર હજાર) |
| ઈટાલી | ૪૬૦૦૦૦ (ચાર લાખ સાઈઠ હજાર) |
| ઓસ્ટ્રીયા | ૮૦૦૦૦૦ (આઠ લાખ) |
| ઈંગ્લેન્ડ | ૭૦૦૦૦૦ (સાત લાખ) |
| તુર્કી | ૨૫૦૦૦૦ (બે લાખ પચાસ હજાર) |
| બેલ્જીયમ | ૧૦૨૦૦૦ (એક લાખ બે હજાર) |
| બલ્ગારિયા | ૧૦૦૦૦૦ (એક લાખ) |
| રૂમાનિયા | ૧૦૦૦૦૦ (એક લાખ) |
| સરોયા, મોન્ટીનીગ્રો | ૧૦૦૦૦૦ (એક લાખ) |
| અમેરિકા | ૫૦૦૦૦ (પચાસ હજાર) |
| **કુલ** | **૭૩૩૨૦૦૦** (તોત્તેર લાખ બત્રીસ હજાર) |
| માલી નુકસાન એક ખર્વ ૮૬ અબજ ડોલર | |



## બીજા વિશ્વયુધ્ધની મૃત્યુ સંખ્યા

| દેશનું નામ | મૃત્યુ સંખ્યા |
|---|---|
| રશિયા | ૨૧૦૦૦૦૦૦ (બે કરોડ દસ લાખ) |
| જર્મની | ૧૬૦૦૦૦૦ (સોળ લાખ) |
| પોલેન્ડ | ૯૦૦૦૦૦ (નવ લાખ) |
| ચીન | ૩૦૦૦૦૦૦ (ત્રીસ લાખ) |
| જાપાન | ૨૭૫૦૦૦૦ (સત્તાવીસ લાખ પચાસ હજાર) |
| ઓસ્ટ્રીયા | ૭૦૦૦૦૦ (સાત લાખ) |
| રૂમાનિયા | ૭૦૦૦૦૦ (સાત લાખ) |
| ફિન્લેન્ડ | ૧૮૩૦૦૦ (એક લાખ ત્યાસી હજાર) |
| ચેકોસ્લાવિયા | ૬૦૦૦૦ (સાઈઠ હજાર) |
| સલોવિકીયા | ૩૦૫૦૦૦૦ (ત્રીસ લાખ પચાસ હજાર) |
| અમેરિકા | ૧૦૭૦૦૦૦ (દસ લાખ સિત્તેર હજાર) |
| ઈંગ્લેન્ડ | ૧૪૩૦૦૦૦ (ચૌદ લાખ ત્રીસ હજાર) |
| ફ્રાન્સ | ૧૦૦૦૦૦૦ (દસ લાખ) |
| ઈટાલી | ૧૧૦૦૦૦૦ (અગિયાર લાખ) |
| યુગોસ્લાવિયા (સર્બિયા) | ૧૬૮૫૦૦૦ (સોળ લાખ પંચ્યાસી હજાર) |
| હંગરી | ૬૦૦૦૦૦ (છ લાખ) |
| હોલેન્ડ (નેધરલેન્ડ) | ૨૭૫૦૦૦ (બે લાખ પંચોતેર હજાર) |
| બેલ્જીયમ | ૬૦૦૦૦ (સાઈઠ હજાર) |
| ફિલિપાઈન | ૩૦૦૦૦ (ત્રીસ હજાર) |
| **કુલ** | **૪૧૧૯૩૦૦૦** ચાર કરોડ અગિયાર લાખ ત્રાણુ હજાર |

**ચાર ખંડોના ૫૯ દેશો વચ્ચે ખેલાયેલ યુદ્ધમાં ફક્ત અમેરિકાના ૩ ખર્વ ૬૦ અબજ ડોલરનો ખર્ચો થયો.**

- રશિયાએ સામ્યવાદી પંજો જમાવવા માટે શરૂના દિવસોમાં જ ઓગણીસ લાખ માણસોને મોતને ઘાટ ઉતાર્યા અને ઓગણત્રીસ લાખ માણસોને વિવિધ પ્રકારની સજાઓ કરી. પચાસ લાખ માણસોનો દેશ નિકાલ કર્યો.



ફક્ત કઝાકિસ્તાનમાં જ દસ લાખ મુસ્લિમો શહીદ કર્યા.

- કોરિયાની નાની જંગમાં બે વર્ષમાં પચાસ લાખ પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો મૃત્યુ પામ્યા, અને એક કરોડ ઈજાઓ પામ્યા.
- ચીનમાં સામ્યવાદીઓએ પોતાનો પંજો જમાવવા દોઢ કરોડ જમીનદારોને ફાંસીની સજા આપી.
- યુરોપમાં કોમ્યુનિસ્ટોના હાથે મૃત્યુ પામેલ લોકોની સંખ્યા ગણત્રી કરી એક સંગઠને (Inter Denominational Service) તેના આંકડા આ પ્રમાણે બહાર પાડ્યા છે :

✓ રશિયાના હુમલાથી **પાંચ લાખ**
✓ ક્રાંતિ વિરોધીઓ અને લઘુમતિઓનું સામૂહિક નિકંદન **વીસ લાખ**
✓ રશિયાના કેમ્પોમાં યુરોપી કેદીઓનું મૃત્યુ **એક લાખ**
✓ કુલ છવ્વીસ લાખ લોકો મૃત્યુ પામ્યા

ઈરાક ઉપર ૧૯૯૦ ઈ.માં યુનોના વેપારી પ્રતિબંધોને લઈ પાંચ વર્ષમાં પાંચ લાખ ઈરાકી નાગરિકોના મૃત્યુ થયા. પાંચ વર્ષથી નાની વયના સાડા ત્રણ લાખ બાળકો મરણ પામ્યા.

દિવ્ય ભાસ્કર દૈનિકના ૦૨-૦૪-૦૮ના સમાચાર પત્રમાં ક્રાઈમ મીટરના શિર્ષક હેઠળ લખ્યું છે કે, ઈરાક યુદ્ધને માર્ચ મહિનામાં પાંચ વર્ષ પુરા થયા છે ત્યારે અમેરિકન અખબાર ‘‘ન્યુયોર્ક ટાઈમ્સે’’ પ્રસિદ્ધ કરેલા યુદ્ધના ખૌફનાક આંકડાઓ જોઈએ :

- ૨૦૦૩માં ઈરાક યુદ્ધ પાછળ ૬૦ અબજ ડોલરનો ખર્ચ થશે એવો અંદાજ લગાવવામાં આવ્યો હતો. પેન્ટાગોને રજૂ કરેલા બિલ પ્રમાણે યુદ્ધ પાછળ અત્યાર સુધીમાં ૬૦૦ અબજ ડોલરનો ધુમાડો થઈ ચૂક્યો છે અને ઉંબાડિયાં હજુ ચાલુ જ છે.
- અમેરિકન કોંગ્રેસે આ યુદ્ધને કારણે લાંબે ગાળે ૧ થી ૨ ટ્રિલિયન ડોલરનો ખર્ચ થવાનો અંદાજ લગાવ્યો છે. તો નોબેલ પ્રાઈઝ વિજેતા અર્થશાસ્ત્રી





જોસેફ ઈ. સ્ટિગ્લીટ્ઝે કહ્યું છે કે યુદ્ધની પડતર ૪ ટ્રિલિયન ડોલર કરતાં ઓછી નહીં હોય !

- યુદ્ધને કારણે પાંચ વર્ષમાં કુલ ૬ લાખ જેટલા ઈરાકી નાગરિકો મરાઈ ચૂક્યા છે. ૪ હજાર અમેરિકી સૈનિકો મર્યા છે. ૩૦૮ બિન અમેરિકી સૈનિકો મરાયા છે. ૮૦૦૯ ઈરાકી પોલીસ અને સૈનિકો હોમાયા છે.
- યુદ્ધના પાપે(કે અમેરિકાના પાપે ?) ૨૨,૫૫,૦૦૦ લોકોએ ઈરાકમાં જ અંદરોઅંદર સ્થળાંતર કરવું પડ્યું છે. ૨૨.૫ લાખ ઈરાકીઓ સિરિયા અને જોર્ડનમાં રેફયુજી તરીકે જીવે છે.
- હા, અને પાંચ વર્ષમાં એકસો સત્તાવીસ (૧૨૭) જેટલા પત્રકારો પણ યુદ્ધમાં સ્વાહા થઈ ગયા છે.

## ❊ ત્રીજા વિશ્વયુધ્ધના ભણકારા ❊

એક અત્યંત સાવચેતીપૂર્વક અંદાજા પ્રમાણે જગતમાં ઓછાવત્તા લગભગ પચાસ હજાર જોહરી (જૈવિક) હથિયારો છે. જેમાંથી સત્તાવીસ હજાર ભૂતપૂર્વ સોવિયેત યુનિયન પાસે, ઓગણીસ હજાર અમેરિકા પાસે, છસ્સો ફ્રાન્સ પાસે, ચારસો બ્રિટન પાસે, બસ્સો પચાસ ચીન પાસે અને દોઢસો ઈઝરાઈલના કબ્ઝામાં છે.

## ❊ દુનિયાને રંજાડતો દેશ અમેરિકા ❊

અમેરિકાનો પૂરો ઈતિહાસ ખૂનામરકી, તબાહી, બરબાદી, આતંકવાદ અને પ્રગતિશિલ દેશોના આંતરિક મામલામાં દખલગીરીના કિસ્સાઓથી ભરેલો છે. બીજા દેશોમાં દખલગીરીના ૧૦૦ થી વધુ કિસ્સાઓનો ઈતિહાસ સાક્ષી છે. પોતાની સ્વતંત્રતા બાદથી આજ સુધી આંતરરાષ્ટ્રિય કાયદાઓનું ઉલ્લંઘન કરીને પોતાની ફૌજોને બસો સોળ (૨૧૬) વખતે જગતના વિવિધ દેશોમાં ઉતારી આતંકવાદ ફેલાવ્યો છે.

૧૯૪૫ ઈ.બાદ અમેરિકાએ વીસ દેશો સાથે કાયદેસરનું યુધ્ધ કર્યું છે. અને ત્રેવીસ દેશો ઉપર ખતરનાક શસ્ત્રોથી બોમ્બમારો કર્યો છે.





તે દેશોમાં ચીન (૧૯૪૫-૪૬), કોરિયા અને ચીન (૧૯૫૦-૫૩), ગોઈટે માલા (૧૯૫૪), ઈન્ડોનેશિયા (૧૯૬૫), ક્યુબા (૧૯૫૯-૬૦), કોન્ગો (૧૯૬૪), પેરૂ (૧૯૬૫), વિયેટનામ (૧૯૬૪-૭૩), લાઉસ (૧૯૬૪-૭૩), કંબોડિયા (૧૯૬૯-૭૦), ગોઈટેમાલા ઉપર બીજી વખતે (૧૯૬૭-૬૯), ગ્રિનાડા (૧૯૮૩), લેબનોન (૧૯૬૨), લીબીયા (૧૯૮૬), અલ્સાલ્વાડોર (૧૯૮૦), નિકારાગોવા (૧૯૮૦), પનામા (૧૯૮૯), ઈરાક (૧૯૯૦-૯૧), સુદાન (૧૯૯૯), અફઘાનિસ્તાન (૧૯૯૮), અફઘાનિસ્તાન ઉપર બીજી વખતે (૨૦01 થી ૨૦૧૨ સુધી), ઈરાક ઉપર ફરી બીજી વાર (૨૦૦૩ થી ૨૦૧૧ સુધી).

અમેરિકાએ જગતભરમાં ભાડાના કાતિલો **(Mercenaries)**ની વ્યવસ્થા કરી લોકોને બ્લેકવોટર જેવી ખતરનાક અત્યાચારી ફૌજી કંપનીઓથી વાકેફ કર્યા. આજે જગતના ઘણા દેશોમાં આ અત્યંત અત્યાચારી ક્રૂર ફૌજીઓની સહાય લઈ સામાન્ય નાગરિકોને રહેંસી નાંખવામાં આવે છે.

## ❊ શાંતિ કરતાં વધારે દારૂગોળા પર ખર્ચ ❊

હથિયાર ઘટાડવા અને શાંતિ વધારવા ગમે એટલી વાટાઘાટો ભલે થાય, પણ હકીકત તો એ છે કે, દુનિયામાં સૈન્ય પર થનાર ખર્ચની સામે શાંતિ અને વિકાસને લગતા પ્રયત્નો ઘણા ઓછા છે. શાંતિ અને સુરક્ષાની ઘેલછામાં આપણે દારૂગોળા પર રૂપિયા વેરી રહ્યા છીએ.

**1735** અબજ ડોલર દુનિયામાં સૈન્ય પાછળ થતો ખર્ચ — જ્યારે શાંતિ અને વિકાસ ઉપર **175.35** અબજ ડોલર એટલે કે સૈન્યના ખર્ચનો ફક્ત **10.10%** ખર્ચ થઈ રહ્યો છે.

**128 અબજ ડોલર** વિક્સિત દેશો તરફથી વિકાસશીલ દેશોને આર્થિક વિકાસ અને કલ્યાણકારી યોજનાઓ માટે મળનારી રકમ.

**44 અબજ ડોલર** પછાત દેશોને આર્થિક મદદ, આવા દેશોની વૈશ્વિક જીડીપીમાં ભાગીદારી બે ટકા કરતાં ઓછી.

**2.7 અબજ ડોલર** શાંતિ, સુરક્ષા, વિકાસ, માનવાધિકારો અને આંતર-




રાષ્ટ્રિય કાયદા જેવા મુદ્દા માટે સંયુક્ત રાષ્ટ્રસંઘનું નિયમિત બજેટ.

**0.65 અબજ ડોલર** આઈએઈએ, ઓપીસીડબ્લ્યુ, યુએનઓડીએ અને સીટીબીટીઓ જેવા નિઃશસ્ત્રીકરણ અને શસ્ત્રોની જાળવણી કરતી સંસ્થા પાછળ થતો ખર્ચ.

**સેના પર સૌથી વધારે ખર્ચ કરનારા મુખ્ય દસ દેશો :**

| દેશ | ખર્ચ (અબજ ડોલર) | જીડીપીની ટકાવારીમાં | વૈશ્વિક ભાગીદારી ટકાવારીમાં |
|---|---|---|---|
| અમેરિકા | 711.0 | 4.7 | 41 |
| ચીન | 143.0 | 2.0 | 8.2 |
| રશિયા | 80.7 | 3.9 | 4.1 |
| બ્રિટન | 62.7 | 2.6 | 3.6 |
| ફ્રાન્સ | 62.5 | 2.3 | 3.6 |
| જાપાન | 59.3 | 1.0 | 3.4 |
| સાઉદી અરબ | 48.2 | 8.7 | 2.8 |
| ભારત | 46.8 | 2.5 | 2.7 |
| જર્મની | 46.7 | 1.3 | 2.7 |
| બ્રાઝિલ | 35.4 | 1.5 | 2.0 |

"શાંતિ માટે સામાન્ય ખર્ચની સરખામણીમાં હથિયાર બનાવવા ઉપર અઢળક ખર્ચ થઈ રહ્યો છે. હથિયાર ઘટાડવા એ વૈશ્વિક શાંતિ અને વિકાસ બન્ને પક્ષમાં છે."

*(બાન કી મૂન, યુએનના સેક્રેટરી જનરલ)*

## ❊ અશાંતિના મહાન સર્જક : યુરોપ–અમેરિકા ❊

પાછલા ત્રણસો વર્ષનો ઈતિહાસ દર્શાવે છે કે યુરોપીય સામ્રાજયએ સમગ્ર વિશ્વના લોકોને પોતાના ગુલામ બનાવ્યા. હોલેન્ડ, ઈટાલી, ફ્રાન્સ અને ઈંગ્લેન્ડ વગેરે દેશોએ મળીને પૂરા જગતને ખૂંદી નાંખ્યુ, અનેક દેશોને ગુલામ બનાવ્યા. ખેતીઓ વેરાન કરી દીધી, કારખાનાઓ બરબાદ કર્યા, માનવ વસ્તીઓ પર ઝુલ્મો–સિતમ અને અત્યાચારનો વિક્રમ સર્જયો.





મુસ્લિમ દેશો પાછલા ચારસો (૪૦૦) વર્ષથી વિજ્ઞાન અને ટેકનો-લોજીમાં પાછળ છે, માટે લડાઈના બધા જ મોર્ડન શસ્ત્રો તથા તેના પાર્ટસ તે યૂરોપ, અમેરિકા પાસેથી ખરીદી રહયા છે, કારણ કે શસ્ત્રોના બધા જ સ્ત્રોતો ઉપર યૂરોપનો સંપૂર્ણ કબજો છે. માનવતાની બરબાદીના બધા જ શસ્ત્રો બનાવનાર, વાપરનાર તથા સમગ્ર વિશ્વમાં એનો વેપાર કરી નફો ખાનાર પણ ફકત યુરોપ–અમેરિકા જ છે. સાથે તેમનામાં એટલી લુચ્ચાઈ તથા પથ્થરનું કાળજું છે કે જો શસ્ત્રોના કારોબારમાં મંદી આવી જાય તો કોઈ પણ દેશમાં લડાઈની આગ ભડકાવવાના બધા જ કાવત્રાં અને ષડયંત્રો રચવામાં પણ તેઓ ઘણા પાવરધા છે. છેલ્લે સુલેહના બહાના હેઠળ પણ યુધ્ધ કરાવવામાં નિષ્ણાંત છે.

પાછલા ૪૦૦ વર્ષની લડાઈઓનો રેકોર્ડ એક યુરોપીય મનોવૈજ્ઞાનિક એરકફર્મે પોતાના પુસ્તક **The Anato my of destructire-ness**માં લખ્યો છે, ઈ.સ. ૧૪૮૦ થી ૧૪૯૯ સુધી ૯ લડાઈઓ, ૧૫૦૦ થી ૧૫૯૯ સુધીમાં ૮૭ લડાઈઓ, ૧૬૦૦ થી ૧૬૯૯ સુધીમાં ૨૩૯ લડાઈઓ, ૧૭૦૦ થી ૧૭૯૯ સુધીમાં ૭૮૧ લડાઈઓ, ૧૮૦૦ થી ૧૮૯૯ સુધીમાં ૬૫૧ લડાઈઓ, ૧૯૦૦ થી ૧૯૪૦ સુધીમાં ૮૯૨ લડાઈઓ, આ કુલ ૨૬૫૯ લડાઈઓ છે, જે યુરોપીય દેશોમાં આપસમાં થઈ. તે સિવાય સામ્રાજયવાદ ફેલાવવા વિશ્વભરના દેશો સાથે લડાઈઓ થઈ તે અલગ છે. આજે પણ જગતના કોઈપણ ખૂણામાં લડાઈ થઈ રહી હશે ત્યાં શસ્ત્રો તો યુરોપ–અમેરિકાના જ હશે. આતંકવાદથી લડવા માટે આ બધા દેશોએ પોતાના દેશોમાં જે સખ્ત કાયદા ઘડયા છે, તેમાં દરેક પ્રકારની સ્વતંત્રતાઓ છીનવી લેવાઈ છે. ત્રીજી દુનિયાના દેશોના પ્રધાનોને પણ અમેરિકાના એરપોર્ટ ઉપર નગ્ન કરી તેમનો સ્વમાનભંગ કરાયો છે. જયોર્જ બુશની ભારત યાત્રાના સમયે પણ ભારતીય સંસ્કૃતિનો જે છેડ ઉડાવાયો છે તે આપણા સૌની સમક્ષ છે. ઈરાક–અફઘાનિસ્તાનની લડાઈ વખતે (C.N.N. B.B.C.) વિગેરે ઉપર કેવી સેન્સરશીપ લાગી હતી, તથા પ્રેસની સ્વતંત્રતા ઉપર તરાપ મારી હતી, તેનો અંદાજો ન્યુઝ વાંચનાર–જોનાર બધાને થયો હતો.





"ધ ઈકોનોમિસ્ટ" મુખપત્ર (૨૨મી સપ્ટેમ્બર ૨૦૦૫)ના લેખમાં "લડાઈનું ઈનામ" શિર્ષક હેઠળ લખે છે કે બીજા વિશ્વયુદ્ધે વૈશ્વિક મંદીની અસરો ખતમ કરી દીધી હતી. કોરિયા તથા વિયેટનામના યુધ્ધે પણ બજારમાં ઉછાળો આણ્યો હતો. અમેરિકી સરકારે વૈશ્વિક મંદી અને આર્થિક નુકશાનો છતાં સૌથી મોટો મિલેટરી ઓર્ડર "લોક હેડ માર્યન" ૩૦૦ અબજ ડોલરનો કર્યો, જેની સપ્લાય ૨૦૦૬થી શરૂ થવાની છે. એટલા માટે અમેરિકી શેર માર્કેટમાં મિલિટરી ઈન્ડસ્ટ્રીના શેરોમાં સૌથી વધુ તેજી છે. આને કારણે વિશ્વભરમાં ઈ.સ. ૨૦૦૦માં ૪૦ અબજ ડોલરના શસ્ત્રો વેચાયાં. ફકત અમેરિકાના હિસ્સામાં ૧૮.૪ બિલિયન ડોલર આવ્યા. બાકી ફ્રાન્સ, ઈંગ્લેન્ડ, રશિયા અને ઇઝરાઈલના ભાગે આવ્યા. ૨૦૦૪માં સૌથી વધુ શસ્ત્રોનું વેચાણ ૩૭ અબજ ડોલર થયું. જેમાં ફકત અમેરિકાનો હિસ્સો ૧૨.૪ અબજ ડોલર હતો. આ શસ્ત્રો ખરીદવામાં પ્રથમ ચીન, બીજે નંબરે ભારત અને ત્રીજો નંબર સઉદી અરબનો હતો. વિશ્વભરમાં બધા જ આતંકવાદી ગૃપો પોતાના શસ્ત્રો આ દેશો પાસેથી ખરીદે છે, જેની આ દેશોને સારી રીતે ખબર પણ છે.

લડાઈ અમેરિકા અને પશ્ચિમી ઔદ્યોગિક દેશોની આર્થિક જરૂરત છે. અમેરિકાનું ત્રીજા ભાગનું ઉત્પાદન શસ્ત્રો અને લશ્કરી સરંજામમાં થાય છે. તે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય લશ્કરી જરૂરતોને પૂરી કરે છે. જો દુનિયા શાંતિ અને સુખ-ચેનની જગ્યા બની જાય તો ઘણા દસકાઓ અને અગણિત ડોલરોના ખર્ચથી પેદા થયેલ આ ઉત્પાદનોનું શું થાય ? પહેલાં તો ત્રીજા વિશ્વના દેશોને સોવિયેત યુનિયનનો ખૌફ બતાવીને હથિયારો ખરીદવા માટે પ્રોત્સાહિત કરવામાં આવતા હતા, હવે આ ગરીબ દેશોને પરસ્પર એકબીજાની વિરૂદ્ધ ઉશ્કેરણી કરવામાં આવે છે. અમેરિકા અને અન્ય પશ્ચિમી દેશોમાંથી હથિયારોની ખરીદી સૌથી વધારે મધ્ય-પૂર્વના દેશો કરે છે.

ઈસ્લામને 'રૂઢિવાદ' અને મુસલમાનોને 'રૂઢિવાદી' ચિતરવાના અનેક કારણો પશ્ચિમ તરફથી વહેતા કરવામાં આવે છે અને પવનની દિશા તેને જે તરફ લઈ જાય ત્યાં પણ લોકોમાં એ ભ્રમણા વ્યાપ્ત થઈ જાય છે કે, ઈસ્લામ



કટ્ટરવાદ અને રૂઢિવાદનું બીજું નામ છે. અને દુનિયાના તમામ મુસલમાનો ‘કટ્ટરવાદી’ અને ‘રૂઢિવાદી’ છે.

**ફન્ડામેન્ટાલિઝ્મ શબ્દ : ખ્રિસ્તી ધર્મની અંગત લડાઈની પરિભાષા**

ધર્મમાં અડગ આસ્થા રાખનારાઓને સામાન્ય રીતે ‘ફન્ડામેન્ટલિસ્ટ’ (રૂઢિવાદી) કહેવામાં આવે છે. જો કે આજે ઘણી વખત કંઈ પણ સમજ્યા વિના શબ્દોનો ઉપયોગ કરવાનું ચલણ થઈ પડ્યું છે. તેનું કારણ એ હોઈ શકે છે કે, મોટાભાગના લોકો વિચારધારા અને આસ્થાને સમાનાર્થી સમજે છે. વિચારધારા પરિવર્તનશીલ હોઈ શકે છે, પણ આસ્થામાં કોઈ પરિવર્તન સંભવિત નથી. કેમકે આસ્થા કોઈ પણ ધર્મનો પાયો હોય છે. તેથી મહદ્અંશે આધુનિક પશ્ચિમી વિચારધારા અને તેના અનુયાયીઓનું લક્ષ્ય આસ્થા હોય છે. અહીં એ સ્પષ્ટતા પણ કરી લેવી જરૂરી છે કે, ‘ઈસ્લામી ફન્ડામેન્ટાલિઝમ’ -ની આધુનિક પરિભાષા કેવળ પશ્ચિમી પરિભાષા છે અને શેષ વિશ્વમાં તેનું ચલણ માત્ર પશ્ચિમી માધ્યમો અને સંદેશા વ્યવહારને આભારી છે. મુસલમાનો માટે ‘ફન્ડામેન્ટાલિઝમ’ની પરિભાષાના ઉપયોગના પુરાવાઓ વીસમી સદીના અંતિમ ત્રણ દસકાઓ પહેલાં ભાગ્યે જ મળે છે. હવે આપણે જોઈએ કે આ પરિભાષાનો ઉપયોગ ક્યારે અને કોના સંદર્ભમાં થયો અને તેનો ખરેખર અર્થ શું છે ?

‘ફન્ડામેન્ટાલિઝમ’ની પરિભાષા મૂળેથી એક ખ્રિસ્તી-પશ્ચિમી પરિભાષા છે. જેનો ઉપયોગ ૧૯મી સદીના અંતમાં અને ૨૦મી સદીના આરંભમાં અમેરિકામાં કેટલાક પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીઓના જૂથો માટે કરવામાં આવ્યો હતો. અંગ્રેજી ભાષાના શબ્દકોષ, પરંપરાઓ અને અન્ય માધ્યમોથી ‘ફન્ડામેન્ટા-લિઝમ’ અંગે જે માહિતી આપણને મળે છે, તેનો સાર એ છે કે, ‘ફન્ડામેન્ટા-લિઝમ’નું નામ પશ્ચિમી દેશોમાં તે પ્રોટેસ્ટન્ટ અમેરિકી ખ્રિસ્તી આંદોલનને આપવામાં આવ્યું, જેના માનવાવાળા જૂથો બાઈબલમાં ઉલ્લેખિત તમામ લખાણો અંગે તેને શબ્દસઃ ઐતિહાસિક તથ્ય હોવા ઉપર વિશ્વાસ રાખે છે.

અંગ્રેજી ભાષાના શબ્દકોષ "**Oxford**"માં ‘ફન્ડામેન્ટાલિઝમ’નો અર્થ

આ પ્રમાણે છે : ફન્ડામેન્ટાલિઝમ અર્થાત્ (૧) ખ્રિસ્તી દષ્ટિકોણ અનુસાર એ આસ્થા કે તે દરેક બાબત જે બાઈબલમાં છે, દુરૂસ્ત છે અને તેને ધાર્મિક દષ્ટિકોણ અને કર્મનો આધાર હોવું જોઈએ અને (૨) કડક રીતે કોઈ પણ ધર્મની શિક્ષાનું અનુસરણ કરવું.

અંગ્રેજી ભાષાના બીજા શબ્દકોષ "**Webster**"માં 'ફન્ડામેન્ટાલિઝમ' ઉપર આ પ્રમાણે પ્રકાશ પાડેલ છે : ફન્ડામેન્ટાલિઝમ એટલે (૧) એ આસ્થા કે બાઈબલના તમામ લખાણો શબ્દસઃ યોગ્ય છે, (૨) યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીઓનું એક આંદોલન, જે આ પ્રકારની આસ્થાઓને ખ્રિસ્તી ધર્મ માટે જરૂરી ઠેરવે છે અને આધુનિકતાવાદનો વિરોધ કરે છે.

**Webster's Encyclopedic Unabridged Dictionary of English Language** ***(Published by Germany Books, New Jercy, USA, 1994)***માં ઉલ્લેખ કર્યા મુજબ 'ફન્ડામેન્ટાલિઝમ' એટલે અમેરિકામાં પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીઓનું એક આંદોલન, જેનો આરંભ વીસમી સદીની શરૂઆતમાં આધુનિકતાવાદની પ્રતિક્રિયારૂપે થયો, જે બાઈબલની **Innerrancy**ને માત્ર આસ્થા અને નૈતિકતા -ના મામલાઓ રૂપે જ નથી લેતું, બલ્કે તેને ઐતિહાસિક સનદનો દરજ્જો પણ આપે છે અને તેને ખ્રિસ્તી આસ્થા માટે જરૂરી ઠેરવે છે.

જો કે **Oxford Encyclopedia of Modern Islamic World** ***(Editor, John L. Espostio, Oxford University Press, 1996, Vol. 2, P.33)***માં સ્પષ્ટતા છે કે, એક લાંબા ગાળા સુધી 'ફન્ડામેન્ટાલિઝમ'ની પરિભાષાનો ઉપયોગ એક વિશિષ્ટ ખ્રિસ્તી પરંપરાના નિર્ધારણ માટે થતો રહ્યો. અલબત્ત, ૧૯૭૦ ના દસકાના શરૂના વર્ષોમાં, જ્યારે બુદ્ધિજીવીઓ અને પ્રજાના જૂથોમાં દરેક સ્તરે ધાર્મિક જાગૃતિ વધી અને દુનિયાના વિભિન્ન સમાજોમાં ધાર્મિક પુનરુત્થાન થયું તો તે વખતે 'ફન્ડામેન્ટાલિઝમ'ની પરિભાષાનો વ્યાપક પરિપ્રેક્ષ્યમાં ધાર્મિક પુનરુત્થાનના આંદોલનો માટે ઉપયોગ શરૂ થયો. આ જ કાળમાં 'હિન્દુ ફન્ડામેન્ટાલિઝમ' અને 'યહૂદી ફન્ડામેન્ટાલિઝમ' જેવા શબ્દો પણ સંભળાવા શરૂ થયા. અલબત્ત, ૨૦મી સદીના અંતિમ ચતુર્થાર્ધમાં મહદ્અંશે 'ફન્ડામેન્ટા-

લિઝમ'ની પરિભાષાનો ઉપયોગ જ્યારે કે તે બિનખ્રિસ્તી સંદર્ભમાં થયો હોય, તે ઈસ્લામી પુનરુત્થાન આંદોલન માટે થયો છે.

આ કોષમાં ઉલ્લેખ છે કે, જ્યારે 'ફન્ડામેન્ટાલિઝમ'ની પરિભાષાનો ઉપયોગ બિનખ્રિસ્તી પરિપ્રેક્ષ્યમાં કરવામાં આવે છે, તો તે મોટાભાગે ઈસ્લામી પુનરુત્થાનથી સબંધિત તે લોકો અને તે સંગઠનો માટે થાય છે, જે ૨૦મી સદી ઈસ્વીના અંતિમ ચતુર્થાર્ધથી સબંધિત છે. ઈ.સ. ૧૯૯૦ના દસકા સુધી મુસ્લિમ ફન્ડામેન્ટાલિઝમ (કે ઈસ્લામી ફન્ડામેન્ટાલિઝમ)ની પરિભાષા વ્યાપક પ્રમાણમાં બૌદ્ધિક અને પત્રકારત્વ બન્ને પ્રકારના સાહિત્યમાં ઉપયોગ થવા લાગ્યો હતો.

આમ તો પરિભાષાનો ઈતિહાસ ખૂબ લાંબો છે અને તેના ઉપર ઘણું લખાયું છે. આ અંગે પશ્ચિમી દેશોમાં કેટલાયે ખટલાઓ ચાલ્યા અને તે અનુસાર કાનૂનોમાં ફેરફાર કરવામાં આવ્યા તથા આધુનિકતાવાદને માનવા-વાળા અને ખ્રિસ્તી ધાર્મિક જૂથો વચ્ચે લાંબા સમય સુધી સંઘર્ષ ચાલતો રહ્યો. અહીં 'ફન્ડામેન્ટાલિઝમ'નો અર્થ અને તે કોના માટે ઉપયોગમાં લેવાયો તે તદ્દન સ્પષ્ટ છે. વ્યાખ્યાઓ જોતાં ખ્યાલ આવે છે કે, તેનો સબંધ ખ્રિસ્તીઓ સાથે છે અને પછી જ્યારે ધાર્મિક જૂથો અને આધુનિકતાવાદીઓ વચ્ચે સંઘર્ષ થયો તો આ શબ્દ એક ધાર્મિક પરિભાષા હોવાની રીતે એક જૂથના ઉપયોગમાં આવવાની સાથે તે ઐતિહાસિક પરિભાષા બની ગઈ. મુસલમાનો કે ઈસ્લામ માટે તેનો ઉપયોગ ૧૯૭૦ પછી અને વ્યાપક રીતે તો ૧૯૯૦ પછી શરૂ થયો અને તેના પાછળના કારણો આગળ દર્શાવવામાં આવ્યા છે. હવે એક વિશિષ્ટ કૌમ, બલ્કે જૂથ માટે ઉપયોગમાં લેવાયેલ એક પરિભાષાનો ઉપયોગ બીજા ધર્મ કે ધર્મો અને તેના અનુયાયીઓ માટે માત્ર વૈમનસ્ય, નાપસંદગી અને અવમાનનાના પ્રદર્શન માટે કરવો કેટલે અંશે યોગ્ય છે ?

## ❊ આતંકવાદની વ્યાખ્યા-ઈતિહાસ ❊

આતંકવાદ કે ત્રાસવાદ એ એવો શબ્દ છે, જેનો અર્થ, તેનું અર્થઘટન તેમજ વ્યવહારૂ સુસંગતતાનો ઘટનાક્રમ ઘણો ગુંચવણભર્યો છે. આ સંદર્ભે ભાષાકીય રીતે કોઈ ચોક્કસ માર્ગદર્શન મળી શકતું નથી. સામાન્ય રીતે આ

એક ભિન્ન પ્રકારની પરિભાષા છે. એક કાર્ય કોઈના માટે આતંકવાદ છે, તો કોઈ અન્ય માટે દેશપ્રેમ, કોઈ તેને ધાર્મિક ફરજ ગણે છે, તો કોઈ ગુનો.

આતંકવાદનો અંગ્રેજી સમાનાર્થી **Terrorism, Terror** થાય છે. જે લેટિન ભાષાના મૂળ **Terror** થી લેવામાં આવ્યો છે. જેનો અર્થ આતંકિત કરવાનો, ભયભીત કરવાનો થાય છે. ભય અને ડર પેદા કરવાને **Terror** કહે છે. **Terrorism** એ પારિભાષિક શબ્દ છે. ભાષાના પુસ્તકોમાં તેનો ચોક્કસ અર્થ મળતો નથી. જો કે તેનાં જે સ્પષ્ટીકરણ કરવામાં આવ્યા છે, તેમાં બે સ્પષ્ટીકરણ વધુ મહત્વના છે. પ્રથમ, આતંકિત કરવું–ભયભીત કરવું, રાજકીય પ્રપંચ અને જાતિ મુજબ કોઈ સમૂદાય કે જૂથને તાબે કરવા–પરાધિન કરવા માટે ધમકાવવું–ડરાવવું, અને બીજું, શાંતિપ્રિય લોકો વિરૂદ્ધ રાજકીય હેતુઓ માટે અત્યાચાર કરવો.

અમેરિકાના ઓકલાહોમા શહેરમાં થયેલ ધડાકો તેનું ઉદાહરણ છે. જેમાં આશરે બસો (૨૦૦) વ્યક્તિઓ જીવતી દટાઈ ગઈ હતી. આ અત્યંત ધૃણાસ્પદ કૃત્ય અમેરિકાના એક ખ્રિસ્તી સૈનિકે આચર્યુ હતું, જેનો આશય આતંક ફેલાવવા સિવાય અન્ય કોઈ ન હતો. સંશોધનોથી પ્રાપ્ત માહિતી અનુસાર આવા કૃત્યો આચરનાર લાખો લોકો અમેરિકાના ૩૦ પ્રદેશોમાં સક્રિય છે. અને હેતુવિહિન આતંક મચાવતાં રહે છે. **FBI** ના અહેવાલ મુજબ ૧૯૮૨ થી ૧૯૯૨ દરમિયાન **Puerto Ricans** ગૃપે ૭૨ આતંકવાદી કૃત્યો આચર્યા છે. યહૂદી જૂથોએ ૧૬, કાસ્ત્રર અને વિરોધી જૂથોએ ૧૨, વામપંથી જૂથોના આતંકવાદીઓએ ૧૨૩ અને જમણેરી જૂથોના આતંક–વાદીઓએ ૬ હુમલાઓ કર્યા છે.

જાપાનનું રેડ આર્મી એક એવું સંગઠન છે, જે ૧૯૪૫માં અમેરિકા દ્વારા કરવામાં આવેલ અણુ હુમલામાં માર્યા ગયેલા ૭૨૦૦૦ જાપાનીઓનો બદલો લેવા માટે કંઈપણ કરી નાખવા હંમેશા તૈયાર હોય છે. અમેરિકાના ન્યૂયોર્ક અને વોશિંગ્ટન ઉપર થયેલા તાજેતરના હુમલામાં શંકા તો માત્ર ઉસામા બિન લાદેન ઉપર જ છે, પરંતુ **FBI** એ અન્ય બીજી એજન્સીઓની સંડોવણી અંગે પણ તપાસ કરી હતી. તેમાં રેડ આર્મી પણ હોય તો આશ્ચર્ય નથી. યહૂદીઓ

પછી જો કોઈ સમૂદાય આવી મોટી અને યોજનાબદ્ધ દુર્ઘટનાને આચરવા સમર્થ હોય તો તે જાપાની સમૂદાય જ છે. તેનાથી એ બાબત સ્પષ્ટ થઈ જાય છે કે આતંકવાદને રાજકારણથી જોડવું કંઈ યથાર્થ અને યોગ્ય નથી.

ઈ.સ. ૧૯૭૭માં યુરોપના દેશોનું એક સંમેલન આતંકવાદના વિષયે મળ્યું, પરંતુ તેમાં આતંકવાદની કોઈ વ્યાખ્યા કરવામાં જ ન આવી અને આવાં કૃત્યો આચરનારને આતંકવાદી કહેવામાં આવ્યો.

ઈ.સ. ૧૯૮૫માં પશ્ચિમ જર્મનીએ સરકારી રીતે આ વ્યાખ્યા આપી કે, ‘‘રાજકીય હેતુસર અત્યાચારપૂર્ણ કૃત્યો કરવા, જેમાં લોકોના જાન–માલ ઉપર હુમલો, કતલ, વંશહત્યા, અપહરણ અને બોંબ ધડાકાઓ સામેલ હોય.

ઈ.સ. ૧૯૮૦માં અમેરિકાની CIA એ આતંકવાદની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે : ‘‘કોઈ વ્યક્તિ દ્વારા કે જૂથ દ્વારા રાજકીય હેતુસર તત્કાલિન શાસન વિરૂદ્ધ કે તરફેણ માટે ભય અને આતંક કે અત્યાચારનો ઉપયોગ કરવો. જો કે આવા કૃત્યોનો મૂળ આશય પ્રત્યક્ષ ભોગ બનેલાઓ કરતાં અસલ મોટા જૂથને આંચકો આપવાનો કે ધાક બેસાડવાનો હોય છે.’’

*[Encycopeadia of World Terrorism, Vol. I, P. 18]*

બ્રિટનની સરકારે ઈ.૧૯૭૪માં આતંકવાદની વ્યાખ્યા આ પ્રમાણે કરી હતી : ‘‘કાયદાની દ્રષ્ટિએ આતંકવાદ નામ છે રાજકીય હેતુસર અત્યાચારનો ઉપયોગ કરવો, જેમાં પ્રજાને અથવા પ્રજામાંથી અમુક હિસ્સાને ક્રૂરતાના ઉપયોગ દ્વારા ભયભીત કરીને આતંકિત કરવાનો સમાવેશ થાય છે.’’

આ પ્રકારે ઘણાં અર્થ કેટલાક અન્ય દેશોએ પણ કર્યા છે. અમેરિકામાં જ FBI એ બીજી રીતે પણ તેની વ્યાખ્યા કરી છે. આ તમામ વ્યાખ્યાઓ અને અર્થોમાં ‘રાજકીય હેતુની પૂર્તિ’ ચાવીરૂપ અને મહત્વની બાબત છે. એવું પ્રતિત થાય છે કે રાજકીય હેતુસર આતંકવાદનો ઉપયોગ એક એવું કૃત્ય છે, જેને તત્કાલિન શાસને આતંકવાદના અન્ય પ્રકારોની તુલનામાં હંમેશા ધ્યાનમાં રાખવું જોઈએ. *[આતંકવાદ અને ઈસ્લામી શિક્ષણ : પેજ–૧૧]*



## ❊ ગેરકાયદેસર કબ્ઝો આતંકવાદ માટે જવાબદાર ❊

શિકાગો યુનિવર્સિટીના એક પ્રોફેસર નામે રોબર્ટ પપે લખેલી બુક Dying to win આત્મઘાતી હુમલાઓના વિસ્તૃત કારણોનું સંશોધન અમેરીકા તથા પાકિસ્તાનથી વિપરીત બીજા જ કારણો દર્શાવે છે. આ આત્મઘાતી હુમલાઓ મૂળભૂત રીતે અંતિમવાદ નથી, બલ્કે ગેરકાયદેસર કબ્ઝે કરેલા પ્રદેશોની પબ્લીક તરફથી વિરોધની એક પ્રક્રિયા છે. રોબર્ટની આ વાત મુસલમાનોના વિચાર સાથે મેળ ખાય છે.

રોબર્ટે ઈ.સ. ૧૯૮૦ થી ૨૦૦૪ સુધી થયેલા આત્મઘાતી હુમલાઓનો રેકોર્ડ ભેગો કર્યો. એની પાછળના રહસ્યો માત્ર અખબારી સમાચારોને આધારે જ નહિ, બલ્કે જ્યાં આ પ્રકારના હુમલા થયા ત્યાંના રાજકીય અને સામાજિક વાતાવરણને જાણી એકઠા કરવામાં આવ્યા. આખરે રોબર્ટ એ નિષ્કર્ષ પર પહોંચ્યા કે આ બધાનું મૂળ ઈસ્લામી અંતિમવાદ નહિ, બલ્કે ૯૫% હુમલાઓ કબ્ઝે કરેલી ભૂમિ પર થાય છે. લેબનોનથી શ્રીલંકા અને ચચેન્યાથી પેલેસ્ટાઈન સુધી આ જ હેતુસર લડાઈ ચાલે છે. લોકશાહીની માંગ માટેની લડાઈ છે.

પ્રોફેસર રોબર્ટ ઈસ્લામી અંતિમવાદના હવાલાથી પોતાના દ્રષ્ટિકોણની સ્પષ્ટતા માટે કંઈક આ પ્રકારની દલીલ કરે છે કે, ઈરાન દુન્યાના તે અમુક દેશોમાંથી છે જ્યાં મૂળભૂતવાદનો ખૂબ રંગ ચઢેલો છે. ઈરાનની વસ્તી ૭૦ મિલીયન છે. જે ઈરાક અને સઉદી અરબથી ત્રણ ઘણી વધારે છે. પરંતુ તે છતાં પણ આજ સુધી ઈરાકમાં કે કોઈ બીજા દેશમાં ઈરાન સબંધિત અંતિમવાદીઓએ કોઈ હુમલો નથી કર્યો અને સ્વજાતે ઈરાની અલકાયદાએ પણ હુમલો નથી કર્યો.

સુદાનની વસ્તી ૨૧ મિલીયન છે. જ્યારે કે ત્યાંની સરકાર અંતિમ દરજ્જાની મૂળભૂતવાદી છે. એથી વધુ કે ઉસામા બિન લાદેન અને તેઓના સ્વભાવમાં સામ્યતા હોવાના લઈ તે આ દેશમાં ત્રણ વર્ષ સુધી રહયા પણ છે. પરંતુ તે છતાં પણ આજ સુધી કોઈ સુદાની આત્મઘાતી હુમલાખોર બન્યો નથી.



તેઓ કહે છે કે ઉપરોકત વર્તમાન પરિસ્થિતિની સ્પષ્ટતા માટે જ્યારે મેં ઈ.સ. ૧૯૯૫ થી ૨૦૦૪ સુધી એ હુમલાઓ સંદર્ભે સામગ્રી એકઠી કરી, જેમાં અલકાયદા સંડોવાયેલ હતું. તો જાણવા મળ્યું કે તેમાંથી કોઈનો પણ સબંધ મૂળભૂતવાદ ઈસ્લામી રાષ્ટ્રો સાથે નહોતો, બલ્કે તેમાંથી બે તૃતિયાંશનો સબંધ તે દેશો સાથે હતો, જ્યાં ૧૯૯૦ થી અમેરિકન ફૌજ લડી રહી છે, અથવા તો કબ્જો જમાવેલ છે. અને તેનું સૌથી મોટુ ઉદાહરણ ઈરાક છે, જ્યાં ભૂતકાળમાં આત્મઘાતી હુમલાઓનો કોઈ દ્રષ્ટાંત નથી મળતો. ઈ.સ. ૨૦૦૩માં જ્યારે અમેરીકાએ પોતાની દોઢ લાખ ફૌજ સાથે ઈરાક પર હુમલો કર્યો તો ત્યાં આત્મઘાતી હુમલાઓની શરૂઆત થઈ અને ત્યારબાદ તેની સંખ્યામાં વધારો થતો ગયો છે. ઈ.સ. ૨૦૦૩માં આ હુમલાની સંખ્યા ફકત ૨૦ હતી. ઈ.સ. ૨૦૦૪માં આ સંખ્યા વધીને ૪૮ થઈ ગઈ. અને ઈ.સ. ૨૦૦૫ના પ્રારંભિક પાંચ મહિનામાં આ સંખ્યા ૫૦ થી વધુ હતી. તે સિવાય આ વાતનો પણ કોઈ પુરાવો નથી કે ઈરાક પર અમેરિકન હુમલા પહેલાં ત્યાં આતંકવાદી સંસ્થાઓ હતી. આ આતંકવાદી સંસ્થાઓની સ્થાપના અમેરિકન હુમલા તેમજ કબ્જો કર્યા પછી થઈ છે. અને મારા સંશોધનો પ્રમાણે આ આત્મઘાતી હુમલાખોરોની બહુમતી જુના ગુનેગારોની નથી, બલ્કે સ્વેચ્છિક રીતે જ તેઓ પોતાને આગળ ધરે છે. અને આત્મઘાતી હુમલા જેમાં તેઓ મૃત્યુ પામે છે, તે એમનો પ્રથમ અનુભવ હોય છે.

પ્રોફેસર રોબર્ટ આ આત્મઘાતી હુમલાઓમાં ધર્મની ભૂમિકાના સમર્થક છે, તેમ છતાં તેઓ આ તત્વને એ દ્રષ્ટિએ નથી જોતા જે રીતે યુરોપ-અમેરીકા ધર્મની ભૂમિકાને જુએ છે. પ્રોફેસર રોબર્ટના સંશોધન પ્રમાણે જ્યાં જ્યાં આત્મઘાતી હુમલાઓ થાય છે, ત્યાં કબ્જાની સાથે સાથે કબ્જો કરનાર અને કબ્જા હેઠળ રહેનાર પ્રજા વચ્ચે ધાર્મિક ફર્ક પણ હોય છે. આ ફર્ક પેલેસ્ટાઈન અને ઈરાકમાં જ નથી, બલ્કે શ્રીલંકામાં બૌધ્ધો અને તામિલ હિન્દુઓ દરમ્યાન પણ છે. આ કારણોને સ્પષ્ટ કર્યા પછી રોબર્ટ પપનું કહેવું છે કે દુનિયામાં ઝડપથી વધતા આત્મઘાતી હુમલાઓને રોકવાનો ફકત એક જ ઈલાજ બાકી રહ્યો છે કે કબ્જો કરનાર ફૌજો કબ્જા હેઠળના તે

દેશોમાંથી નીકળી જાય. આ સંદર્ભે લેબનોનનું ઉદાહરણ આપણી સમક્ષ છે કે, અમેરિકા અને ફ્રાંસે જ્યારે પોતાની ફૌજો ત્યાંથી હટાવી લીધી તો ભલે લડાઈ સંપૂર્ણ ખતમ ન થઈ, પરંતુ આત્મઘાતી હુમલાઓ એકંદરે બંધ થઈ ગયા. લેબનોનના ઉદાહરણનું વધુ વિશ્લેષણ કરવામાં આવે તો માલુમ પડશે કે ઈ.સ. ૧૯૮૦ના દશકામાં આ હુમલાઓમાંથી ફકત આઠ હુમલાઓ જ મુસ્લિમ પ્રતિક્રિયાવાદીઓ (રિએકશનરો) તરફથી થયા છે. જ્યારે ૨૭ હુમલાખોરોનો સબંધ કમ્યૂનિસ્ટ અને સોશ્યલિસ્ટ ગૃપો સાથે છે અને ત્રણ હુમલાખોરો ખ્રિસ્તી હતા.

પ્રોફેસર રોબર્ટ ફકત એકલા સંશોધનકર્તા નથી, જેમણે પક્ષપાતનો ચશ્મો ઉતારી પરિસ્થિતિઓ તેમજ ઘટનાઓનું સાચુ અવલોકન કર્યુ. બલ્કે એવા ઘણા બધા યુરોપી વિશેષજ્ઞો છે, જેમના વિચારો અમેરિકન પ્રમુખ અને અમેરિકન પોલીસીથી એકદમ વિપરિત છે. તેમાંથી જ એક પિટરબર્ગન છે. જેમણે ધાર્મિક મદ્રસાઓ બાબતે અમેરિકન પ્રમુખની ધારણાઓની સચ્ચાઈની કસોટીએ ચકાસણી કરી છે. અને પિટરના કહેવા પ્રમાણે આ મદ્રસા મૂળભૂતવાદી મુસલમાન તો કદાચ બનાવી શકે છે. પરંતુ કાયદેસરના પ્રશિક્ષણ પામેલ તેમજ ટેકનિકી બારીકીઓથી માહિતગાર આતંકવાદી કોઈપણ સંજોગોમાં પેદા નથી કરી શકતા. પિટરબર્ગને પોતાના આ સંશોધનમાં દુન્યાના આતંકવાદી હુમલાઓમાં સંડોવાયેલ લગભગ ૭૫ શંકાસ્પદ આતંકવાદીઓની શૈક્ષણિક કારકિર્દી અને પૂર્વ ભૂમિકાઓનું ઘણી બારીકાઈથી અવલોકન કર્યુ છે. અને આ અવલોકન પછી તેઓ એ પરિણામ ઉપર આવ્યા કે તેમાંથી વધુ પડતા લોકોનો સબંધ ટેકનીકલ એન્જીનીયરીંગ વિભાગ વગેરે સાથે રહયો છે.

દુ:ખની વાત એ છે કે, અમેરિકા પોતાના સ્વાર્થ સામે રાખી વાત રજૂ કરે છે. પશ્ચિમી જીવનપધ્ધતિના આશિકો આ જ વાત આલાપે છે. પશ્ચિમના અંધાનુકરણને કારણે આપણા દિલમાંથી એહસાસ ખતમ થઈ ગયો છે. આપણે એવી જીવન પધ્ધતિ (પશ્ચિમી) અપનાવી છે, જેનો અંજામ તબાહી જ છે.



# ❊ ઈસ્લામ વિરૂદ્ધ પશ્ચિમી ચળવળો ❊

જ્યારે મુસ્લિમોનો સૂર્ય મધ્યાહ્‍ને તપતો હતો, ત્યારે ખ્રિસ્તી વિશ્વમાં ઈસ્લામ તથા મુસ્લિમો વિરૂદ્ધ આંધીઓ ચાલી રહી હતી. ક્રુસેડનું એક મોટું પરિબળ એ જ હતું, જેમકે જોસેફ શાકતએ "Legacy of Islam"માં તથા અન્ય મુસ્લિમ તથા બિનમુસ્લિમ ઈતિહાસકારોએ તેની સ્પષ્ટતા કરી છે. અલબત્ત, ક્રુસેડ (૧૦૯૬-૧૨૯૧)માં મુસ્લિમોના વિજયે ઈસ્લામ તથા મુસ્લિમો પરત્વેના તેમના બીબાંઢાળ મનોવલણને સામાન્ય પ્રજાજનોના સ્તરે વધારે વ્યાપક તથા મજબૂત બનાવ્યું. આ કારણે જ જે વસ્તુ પહેલાં ચિંગારી સ્વરૂપે હતી, તેણે અગનજ્વાળાનું રૂપ ધારણ કરી લીધું. આમાં તે વખતના સાહિત્યકારો તથા કવિઓએ મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો. જેમણે ઈસ્લામ, મુસલમાન તથા મુસ્લિમ વિશ્વ વિશે એવી પૌરાણિક નોંધોના આધારે સાહિત્ય સર્જ્યું, જેનાથી આજે પોતે ખ્રિસ્તી વિશ્વ પરેશાન છે, તેમજ તેના લીધે પસ્તાય છે. દા.ત. ખ્રિસ્તી પ્રજાને એવું ઠસાવવામાં આવ્યું કે, મુસ્લિમો મહાવંડ (મુહમ્મદનું વિકૃત સ્વરૂપ) ટરવાગાંટ *(Tervagant)* અને એપોલોની પૂજા કરે છે. (વિગત માટે જુઓ ઉપરોક્ત પુસ્તકનો પહેલો લેખ) ખુદ હમણાં શું સ્થિતિ છે, તેનો અંદાજો વિખ્યાત અમેરિકા સ્થિત ‘‘કેર’’ની પાછલા વર્ષની એક રિપાર્ટથી કરી શકાય એમ છે. જે તેની સત્તાવાર સાઈટ પર મૂકવામાં આવેલી છે. તે મુજબ ચારમાંથી એક અમેરિકન ઈસ્લામ વિશે અત્યંત વિરોધી વિચાર ધરાવે છે. માત્ર બે ટકા અમેરિકીઓ ઈસ્લામ વિશે સારી જાણકારી ધરાવે છે. એક તાજા સર્વેક્ષણ મુજબ બ્રિટીશ નાગરિકો મુસ્લિમો સાથે નફરત કરવામાં સૌથી આગળ છે.

આમ, સૈકાઓ સુધી પશ્ચિમ ઈસ્લામના સાચા સ્વરૂપથી અજાણ રહ્યું. અઢારમી સદીના અંતથી મુસ્લિમ જગતને જોવા તથા તેમની આસ્થા તેમજ સંસ્કૃતિ વિશે જાણકારી મેળવવાનું પશ્ચિમના શિક્ષિત વર્ગોમાં વલણ ઉદ્‍ભવ્યું, જેણે ત્યાર પછી રીતસર એક ચળવળ ઓરિએન્ટલિઝમ (ઈસ્તિશ્રાક)નું સ્વરૂપ ધારણ કરી લીધું. પરંતુ એક બાજુ માનસિક સ્તરે આ ચળવળ પર ઈસાઈ મિશનરીનો પ્રભાવ હતો, તો બીજી બાજુ રાજકીય સ્તરે તે સામ્રાજ્યવાદી પરિબળોનો હાથો હતી. ઓછામાં ઓછું બીજા પાસાંને એડવર્ડ સઈદના પુસ્તક

**Orientalism (1976)**એ પૂર્વ-પશ્ચિમના તટસ્થ વર્તુળોમાં વધુ કોઈ ચર્ચાનો અવકાશ રહેવા દીધો નથી. ઓરિએન્ટલિઝમ જો કે અનેક પાસાંઓથી એક નકારાત્મક ચળવળ હતી, છતાં તેણે પૂર્વ-પશ્ચિમને એકબીજાને સમજવામાં મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો. એડવર્ડ સઈદના કહ્યા મુજબ એવો અંદાજો લગાવી શકાય એમ છે કે, ઈ.સ. ૧૮૦૦ થી ૧૯૫૦ સુધીના દોઢસો વર્ષ દરમિયાન પૂર્વ વિશે પશ્ચિમી વિદ્વાનો તરફથી ૬૦૦૦૦ પુસ્તકો લખવામાં આવ્યા. ***(Orientalism : P.204)*** આપણે કહી શકીએ કે, બીજા વિશ્વયુદ્ધ પછી પશ્ચિમવાસીઓએ ઈસ્લામને અને મુસ્લિમોએ પશ્ચિમને વધારે ગંભીરતાથી સમજવાની કોશિશ કરી. તેનું એક મોટું કારણ મુસ્લિમ જગતના સામાન્યજનો તથા પ્રબુદ્ધજનોનું શાંતિ સ્થપાયા પછી પશ્ચિમી વિશ્વનું રૂખ કરવું તેમજ ગંભીર તથા તનાવ વગરના વાતાવરણમાં મુસ્લિમો-ખ્રિસ્તીઓનું મિલન હતું, પરંતુ ૧૯૭૯માં ઈરાની ક્રાંતિએ પશ્ચિમને ફરી ઈસ્લામ વિશે નકારાત્મક દિશામાં ફંગોળી દીધું. ત્યાર પછીના બે દસકાઓ દરમિયાન ઈસ્લામ વિશે આયોજનબદ્ધ રીતે ઝેરીલા પુસ્તકો લખવામાં આવ્યા. અને ઈસ્લામને મધ્યયુગ (અથવા ક્રુસેડ પછીના) લોહી તરસ્યા રાક્ષસ ***(Bloody Monster)*** સ્વરૂપે રજૂ કરવાની શરૂઆત થઈ. પછી બર્નાર્ડ લુઈસ અને સેમ્યુઅલ પી. હેંટિંગ્ટન જેવા વિચારકો તથા અભિપ્રાય ઘડનારાઓએ ૯/૧૧ જેવી ઘટના ઘટવા માટે આખી ભૂમિકા તૈયાર કરી દીધી.

## ❊ ઈસ્લામ અને યુરોપ વચ્ચે મતભેદના કારણો ❊

ડૉ. ફીલીપ હિટ્ટી ***(Philip K. Hitti)***એ પોતાના પુસ્તક ‘‘ઈસ્લામ અને પશ્ચિમ’’ ***(Islam and the west)***માં એક શિર્ષક લગાવ્યું છે : ‘‘ઈસ્લામ પશ્ચિમી સાહિત્ય’’માં તે જણાવે છે કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મૃત્યુ બાદ દોઢસો વર્ષમાં મુસ્લિમો મદીના, બગદાદ, દમાસ્કસ અને ત્યારબાદ બગદાદથી લઈ ખ્રિસ્તીઓના પૂર્વજોના કેન્દ્રસ્થાનો સુધી પહોંચી ગયા. કોસ્ટોન્ટીનોપાલની હાર બાદ ચાર સદીઓમાં સલ્જૂકીઓ અને ઉસ્માની બાદશાહો યુરોપની ખ્રિસ્તી સલ્તનતો માટે સૌથી મોટો ખતરો બની ગયા, સ્પેન, સિસલી અને ફ્રાન્સ સુધી પહોંચી ગયા. બારમી તેરમી

સદીમાં યુરોપીય કૌમો મુસ્લિમોની ધરતી ઉપર ધાર્મિક લડાઈઓ (ક્રુસેડ) લડતા રહયા. જેની યાદ તેમની ત્યારબાદની નસલોમાં પણ બાકી રહી. (આજે પણ જયોર્જ બુશને તે યાદ છે.)

## ભાષાની રૂકાવટ તથા મુસ્લિમોની સતત વિજયકૂચ

જરથ્રુસ્તીઝમ, બુધ્ધિઝમ અને બીજા ધર્મોથી કદી આટલી નફરત અને વૈમનસ્ય ન રહયાં, જેટલા ઈસ્લામ સાથે રહયાં, કારણકે તે ધર્મો મધ્યકાલીન યુરોપ માટે કોઈ ખતરો ન હતા. એટલા માટે ખૌફ અને દુશ્મનીએ ઈસ્લામ વિરૂધ્ધ ખ્રિસ્તીઓમાં નફરતના બીજ વાવ્યાં. ઈસ્લામી અકીદાઓ–માન્યતાઓ તેમના માટે દુશ્મનોના અકીદા હતા. તેની સાથે ભાષાની પણ રૂકાવટ હતી. ઈસ્લામી જગત સાથે છસ્સો વર્ષના રાજકીય અને ફૌજી ઘર્ષણને લઈ યુરોપ કુર્આન શ.ના સામાન્ય વાંચનથી પણ વંચિત રહયું. આ મુદ્દતમાં લેટિની ભાષાનો કોઈ વિદ્વાન એવો નથી મળતો, જે અરબી ભાષા પર પ્રભુત્વ મેળવતો હોય. કુર્આની ભાષાની સંપૂર્ણ અજ્ઞાનતાએ કુર્આન શરીફ વિશે ગલતફેહમી ફેલાવવાનો માર્ગ વધુ મોકળો કર્યો અને સલીબી જંગોએ નફરત ફેલાવવામાં વધારે રંગ ભર્યો. ઈસ્લામની વાસ્તવિક તસ્વીર અને યુરોપિય તસ્વીરમાં કોઈ જ મળતાપણુ ન હતું. સિરિયાના પ્રખર ખ્રિસ્તી વિદ્વાન જોન ઓફ દમાસ્કસ (ઈ.સ. ૭૪૯) અબ્દુલમસીહ ઈબ્ને કન્દી, પ્રખ્યાત ઈતિહાસકાર થ્યુપીન (ઈ.સ. ૭૫૮–૮૧૮) વગેરેની ઈસ્લામ વિશેની ગલત જાણકારીએ યુરોપના લોકોમાં હઝરત મુહમ્મદ (સલ.) વિરૂધ્ધ એવું વાતાવરણ સર્જયુ કે કોઈપણ જૂઠી મનઘડત કિસ્સા–કહાનીને યુરોપના લોકો માનવા તૈયાર થઈ જતા. ત્યાં સુધી કે પાછલા વિદ્વાનો સર વિલિયમ મયૂર, ડાયસ, માર્ગોલેથ વગેરેના પુસ્તકો પણ આ દુઃપ્રચારથી પ્રભાવિત હતા.

ખ્રિસ્તી મત અને ઈસ્લામ વચ્ચે ભાષાની રૂકાવટ સૌ પ્રથમ ઈ.સ. ૧૪૧૧માં ત્યારે દૂર થઈ જયારે ફ્રાન્સમાં કુર્આન શરીફનું લેટિની ભાષામાં ભાષાંતર થયું. ત્યાર બાદ ૧૬૪૯માં **Sieur du Ryer** નામના વિદ્વાને (જે ઈસ્કન્દરિયામાં ફ્રાન્સીસી કાઉન્સીલર હતા) આ ભાષાંતરની મદદથી ફ્રાન્સીસી ભાષામાં કુર્આન શરીફનું ભાષાંતર કર્યુ. કુર્આન શરીફનું પ્રથમ

અરબીથી અંગ્રેજીમાં ભાષાંતર ૧૭૩૪માં જયોર્જ સેલ (George Sale) નામી વ્યકિતએ કર્યુ.

યુરોપમાં ઈસ્લામ વિશે સાચા અને વાસ્તવિક વિચારોની શરૂઆત ૧૮મી સદીથી થઈ, જયારે યુરોપના પ્રવાસીઓ અને વેપારીઓ અરબ જગત વિશે સારા અભિપ્રાયો લઈને યુરોપ પાછા ફર્યા. તથા યુરોપના સફીરો અને મિશનરીઓએ પણ ઈસ્લામ વિશેની જાણકારીમાં વધારો કર્યો. જેમાં સૌ પ્રથમ નામ કેમ્બ્રિજ યુનિવર્સિટીના અરબીના પ્રોફેસર સાઈમન ઓકલે (Simon Ockley) તથા એડવર્ડ ગીબોન (Edward Gibbon) જે મોર્ડન અંગ્રેજી ઈતિહાસના સર્જક છે, તેમણે પણ ઈસ્લામ તથા આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિશે ઘણી જૂઠી વાતો અને દુ:પ્રચારને રદિયો આપ્યો. આ જ પ્રમાણે ફ્રાન્સીસી લેખક વોલીટર તથા જર્મન કવિ ગોયટે વગેરેએ પણ મહત્વની ભૂમિકા ભજવી છે.

ઓગણીસમી સદીના મધ્ય સુધીમાં કાર્લાઈલ જેવા લેખકો પેદા થયા જેમણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને ‘‘પયગમ્બરોના હિરો’’ કહયા. માઈકલ હાર્ટે ‘‘સો મહાન વિભૂતિઓ’’માં આપને પ્રથમ નંબર આપ્યો.

૧૪૦૦ વર્ષ પછીનો આ પ્રમાણેનો ઐતિહાસિક વણાંક એ વાતનો સ્પષ્ટ નિર્દેષ આપે છે કે આપના વિરોધીઓની બધી જ કોશીષો વ્યર્થ ગઈ. આ લોકોના જબરજસ્ત વિરોધ છતાં આપનો ઈતિહાસ, આપનું શિક્ષણ અને કુર્આનનું સંપૂર્ણ સુરક્ષિત હોવું એ હકીકતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના અંતિમ નબી હોવાની જબરદસ્ત સાબિતી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફકત નબૂવ્વતને અંતિમ સ્વરૂપ આપવાવાળા ન હતા. બલ્કે સાથે આપના વિરોધીઓ માટે આ મોકો પણ ખત્મ કરવાવાળા હતા કે તેઓ આપની પવિત્ર સીરત અને આપના શિક્ષણને મીટાવવામાં સફળ થઈ શકે. ખત્મે નબુવ્વત સ્વાભાવિક રીતે નબૂવ્વતની સુરક્ષાનો તકાજો કરે છે. અને નબૂવ્વતની સુરક્ષા ઉમ્મતની સુરક્ષાની ગેરંટી આપે છે. આ બધાની સંપૂર્ણ વ્યવસ્થા અલ્લાહપાક તરફથી કરી દેવામાં આવી છે.

## ઈસ્લામ અને યુરોપ વચ્ચે સાંસ્કૃતિક સંઘર્ષની મનઘડત કહાની

પાછલા અમુક વર્ષોથી પ્રચાર માધ્યમોએ ઈસ્લામ અને યુરોપ દરમ્યાન સાંસ્કૃતિક સંઘર્ષના નામે એક નવુ યુધ્ધ છેડયુ છે. યુરોપના બુધ્ધિ-જીવીઓએ આ વિષય ઉપર ઘણી લાંબી ચર્ચા-વિચારણા અને ઘણો ઝિણવટ-ભર્યો તથા બહોળો અભ્યાસ કરી સાંસ્કૃતિક સંઘર્ષના બધા જ પાસાઓની ચર્ચા કરી છે. અમુકે ઉપરછલ્લી નજરે મુસ્લિમો અને યુરોપ વચ્ચે સાંસ્કૃતિક સંઘર્ષનો દાવો કર્યો છે. અને પોતાના દાવાની સાબિતીરૂપે અમુક ભ્રામિક સર્વેક્ષણોના ખોટા આંકડાઓ અથવા આકસ્મિક સંજોગોને હકીકતનું સ્વરૂપ આપી એકબીજા સાથે તાર્કિક દલીલના આધારે જોડીને પોતાના દાવાને સમર્થન પુરૂ પાડયુ છે. જેમકે શ્રી **Hsntington**એ લખ્યું છે કે, આ કોઈ આશ્ચર્યજનક બાબત નથી કે ઈરાનની ક્રાંતિ પછી પશ્ચિમ અને ઈસ્લામ દરમ્યાન સાંસ્કૃતિક સંઘર્ષનો આરંભ થઈ ચૂકયો છે. ***[Clash of Civilization, P. 216]***

અમુકે રશીયન સામ્યવાદનો અંત અને ઈરાનમાં આયતુલ્લાહ ખૌમેનીની ગવર્મેન્ટ બન્નેવને સાંસ્કૃતિક સંઘર્ષ માટે કારણરૂપ દર્શાવી છે. અમુકે મુસ્લિમ દેશો અને યુરોપમાં બનેલા અમુક બનાવોને ઉદાહરણમાં રજૂ કરી તેના કારણોનું અવલોકન કરતાં સાંસ્કૃતિક સંઘર્ષ સાબિત કર્યો છે. જો કે આ લોકો ફક્ત મધ્યપૂર્વના આરબ દેશોના બનાવોને ધ્યાનમાં રાખીને જ ફેંસલા કરે છે. દૂર પૂર્વ તથા દક્ષિણ એશીયાના મુસ્લિમ દેશોને તે (ભૂલીને) નજર અંદાજ કરી દે છે.

## ક્રુસેડ (સલીબી) મુસ્લિમોની ધરતી ઉપર ધાર્મિક લડાઈઓ

હકીકત એ છે કે યુરોપમાં ધાર્મિક આતંકવાદનો ઈતિહાસ ઘણો જુનો છે. સલીબી (ક્રુસેડ) જંગો પણ ધાર્મિક ઝનૂન અને કટ્ટરવાદ હેઠળ જ લડાઈ હતી. માટે ધાર્મિક કટ્ટરવાદનો ઈસ્લામ સાથે કોઈ જોડ નથી. ખરેખર તો ધાર્મિક આતંકવાદ યુરોપની જ સમસ્યા છે. જે તેમના ધાર્મિક સંપ્રદાયો

દરમ્યાન મહદઅંશે લડાઈ રહી હતી. હકીકતમાં ઈસ્લામ શાંતિ અને સલામતીનો ધર્મ છે. પશ્ચિમી દેશો પોતે આ બાબતે એકમત નથી કે ઈસ્લામ હકીકતમાં વૈશ્વિક ખતરો છે. ઘણા પશ્ચિમી બુધ્ધિજીવીઓ તેને માત્ર ભ્રમ માને છે. છતાં સામાન્ય બિન મુસ્લિમોના માનસમાં જે માન્યતા ઘર કરી ગઈ છે. તથા પ્રસાર માધ્યમો પણ સતત પ્રચાર કરે છે કે, ઈસ્લામ એક જબરદસ્ત ખતરો છે. અને ઈસ્લામી દુન્યા તથા પશ્ચિમી જગત વચ્ચે નજીકના ભવિષ્યમાં ભયાનક યુધ્ધ થવાનું છે. આ પ્રકારની માનસિકતા તૈયાર કરવામાં અમુક ચોક્કસ જૂથના લોકોએ ખાસ ભાગ ભજવ્યો છે. તેમના કંટ્રોલમાં વિશ્વમિડીયા છે. માટે ખોટા વિશ્લેષણો, ભ્રામક આંકડાઓ, તાર્કિક જૂઠી દલીલો, કોઈ એક નાની ઘટનાને ઘણુ મોટુ સ્વરૂપ આપીને તથા અમુક લોકો પાસે પત્રકારત્વ અને વાકપટુતાના માધ્યમથી નિબંધો તથા પુસ્તકો લખાવીને એ દ્રષ્ટિકોણને વધુથી વધુ પ્રચારિત કરવામાં આવે છે, કે ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ હંમેશા એકબીજાના પ્રતિસ્પર્ધી રહ્યા છે.

ઈસ્લામી જગત અણુશક્તિથી વંચિત છે. જે દેશો પાસે અણુશક્તિ છે, તે બધા મહદઅંશે ઈસ્લામ વિરૂધ્ધ વલણ ધરાવે છે. છતાં શ્રી હેન્ટીન્ગને આંકડાઓની માયાજાળમાં એ સાબિત કરવાની કોશીશ કરી છે કે પશ્ચિમમાં અણુશક્તિ પ્રાપ્ત કરવાની દોડનું મુખ્ય કારણ ઈસ્લામ છે. હાલાંકે ઈસ્લામને પરમાણુ શકિતમાં વૃધ્ધિનું કારણ સાબિત કરવુ માત્ર અને માત્ર એક માનસિક ભ્રમ અથવા લોકોને બેવકૂફ બનાવવાની વાત છે. હકીકત એ છે કે સાંસ્કૃતિક સંઘર્ષનો ખ્યાલ જ સહીહ નથી. સભ્યતાઓ એકબીજા સાથે મળીને રહે છે. એ ટકરાતી નથી. હા, અસભ્યતાઓ અને ઝનૂન કે જંગલિયતો ટકરાય છે. આપસના સ્વાર્થો કે અહમ ટકરાય છે. સભ્યતાઓ મોટેભાગે સમજણ અને કલ્યાણકારી નિતિ આધારિત વલણ અપનાવે છે. ઈસ્લામી ઈતિહાસ અને બીજી કૌમોના ઈતિહાસ આ વાતનો સાક્ષી છે. એક મોટા યહુદી બુધ્ધિજીવીએ લખ્યું છે કે યહુદીઓના પૂરા ઈતિહાસમાં એમને જેટલી શાંતિ–ચૈન અને રાહત તથા ઉચ્ચ હોદ્દાઓ મુસ્લિમ શાસનમાં મળ્યા છે, એટલી શાંતિ એમને કોઈ યુગમાં પ્રાપ્ત થઈ નથી.



## મુસ્લિમો વિશે યુરોપના બુધ્ધિજીવીઓ મુખ્યત્વે ત્રણ પ્રકારના વિચારો ધરાવે છે :

[૧] બુધ્ધિજીવીઓની એક મોટી સંખ્યા ઈસ્લામ અને મુસ્લિમ જગતને યુરોપિય સંસ્કૃતિ માટે ખતરો સમજે છે.

[૨] બુધ્ધિજીવીઓનો એક વર્ગ યુરોપ માટે ઈસ્લામ તથા મુસ્લિમોને કોઈ પણ પ્રકારનો ખતરો અથવા ચેલેન્જ સમજતો નથી. અને એમ સમજે છે કે મુસ્લિમો પોતાની સમસ્યાઓ અને પ્રશ્નોમાં જ ઘણા ગુંચવાયેલા છે. અને તે એટલા વેરવિખેર છે, કે કદી એક થઈ શકતા નથી. અને એક થઈ પણ જાય (જે શક્ય નથી) તો પણ તેમની લશ્કરી તાકત એટલી નથી કે તે યુરોપનો કોઈપણ રીતે સામનો કરી શકે. પરંતુ તે છતાં ઈસ્લામી રૂઢિવાદને આ વર્ગ પણ એક સમસ્યાના રૂપમાં જુએ છે. કારણકે તેમના ખ્યાલમાં ખ્રિસ્તી રૂઢિવાદની જેમ ઈસ્લામી રૂઢિ વાદ પણ મધ્યકાલિન અંધકારયુગ (ડાર્કએજ) તરફ લઈ જનાર છે.

[૩] મોર્ડન યુરોપમાં બુધ્ધિજીવીઓનો ત્રીજો વર્ગ એવો છે જે ઈસ્લામ તથા મુસ્લિમોને યુરોપ માટે ખતરો સમજતા નથી. પરંતુ તે ઈસ્લામને (આઉટ ઓફ ડેટ) ઉતરી ગયેલ પણ નથી સમજતા. તેમના મતાનુસાર યુરોપ જો પોતાની સંસ્કૃતિ (Unique) અને કલ્ચરની રક્ષા કરવા માંગે છે, તો તેના માટે અત્યંત જરૂરી છે કે તે ઈસ્લામને એક જીવનનિતિ અને સંસ્કૃતિના રૂપમાં કબૂલ કરે. અને તેને ખતરો સમજવાની જગ્યાએ એક ચેલેન્જ સમજે. અને પછી તેના પ્રમાણે જ્યાં પોતાના યુરાપિય સામાજિક જીવનમાં કમી લાગતી હોય ત્યાં પોતાની નિતિમાં ફેરફાર કરી ઈસ્લામી નિતિથી ફાયદો ઉઠાવે.

યુરોપના પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક ચર્ચના સંસ્થાનો (CCE & KEN)એ "Islam in Europe Committee"ની સ્થાપના કરી. જેણે ૧૯૯૪માં જીનીવામાં આ વિષય ઉપર પરિસંવાદ પણ યોજ્યો. તેમાં પણ આના કારણો અને તેની યુક્તિઓની સમીક્ષા કરવામાં આવી. જેના પર અમલ



કરીને ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે તંદરૂસ્ત સમરસતા પેદા થઈ શકે. આ પ્રમાણે સૌહાદ અને પરસ્પર સહકારના બીજા પણ ઘણા ઉદાહરણો છે.

આ પ્રકારની ચર્ચાઓને કારણે એક ફાયદો એ થયો કે, યુરોપના અમુક તટસ્થ બુધ્ધિજીવીઓએ આના ઊંડાણમાં જઈ બન્નેવ સંસ્કૃતિઓની ખૂબીઓ અને ખામીઓનું સર્વેક્ષણ કર્યુ. અને યુરોપને પણ સમજાવ્યું કે ફક્ત મુસ્લિમોનો દોષ કાઢવાથી બન્નેવ સમાજો વચ્ચેની ખાઈ પૂરાવાની નથી. આમાં યુરોપની જે બેવડી નિતિ અને ધોરણોવાળી ચાલ છે, તે પણ મહત્વની ભૂમિકા ભજવે છે. જેમાં આ લેખકોએ પેલેસ્ટાઈન તથા ઈઝરાઈલ વિશે અમેરીકાની પોલીસી અને મુસ્લિમ દેશોમાં યુરોપ–અમેરીકાની સામ્રાજ્યવાદી નિતિ તથા લોકશાહી ઢબે ચૂંટાયેલ સંગઠનોને સરકાર રચવાથી દૂર રાખી, તેની જગ્યાએ ડેકટીટરશીપ અને રાજાશાહીને સમર્થન આપવુ, પોતાના હાથા બનતા રાજાઓને પ્રજા વિરૂદ્ધ ઉશ્કેરવા વગેરેનું વર્ણન કરતાં અલ્જીરિયા, તુર્કી, ટયુનિસીયા વગેરેને જીવંત ઉદાહરણ રૂપે રજૂ કર્યા છે.

હું આપના સમક્ષ આ ત્રીજો વર્ગ જેનું પ્રતિનિધિત્વ શ્રી જહોન એલ. સ્પોઝીટો (**John L. Esposito**) કરે છે, તેમના વિચારો રજૂ કરૂં છું :

શ્રી જહોન એલ. સ્પોઝીટો અમેરીકાની જ્યોર્જ ટાઉન યુનિવર્સિટીના ‘‘ધર્મ અને આંતરરાષ્ટ્રીય સબંધો’’ના પ્રોફેસર તથા ‘‘મુસ્લિમ–ખ્રિસ્તી સબંધો વિભાગ’’ના ડાયરેકટર છે. તેમણે અમેરીકાના વિદેશ મંત્રાલયમાં પણ સેવાઓ બજાવી છે. તથા ઓક્સફોર્ડ ઈન્સાયક્લોપિડિયા ઓફ મોર્ડન ઈસ્લામિક વર્લ્ડ (જે ચાર ભાગમાં મોર્ડન ઈસ્લામી જગતની માહિતી માટે સનદનો દરજો રાખે છે) તેના લેખક છે.

## ❊ ઈસ્લામ ચેલેંજ છે, ખતરો નથી ❊

શ્રી જહોન સ્પોઝીટો યુરોપની ભલાઈ અને પ્રગતિના ફક્ત ચાહક જ નથી, બલ્કે તેમનો હાથ ઈસ્લામી સંસ્કૃતિથી ઉપર જોવા માંગે છે. પરંતુ જે વાસ્તવિક્તા છે કે લોકો ઈસ્લામથી પ્રભાવિત થઈ રહ્યા છે. મુસ્લિમ

દેશોમાં લોકશાહીને નિષ્ફળતા યુરોપના પ્રતાપે જ મળી રહી છે. જેને લઈ મુસ્લિમ દેશોના એજ્યુકેટેડ લોકો પણ નિરાશ થઈ ગયા છે. અને સાથે સાથે યુરોપિય દેશોમાં પણ ઈસ્લામી વાંચન પ્રત્યે લોકોમાં જાગૃતિ બલ્કે ભૂખ ઉઘડી રહી છે અને ઈસ્લામી તાલીમની વ્યાપકતા, વિશાળતા બલ્કે જીવનના પ્રત્યેક સંજોગોમાં પ્રત્યેક વ્યક્તિને લગતા બધા જ પ્રશ્નોની છણાવટ ઈસ્લામમમાં છે. શ્રી જ્હોન સ્પોઝીટોના શબ્દોમાં ઈસ્લામ એ જીવન માર્ગદર્શક (**Way of Life**) છે. એમના ખ્યાલમાં ઈસ્લામ એક શાનદાર જીવન વ્યવસ્થા હોવાની સાથે યુરોપ માટે કોઈ જ ખતરો નથી. હાં, તેની તુલનામાં એક ચેલેન્જ જરૂર છે. અને એવા સંજોગોમાં યુરોપ માટે મુનાસિબ એ છે કે તે ટકરાવનો રસ્તો છોડી ઈસ્લામી વ્યવસ્થાને ચેલેન્જ સમજી તેની રોશનીમાં પોતાની રાજકીય વ્યવસ્થાની કમીઓ દૂર કરી તેને વધુ વ્યવસ્થિત કરે. આ વિષયમાં તેમણે અમાનતદારીપૂર્વક એ રાય (મંતવ્ય) આપી છે કે, જો યુરોપે ભવિષ્યમાં પણ પોતાની સંસ્કૃતિને ઉચ્ચ સ્થાને બિરાજમાન રાખવી હોય તો તેણે ઈસ્લામી ચેલેન્જને કબૂલ કરવો પડશે.

શ્રી જ્હોનનો યુરોપને આ મશ્વેરો ઈસ્લામથી હમદર્દીને લઈને નથી બલ્કે યુરોપની હાલની સેક્યુલર લોકશાહીથી લોકો વિમુખ થઈ રહ્યા છે. અને તેની ખરાબ અસરો ત્રીજી દુન્યાના દેશોમાં ખરાબ પરિણામો લાવી રહી છે. શ્રી જ્હોન એવું વિચારી રહ્યા છે, કે આની દુરગામી અસરોના સ્વરૂપે યુરોપિય સેક્યુલર વ્યવસ્થા પણ સામ્યવાદની જેમ નિષ્ફળ નિવડી ભાંગી ન પડે. અને એક દિવસ તેનો પણ તે ભૂંડો હાલ ન થાય, જે સોવિયેત રશિયાનો થયો. આ ડરને કારણે તે ઘણી બધી બાબતોમાં બીજા લેખકોથી આગળની વાત કરી રહ્યા છે.

શ્રી જ્હોનનું કહેવું છે કે ઈસ્લામી બુન્યાદ પરસ્તી (રૂઢિવાદ)ને નાઝીઈઝમ તથા કોમ્યુનિઝમની જેમ સમજવું ભૂલ ભરેલુ છે. આ પહેલા પણ આપણે થાપ ખાય ગયા હતા કે, સોવિયેત રશિયાના એકદમ તૂટવાની યુરોપિય સરકારી એજન્સીઓ અને જાસૂસી નિષ્ણાતોને માહિતી ન મળી શકી. અને અચાનક તે તૂટી પડયું. આજે જ્યારે સોવિયેત ખતરો ખતમ થઈ ચૂકયો છે,

તો મુસ્લિમ દેશોમાં થઈ રહેલ પરિવર્તનને સમજવામાં પાછા ભૂલ ન કરીએ એ જોવાનું છે. આપણે કોઈપણ પગલું ભરતાં પહેલા તેના સાચા કારણો શોધવા જરૂરી રહેશે. ફક્ત ગલત પ્રોપેગન્ડા કે ખોટી અફવાઓથી પ્રભાવિત થઈ કોઈ પગલું ન ભરીએ તેની સાવચેતી રાખવી પડશે.

તેમનું આ પણ કહેવું છે કે યુરોપમાં રહેતા બધા જ નાગરિકોના સમાન હક્કો છે. માટે આ ક્યાંની સમજદારી અને બુધ્ધિ છે કે, યુરોપના કેથોલિક અથવા પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તી પોતાની ધાર્મિક વિધિઓ ઉપર અમલ કરે, અથવા અમલ કરવા માટે આઝાદી ચાહે, તો તે તેમનો બુન્યાદી અધિકાર કહેવાય. અને જ્યારે કોઈ આફ્રિકી કે એશિયાઈ પોતાની ધાર્મિક વિધિઓ અને ઈબાદતો ઉપર અમલ કરવા માંગે તો તે રૂઢિવાદ કહેવાય. ત્રીજી દુન્યાની વાત આવે છે, ત્યારે યુરોપનો માપદંડ બદલાય જાય છે. ત્યાં યુરોપ ફક્ત પોતાના સ્વાર્થને જ જુએ છે. જો તેમનો સ્વાર્થ લાગેલો હોય, અને કોઈ ખતરો ન હોય તો લોકશાહી અને માનવહક્કોનું ગમે તેટલુ ઉલ્લંઘન થતુ હોય છતાં યુરોપ ચૂપ બેસી રહે છે.

શ્રી જ્હોન લખે છે કે જે મુસ્લિમોને તમે બુન્યાદપરસ્ત (ફન્ડામેન્ટલ) કહો છો, તે ફક્ત મોલ્વી મુલ્લાં અને દીની મદ્રસાઓ સાથે જ સંકળાયેલ નથી. બલ્કે તેમાંથી મોટો વર્ગ યુરોપની યુનિવર્સિટીઓ અથવા તેમના પોતાના દેશોમાં ઉંચી ડીગ્રીઓથી પાસ થયેલ લોકો છે. તેમણે મોર્ડન દુન્યાને ઘણી સારી રીતે સમજી છે. અને આ લોકોને પબ્લીકમાં લોકપ્રિયતા પણ પ્રાપ્ત છે. કારણકે આ લોકો એન્જીનીયરીંગ, વિજ્ઞાન, મેડીકલ, કાનૂન, શિક્ષણ અને મિલિટરીની ઉચ્ચ ડીગ્રીઓની સાથે સામાજિક કામોમાં ઘણા આગળ રહે છે. અને તેમના બહોળા અનુભવથી સામાન્ય નાગરિકોને ઘણો લાભ મળે છે. તેમણે પોતાના વર્તુળમાં શૈક્ષણિક સંસ્થાઓ કાયમ કરી તેનો સકુશળ વહીવટ પણ કર્યો છે. અને જ્યાં એમને મોકો મળ્યો ત્યાં રાજકારણમાં સક્રિય ભૂમિકા ભજવી છે. એ અલગ વાત છે કે, યુરોપિય સરકારોએ તેમને સત્તા પ્રાપ્ત કરવાથી રોકવાની કોશીષો કરી છે. અને તેમની રચનાત્મક પ્રવૃત્તિઓને ખોટા આક્ષેપો તથા બહાના હેઠળ બદનામ કરવાની ભરપૂર કોશીષો કરી છે.



શ્રી જ્હોન લખે છે કે ઈસ્લામમાં ખ્રિસ્તી ધર્મની જેમ પોપનો કોઈ હોદ્દો નથી. માટે મુસ્લિમ જગતમાં બનેલ કોઈ એક બનાવ અથવા કોઈ એક વ્યક્તિના વિચારોને જેમકે ખૌમેની અને સદામહુસૈન (અહમદી નઝાદ, ઉસામા કે જવાહીરી)ના ચશ્માથી જોવાનું પરિણામ એ આવ્યુ છે કે, અમેરીકા ઈસ્લામ અને મધ્યપૂર્વના મુસ્લિમ દેશોના હાલાત અને સંજોગોને સાચી રીતે સમજી શકતો નથી.

## ❊ ઈસ્લામ અને લોકશાહી ❊

ઈસ્લામ અને લોકશાહીના હવાલાથી યુરોપમાં જે પ્રોપેગન્ડો ચાલી રહ્યો છે કે, બન્નેવ એકબીજાથી વિરોધાભાસ સંસ્કૃતિ અને વિચારધારાઓ છે. તેનો આંશિક સ્વીકાર કરતા શ્રી જ્હોન લખે છે કે, આ પ્રોપેગન્ડો જેટલા જોરશોરથી ચાલી રહ્યો છે અને તેને લઈ ઈસ્લામી રૂઢિવાદ (બુન્યાદ પરસ્તી)નો આક્ષેપ મુસ્લિમ સમાજ અને ઈસ્લામ ઉપર થઈ રહ્યો છે તેની હકીકત અને હાલનું ચિત્ર તથા મુસ્લિમોનો પાછલા હજાર વર્ષોનો ઈતિહાસ તથા ઈસ્લામી કાયદા કાનૂનમાં જે વિશાળતા, વ્યાપકતા અને સમયની માંગ પ્રમાણે કાયદાના અમલીકરણની પ્રક્રિયા છે. તે બધુ જોતાં ઈસ્લામ અને લોકશાહીમાં લાંબો વિરોધાભાસ શ્રી જ્હોનને દેખાતો નથી. તે ઈસ્લામી કાયદા કાનૂનની વિશાળતાને કબૂલ કરતા લખે છે કે, લોકશાહીનું ઈસ્લામીકરણ આ પ્રમાણે થઈ શકે છે કે, ઈસ્લામી શાસન તથા કાયદા વ્યવસ્થાના આધારસ્થંભો શુરા (પાર્લામેન્ટ) ઈજમાઅ (બુધ્ધિજીવીઓના મોટા વર્ગની સહમતી) અને ઈજતેહાદ (કાયદા કાનૂનના નિષ્ણાતોનો અભિપ્રાય) વગેરે ઈસ્લામી પરીભાષાઓનો આજના રાજકારણના સંદર્ભમાં ઉપયોગ કરી બન્નેવ વચ્ચે તાલમેલ બેસી શકે છે.

એ જ પ્રમાણે યુરોપનો આ આક્ષેપ કે ઈસ્લામ મોર્ડન યુગના તકાદાઓ સાથે ચાલી શકતો નથી. કારણકે તે રૂઢિવાદી અને સ્થિર ધર્મ છે. શ્રી જ્હોન આ આક્ષેપ સાથે સહમત નથી. તે આને યુરોપિય પ્રોપેગન્ડો ગણે છે. તેમના કહેવા પ્રમાણે ઈસ્લામના ચૌદસો વર્ષના ઈતિહાસમાં કદી પણ ઈસ્લામ સ્થિર રહ્યો જ નથી, બલ્કે તે સમયાનુસાર દરેક યુગમાં પ્રચલિત રહ્યો છે.





ઈસ્લામી જગતમાં રાજકીય આઝાદીની ઉણપ છે, બલ્કે હુકૂમત નાલાયક બિનજવાબદાર હાકેમોના કબ્ઝામાં છે. વધુ પડતા મુસ્લિમ દેશોમાં રાજકીય પાર્ટીઓ ઉપર સખ્ત પાબંદીઓ છે. ચૂંટણીઓ થતી જ નથી અને જો થાય તો ગેરરીતીઓના કારણે અર્થ વગરની રહે છે.

મુસ્લિમ જગતમાં આઝાદી અને લોકશાહીની ચળવળે બિનઅનુભવી અય્યાશ હાકેમો અને તેમના યુરોપિય આકાઓ બન્નેવ માટે ઘણી બધી સમસ્યાઓ અને પેચીદા પ્રશ્નો પેદા કર્યા છે. મુસ્લિમ હાકેમો વિરોધપક્ષથી ડરે છે. જ્યારે યુરોપિય સરકારો વિરોધપક્ષને લોકશાહીની તંદરૂસ્તી ગણે છે. પરંતુ તે છતાં એમને ખતરો છે કે જો મુસ્લિમ દેશોમાં લોકશાહીનો પવન વાયુવેગે પ્રસરી જશે. અને ચૂંટણીઓમાં યુરોપના જુના ભરોસાપાત્ર પિટ્ઠુઓની જગ્યા બીજા લોકો લઈ લેશે. અને તે હાલના હાકેમોની જેમ યુરોપિય દબાણ પણ ન સ્વીકારે, કારણકે તેમની ગાદી યુરોપ અમેરીકાના હાથમાં નહીં હોય, બલ્કે પોતાના દેશોની પબ્લિકના હાથમાં હશે. તો પરિણામે મુસ્લિમ દેશોના તેલ અને કુદરતી ભંડારો સુધી તેમની પહોંચ સલામત રહી શકતી નથી. એટલા જ માટે યુરોપ–અમેરીકા મધ્યપૂર્વમાં શાંતિના બહાના હેઠળ રાજકીય સ્થિતીને જેવી રીતે ચાલે છે, તે જ પ્રમાણે યથાવત્ રાખવા માંગે છે. અફઘાનિસ્તાનની તાલિબાન સરકાર સાથે આ જ વાંધો પડયો હતો કે ગેસ અને કુદરતી ભંડારોને અમેરીકા–યુરોપ પોતાના નિયંત્રણમાં બાકી રાખવા માંગતા હતા અને તાલિબાન નેતાઓએ તેનો ઈન્કાર કર્યો હતો.

શ્રી જ્હોન આ પ્રશ્ન પણ ઉપસ્થિત કરે છે કે શું આઝાદી અને સ્વતંત્રતા માટે તાકત અને શક્તિનો ઉપયોગ અવૈધ (નાજાઈઝ) અને ખતરાનું સ્વરૂપ બને છે ? ખાસ કરીને જ્યારે કે આ તાકત અને જોર જબરદસ્તીનો વપરાશ ધર્મ, જાતિવાદ, જૂથવાદ તથા પક્ષપાતના નામે થતો હોય. સાથે આ સવાલ ઉઠાવે છે કે શું યુરોપિય સેક્યુલર (લિબરલ જાતિવાદ) દ્રષ્ટિકોણ એટલો જરૂરી છે કે તેના વગર આંતરરાષ્ટ્રીય માનવસમાજમાં બીજો દ્રષ્ટિકોણ કબૂલ કરી જ શકાતો નથી ?

શ્રી જ્હોન આ વાતનો પણ સ્વીકાર કરે છે કે અમેરીકા તથા યુરોપે



સાઉદી અરબિયા અને કુવૈતને સદામથી સ્વતંત્રતા અપાવવાના બહાને "ઓપરેશન ડીઝાર્ટ સ્ટ્રોમ" શરૂ કર્યુ તે ફક્ત સદામને હટાવવા પુરતુ મર્યાદિત ન રહેતાં ઈરાકની આર્થિક, સામાજિક, રાજકીય અને ફૌજી બરબાદી સાથે સમાપ્ત થયું. અને હજુ ત્યાંથી અમેરીકા ફૌજી અદ્દા હટાવવાની જગ્યાએ પોતાની તાકાત વધારી રહ્યું છે. જેથી અરબ–ઈઝરાઈલ ફૌજી તાકાતના સમીકરણો બદલાઈને ઈઝરાઈલને ફાયદો પહોંચાડે. બીજી મહત્વની વાત શ્રી જ્હોન લખે છે કે સાઉદી અને કુવૈતને સદ્દામથી બચાવવા ઘણી જ જલ્દી અમેરીકી–યુરોપી ફૌજ કુવૈતમાં આવી ગઈ. જ્યારે ઈઝરાઈલે પેલેસ્ટાઈન, જોર્ડન અને સિરિયાના પ્રદેશો ઉપર વર્ષોથી ગેરકાયદેસર કબ્ઝો બાકી રાખ્યો છે. તેના ઉપર આ પ્રમાણેનું ઓપરેશન તો ઘણુ દૂર રહ્યું, યુનોમાં તેની વિરૂદ્ધ વીટો વાપરી અમેરીકાએ હંમેશા ઈઝરાઈલનો પક્ષ લીધો છે. [બલ્કે અમેરીકાએ યુનોમાં ઈઝરાઈલના પ્રશ્ને જ સૌથી વધુ વીટો વાપર્યો છે.] શ્રી જ્હોન પૂછે છે કે બન્નેવ (સદ્દામ + ઈઝરાઈલ) જગ્યાએ ગેરકાયદેસર કબ્ઝો હતો. છતાં અમેરીકાના આવા બેવડા વલણ શા માટે ? અને જ્યારે કે હાલમાં પણ પેલેસ્ટાઈનીઓ ઈઝરાઈલનો ઝુલ્મ સિતમ વેઠી રહ્યા છે ? છતાં અમેરીકા ઈઝરાઈલને આર્થિક તથા લશ્કરી મદદ શા માટે કરી રહ્યું છે ?

એક મહત્વનો પ્રશ્ન શ્રી જ્હોન કરે છે કે, ઈસ્લામી જાગૃતતાને કટ્ટરવાદ બલ્કે આતંકવાદની ઉપમા આપવામાં આવે છે. જ્યારે કે કટ્ટરવાદ, અન્યાય અને આતંકવાદ તો મુસ્લિમ જગતની જેમ અન્ય દેશો, કૌમો અને સંપ્રદાયોમાં જગતના વિભિન્ન દેશો અને પ્રદેશોમાં પણ ચાલી રહ્યો છે.

## ❊ ધર્મ અને રાજકારણનું મિશ્રણ યુરોપમાં પણ હતું ❊

ઈસ્લામમાં ધર્મ અને રાજકારણ બન્નેવના મિશ્રણ હોવાને અમુક યુરોપિય બુધ્ધિજીવીઓ કટ્ટરવાદનું કારણ દર્શાવે છે. શ્રી જ્હોન તેનો જવાબ આપતા લખે છે કે, હાલના સંજોગોમાં યુરોપમાં ધર્મ અને રાજકારણ એકબીજાથી અલગ છે. પરંતુ યુરોપનો પાછલો લાંબો ઈતિહાસ જુઓ કે તે ધર્મ અને રાજકારણના સંપૂર્ણ મિશ્રણવાળો હતો અને ચર્ચની હુકૂમત તથા સત્તા

રાજાઓની સત્તાઓથી પણ વધુ હતી. (બલ્કે ચર્ચ અને રાજાઓ તથા ચર્ચ અને વિજ્ઞાન વચ્ચે વૈમનસ્ય અને લડાઈની વિગત દર્શાવતું એક પુસ્તક અમેરીકી લેખક મી. ડ્રેપરનું છે. તેનો ઉર્દૂમાં અનુવાદ થઈ ચૂકયો છે.)

યુરોપમાં તો ઈસ્લામથી પણ વધુ ધર્મ અને રાજકારણનું મિશ્રણ હતું. બધી જ સલીબી (ક્રુસેડ) લડાઈઓ ધાર્મિક આધારે લડવામાં આવી હતી, પરંતુ તેના સેનાપતિઓ ઈંગ્લેન્ડ, ફ્રાન્સ અને જર્મનીના રાજાઓ જ હતા. શ્રી જ્હોન લખે છે કે ઐતિહાસિક દ્રષ્ટિએ અકીદા અને રાજકારણ વચ્ચેની ભેદરેખાઓ ઈબ્રાહીમી ધર્મોમાં (યહુદી, ખ્રિસ્તી અને ઈસ્લામ) હંમેશા અસ્પષ્ટ રહી છે. ચાહે ખ્રિસ્તી બાદશાહોનો યુગ હોય કે યહુદીઓની આરંભિક બાદશાહતનો હોય અથવા સલીબી યુધ્ધો હોય.

માટે જે બુધ્ધિજીવીઓ મુસ્લિમોના ઈસ્લામી અકીદા અને રાજકારણના મિશ્રણને જોઈ ગભરાય જાય છે અને મુસ્લિમોને કટ્ટરવાદી કે આતંકવાદીનું લેબલ આપે છે તેમણે પોતાના પાછલા અને હાલના ઈતિહાસને જોવો જોઈએ. [નાઈન ઈલેવન પછી અફઘાનિસ્તાન ઉપર હુમલો કરવા માટે બુશના ધાર્મિક ઉન્માદવાળા શબ્દોએ સલીબી જંગોની ધાર્મિક કટ્ટરતા અને આતંકને યાદ કરાવી દીધા. જેમાં જંગલી ખ્રિસ્તી કબીલાઓએ મુસ્લિમો ઉપર અત્યાચાર અને આતંકનો નગ્ન ખેલ ખેલ્યો હતો. જેનો સ્વીકાર યુરોપિય ઈતિહાસકાર મિલ્ઝ અને વોન સુબલે કર્યો છે કે મુસ્લિમોને જીવતા સળગાવી દેવામાં આવતા હતા. અને તેમનો ગોશ્ત આગ ઉપર શેકીને ખાવામાં આવતો હતો. હાલના અમેરીકી સૈનિકોએ અફઘાનિસ્તાન તથા ઈરાક અને ગ્વોન્ટોનામોબેની જેલમાં તેનું જ અનુકરણ કર્યુ હતું.]

## ❊ મુસ્લિમ સમાજ બાબતે અભ્યાસનો અભાવ ❊

શ્રી જ્હોનના મત મુજબ હાલના ઈસ્લામ અને મુસ્લિમ સમાજને સમજવા તથા તેનું સચોટ વિશ્લેષણ કરવામાં એક ઘણી મોટી રૂકાવટ વાંચન અને અભ્યાસનો અભાવ (**Seculer Elite orientation**) છે. એટલે કે મુસ્લિમ સરકારો, અને ઉચ્ચ વર્ગના મુસ્લિમ સમાજને ધ્યાનમાં રાખીને જ મુસ્લિમ સમાજ વિશે કોઈ રાય કાયમ કરી લેવામાં આવે છે. અને તેના આધારે

મુસ્લિમ સમાજ વિશે વિશ્લેષણો અને અનુમાનો લગાડવામાં આવે છે. એ વર્ગ મુસ્લિમ સમાજનું કોઈપણ રીતે પ્રતિનિધિત્વ નથી કરતો. એની જગ્યાએ મુસ્લિમ સમાજના અગ્રગણ્ય આલિમો, સામાજિક કાર્યકરો, હોદ્દેદારો, ઉચ્ચ શિક્ષણ પામેલા સમાજના ભેખધારીઓ, શૈક્ષણિક સંસ્થાઓ, અંજુમનો અને પાયાના કાર્યકરો વગેરે બહોળા મુસ્લિમ સમાજમાં જઈ તેમના આચારવિચારો સાંભળવા નિહાળવા જોઈએ. તેમની રહેણીકરણી, સામાજિક પ્રશ્નો હલ કરવાની ક્ષમતા વગેરે બાબતોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવો જોઈએ. અને પછી મુસ્લિમ સમાજ વિશે કોઈ વાત લખવી જોઈએ.

શ્રી જ્હોનનું એ પણ કહેવું છે કે, યુરોપિય સરકારો અને બુધ્ધિજીવીઓ નાના–નાના મુસ્લિમ સંગઠનો અને કટ્ટરવાદી ગૃપોના કોઈ બયાનને કે એલાનને મિડીયામાં વધુ પડતુ સ્થાન આપે છે. તેમને વધારે હાઈલાઈટ કરે છે. તેની જગ્યાએ બહુમતિ મુસ્લિમ સમાજ જે શાંતિપ્રિય અને વ્યવહારૂ વિચારો ધરાવે છે તે લોકોની અવાજ મિડીયા સુધી પહોંચતી નથી. અથવા જાણી જોઈને મુસ્લિમોના રચનાત્મક પ્રોગ્રામોને દબાવી દેવામાં આવે છે. જેથી મુસ્લિમ સમાજની સાચી છબી લોકો સમક્ષ ઉપસીને આવતી નથી. જેમકે આયતુલ્લાહ ખૌમેનીના રશ્દી વિરૂધ્ધ કત્લના ફત્વાને ખૂબ ઉછાળવામાં આવ્યો. પરંતુ અઝહર યુનિવર્સિટીના મૂફતી સાહેબના ફત્વાને જાણી જોઈને દબાવી દેવામાં આવ્યો. જેમાં જણાવ્યું હતું કે, ઈસ્લામી કાનૂન પ્રમાણે પ્રથમ સલ્માન રશ્દીના અદાલતી ટ્રાયલ થાય અને તેને પોતાની વાતની સ્પષ્ટતા કરવાનો મોકો આપવામાં આવે. એ જ પ્રમાણે રશ્દી વિશે સત્ય હકીકત રજૂ કરતા અમેરીકી નાયબ પ્રમુખ શ્રી કવાલેનું આ બયાન કે ''રશ્દીનું પુસ્તક એક હુમ્લો છે.'' તેને પણ યુરાપિય મિડીયામાં ખાસ સ્થાન ન મળ્યુ.

દાખલારૂપે શ્રી જ્હોન તબ્લીગી જમાઅતને રજૂ કરે છે કે, મુસ્લિમોનું સૌથી મોટુ ગેરસરકારી, ગેરરાજકીય સંગઠન છે. જેના સભ્યો લાખોની સંખ્યામાં છે. તેને યુરોપિય મિડીયામાં તે સ્થાન મળતુ નથી, જે અલ–જિહાદ જેવા નાના ગૃપો જેમના સભ્યો સો–બસો હોય છે, તેને મળે છે.

અને તેમના ઉપર લાંબા નિબંધો લખાય છે. એ જ પ્રમાણે ઈજીપ્તની ઈખ્વાનુલ–મુસ્લિમીન, પાકિસ્તાનની જમાઅતે ઈસ્લામી, કુવૈતની જમ્ઈ-ય્યતુલ્ઈસ્લાહ અને ટયુનિસની ઈસ્લામિક ઉત્ક્રાંથ પાર્ટી વગેરેની સેવાઓ, પ્રવૃત્તિઓનો પણ તેમના પ્રમાણમાં ઉલ્લેખ થતો નથી. આ પ્રમાણેની ઘણા રચનાત્મક કાર્ય કરતા મુસ્લિમ સંગઠનો વિશે આપણી જાણકારી બિલ્કુલ નથી, અથવા મર્યાદિત સંકુચિત કે પૂર્વગ્રહવાળી હોય છે. માટે ઈસ્લામી સંગઠનો વિશે ફક્ત અનુમાન અને તર્ક તથા ફક્ત અખ્બારી (ન્યુઝ) રિપોર્ટોને આધાર ન બનાવીએ.

શ્રી જ્હોનને યુરોપ ખાસ કરીને અમેરીકાથી આ શિકાયત છે કે, અમેરીકી વહીવટીતંત્ર અમુક ખ્રિસ્તી તથા યહુદી કટ્ટરવાદી ગૃપો અને ખ્રિસ્તી તથા યહુદી ધર્મને એક નજરથી નથી જોતું. બલ્કે બન્નેવ વચ્ચે ફરક કરે છે. એ જ રીતે ઈઝરાઈલ, પોલેન્ડ અને પૂર્વિય યુરોપના દેશોમાં તથા લેટીન અમેરીકાના દેશોમાં ધર્મ અને રાજકારણના ભેળસેળથી અમેરીકાને કોઈ વાંધો નથી આવતો, અથવા તેનો વિરોધ કરવામાં આવતો નથી. તો પછી ઈસ્લામ અને મુસ્લિમો વિશે પણ આ રીતે કેમ વિચાર કરવામાં આવતો નથી. ઈસ્લામ અને મુસ્લિમો વિશે માપદંડ કેમ બદલાય જાય છે ?

શ્રી જ્હોન પોતાના પુસ્તકમાં સૌથી વધુ ધ્યાન આ બાબતે દોરે છે કે, મુસ્લિમ જગતમાં થઈ રહેલ ફેરફારોને યુરોપમાં ખતરો ન સમજવામાં આવે, બલ્કે ચેલેન્જ સમજવામાં આવે. છેલ્લે લખે છે કે શું કોઈ ઈસ્લામી ખતરો છે ? એક રીતે જવાબ હકારમાં છે–જી હાં. ઠીક એ પ્રમાણે જ જેવી રીતે કે કોઈ યુરોપિય ખતરો કે યહુદી ખ્રિસ્તી ખતરો. સાચી વાત એ છે કે યહુદી અને ખ્રિસ્તી ધર્મની જેમ ઈસ્લામે પણ એક જીવન વ્યવસ્થા પૂરી પાડી છે. અને તેનાથી ઘણા લોકોના જીવન બદલાય ગયા છે. અને જે રીતે અમુક ખ્રિસ્તીઓ કે યહુદીઓ પોતાના ધર્મોને, પોતાની રહેણીકરણી, ઈતિહાસ તથા યુધ્ધો અને ફતેહને પાછલા યુગોમાં અને આજે પણ સાચા સાબિત કરવાની કોશીશ કરે છે, તેમ અમુક મુસલમાન પણ આ પ્રમાણે કરે છે. રાજકીય ઈસ્લામ કોઈપણ ધર્મ અથવા દ્રષ્ટિકોણની જેમ હકારાત્મક

કે નકારાત્મક ભૂમિકા ભજવી શકે છે. જેમકે બિનસાંપ્રદાયિક દ્રષ્ટિકોણ તથા લોકશાહી વ્યવસ્થાએ પણ લોકોનું શોષણ કર્યુ જ છે, અને કરી રહ્યા છે.

છેવટે શ્રી જ્હોન યુરોપ–અમેરીકાને સંદેશ આપવા માંગે છે કે, તે મુસ્લિમોની દરેક બાબતોમાં દખલ અને વિક્ષેપ પાડવાનું બંધ કરે. યુરોપ જે કાયદાકાનૂન અને જીવનનિતિથી જીવી રહ્યું છે, જો કોઈ બીજો પણ તેને અપનાવે તો તેમને પ્રોત્સાહન આપવુ જોઈએ. તેની જગ્યાએ જે લોકો (મુસ્લિમ શાસકો) લોકશાહી, બિનસાંપ્રદાયિકતા અને વાણી વિચાર સ્વતંત્રતાના ઘોર વિરોધી છે, તેમને જ યુરોપ પ્રોત્સાહન આપી પોતાની નિતિ અને કાનૂનને પોતાના અમલથી જ ગેરવ્યાજબી ઠેરાવી રહ્યા છે. આ પ્રમાણેના બેવડા ધોરણો અને માપદંડો યુરોપ–અમેરીકાને નુકસાન કરશે.

## ❊ પશ્ચિમમાં વધતી જતી મુસ્લિમ વસ્તી ❊

પશ્ચિમ આપણને ‘‘નાનો પરિવાર, સુખી પરિવાર’’નો પાઠ ભણાવી રહયું છે. આપણાં મુસ્લિમ શાસકો કંઈ પણ સમજ્યા વગર દિલોજાનથી આ ઉપચાર કરી રહયા છે, પરંતુ આ ઉપચાર પછી પશ્ચિમે કેવા માઠા ફળો ભોગવવાના આવ્યા છે, તેનાથી તેઓ અજાણ છે. તેમના વિચારવંતો આ બાબતે પરેશાન છે. વધારામાં પુરૂં આ સમસ્યામાં મુસ્લિમ પરિબળ પણ ઉમેરાયું છે. ખબર નહીં શા માટે અમેરીકાએ ૯/૧૧ રૂપી પોતે જ પોતાના ગાલ પર તમાચો ચોપડી દીધો અને હવે પોતે પોતાની રાતની ઉંઘ હરામ કરી નાંખી છે. પાયાવિહિન અફવાઓના કારણે પણ શહેરોના શહેરો સૂમસામ થઈ શકે છે. માલ્થસે કહયું અને પશ્ચિમે સાચું માની લીધું. એની પાછળ પણ યહૂદી ષડયંત્ર હતુ. જેના લીધે ખ્રિસ્તી જગત પરેશાન થઈ ગયું.

ઈસાઈ દેશોમાં વસ્તી આજે એટલી ઘટી ગઈ છે કે ત્યાં ખતરાની ઘંટી વાગી ચૂકી છે. ત્યાંના શાસકો તથા વિચારકોને આવનારા વર્ષોમાં ચિત્ર-વિચિત્ર પ્રકારના ખતરાઓ મંડરાતા દેખાય છે. આ સંદર્ભે કેટલીક ચોંકાવનારી હકીકતો અત્રે રજૂ કરી રહયા છીએ :

- બ્રિટનના વિશેષજ્ઞો બ્રિટનના ખતરનાક હદે ઓછા જન્મ દરથી બહુ



ચિંતિત છે. કારણકે ત્યાં રાજ્ય વ્યવસ્થા ચલાવવા માટે યોગ્ય લોકોની જબરી અછત વર્તાય છે. *[વર્તમાનપત્ર 'ઈસ્લામ', ૨૫ /૧/૨૦૦૬]*

- આવનારા ત્રણ દશકાઓમાં (એટલે કે ૨૦૩૦ સુધી) જાપાન, યુરોપ અને અમેરિકામાં બાળકોના કાકા, મામા અને ફુવા નહીં હશે. કારણ કે ત્યાં બાળકો ઓછા હોવાના લીધે ભાઈ–બહેનો જેવા કોઈ સબંધીઓ જ નહીં હશે. *[મઆરિફ ફીચર સર્વિસ, ૧૬ મે ૨૦૦૧]*
- ૨૦૪૦ સુધી બ્રિટનમાં ખ્રિસ્તી વસ્તી ૭૨ ટકાથી ઘટી જઈ માત્ર ૩૨ ટકા રહી જશે. *[નવાએ વક્ત, ૬/૯/૦૫]*
- જાપાનનો સમાજ એક એવો સમાજ છે, જે બાળકોથી ખાલી છે. કારણ કે ત્યાં જન્મ દર ઝડપથી ઓછું થઈ ગયું છે. જાપાની મહિલા મંડળોનું કહેવું છે કે, સમાજનો સામાન્ય અભિગમ બાળકો પેદા કરવાની તરફ નથી. *[નવાએ વક્ત, ૫ ડિસેમ્બર ૨૦૦૬]*
- જાપાનમાં જો બાળકોનો જન્મ દર હાલની વસ્તી ૧.૨૯ હિસાબથી યથાવત્ રહયો તો ૩૩૦૦ ઈ.સ. સુધી સમગ્ર જાપાની કૌમ નામશેષ થઈ જશે. *[મઆરિફ ફીચર સર્વિસ, ૧૬ ફેબ્રુ. ૨૦૦૬, ટાઈમ મેગેઝિન, ૧૬ જાન્યુ. ૨૦૦૬ના હવાલાથી]*
- ફ્રાંસમાં હાલ જે જન્મદર છે તે અપુરતો જન્મદર છે. જો વસ્તીમાં વધારો કરવો હોય તો હજુ દોઢ ગણો જન્મદર વધારવો પડે. *[મઆરિફ ફીચર સર્વિસ, ૧૬ ઓકટોબર ૨૦૦૫, ટાઈમ મેગેઝિન, ૩ ઓકટો. ૨૦૦૫ના હવાલાથી]*
- રશિયામાં જન્મ દર આજે ૧.૦૩ છે, જ્યારે ૮૦ના દશકમાં આ દર ૨.૩ હતું. *[ન્યુઝ વીક, ૪ નવે. ૨૦૦૬]*
- ઓસ્ટ્રેલિયામાં પણ નાની ઉંમરે ગર્ભ ધારણ કરવા માટે પ્રોત્સાહન આપવામાં આવી રહયું છે. અને બાળક અવતરવા બદલ બોનસ આપવાની જાહેરાત કરવામાં આવી છે. પહેલાં તેમને ૨૧૦૦ અમેરિકી ડોલર બાળક દીઠ આપવામાં આવતા, જેને વધારીને ૩૫૦૦ અમેરિકી ડોલર કરી દેવામાં આવશે. *[નવાએ વક્ત, ૩૦ જુન ૨૦૦૬]*





- વિશ્વમાં ૨૦૫૦ સુધી દર ત્રણ પૈકી એક માણસ વૃદ્ધ હશે. ૨૦૫૦ સુધી જાપાન, ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ, યુરોપ અને દક્ષિણ અમેરિકામાં વર્ષે દશ (૧૦) લાખ માણસોની અછત સર્જાશે. જ્યારે તે વર્ષ સુધી જાપાનની ૮૦% વસ્તી વૃધ્ધોની હશે.

*[દૈનિક અવામ, ૮–૩–૫ થી સંયુકત રાષ્ટ્ર સંઘના રિપોર્ટના હવાલાથી]*

- ચીનમાં એક બાળકની જાતિના કારણે સ્ત્રી ભ્રૂણ હત્યા થઈ રહી છે. એવો અંદાજો છે કે, ૨૦૨૦ સુધી ૩૦ કરોડ ચીની યુવાનો પોતાની પત્ની શોધી નહીં શકે. *[જસારત, ૩૦ મે ૨૦૦૭]*

વિખ્યાત મહિલા પત્રકાર ઓરિયાના ફલાસીએ પોતાનું વિશ્લેષણ રજૂ કરતા કહયું છે કે, આવનારા ૨૦ વર્ષોમાં અડધા ડઝન યુરોપિયન શહેરો ૩૦ થી ૪૦ ટકા મુસ્લિમ બની જશે. અને ત્યાં ઈસ્લામની કોલોની બની જશે. તેનું કારણ ત્યાં મુસ્લિમોની વધતી જતી વસ્તી છે.

- આજે યુરાપિય યુનિયનના મહત્વપૂર્ણ સભ્ય ફ્રાંસમાં મુસ્લિમ લોકોની વસ્તી ૫૦ લાખ (અર્થાત્ યુરોપમાં સૌથી મોટી મુસ્લિમ વસ્તી) છે. અને જર્મનીમાં ૩૫ લાખ છે. આવનાર થોડાક દશકાઓ પછી યુરોપના કેટલાય મોટા મોટા શહેરો મુસ્લિમ બહુલ શહેરો બની જાય એવી શક્યતા છે.

*[નવાએ વકત, ૧૯ જુન ૨૦૦૫]*

- યુરોપમાં ઈસ્લામના પ્રસારની ગતિ જો આવી જ રહેશે તો આવનારા ૨૫ વર્ષોમાં મુસ્લિમોની સંખ્યા ૬ કરોડને આંબી જશે. (અહીં સ્પષ્ટતા કરી લઈએ કે બહુધા યુરોપિયન દેશોની વસ્તી મુશ્કેલીથી ૫ થી ૬ કરોડ સુધી છે.) યુરોપિય યુનિયનમાં તુર્કીના સમાવેશના વિરોધ પાછળ એક મહત્વપૂર્ણ કારણ તેની મુસ્લિમ વસ્તી પણ છે. તેના કારણે યુરોપિય યુનિયનની મુસ્લિમ વસ્તી ખ્રિસ્તી વસ્તીથી વધી જશે. *[જંગ, ૧૬/૨/૦૭]*
- વિખ્યાત ઓરિએન્ટ લિસ્ટ બર્નાર્ડ લેવિસએ ભવિષ્યવાણી ઉચ્ચારી છે કે, એકવીસમી સદી ખતમ થતાં સમગ્ર યુરોપ મુસ્લિમ બહુલ વિસ્તાર બની જશે. *[નવાએ વક્ત, ૧૯/૬/૦૫]*
- બ્રિટનની નીતિ ઘડતી સંસ્થા ''ક્રિશ્ચિયન રિસર્ચ'' મુજબ ૨૦૨૨ સુધીમાં





બ્રિટનના ચાર હજાર ચર્ચ બંધ થઈ જશે. *[નવાએ વક્ત, ૧૫/૩/૦૭]*

- મુસ્લિમો માટે આતંકવાદ તથા કટ્ટરવાદનો જે વૈશ્વિક અપપ્રચાર થઈ રહયો છે, તે અનિષ્ટ (બુરાઈ)માંથી આ ઈષ્ટ (સારૂ) અવતર્યુ છે. પશ્ચિમમાં ઈસ્લામને સમજવાનો અને ત્યારપછી સ્વીકારી લેવાનો ઝોક વધ્યો છે. હમણાં જાપાન સહિત અમેરિકા અને યુરોપમાં સ્થાનિક ખ્રિસ્તી વસ્તીના ઈસ્લામ અંગીકાર કરવાની ઘટનાઓ ઝડપથી બની રહી છે. જેમાં તેમના આગળ પડતા લોકો પણ શામેલ છે.
- ફ્રાંસ અને બ્રિટનમાં પાછલા ૧૦ વર્ષો દરમિયાન એક લાખથી વધારે સ્થાનિક લોકોએ ઈસ્લામ કબૂલ કર્યો છે.

*[જંગ, ૧૬/૨/૦૭, એક ફ્રેન્ચ પત્રના હવાલાથી]*

- અમેરિકી ખ્રિસ્તીઓમાં કુર્આનના અભ્યાસ પ્રત્યે ઝોક વધી રહયો છે.

*[નવાએ વક્ત, ૪/૬/૦૫]*

- અમેરિકામાં હાલ મુસ્લિમોની સંખ્યા એક કરોડ છે, જ્યારે દર વર્ષે ૬ ટકાના હિસાબથી ૨૦ હજાર લેટિન અમેરિકન્સ ઈસ્લામ સ્વીકારી રહયા છે. *[નવાએ વક્ત, ૭/૨/૦૫]* સ્પષ્ટતા કરી લઉં કે, ઉત્તર અમેરિકામાં લેટિન અમેરિકન્સ પણ સારી એવી સંખ્યામાં વસે છે.
- ફ્રાંસમાં મસ્જિદોની સંખ્યા ચાર હજાર (૪૦૦૦) સુધી પહોંચી ગઈ છે. ઈસ્લામ આર્કયુઝ સેન્ટ્રલ ઈન્સ્ટીટયુટે અંદાજો લગાવ્યો કે, ૨૦૪૬ સુધી મુસ્લિમો જર્મનીની બહુમતિ બની જશે. ગ્લાસ્ગો યુનિવર્સિટી (બ્રિટન)માં ધર્મ અભ્યાસના પ્રોફેસર નિકોલ બોર્ગનું કહેવું છે કે, તેઓ એકલા ગ્લાસ્ગો વિસ્તારમાં ૨૦૦ એવા સભ્યોને જાણે છે, જેમણે ખ્રિસ્તી ધર્મ છોડી દઈ ઈસ્લામ સ્વીકારી લીધો છે. *[નવાએ વક્ત, ૫/૩/૨૦૦૭]*
- ઓસ્ટ્રેલિયાની એક નવમુસ્લિમ સન્નારી આયશાએ એક પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું કે, અહીં દર સપ્તાહે આપને દેશભરમાંથી નવા નવા લોકોના મુસલમાન બનવાના સમાચાર સંભળાય છે. તેમણે કહયું : ‘‘ઓસ્ટ્રેલિયા-ના નવમુસ્લિમોમાં ૮૦ ટકા સ્ત્રીઓ હોય છે.’’

*[પોલ લમ્યાથોકસ, સન્ડે મેગેઝીન, ૨૯–૪–૦૭]*



# ઈન્નોસન્સ ઓફ મુસ્લિમ્સ ફિલ્મ મુસ્લિમો વિરૂધ્ધ ઊંડુ કાવતરૂ

હુઝૂરે અકરમ (સલ.)નું અપમાન કરતી અમેરિકામાં બનેલી ફિલ્મને કારણે દુનિયાના અનેક ભાગોમાં તોફાનો ફાટી નીકળ્યા છે. જેમાં અત્યાર સુધી અમેરિકાના લિબિયા ખાતેના રાજદૂત સહિત આશરે ૫૦ લોકોના જાન ગયા છે. આટલા તોફાનો છતાં આ ફિલ્મને યુ-ટ્યુબ ઉપરથી હટાવવા અમેરિકા તૈયાર નથી. તેમાં મુસ્લિમો વિરૂદ્ધના કોઈ ઊંડા કાવતરાની ગંધ આવે છે. અમેરિકાની સરકાર એવું ઈચ્છે છે કે, આ ફિલ્મ જોઈને ઉશ્કેરાયેલા મુસ્લિમો અનેક દેશોમાં તોડફોડ કરીને અળખામણા થાય અને તે દેશોમાં તેમના વિરોધનું વાતાવરણ પેદા થાય. અમેરિકાએ મુસ્લિમો માટે બુધ્ધિપૂર્વકનું છટકુ ગોઠવ્યું છે અને મુસ્લિમો તેમાં સપડાઈ રહ્યા છે. જાણીને નવાઈ લાગશે, પણ જે **“ઈન્નોસન્સ ઓફ મુસ્લિમ્સ”** ફિલ્મને કારણે આ વિવાદ સળગી રહ્યો છે, તેનું દિગ્દર્શન એલન રોબર્ટ્સ નામના ૬૫ વર્ષના ડિરેક્ટરે કર્યું છે. જેઓ અગાઉ અશ્લીલ ફિલ્મો પણ બનાવી ચૂકયા છે. આ ફિલ્મનું નિર્માણ અમેરિકાના ‘મીડિયા ફોર ક્રાઈસ્ટ’ નામના ધર્મઝનૂની જૂથે કર્યું છે. આ નિર્માણ પાછળ અમેરિકામાં રહેતા એક મૂળ ઈઝરાયલના યહૂદી અને બીજા મૂળ ઈજિપ્તના ખ્રિસ્તી નાગરિક છે. આ ફિલ્મનું પ્રોડક્શન તદ્દન કંગાળ છે. તેમાં જે હિરોઈન પાસે કામ કરાવવામાં આવ્યું તેને ખબર નહોતી કે તે મોહમ્મદ સાહેબનું અપમાન કરતી ફિલ્મમાં કામ કરી રહી છે. તેનું કારણ એ હતું કે, આ ફિલ્મના સંવાદો પાછળથી ડબ કરવામાં આવ્યા હતા. આ ફિલ્મનો વ્યાપક વિરોધ થયો તે પછી તેના નિર્માતાઓ ઘર છોડીને નાસી ગયા છે.

અમેરિકામાં ‘‘હેટ સ્પીચ’’ (ધિક્કાર પેદા કરે તેવા ભાષણ)ની વિરૂદ્ધમાં કાયદાઓ છે, પણ કોઈના ધર્મની ટીકા કરે તેવા ભાષણો ઉપર કે ફિલ્મો બનાવવા ઉપર કોઈ પ્રતિબંધ નથી. તેમ છતાં લિબિયામાં મુસ્લિમોના ઉશ્કેરાયેલા ટોળાએ અમેરિકી એલચી કચેરી ઉપર હુમલો કર્યો ત્યારે અમેરિકાના રાષ્ટ્રપતિ બરાક ઓબામાએ અમેરિકનોની સહિષ્ણુતાની દુહાઈ દેતાં આ ફિલ્મની ટીકા કરી હતી. અમેરિકાના પ્રમુખ ધારે તો એકી સેકંડમાં

યુ-ટ્યુબ ઉપરથી આ ફિલ્મને હટાવી લેવાનો આદેશ કરી શકે છે, પણ તેઓ આગને જલતી જ રાખવા માંગે છે.

જગતભરના મુસ્લિમો અસહિષ્ણુ છે અને અશાંતિપ્રિય છે, એવું સિદ્ધ થાય તે જરૂરી છે. માટે ઈરાદાપૂર્વક આવી ફિલ્મો, કાર્ટૂનો, લેખો અને પુસ્તકો દ્વારા મુસ્લિમોની ઉશ્કેરણી કરવામાં આવી રહી છે અને મુસ્લિમો પણ અમેરિકાની ચાલબાજીનો ભોગ બની રહ્યા છે.

આજે આરબ જગતમાં અને ખાસ કરીને સિરિયામાં જે કાંઈ ચાલી રહ્યું છે તેનાથી જગતભરના મુસ્લિમો વિક્ષુબ્ધ છે. આ ઘટનાઓ પાછળ અમેરિકાનો છૂપો હાથ છે, તેમાં કોઈ શંકા નથી. આ પરિસ્થિતિમાં નાનો અમથો તણખો પણ ભડકો બની શકે છે ત્યારે અમેરિકાએ આ ફિલ્મ ઉપર તાત્કાલિક પ્રતિબંધ મૂકવો જોઈએ. *(દિવ્ય ભાસ્કર)*

## ❊ વાણી સ્વતંત્રતા બાબતે ઈસ્લામનો અભિગમ ❊

વિચાર–વાણી સ્વતંત્રતા (Freedom of Speech) તથા વ્યકિતની આઝાદી માનવજીવનનો બુન્યાદી હક્ક છે. ઈસ્લામ પૂર્વે સમયના અત્યાચારી જાલિમ સત્તાધીશોની ધાક ધમકી અને ધર્મગુરૂઓના એક ચક્રી શાસનને લઈ માનવી પોતાના આ બુન્યાદી જન્મસિધ્ધ હક્કોને વ્યકત કરી શકતો ન હતો.

માનવ ઈતિહાસમાં સર્વપ્રથમ ઈસ્લામ તે ધર્મ છે જેણે દરેક બાબતમાં માનવીની આઝાદી અને સ્વતંત્રતાની ઘોષણા કરી. અને અમલી સ્વરૂપે તેને વધુથી વધુ પ્રોત્સાહન આપ્યું.

સર્વપ્રથમ કુર્આન શરીફમાં ઘોષણા કરવામાં આવી કે ‘‘લા ઈકરાહ ફીદ્દીન’’ અર્થાત ધર્મ બાબતે કોઈ બળજબરી નથી. આ બાબતને સંખ્યાબંધ આયતોમાં વિવિધ દાખલાઓ અને કિસ્સાઓ ટાંકી સ્પષ્ટ કરી, અને માનવીને પોતાની બુધ્ધિ, સમજદારી અને વિવેકથી કામ કરવાની પ્રેરણા આપવામાં આવી, તથા બાપદાદાઓનું આંધળુ અનુકરણ કરવાને સખ્ત શબ્દોમાં વખોડવામાં આવ્યું.

આ ઉપદેશોનું એ પરિણામ આવ્યું કે લોકો અલ્લાહપાકના પ્યારા રસૂલ

(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે આવી દરેક પ્રકારના સવાલો કરવા લાગ્યા, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિના સંકોચે તેમને સંતોષકારક જવાબો આપતા હતા. આ વિષયના અનુસંધાનમાં હાલમાં એક પુસ્તક પણ છપાયુ છે, જેનુ નામ "સહાબાએ કિરામ કે સવાલાત ઔર આપ (સલ.)કે જવાબાત" છે. આ પુસ્તક વાંચવાથી વિચાર–વાણી સ્વતંત્રતાનો વ્યાપક સ્વરૂપે ઘણી સારી રીતે ખ્યાલ આવી શકે છે.

બુખારી શરીફમાં છે : હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, અમો રસૂલુલ્લાહ (સલ.) સાથે મસ્જિદમાં બેઠા હતા. એક ઊંટ સવાર આવ્યો અને પોતાનું ઊંટ મસ્જિદ પાસે બાંધી જોરથી બૂમો પાડવા માંડયો કે, "તમારામાં મુહમ્મદ (સલ.) કોણ છે ? હમો લોકોએ આપ (સલ.) તરફ ઈશારો કરી કહ્યું કે આ અલ્લાહના રસૂલ છે. ત્યાર બાદ તેણે કહયુ કે હું આપનાથી અમુક પ્રશ્નો પૂછવા માંગુ છું. અને પ્રશ્નો પૂછવામાં સખ્તી કરીશ તમો મારા ઉપર ગુસ્સે ન થશો, તો આપ (સલ.)એ જવાબમાં ફરમાવ્યું કે, તમારે જે પૂછવું હોય તે વિના સંકોચે પૂછી શકો છે. ત્યારબાદ તેણે ઘણી સખ્તાઈ અને કડકાઈથી પ્રશ્નો પૂછ્યા અને આપ (સલ.)એ ઘણા ઠંડા કલેજે જવાબો આપ્યા.

મદીના શરીફમાં એક બાંદી અને ગુલામ (પતિ–પત્ની) હતા. પત્નીના આઝાદ થવાને લઈ તેને પતિથી છૂટાછેડા લેવાની પરવાનગી મળી ગઈ. પરંતુ પતિ પત્નીને છોડવા માંગતા ન હતા. પતિ તરફથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બાંદીને દરખ્વાસ્ત કરી કે તે પોતાના પતિની સાથે જ રહે. તો બાંદીએ અર્ઝ કરી કે અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! શું આપ મને હુકમ કરો છો ? આપે ફરમાવ્યુ કે હું તો ફકત ભલામણ કરૂં છું, તો બાંદીએ કહયું કે મને ભલામણ મંજૂર નથી.

૧૪૦૦ વર્ષ પહેલાંનો આ કિસ્સો વાંચો અને વિચારો કે તે સમયે બાંદી ગુલામને જાનવરો જેટલા હક્કો પણ પ્રાપ્ત ન હતા. અને એક બાંદી તે સમયના બાદશાહ (શહેનશાહે દો આલમ) મહાન નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને એમ કહેવાની હિંમત ધરાવતી હતી કે, આપની

ભલામણ હું કબૂલ કરતી નથી. જે બાંદીને આઝાદ કરવા માટેની રકમ પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પવિત્ર બીવી હઝરત આયશા (રદી.) એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મશ્વેરાથી પોતાના તરફથી આપી હતી. છતાં કોઈ દબાણ કે ઉપકાર કરવાનું મહેણુ માર્યા વગર તેનો ફેંસલો માન્ય રાખવામાં આવે છે.

આ એક બનાવ નથી. આ પ્રમાણેના સંખ્યાબંધ બનાવો હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) અને આપના માનવંત ખલીફાઓના યુગમાં બન્યા છે. લોકોને ધાર્મિક, સામાજિક તથા રાજકીય દરેક બાબતોમાં એટલી હદે સ્વતંત્રતા પ્રાપ્ત હતી કે લાખો ચો.કિ.ના ક્ષેત્રફળ ઉપર મહાન સલ્તનત ધરાવતા ખલીફા હઝરત ઉમર (રદી.)ને મિમ્બર પરથી પ્રવચન કરતી વખતે પણ બે રોકટોક પ્રશ્નો પૂછ્વા કે ટીકા–ટીપ્પણી કરવાનો દરેક સામાન્ય સ્ત્રી–પુરૂષ પોતાનો સ્વતંત્ર અધિકાર સમજી તેનો ઉપયોગ કરતા હતા.

## વાણી સ્વતંત્રતાને લઈ મુસ્લિમોની વૈજ્ઞાનિક–ધાર્મિક ક્રાંતિઓ

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ અભિવ્યકિતની સ્વતંત્રતાને પોતાના આ શબ્દોમાં વધુ સ્પષ્ટ કરી કે ‘‘મારી ઉમ્મત (એક રિવાયત પ્રમાણે સહાબાએ કિરામ)નો વાદ–વિવાદ (ઈખ્તેલાફ) રહમત છે.’’ આ હદીષ શરીફના અનુસંધાનમાં કુર્આન શરીફ, હદીષ શરીફ અને ઈસ્લામી ફિકહનો વિશાળ ઈલ્મીભંડાર સાક્ષી આપે છે કે મુસ્લિમ વિદ્વાનો (સ્કોલરો) અને જ્ઞાન પ્રેમીઓએ દરેક વિષયમાં ખુલ્લા મને વાદ–વિવાદ અને વિવરણીય મતભેદોને સ્વિકાર્યા. જેના ફળ સ્વરૂપે ઈસ્લામમાં વિભિન્ન જ્ઞાનોના દરવાજા ખૂલ્યા. તફસીર, ઉસૂલે હદીષ, ફિકહ, અકાઈદ વગેરે વિષયો વ્યવસ્થિત (પારિભાષિક શબ્દો સાથે) સંપાદિત થયા.

ત્યાર બાદ અબ્બાસી ખિલાફત યુગમાં તેમાં ઘણો વધારો થયો. મુસ્લિમ સલ્તનત એશિયા, આફ્રિકા અને યુરોપ સુધી વિસ્તરી. જેના પરિણામે મુસ્લિમોનો વૈચારિક વાદ–વિવાદ ઈજીપ્ત, ઈરાન, ગ્રિક વગેરે દેશોની

ફિલોસોફી અને સંસ્કૃતિઓ સાથે થયો. જેને લઈ મુસ્લિમોમાં ફીલોસોફી, ડોકટરી, ગણિત–ભૂમિતિ, ખગોળશાસ્ત્ર વગેરેના નિષ્ણાંતો પેદા થયા. બલ્કે મુસ્લિમો તે સમયના બધા જ ધાર્મિક તથા સેકયુલર જ્ઞાન ભંડોરોમાં શ્રેષ્ઠ અને પારંગત થઈ ગયા. આ શૈક્ષણિક પ્રગતિને લઈ મુસ્લિમો ઈટાલી, સ્પેન, સિસલી અને ફ્રાન્સ પહોંચ્યા, જેના પરિણામ સ્વરૂપે નવા વૈજ્ઞાનિક યુગનો પ્રારંભ થયો. યુરોપને વૈજ્ઞાનિક અને ટેકનીકલ ક્રાંતિ મુસ્લિમોની અભિવ્યકિતની સ્વતંત્રતાને લઈને જ પ્રાપ્ત થઈ. જો કે મુસ્લિમોની તુલનામાં યુરોપને વૈચારિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં ઘણી સખ્ત અને આકરી સજાઓ વેઠવી પડી, કારણ કે મુસ્લિમોને કુર્આન શરીફ અને હદીષ શરીફ મારફતે વાણી સ્વતંત્રતા માટે ઉત્તેજન અને આધ્યાત્મિક બળ મળતું હતું. જયારે યુરોપના વૈજ્ઞાનિકોને તે સમયના પાદરીઓ અને ચર્ચ તરફથી વૈચારિક સ્વતંત્રતાના વિરોધમાં સખ્ત ધમકીઓ મળતી હતી, બલ્કે વૈજ્ઞાનિકોના નવા આચાર–વિચાર જયારે ચર્ચની ધાર્મિક માન્યતાઓના વિરુધ્ધ જવા માંડયા, તો ચર્ચ તરફથી ધર્મગુરૂઓની અદાલતો (Courts of Inquisition) કાયમ કરવામાં આવી. સંખ્યાબંધ વૈજ્ઞાનિકોની ધરપકડ થઈ. ત્રણ લાખ વ્યકિતઓને સજા થઈ. જેમાં બત્રીસ હજારને જીવતા સળગાવી દેવામાં આવ્યા, એમાં પદાર્થ અને ખગોળવિદ્યાના પ્રખર વિદ્વાન બ્રુન્દે (Brunde)નો પણ સમાવેશ થયો છે.

## વાણી સ્વતંત્રતા બાબતે ચર્ચ તરફથી વૈજ્ઞાનિકો ઉપર અત્યાચારો

ચર્ચ સમક્ષ તેમનો ફકત આ એક જ અપરાધ હતો કે તે પૃથ્વી સિવાય બીજા ગ્રહો અને વસ્તીઓને માનતા હતા. આ જ પ્રમાણે મહાન વૈજ્ઞાનિક ગેલેલિયો (Galilio)ને પણ ફકત એટલા માટે જ મોતની સજાનો ઓર્ડર ફટકારવામાં આવ્યો કે તે પૃથ્વીને સૂર્યની ચોતરફ ફરવાની માન્યતા ધરાવતા હતા, જે ચર્ચની માન્યતા મુજબ ન હતી. જો કે પછી ૮૦ વર્ષની ઉંમરે ગેલેલિયો પોતે ચર્ચમાં ગયા. અને પાદરીઓ સમક્ષ ઘૂંટણીએ પડી પોતાની આ વૈજ્ઞાનિક માન્યતાનો ઈન્કાર કરી માફી માંગી, ત્યારે ફાંસીની સજા માફ કરવામાં આવી. આ અદાલતો જે કેથોલિક ચર્ચ તરફથી મધ્યયુગમાં ઈટાલી, સ્પેન, જર્મની

અને ફ્રાન્સમાં સ્થાપી હતી, જે સ્પેનથી આરબોની હુકૂમતના પતન સાથે ઈ.સ.૧૪૯૦માં કાયમ કરવામાં આવી. ઈ.સ. ૧૮૦૮માં નેપોલિયને તેને બંધ કરવાની કોશિષ કરી, પરંતુ ઈ.સ.૧૮૨૦માં ફરીથી કાયમ થઈ. અને ઈ.સ. ૧૮૩૫ સુધી કોઈને કોઈ રીતે વૈજ્ઞાનિકોને સતાવવામાં આવ્યા. ચર્ચની આ અદાલતોના ઝુલ્મ અને અત્યાચારના ભોગ બનેલા લોકોની કુલ સંખ્યા એક કરોડ વીસ લાખ સુધી પહોંચી છે. ***(JOHN DEVENPORT)***

અમેરિકી લેખક મીસ્ટર ડ્રેપર ***(Draper)***નું પુસ્તક **History of Conflict between Religion & Science** આ પ્રમાણેના ઐતિહાસિક દસ્તાવેજોથી ભરપૂર છે, જેમાં ચર્ચના વિચાર–વાણીને લગતી સ્વતંત્રતા વિરૂધ્ધ થયેલા અમાનુષિ વર્તનની કહાણી વાંચી આજે પણ રૂવાંટાં ખડાં થઈ જાય છે. (આ પુસ્તકનો ઉર્દૂ અનુવાદ 'મઅરકએ મઝહબો સાયન્સ' મૌલાના ઝફરઅલી સા. એડીટર ''જમીનદાર'' લાહોર તરફથી થઈ ચૂકયો છે.) મુસ્લિમ વૈજ્ઞાનિકોને અભિવ્યકિત સ્વતંત્રતાની રાહમાં આ પ્રમાણેની કોઈ પણ અડચણ નહીં આવી કારણ કે ઈસ્લામી તઅલીમ પ્રમાણે તેમને પ્રોત્સાહન મળતું હતું. બીજી મહત્વની બાબત એ છે કે ઈસ્લામે વાણી સ્વતંત્રતાને બિલકુલ બેલગામ કરી ન હતી, બલ્કે તેની અમુક મર્યાદાઓ નકકી કરી દીધી હતી. માનવજ્ઞાન જયારે પણ આકાશી વહીથી ઉપરવટ જઈ પોતાની બુધ્ધિને સર્વે સર્વા સમજી લે છે ત્યારે તે જ્ઞાનની મર્યાદાઓ અને ભેદરેખાઓની સીમા વટાવી દે છે. અભિવ્યકિતને લગતી સ્વંતત્રતામાં પણ તેણે મર્યાદાઓ ઓળંગી દીધી છે. કયાં તો તેને સંકુચિત વિચારોમાં એટલો બાંધી દીધો હતો કે તે પોતાના મનના વિચારો રજૂ કરી શકતો ન હતો. ધાર્મિક અને રાજકીય પાબંદીઓમાં જકડાયેલ હતો (અમુક ધર્મોમાં આજે પણ સંકુચિતતાના દર્શન થાય છે).

હવે જયારે ઈસ્લામની બરકતથી વાણી સ્વતંત્રતાની છૂટ મળી, તો ઈસ્લામે દર્શાવેલ મર્યાદાઓ ઓળંગી જવાને લઈ લોકોમાં સ્વચ્છંદતા આવી ગઈ. માન મર્યાદા ન રહી. આઝાદીના આ અપચાને લઈ સમાજિક જીવનનું સંતુલન ન રહ્યું. યુરોપમાં ઘણા એવા વિદ્વાનો છે જે આ સામાજિક અસંતુલનનો સ્વિકાર કરી હાલની લગામ વગરની આઝાદીને નિરર્થક અને ખતરાવાળી માને છે.


શ્રી બી. એફ. સ્કીનર (B. F. Skinner)નું કહેવું છે કે આપણે આઝાદી પચાવી શકતા નથી. આઝાદી કોઈ સર્વોચ્ચ કલ્યાણ નથી. માનવીએ કાયદાના નિયંત્રણમાં રહેવું જોઈએ.

ઈસ્લામે પોતાના અનુયાયીઓને અન્ય ધર્મો અને તેમના ધર્મગુરૂઓ, ઉપદેશકો વિશે અપમાનજનક શબ્દો વાપરવાની સખ્તીથી મનાઈ કરી છે.

દરેક વસ્તુની એક હદ અને મર્યાદા હોય છે. તેટલી હદમાં તે વસ્તુ ફાયદાકારક હોય છે. અને મર્યાદા ઓળંગવાથી તે નુકશાનકારક નીવડે છે. માણસ કોઈની વિરૂધ્ધ કોઈપણ જાતની વાત કરે તો પહેલાં જરૂરી છે કે તેની સંપૂર્ણ તેહકીક કરે. સાંભળેલી વાત ઉપર ભરોસો ન કરે. હદીષ શરીફમાં તેહકીક વગરની (ફકત સાંભળેલી) વાતોનું વર્ણન કરવાને જૂઠ કહેવામાં આવ્યું છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની વિરૂધ્ધ આક્ષેપો તથા આપની બેઈઝઝતી અને આપની તઅલીમને વિકૃત રીતે રજૂ કરવી વગેરે બાબતો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નબૂવ્વતના એલાન કરવાની સાથે જ થઈ ગઈ હતી. તેમાંથી કુર્આન શરીફ કે જેમાં ઘણા આક્ષેપોનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે. જ્યારે કે મક્કા શરીફમાં આપ (સલ.)ના નબૂવ્વતના એલાન પહેલાં આપને સાદિક (સાચા) અમીન (અમાનતદાર) અને સદાચારી વગેરેના ઈલ્કાબોથી નવાઝવામાં આવ્યા હતા. લોકોના ઝઘડાઓમાં આપને ફૈસલો કરનાર (લવાદ) બનાવવામાં આવ્યા હતા. આ ઐતિહાસિક હકીકતથી આ વાત સ્પષ્ટ થાય છે કે આપની વિરૂધ્ધ આક્ષેપો અને વિકૃત રજૂઆતોનું અસલ કારણ આપની જાત મુબારક નથી, બલ્કે આપની ઈસ્લામની દઅવત અને માનવતા પ્રત્યેની રહમદિલી છે. જે લોકો માનવતા વિરૂધ્ધ પોતાના નાપાક હેતુઓ પાર પાડવામાં ઈસ્લામી તઅલીમને અવરોધરૂપ સમજતા હતા, તેમણે આપના વિરૂધ્ધ ષડયંત્રો રચ્યા. આપને બદનામ કરવા ખોટા આક્ષેપો ઠોકી બેસાડયા. આ પ્રમાણે ૧૪૦૦ વર્ષથી લગાતાર દુશ્મનો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પાક તઅલીમ અને આપના પવિત્ર જીવન મુબારકને વિકૃત રીતે રજૂ કરવાની લગાતાર કોશીષો કરી રહયા છે.


# હિટલરી અત્યાચારની સાચી હકીકત રજૂ કરવા બદલ યુરોપિય લેખકો જેલમાં

યહુદીઓના રાજકીય પ્રશ્ન ''હોલોકાસ્ટ'' જેમાં હિટલરની નાઝી ફૌજ તરફથી યહુદીઓ ઉપર થયેલા અત્યાચારને ઘણી ખતરનાક અને દર્દનાક રીતે રજૂ કરવામાં આવે છે. તેના માટે યુરોપનો જ એક દેશ ઓસ્ટ્રીયા જે યુરોપિય યુનિયનનો પ્રમુખ દેશ હતો, ત્યાં ઈંગ્લેન્ડના એક વયોવૃધ્ધ નાગરિક અને પ્રખ્યાત ઈતિહાસકાર મિસ્ટર **Devid irving**ની ફકત એ ગુનાહને કારણે ધરપકડ કરી છે કે તે યહુદીઓની આ રાજકીય માન્યતા 'હોલોકાસ્ટ'ને બેબુનિયાદ ગણાવે છે. મિસ્ટર ડેવીડને પોતાની વિચાર–વાણીની સ્વતંત્રતાનો કોઈ હકક નથી, તથા યૂરોપને આમાં વાણી અને અભિવ્યકિતની સ્વતંત્રતાની પવિત્ર માન્યતા ઉપર તરાપ દેખાતી નથી. નવે. ૨૦૦૯ સુધીમાં હોલોકાસ્ટનો ઈન્કાર કરનાર લગભગ સાત યુરોપિય વિદ્વાનોને જેલમાં મોકલી આપવામાં આવ્યા છે. જેમાં જૈન મેરી લીપીન, રાજર ગારોડી, જર્જીન ગ્રાફ, ગ્રર્હાટ ફાસ્ટર, ફ્રેડરિક કોબન, જૈન પ્લાટીન અને ગેસ્ટન આરમન શામેલ છે.

યૂરોપને પોતાની સામાજિક વ્યવસ્થા **(Civility)** ઉપર ગર્વ છે, તો બીજા સમાજો અને ધર્મોને પણ પોતાની સામાજિક વ્યવસ્થા અને ધાર્મિક આસ્થાઓ ઉપર ગર્વ છે, યુરોપ જે પોતાને બુધ્ધિ અને વિવેકવાળો સમાજ કહે છે, ત્યાં શું એક વ્યકિત એક અબજથી વધુ લોકોના દિલોને ઝખ્મી કરે, તથા તેમની આસ્થાઓની મજાક કરે તેની કોઈ મર્યાદા જ નથી ? અને હોલોકાસ્ટની ઐતિહાસિક વાત તેમનાથી બરદાસ્ત થઈ શકતી નથી તથા બ્રિટનમાં રાણી વિરૂદ્ધ બોલવું ગુનો ગણાય છે. આવા બેવડા ધોરણો અને માપદંડો યુરોપ કેવી રીતે હજમ કરે છે. તથા પોતાના વિચાર–વાણી સ્વતંત્રતાના દાવામાં તે કેટલા સાચા છે, તેનો પણ ખ્યાલ આવી જાય છે.

માનવ હકકોના હવાલાથી વાત કરીએ તો જીનિવા કન્વેન્શનના કાયદાઓમાં એવું કોઈ પણ જગ્યાએ લખ્યું નથી કે વાણી સ્વતંત્રતાની કોઈ પાબંદી જ નથી. આ પ્રકરણને કાનૂની રીતે ચેલેન્જ કરી શકાય છે.



કાર્ટુન બાબતે નેધરલેન્ડના એક જર્નાલિસ્ટ G.A.M. LEUSHUIS લખે છે કે મિડિયા (માધ્યમ)એ જે કાર્ટૂન જાહેર કર્યુ તે ખરેખર ખોટું છે, કારણકે વાણી સ્વતંત્રતાના હક નો મતલબ એ નથી કે તમારા વિચાર–વાણીને લીધે કોઈની ધાર્મિક લાગણી દુભાય. અને તેના વિરોધ (નાપસંદ કરવા-વાળાઓ) કરનારાઓની પધ્ધતિ પણ એવી ન હોવી જોઈએ કે જેનાથી હિંસાના કાર્યો ઉદ્‌ભવે તથા તેઓ ખોટા ઠરે. અને સત્ય હકીકતનો અંત આવે. બલ્કે ફકત એક જ રસ્તો છે કે આના માટે કોઈપણ સંસ્થા નેધરલેન્ડના ઉચ્ચ ન્યાયાલયના દરવાજા ખટખટાવે અથવા તો હેગમાં આવેલી આંતર-રાષ્ટ્રીય કોર્ટમાં ઉપરોકત સમાચારપત્રની વિરૂદ્ધ ન્યાય માટેની માંગણી કરે.

## ❊ મુસ્લિમોએ સમજથી કામ લેવું ❊

આ કાર્ટૂન તથા ફિલ્મવાળો બનાવ તથા સમયાંતરે આ પ્રમાણે ઈસ્લામ વિરૂધ્ધ થતા પ્રોગ્રામો એક વ્યવસ્થિત ષડયંત્ર છે. જેને મુસ્લિમોએ ઘણી બુધ્ધિ, વિવેક અને સમજદારીથી લેવાની જરૂર છે. પાછલા બારસો વર્ષ સુધી યુરોપ અને યહુદી લોબી ઈસ્લામ વિરૂધ્ધ સાહિત્ય લખી લખીને યૂરોપની સામાન્ય પબ્લિકને ઉલ્લુ બનાવતી રહી, પરંતુ હવે જયારે જ્ઞાન–વિજ્ઞાન અને ટેકનોલોજીને લઈ સમગ્ર વિશ્વ ગ્લોબલ વિશ્વ બની ગયું છે. લોકોમાં વાંચવા લખવાનો શોખ પેદા થયો છે. અને પશ્ચિમી જગતની ભૌતિક રહેણી-કરણીથી કંટાળી યૂરોપનો સામાન્ય નાગરિક દિલના ચૈન–સુકુનની તલાશમાં ઈસ્લામ તરફ વધુ પ્રમાણમાં આકર્ષાવા લાગ્યો, ત્યારે યહૂદીઓ તથા તેમના ચેલાઓ ઈસ્લામથી લોકોને દૂર કરવા ઈસ્લામી તઅલીમને વિકૃત રીતે રજૂ કરવા માટે હવાતિયાં મારવા લાગ્યા છે. જેમ પાગલ વ્યકિતને કોઈ ભાન હોતું નથી, બલ્કે તેને છંછેડવાથી તે વધુ પાગલ બને છે, તેમ ઈસ્લામ વિરૂધ્ધ પોતાની અનથક કોશીષો અને અબજો ડોલરનો ધુમાડો કર્યા પછી પણ યહુદી પ્રોટોકોલની સફળતાના અણસાર દેખાતા નથી, તો હવે યહુદી લોબી અને તેમના ચેલાઓ પાગલપણાની છેલ્લી હદે પહોંચી ગયા છે. એમને ઘણી સારી રીતે ખબર છે કે મુસલમાન ગમે તેવો ગુનેહગાર હશે, પરંતુ પોતાના મહબૂબ આકા વિશ્વ રહમત હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ



વસલ્લમ) વિરૂધ્ધ તે કોઈ પણ ગલત વાત બરદાસ્ત કરવાનો નથી. એટલે ઈરાદાપૂર્વક સુયોજિત ઢબે આ કામ થઈ રહયું છે. અને યુરોપિય યુનિયન તથા અમેરિકા, ઈઝરાઈલની આમાં સંપૂર્ણ સહમતિ છે. એટલે મુસ્લિમોએ લોકશાહી ઢબે સેકયુલર તથા ઈસ્લામી તઅલીમને અનુરૂપ વિરોધ કરવાના પોતાના બધા જ હકકો સંપૂર્ણ સભાનતા, બુધ્ધિ અને (ષડયંત્રનો ભોગ બનવાથી બચીને) વિવેક સાથે વાપરવા જોઈએ. પરંતુ ઈસ્લામી તઅલીમ વિરૂધ્ધ કોઈપણ કૃત્ય (અસભાનતામાં) કરવાથી બચવું જોઈએ, જેનાથી અલ્લાહપાકની મદદ આવતી નથી. તથા આપ (સલ.)ની સુન્નતના વિરૂધ્ધ હોવાથી તેમાં બરકત પણ આવતી નથી. અને સૌથી વધુ મહત્વની વાત એ કે દુશ્મનો પોતાની મેલી મુરાદ આપણા મારફતે પાર પાડે છે, કારણ કે આ બધા ષડયંત્રો દ્વારા તે પોતાના સામાન્ય નાગરિકોને એ જ બતાવવા માંગે છે કે, જુઓ મુસ્લિમો સમગ્ર વિશ્વમાં કેવો આતંક મચાવે છે. અને કેવું કલ્ચર સ્થાપવા માંગે છે. માટે એક મુસલમાને ઈમાની ફિરાસત (દીર્ઘદ્રષ્ટિ)થી કામ લેવું જોઈએ. સાથે આ હદીષ શરીફ પણ સમજવી રહી કે એક મુસલમાન એક સુરાખ (દર)થી બે વખતે ડંખ (ધોકો) નથી ખાતો.





# સમગ્ર પવિત્ર જીવનની શાંતિ-સુરક્ષા માટે આહુતિ

## આપ (સલ.)ના આગમન સમયે માનવસમાજની વાસ્તવિક પરિસ્થિતિ

દુનિયામાં ઘણા મહાન શાસકો, સુધારકો, ધર્મ સંસ્થાપકો અને ક્રાંતિકારીઓ જન્મ્યા છે, પરંતુ તેમનો માનવજીવન ઉપર દીર્ઘકાલીન પ્રભાવ નથી પડ્યો. બીજી તરફ જ્યારે આપણે કોઈ પણ પૂર્વગ્રહ વગર હઝરત મુહમ્મદ (સલ.)ના જીવન અને કાર્યો ઉપર દૃષ્ટિ નાંખીએ છીએ તો જણાય છે કે, આપ (સલ.)ના અનુપમ વ્યક્તિત્વના પ્રભાવથી મનુષ્યના વ્યક્તિગત અને સામૂહિક રીતે ખરાબ સંસ્કારો અને પ્રવૃત્તિઓનો અંત આવી ગયો. મનુષ્યની વિકૃત પ્રકૃતિની સંપૂર્ણપણે સુધારણા થઈ અને માનવસમાજમાં સમગ્ર રીતે પરિવર્તન થઈ ગયું. મસ્જિદથી બજાર, શાળાથી ન્યાયાલય અને ઘરથી સાર્વજનિક સ્થળ, દરેક જગ્યાએ આ પરિવર્તન જોવા મળ્યું તેમજ મનુષ્યની બધી જ રીતે ઉન્નતિ અને નૈતિકતા તેમજ સદ્‌ગુણો ઉપર આધારિત જીવનની આધારશિલા મૂકવામાં આવી.

હઝરત મુહમ્મદ (સલ.)ને જ્યારે માનવજાત માટે પયગમ્બર બનાવવામાં આવ્યા, તે સમયે સમગ્ર દુનિયા ઉપર અજ્ઞાનતા અને અંધવિશ્વાસોનો અંધકાર છવાયેલ હતો. લોકો પોતાના વાસ્તવિક માલિકને ભૂલી ગયા હતા અને અનેક પ્રકારના મઅબૂદો (ઉપાસ્યો) બનાવી લીધા હતા. માનવ સભ્યતા વિભિન્ન ખરાબ સંસ્કારોમાં સપડાઈને કણસી રહી હતી. ઈજીપ્તથી ભારત, યુનાનથી ચીન સુધી સભ્યતાનો સૂર્ય અસ્ત થઈ ચૂક્યો હતો. રોમ અને ઈરાનની ''મહાન સભ્યતાઓ'' લોકોની સાથે ક્રૂરતા, જંગલીપણું અને ઘાતકીપણાના ધૃણિત વર્તનમાં લિપ્ત હતી. કેટલાક શાસક સ્વયંને ઈશ્વરના રૂપમાં પ્રસ્તુત કરીને ધર્માદેશ પણ આપી રહ્યા હતા અને પોતાના ધૃણાજનક સ્વાર્થોની પૂર્તિ કાજે સામાન્ય જનતાથી ભારે કર વસૂલ કરી રહ્યા હતા. તેમનાથી લાંચ-રૂશ્વત, નજરાણાઓ અને બળજબરીપૂર્વક મજૂરી વિના કામ કરાવતા હતા. આ દુર્દશા અને અભિશાપથી તેમને છૂટકારો અપાવનાર કોઈ ન હતું.





## ❊ યહુદી, ખ્રિસ્તી, પારસી અને બૌધ્ધ ધર્મની સ્થિતિ ❊

આપ (સલ.)ના આગમન સમયે દુનિયાના વિવિધ ધર્મોની ધાર્મિક, રાજકીય, નૈતિક અને માનવહક્કો પ્રત્યેની જવાબદારી બાબતે શું હાલત હતી, તે વિશે થોડી છણાવટ કરવા માંગું છું. જેથી આપ (સલ.)ની મહાનતાનો ખ્યાલ આવે.

હઝરત મૌલાના સૈયદ અબુલ્હસન અલી નદવી (રહ.) લખે છે કે, છઠ્ઠી સદી ઈસ્વીમાં દુનિયાના મોટા-મોટા ધર્મો, જુના ધાર્મિક પુસ્તકો અને તેમના કાયદાઓ બાળકોના રમકડા સમાન બની ગયા હતા. ધાર્મિક પુસ્તકોમાં ફેરફાર અને વધારો-ઘટાડો કરનાર અધર્મીઓ અને લુચ્ચા ધાર્મિક અગ્રેસરોને કારણે ધાર્મિક પુસ્તકોની અસલી શકલ-સુરત ઓળખવી મુશ્કેલ બની ગઈ હતી. જો તે ધર્મોના પયગમ્બર દુનિયામાં બીજી વખતે આવીને તેની હાલત જોતે, તો તે પોતે પોતાના ધર્મોને ઓળખી ન શકતે અને પોતાના તરફ તે ધર્મના સબંધનો પણ ઈન્કાર કરી દેતે.

### યહુદી ધર્મ :

આપ (સલ.)ના આગમન સમયે યહુદી ધર્મ અમૂક મૃત રસ્મો-રિવાજનું નામ હતું. યહુદીઓએ પોતાની પાડોશી કૌમોના અસરથી અથવા જીતેલ કૌમોના દબાવથી તેમના અકીદા (માન્યતાઓ) કબૂલ કરી લીધા હતા.

તૌરાત (જૂના કરાર)ની જગ્યાએ તાલ્મૂદ (યહુદી ધાર્મિક આલિમોના કથનો)ને મહત્વ આપવામાં આવતુ હતું. જેમાં અલ્લાહપાકની ગુસ્તાખી, બેઅદબી અને દીન તથા શરીઅતે મુસવીની ઠઠ્ઠો-મશ્કરી કરવામાં આવતી હતી. તેના વાંચનથી યહુદીઓના ધાર્મિક આચાર-વિચારનો પૂરેપુરો ખ્યાલ આવી જાય છે. (વધુ વિગત માટે જ્યુશ ઈન્સાઈક્લોપીડિયા, પેજ-૫૬૯, ભાગ-૧૨ વાંચવી લાભકારક રહેશે.)

### ખ્રિસ્તી ધર્મ :

ખ્રિસ્તી ધર્મ પોતાના પ્રથમ યુગમાં (હઝ. ઈસા અલૈ.ના આકાશ ઉપર ઉઠાવી લેવાની થોડીક મુદતમાં) જ નવા કરારમાં ફેરફાર અને વધારા-ઘટાડા



તથા અભણો અને રોમન ખ્રિસ્તીઓની મૂર્તિપૂજાવાળી માન્યતાઓમાં બદલાય ચૂક્યો હતો. શિર્ક (અનેકેશ્વરવાદ) અને મૂર્તિપૂજામાં બીજી કૌમોની નકલ થઈ રહી હતી. છઠ્ઠી સદી ઈસ્વીમાં સિરિયા અને ઈજીપ્તના ખ્રિસ્તીઓમાં આપસી લડાઈઓ પૂર જોરમાં લડાઈ રહી હતી. એમ માલૂમ પડતુ હતું કે, બે અલગ-અલગ ધર્મો પાળવાવાળા લડી રહ્યા છે.

**પારસી ધર્મ :**

ઈરાનના પારસીઓ પહેલેથી જ આગ, પાણી, માટી અને હવાની પૂજા કરતા હતા. તેના માટે ખાસ અગિયારી અને પૂજા સ્થળો બનાવ્યા હતા. આગની પૂજા અને સૂર્યને પવિત્ર માનવા સિવાય બધી જ માન્યતાઓ તે લોકો ભૂલી ચૂક્યા હતા.

**બૌધ્ધ ધર્મ :**

બૌધ્ધ ધર્મ જે ભારત અને મધ્ય એશિયામાં ફેલાયો હતો. જ્યાં તેમના કાફલાઓનો પડાવ નંખાતો, ત્યાં બુધ્ધની મૂર્તિ ચોક્કસ રાખવામાં આવતી. અને થોડી મુદતમાં ત્યાં એક પ્રાર્થનાઘર તૈયાર થઈ જતું. જે ધર્મમાં ઈશ્વરનું અસ્તિત્વ જ ન હતું, ત્યાં બુધ્ધને જ ઈશ્વર સ્વરૂપે સ્વિકારવામાં આવ્યા.

રોમ અને ઈરાનના સામ્રાજ્યો વચ્ચે થનાર યુદ્ધોના પ્રભાવથી સામાન્ય જનતા અસબંધિત ન હતી તેમજ અસબંધિત રહી પણ શકતી ન હતી. તેઓ જીવન જરૂરી ચીજવસ્તુઓથી વંચિત હતા, પરંતુ તે અંગે અવાજ પણ બુલંદ કરી શકતા ન હતા. વૈચારિક સ્વતંત્રતાનો સંપૂર્ણપણે અભાવ હતો. મનુષ્ય અંધકારમાં ડૂબેલો હતો. કોઈ દર્શન કે ધર્મનો પ્રકાશ તેમની પાસે મૌજૂદ ન હતો કે તે તેમનું માર્ગદર્શન કરે. પયગમ્બરો અને ઈશદૂતોનું શિક્ષણ પોતાના સાચા સ્વરૂપમાં બચ્યું ન હતું. ધર્મ ધાર્મિક નેતાઓનો નફાકારક ધંધો બની ગયો હતો. તેઓને સત્તાધારી લોકોનું સંરક્ષણ મળેલ હતું, જેનાથી તેઓ ધર્મના નામે નીતનવા અર્થઘટનો પ્રસ્તુત કરીને લોકોને છેતરવાથી ચૂકતા ન હતા. યુનાની સભ્યતા નષ્ટ થઈ ચૂકી હતી. ત્યાં સુધી કે યુનાનીઓના સુધારક કન્ફ્યુશિયસ અને માની *(Mani)*ની શિક્ષાઓ વિદ્યમાન રહી ન હતી. બૌદ્ધ અને વૈદિક ધર્મનો પણ કોઈ પ્રભાવ રહ્યો ન હતો. માનવતાને આ પરિસ્થિતિ-

માંથી નીકળવાનો કોઈ માર્ગ મળતો ન હતો. તેથી આ પરિસ્થિતિ સહજરૂપે એક એવા મહાનતમ્ વ્યક્તિત્વની માંગ કરી રહી હતી કે, તે આવે અને સમગ્ર દુનિયાને માનવતાનો પાઠ ભણાવે તેમજ સીધો માર્ગ દર્શાવે. અલ્લાહપાકે માનવતા ઉપર મોટો ઉપકાર કર્યો અને હઝરત મુહમ્મદ (સલ.)ને પોતાના અંતિમ નબીની હેસિયતે સમગ્ર દુનિયાના માર્ગદર્શન માટે મોકલ્યા અને આપ (સલ.)ના વ્યક્તિત્વમાં સુંદર આદર્શ મૂકી દીધો, જે સમસ્ત સંસાર માટે અનુકરણીય અને સંપૂર્ણ જીવનનીતિ માટે શિષ્ટતાનું માપદંડ છે. આપ (સલ.)એ પોતાના કામને સારી રીતે પૂરૂ કર્યું. જેના માટે અલ્લાહ તઆલાએ આપને નિયુક્ત કર્યા હતા. આપના વ્યક્તિત્વ અને મહાન કાર્યોને જોઈને જ માઈકલ એચ. હાર્ટએ પોતાના પુસ્તક "The Handreds"માં વિશ્વ પ્રસિદ્ધ વ્યક્તિત્વોમાં આપ (સલ.)ને પ્રથમ સ્થાન ઉપર મૂક્યા છે. મિ. હાર્ટ જ શું, જે પણ દુર્ભાવના અને પક્ષપાતરહિત હઝરત મુહમ્મદ (સલ.)ના પવિત્ર જીવનચરિત્રનો અભ્યાસ કરશે, તે પણ આ જ નિષ્કર્ષ ઉપર પહોંચશે કે આપનું જ વ્યક્તિત્વ ચડિયાતું છે અને આપ જ સમગ્ર મનુષ્યો માટે આદર્શ હોઈ શકે છે.

## આપ (સલ.)ના આગમન સમયે ભારતની

## ❊ રાજકીય પરિસ્થિતિ ❊

હઝરત મુહમ્મદ (સલ.) દ્વારા આરબ દ્વીપકલ્પમાં ઈસ્લામના પુનઃ ઉદયનો કાળ, સાતમી શતાબ્દી ઈસ્વીનો પ્રારંભિક કાળ છે. તે સમયે ભારત, ‘‘ભારતવર્ષ’’ અથવા ‘‘હિન્દુસ્તાન’’ નામે એક દેશ ન હતો, ન તો તેનો એક શાસક. જુદા જુદા ક્ષેત્રોમાં ‘‘પલ્લવ’’ અને ‘‘ચાલુક્ય’’ વગેરે વંશોના શાસકો હર્ષવર્ધન, મહેન્દ્ર વર્મન અને પુલકેશિનનું રાજ્ય હતું. તેમાં સત્તા અને શાસન માટે સતત યુદ્ધો થતા રહેતા હતા. પરાજય પછી પુનઃ વિજયપ્રાપ્તિ માટે બહારના દેશોમાંથી સૈન્ય સહાયતા પણ લેવામાં આવતી હતી. સત્તાધારી વર્ગના ધર્મ કે ધર્મ પરિવર્તનનો વ્યાપક પ્રભાવ શાસિત વર્ગ ગ્રહણ કરતો હતો.

## ❊ ધાર્મિક પરિસ્થિતિ ❊

ઉત્તર-પશ્ચિમી પ્રાંતમાં બોદ્ધ ધર્મનો હ્રાસ થઈ રહ્યો હતો. કશ્મીરથી

મથુરા સુધી અને મધ્ય પ્રાંત, પૂર્વિય પ્રાંત તેમજ દક્ષિણ પ્રાંતમાં બ્રાહ્મણોનો પ્રભાવ વધી રહ્યો હતો. જૈન ધર્મ પ્રભાવહીન થઈ ચૂક્યો હતો અને જૈન ધર્મીઓએ બ્રાહ્મણોથી સામાન્ય કરીને તેમનું ન માત્ર રાજનૈતિક અને સાંસારિક પ્રભુત્વ સ્વીકારી લીધું હતું, બલ્કે મોટા મોટા લોકોનું ધર્મ પરિવર્તન પણ કરાવવામાં આવી રહ્યું હતું. જૈન ધર્મના અનુયાયી મહેન્દ્ર વર્મન (શાસનકાળ ૬૦૦-૬૩૦ ઈ.)ને સંત અપ્પરે શિવ ધર્મ ગ્રહણ કરાવી લીધો હતો, તે શંકરનો પૂજારી બન્યો અને તેણે મહાબલિપૂરમ્‌ના પ્રસિદ્ધ મંદિર સહિત ઘણા શિવ મંદિરો બનાવ્યા અને જૈન ધર્મનું વધ્યું-ઘટ્યું, અસ્તિત્વ પણ લગભગ સમાપ્ત થઈ ગયું.

બીજી બાજુ બૌદ્ધ ધર્મ ઉપર બ્રાહ્મણવાદનો એવો પ્રબળ પ્રભાવ પડ્યો કે બૌદ્ધ ધર્મના મૂર્તિપૂજા વિરોધી અનુયાયી, મૂર્તિપૂજાને પોતાના ધર્મનું ખાસ અંગ બનાવી બેઠા. બૌદ્ધો જ્યાં જતા ત્યાં ગૌતમ બુદ્ધની મૂર્તિપૂજા ન કરવાની મૂળ શિક્ષાની વિરૂદ્ધ તેમની મૂર્તિઓ સ્થાપિત કરતા અને તેમની પૂજા-અર્ચના કરવા લાગતા. એક પ્રસિદ્ધ હિંદુ ચિંતક સી. વી. વૈદ્ય અનુસાર ‘‘આ યુગમાં હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ બંનેય મૂર્તિપૂજાના સમર્થક હતા, બલ્કે કદાચ બોદ્ધ ધર્મ મૂર્તિપૂજામાં હિંદુ ધર્મથી પણ આગળ વધી ગયો હતો.’’

હિંદુ ધર્મ વેદો દ્વારા સ્થાપિત એકેશ્વરવાદ, ઋગ્વેદ કાળના અંત સુધી પહોંચતા પહોંચતા ‘‘અનેક દેવતાવાદી એકેશ્વરવાદ’’માં પરિવર્તિત થઈ ગયો હતો. કેટલાક વિદ્વાનો અનુસાર વૈદિક દેવતાઓની સંખ્યા ૩૩ સુધી અને કેટલાક બીજાના અનુસાર ૩૩૩૯ સુધી પહોંચી ગઈ હતી. દેવતાઓની મૂર્તિઓની સાથે સાથે પશુ, પક્ષી, નક્ષત્ર, નદી વગેરે પણ પૂજ્ય થઈ ગયા હતા. હર્ષવર્ધનના કાળમાં શિવલિંગની પૂજા સામાન્ય થઈ ગઈ હતી અને વિષ્ણુના અનેક અવતારોની મૂર્તિપૂજા પ્રચલિત થઈ ગઈ હતી.

## ❊ સામાજિક પરિસ્થિતિ ❊

હર્ષવર્ધનના પૂર્વજોએ સમાજમાં વર્ણવ્યવસ્થાના મૂળિયા ફરીથી મજબૂત કરીને ઊંચ-નીચ, શ્રેષ્ઠ-અશ્રેષ્ઠ અને છૂત-અછૂત વગેરેને જે ઉત્તેજન આપવામાં

આવ્યુ હતું, તે હર્ષવર્ધનકાળ (૬૦૬-૬૪૭ ઈ.)માં બરાબર ચાલુ રહ્યું. આ કાળમાં ભારતની યાત્રા કરનાર ચીની પ્રવાસી ફાહ્યાન લખે છે : ''શુદ્ર તો ગયા-ગુજર્યા છે જ, પરંતુ શુદ્રોમાં ચાંડાલ સૌથી અધમ સમજવામાં આવતા હતા. તેઓ રાજાની આજ્ઞાનુસાર શહેરમાં પ્રવેશ કરતા સમયે લાકડીથી ઢોલ વગાડીને પોતાના આવવાની સૂચના આપતા હતા. જેથી લોકો ખસી જાય અને તેમના સ્પર્શથી બચીને ચાલે.'' સાતમી સદીના એક અન્ય ચીની ભારત યાત્રી હ્યુ એન સંગના અનુસાર, ''શુદ્રા પશ્ચાત, પંચમ્ જાતિના લોકો-કસાઈઓ, માછીમારો, જલ્લાદો અને ભંગીઓના મકાનો ઉપર અલગ-અલગ નિશાન મૂકવામાં આવતા હતા અને આ લોકો ગામની બહાર રહેતા હતા. ઉચ્ચ વર્ગનો કોઈ માણસ રસ્તામાં મળી જતો, તો તેઓ આંખો બચાવીને ડાબી બાજુ ચાલ્યા જતા અને જલ્દીથી પોતાના ઘરમાં ઘૂસી જતા હતા.''

આ કાળમાં સ્ત્રીઓની દશા અતિ દયનીય હતી. રોમિલા થાપર અનુસાર ''.....ઉત્તર ભારતના ઘણા સ્થળે સતી પ્રથા જોર પકડતી જતી હતી, તો દક્ષિણ ભારતમાં દેવદાસી પ્રથા.... અનેક મંદિરોની દેવ-દાસીઓ નિર્લજ્જતા-પૂર્વક શોષિત વેશ્યાઓ બની ગઈ હતી અને મંદિરના અધિકારીઓ તેમની આવક પ્રાપ્ત કરવા લાગ્યા હતા.'' *(હઝ. મુહમ્મદ સલ. સૌના માટે, પેજ-૧૭)*

## ❊ આરબોમાં સ્ત્રીઓની કફોડી પરિસ્થિતિ ❊

ઈસ્લામના આગમન પૂર્વે સમગ્ર દુનિયામાં સ્ત્રીઓની દશા અત્યંત ખરાબ હતી. આરબવાસીઓ સ્ત્રીના અસ્તિત્વને અપમાનનું કારણ સમજતા હતા. પુત્ર જન્મતો તો ગર્વ લેતા અને પુત્રી પેદા થતી તો માતમ કરતા. કુર્આને કરીમમાં તેમની આ માનસિકતાનું કેટલું સાચું ચિત્રણ કર્યું છે :

''જ્યારે તેમના પૈકી કોઈને પુત્રીના જન્મની ખુશખબર આપવામાં આવે છે, તો તેના ચહેરા ઉપર કાલિમા છવાઈ જાય છે અને મનોમન દુઃખી થઈને રહી જાય છે. લોકોથી છૂપાતો ફરે છે કે, આ અશુભ સમાચાર પછી કોઈને શું મોઢું દેખાડે. વિચારે છે કે, પુત્રીને અપમાનપૂર્વક રાખી લે કે માટીમાં દાટી દે ?'' *(કુર્આન, ૧૬ : ૫૮-૫૯)*

આરબવાસીઓમાં સ્ત્રી માટે સામાન્ય રીતે દયા અને પ્રેમની ભાવના જોવા મળતી ન હતી. ક્યારેક તો તેઓ દીકરીઓને જમીનમાં જીવતી દાટી દેતા હતા. ઐતિહાસિક પ્રમાણ છે કે, કૈસ બિન આસિમે અજ્ઞાનતાકાળમાં આઠ-દસ દીકરીઓને દફન કરી દીધી હતી. આ પીડિત વર્ગ એટલે કે બાળકીઓને જીવિત પણ રાખતા હતા, તો તેનાથી જીવનના તમામ અધિકારો છીનવી લેવામાં આવતા હતા. લગ્નોની કોઈ સીમા ન હતી. આરબવાસીઓ જેટલી સ્ત્રીઓથી ઈચ્છતા તેટલી સાથે લગ્ન કરતા. ગીસાન શકફી મુસલમાન બન્યા ત્યારે તેમને દસ પત્નીઓ હતી. તે જ રીતે તલાક ઉપર કોઈ પાબંદીઓ ન હતી. પુરૂષ જ્યારે ઈચ્છતો અને જેટલી વાર ઈચ્છતો તલાક આપી દેતો અને ‘ઈદ્દત’ સમાપ્ત થતાં પહેલાં ફરી તેને પત્ની બનાવીને રાખી લેતો. જ્યાં સુધી પતિ જીવિત રહેતો, સ્ત્રી તેના આધિન રહેતી. પતિના મૃત્યુ પછી આરબવાસીઓ ચાહતા તો કોઈ બીજાથી લગ્ન કરી દેતા અને તેઓ એ બાબતે પણ સ્વતંત્ર હતા કે તેના લગ્ન ન થવા દે. સાવકી માતા સુદ્ધાં સાથે લગ્ન કરવા આરબોમાં પ્રચલિત હતા. વારસામાં સ્ત્રીને કોઈ હિસ્સો મળતો ન હતો. એક સ્ત્રીના એકથી વધારે પતિઓનો પણ ક્યાંક ક્યાંક રિવાજ હતો. સપ્તાહના સાત દિવસ એ રીતે વહેંચણી કરવામાં આવતી કે એક જ સ્ત્રી માટે અલગ-અલગ દિવસમાં અલગ-અલગ પતિ રહેતા હતા. આરબો કોઈને પોતાનો જમાઈ બનાવવાને પોતાની માનહાનિ સમજતા હતા.

## ❊ ગુલામો સાથેનો વ્યવહાર ❊

ગુલામોની સાથે તદ્દન પશુઓ જેવો વ્યવહાર થતો હતો. જાનવરોની જેમ તેઓને વેચી અને ખરીદી શકાતા હતા. ત્યાં સુધી કે નાના-નાના બાળકો બળજબરીપૂર્વક માતાઓથી અલગ કરીને વેચી નાખવામાં આવતા હતા. માં કોઈના હાથે અને બાળક કોઈના હાથે વેચાઈ જતા હતા. કોઈ પણ ગુલામને મારી નાખવાની કોઈ જ સજા ન હતી. ગુલામ સ્ત્રીઓ સાથે દુરાચરણ જાઈઝ સમજવામાં આવતું હતું. તેમના માલિક ક્યારેક તેનાથી દેહ વેપાર કરાવીને નાણા કમાતા હતા. આરબો પોતાના દુરાચરણનું ઘમંડની સાથે ખુલ્લેઆમ વર્ણન કરતા હતા.



આરબો દારૂના રસિયા હતા. જુગારના શોખીન હતા. જુગારની લત એટલી હદે વધી ગઈ હતી કે, ઘણા આરબો પોતાનો તમામ માલસામાન જુગારમાં હારીને અંતમાં પોતાના શરીરની બાજી લગાવી દેતા અને હારી જતા તો શેષ જીવન વિજેતાના ગુલામ બનીને રહેવાનું સ્વીકારી લેતા હતા.

## ❊ જંગલી ઘાતકી કૃત્યો ❊

અરબોમાં લડાઈના આકરાપણા અને પ્રસારે કેટલીક અત્યંત ક્રૂર રસ્મો પણ પ્રચલિત કરી દીધી હતી. તેમાંની કેટલીકની વિગતો નીચે મુજબ છે :

- જંગી કેદીઓને જ્યારે કત્લ કરતા હતા, ત્યારે તેમની સાથે નાના નાના બાળકો અને સ્ત્રીઓને પણ કત્લ કરી નાંખતા હતા. બલ્કે કેટલીક વાર તો તેમને આગમાં પણ હોમીને બાળી નાખવામાં આવતા હતા.
- દુશ્મન ઉપર ગફલત કે નિંદ્રાની હાલતમાં ઓચિંતા હલ્લો પણ કરતા હતા અને કત્લ તથા લૂંટમાર શરૂ કરી દેતા હતા. આ નીતિ તેમને ત્યાં સર્વ-સામાન્ય અને બહોળા ઉપયોગમાં હતી. તેમના ભલભલા અગ્રેસર વીરલાઓ એ ખાસ પ્રયોગોમાં નામચીન હતા. તેમને એ માટે ''ફાતિક'' યા ''ફત્તાક'' કહેવામાં આવતા હતા.
- જીવતાઓને આગમાં હોમીને બાળી નાખતા હતા. અમ્ર બિન હિન્દ (અરબોના એક મશહૂર રાજવી)ના ભાઈને જ્યારે બનૂ તમીમે કત્લ કરી નાખ્યો, તો તેણે મન્નત માની કે, એકનો બદલો એકસોને કત્લ કરીને લઈશ. તેણે બનૂ તમીમ ઉપર હુમલો કરી દીધો. તે લોકો ભાગી છૂટ્યા. તેમની અંદરની ફક્ત એક વૃદ્ધા રહી ગઈ, જેનું નામ હમ્રા હતું. તેને પકડીને તેણે આગમાં હોમી દીધી. સંજોગવસાત એક સવાર ત્યાં આવી પહોંચ્યો, જેનું નામ અમ્માર હતું. અમ્રે તેને પૂછ્યું કે, તું કેમ અહીં આવ્યો ? તેણે કહ્યું : હું કેટલાક દિવસથી ભૂખ્યો છું, ધૂમાડો દેખાયો તો સમજ્યો કે, ખાવાનું હશે. અમ્રે હુકમ કર્યો કે, એને પણ આગમાં હોમી દેવામાં આવે. અને તેના હુકમ ઉપર અમલ કરવામાં આવ્યો. જરીરે પોતાના એક કાવ્યમાં આ ઘટના ઉપર ઈશારો કર્યો છે.





- બાળકોને તીરંદાઝીમાં નિશાન બનાવવા માટે ઉપયોગવામાં આવતા હતા. દાહિસ અને ગબ્રાની લડાઈઓમાં કૈસે બનૂ ઝુબ્યાન પાસે પોતાના બાળકો ઝમાનત તરીકે રાખ્યા હતા. હુઝયફહએ જે બનૂ ઝુબ્યાનનો અમીર (મુખી) હતો, તે બાળકોને એક ખીણમાં લઈ જઈને ઉભા કરી દીધા અને તેમને નિશાન બનાવીને તીરંદાઝી કરી. શુભ અકસ્માતે કોઈ બાળક મર્યું નહીં, તો એ તીરંદાઝી બીજા દિવસ ઉપર મુલ્તવી રાખવામાં આવી. એ મોજ બીજે દિવસે આગળ ચાલી. પ્રેક્ષકો પણ એ તમાશો જોવા ભેગા થયા. પછી ત્રીજે દિવસે પણ તીરંદાઝી અને નિશાનબાઝી ચાલતી રહી.
- કત્લનો એક તરીકો એ પણ હતો કે, હાથ-પગ અને શરીરના બીજા અવયવો કાપી નાંખવામાં આવતા હતા કે જેથી મરનાર તડપી તડપીને મરે. ગિત્ફાન અને આમિરની લડાઈમાં એ જ બીકથી હકમ ઈબ્નુત્તુફૈલે પોતે જ પોતાનું ગળુ ગૂંગળાવીને આત્મહત્યા કરી નાંખી હતી. ''ઈકદુલ ફરીદ''માં એનું વિસ્તૃત વર્ણન આપવામાં આવ્યું છે.
- ઉરયનહ કબીલાના લોકો હુઝૂર (સલ.)ની ખિદમતમાં આવીને દેખાવ પુરતા ઈસ્લામ સ્વીકારીને આપના એક ગુલામને પકડીને લઇ ગયા. તેના હાથ-પગ કાપી લેવાયા. પછી તેની આંખો અને ઝબાનમાં કાંટા ભોંકવામાં આવ્યા અને તેને તડપાવી તડપાવીને ખત્મ કરવામાં આવ્યો.
- તેમનો મઝલૂમ શિકાર મરી ગયા પછી પણ તેમની વેરવૃત્તિથી મુક્તિ પામતો ન હતો. તેની લાશ સાથે પ્રકાર-પ્રકારની નફરત વર્તાતી હતી. મુર્દાઓના હાથ-પગ, કાન-નાક વગેરે કાપી નાખવામાં આવતા હતા. હિન્દાએ ઉહુદની લડાઈમાં એ જ પ્રણાલિકા પ્રમાણે હઝ. હમ્ઝહ (રદી.) અને બીજા શહીદોના શબના અવયવો કાપી લઈને તેમનો હાર બનાવી ગળામાં પહેર્યો હતો.
- તેઓ મન્નતો માનતા હતા કે, દુશ્મન ઉપર કાબૂ પામીશું, તો તેની ખોપરીમાં શરાબ ભરીને પીશું. સુલાફહના બે બેટા ઉહુદમાં આસિમના હાથે માર્યા ગયા હતા. એ કારણે તેણે મન્નત (બાધા) માની હતી કે, આસિમની




ખોપરીમાં શરાબ નાંખીને પી લઈશ ત્યારે જ જંપીશ. વળી એ પણ દસ્તૂર હતો કે, કત્લ થયેલાનું કાળજુ કાઢીને ખાઈ જતા હતા. હિન્દા હઝરત હમ્ઝા (રદી.)નું કાળજુ કાઢીને ચાવી ગઈ હતી.

- હમલદાર (સગર્ભા) ઔરતોના પેટ ચીરતા હતા અને પોતાની એ હૈવાનિયત ઉપર ગર્વ પણ કરતા હતા. આમિર બિન તુફૈલ અરબનો મશહુર વીર અને અમીર, હવાઝને પોતાની એક કાવ્ય કડીમાં એવા ક્રૂર કૃત્ય માટે પણ અંજલિ આપે છે ! *(સીરતુન્નબી : ભાગ-૧, પેજ-૩૦૦)*

## ❊ અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) ❊

આ એક મોંઘેરૂ સત્ય છે કે, દરેક આવવાવાળા રસૂલ અને નબી દ્વારા અને તેમના ગ્રંથો દ્વારા એક છેલ્લા નબીની ભવિષ્યવાણી અપાઈ છે. અને આ કહેવામાં આવ્યુ છે કે, તેમના આવ્યા પછી અને તેમને જાણી લીધા પછી બધા પ્રાચીન કાનૂનો ત્યજીને તેમની વાત માનવી જોઈએ અને તેમના દ્વારા લાવવામાં આવેલા ગ્રંથ અને ધર્મ પર ચાલવું જોઈએ. આ પણ ઈસ્લામની સત્યતાનું પ્રમાણ છે કે, ગ્રંથોમાં અત્યંત ફેરબદલીના પછી પણ તે માલિકે છેલ્લા રસૂલ આવવાની ખબરને બદલવા ન દીધી. જેથી કોઈ આ નહીં કહી શકે કે અમને ખબર ન હતી. વેદોમાં તેનું નામ નરાશંસ, પ્રાચીન ગ્રંથોમાં કલ્કિ અવતાર, બાઈબલમાં ફારક્લીટ અને બૌદ્ધ ગ્રંથોમાં છેલ્લે બુધ્ધ વગેરે લખવામાં આવ્યુ છે.

આ ધાર્મિક ગ્રંથોમાં હઝ. મુહમ્મદ (સલ.)નું જન્મ સ્થાન, જન્મ તિથિ, સમય અને ઘણા વાસ્તવિક લક્ષણ પહેલાથી બતાવવામાં આવ્યા હતા.

## ❊ હઝરત મુહમ્મદ (સલ.)નો જીવન પરિચય ❊

આજથી લગભગ સાડા ચૌદસો વર્ષ પહેલાં અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.)એ સાઉદી અરબિય્યહના મક્કા શરીફમાં જન્મ લીધો. તેમના કેટલાક માસ પહેલા તેમના પિતાનું અવસાન થયુ હતું. માતા પણ બહુ વધારે જીવિત ન રહ્યા. પહેલા દાદાએ અને તેમના અવસાન પછી કાકાએ તેમની પરવરિશ કરી. સંસારમાં સૌથી જુદા આ મનુષ્ય આખા મક્કા નગરની આંખોનો તારો


બની ગયા. જેમ જેમ તેઓ મોટા થતા ગયા તેમની સાથે લોકોનો પ્રેમ વધતો ગયો. આપને સાચા અને ઈમાનદાર કહેવા લાગ્યા. લોકો પોતાની કિંમતી વસ્તુઓ આપની પાસે રાખતા. પોતાના પરસ્પરના ઝઘડાઓનો ચૂકાદો કરાવતા. કઅબા, જે મક્કા શરીફમાં અલ્લાહપાકનું પવિત્ર ઘર છે, તેને બીજીવાર બનાવવામાં આવી રહ્યુ હતું, તેની એક દીવાલના ખૂણામાં એક પવિત્ર પથ્થર છે, જ્યારે તેના સ્થાન પર સ્થાપિત કરવામાં આવ્યો તો તેની પવિત્રતાને કારણે મક્કાના બધા જ વંશજો અને સરદારોની ઈચ્છા હતી કે, આ પવિત્ર પથ્થર સ્થાપિત કરવાનો અધિકાર તેમને જ મળે. એના માટે તલવારો નીકળી આવી. ત્યારે જ એક બુધ્ધિવાન મનુષ્યે નિર્ણય કર્યો કે, જે સૌથી પહેલો મનુષ્ય અહીં કઅબામાં આવશે, તે જ તેનો ચૂકાદો લાવશે. બધા જ તૈયાર થઈ ગયા. તે દિવસે સૌથી પહેલા આવવાવાળા હઝરત મુહમ્મદ (સલ.) હતા. બધા જ એકી અવાજે બોલ્યા : વાહ, વાહ ! અમારી વચ્ચે સાચો અને ઈમાનદાર આદમી આવી ગયો છે, અમે બધા ખુશ છીએ.

હઝરત મુહમ્મદ (સલ.)એ એક ચાદર બિછાવી અને તેમાં તે પથ્થર મૂકીને કહ્યું કે, દરેક કુટુંબનો સરદાર ચાદરનો એક કિનારો (છેડો) પકડીને ઉઠાવે. જ્યારે પથ્થર દીવાલ સુધી પહોંચી ગયો તો પોતે પોતાના હાથોથી તેના સ્થાન ઉપર મૂકી દીધો. અને આ મોટી લડાઈ સમાપ્ત કરાવી દીધી.

આવી જ રીતે લોકો આપને દરેક કાર્યમાં આગળ રાખતા હતા. તેઓ યાત્રા પર જવા નીકળતા, તો લોકો વ્યાકુળ થઈ જતા અને જ્યારે તેઓ પાછા ફરતા, તો આપને મળીને જોર જોરથી રડવા લાગતા.

તે દિવસોમાં ત્યાં અલ્લાહપાકના ઘર કઅબામાં ૩૬૦ દેવી-દેવતાઓની મૂર્તિઓ રાખેલી હતી. આખા અરબ દેશમાં ઉંચ-નીચ, છૂત-અછૂત, સ્ત્રી પર અત્યાચાર, શરાબ, જુગાર, વ્યાજ, લડાઈ, બળાત્કાર જેવી ન જાણે કેટલી ખરાબીઓ વિસ્તરેલી હતી.

જ્યારે હઝરત મુહમ્મદ (સલ.) ૪૦ વર્ષના થયા, તો અલ્લાહપાકે પોતાના ફરિશ્તાઓના માધ્યમથી આપની ઉપર કુર્આન શરીફ ઉતારવાનો

આરંભ કર્યો. અને આપને રસૂલ બનાવવાનો મુબારક સંદેશો અને લોકોને એક અલ્લાહ (એકેશ્વરવાદ) તરફ બોલાવવાની જવાબદારી સોંપી.

## શાંતિનો સૌપ્રથમ કરાર અને તેમાં આપની મહત્વની ભૂમિકા

હઝરત મુહમ્મદ (સલ.)ને ૪૦ વર્ષની ઉંમરે ''વહી'' *(Revelation)* દ્વારા અલ્લાહપાકનો પવિત્ર સંદેશો ''કુર્આન''ના સ્વરૂપમાં મળવાની શરૂઆત થઈ અને ''નબુવ્વત'' હાસિલ થઈ તે પહેલાંથી જ બાળપણ અને યુવાવસ્થામાં ઉચ્ચ અને વિશિષ્ટ ગુણો આપમાં મૌજુદ હતા. સચ્ચાઈ, પ્રમાણિકતા, અમાનતદારી, વચનની પ્રતિબદ્ધતા, નમ્રતા, અપાર કરૂણા, સાદગી, પ્રેમાળ હૃદય, નિર્મળ ચારિત્ર્ય, મધુર વાણી, ઊંડુ આધ્યાત્મિક ચિંતન વગેરે અનેક વિશિષ્ઠ ગુણો અને લાયકાતોને કારણે આપની પ્રતિષ્ઠા લોકોમાં ઘણી ઊંચી હતી. આપના વિરોધીઓ પણ આપને માન અને આદરભાવથી જોતા હતા. આપ મક્કામાં ''અલ-અમીન'' (અમાનતદાર-વિશ્વાસુ) અને ''અસ્સાદિક'' (સત્યનિષ્ઠ) તરીકે જાણીતા હતા. તે જમાનામાં મક્કામાં જ્યાં ચોરી, લૂંટફાટ, અંધાધૂંધી, ખૂનામરકી, કબીલાઓમાં માંહોમાંહે ઝઘડાઓ, કુરિવાજો, વહેમો વગેરે અનેક દૂષણો અને ગુનાહિત પ્રવૃત્તિઓ ફેલાયેલી હોય અને રોજીંદા જીવનમાં એક અનિવાર્ય અંગ બની ગયેલા હોય તેવા સમાજમાં હઝરત મુહમ્મદ (સલ.)એ ઘોર અંધકારમાં એક ''દીપ''ની જ્યોત પ્રગટાવી રોશની ફેલાવવાનું કામ કર્યું. મક્કામાં 'કુરૈશ' ભિન્ન ભિન્ન મોટા કબીલાઓમાં વહેંચાયેલા હતા. આ દરેક કબીલાનું પણ નાના-નાના કુળ કે કુટુંબોમાં વિભાજન થયું હતું. હઝરત મુહમ્મદ (સલ.) ''હાશિમ'' કુળના હતા.

મક્કામાં તે જમાનામાં કોઈ વ્યક્તિ ખૂન કે કોઈ ગુનાહિત કૃત્ય કરે ત્યારે તે વ્યક્તિની સામે વ્યક્તિગત રીતે વેર વાળવામાં નહોતુ આવતું, બલ્કે તેના સબંધિત કબીલા સામે વેર વાળવાનો નિયમ હતો. એટલે કે વ્યક્તિનો ગુનો તે આખા કબીલાનો ગુનો ગણાતો અને પરિણામે કબીલાઓ વચ્ચે અંદરો-અંદર પારાવાર નાના-મોટા ઝઘડાઓ થતા રહેતા હતા. પોલીસ, અદાલત કે કાનૂનનો સદંતર અભાવ હોવાને કારણે જે તે કબીલાઓના સરદાર જ

ઝઘડાઓના નિકાલ કરતા હતા. મક્કા શહેરની બહારથી આવનાર યાત્રાળુઓ કે મુસાફરો માટે જાનમાલના રક્ષણ માટે કોઈ પણ જાતની વ્યવસ્થા ઉભી કરવામાં નહોતી આવી. તેથી ઘણીવાર લોકોના માલમત્તા કે સરસામાન લૂંટી લેવામાં આવતા તેની વિરૂદ્ધ કોઈ દાદ-ફરિયાદ થતી નહીં કે સાંભળવામાં આવતી નહીં, પરંતુ આ બધા વિરોધાભાસો વચ્ચે એક સર્વમાન્ય અને સર્વ-સ્વીકૃત નિયમ હતો કે વર્ષના ચાર પવિત્ર મહિનાઓમાં કોઈ પણ જાતની લૂંટફાટ, ચોરી, ખૂનામરકી, ખૂનનો બદલો લેવાની વૃત્તિ અને અન્ય ગુનાહિત કૃત્ય, યાત્રાળુઓ અને મુસાફરોને હેરાનગતિ વગેરે બિલ્કુલ બંધ રાખવા. કબીલાઓમાં પરસ્પર ઝઘડા પણ આ ચાર માસમાં થતા નહીં. સામાન્ય રીતે કબીલાવાળાઓ તેનું ઈમાનદારીપૂર્વક પાલન કરતા હતા.

## ❊ પ્રથમ કરાર માટે સંગઠનની રચનાનું કારણ ❊

હઝરત મુહમ્મદ (સલ.)ની યુવાવસ્થામાં બનેલ ''હિલફુલ ફુઝૂલ''ના પ્રસંગની ચર્ચા કરતાં પહેલાં પવિત્ર માસમાં પણ યુદ્ધ *(Sacrilegious War)* થયું તેનો ઉલ્લેખ કરવો જરૂરી છે. મક્કા શહેર નજીક આવેલ ''તાઈફ'' પાસે દર વર્ષે ''ઉક્કાઝ''નો વાર્ષિક મેળો હજના ઝિલ્કઅ્દહ મહિનામાં ૨૧ દિવસના સમય માટે ભરાતો હતો. આ ઉક્કાઝ મેળા દરમ્યાન પ્રાચીન રીતરિવાજ મુજબ કોઈ પણ જાતની હિંસા, ખૂનખરાબા, લડાઈઓ કે ગુનાહિત કૃત્યો થતા નહીં. લોકો આનંદપ્રમોદ માટે ભેગા થતા. અરબસ્તાનના ઘણા મશહુર શાયરો (કવિઓ) આ મેળામાં પોતાની શાયરીઓ (કવિતાઓ) કરતા. આ મેળામાં કવિ સંમેલનો ઉપરાંત લોકો માલનું ખરીદ-વેચાણ પણ કરતા. પોતપોતાના કેદીઓની અદલા-બદલી કરતા તથા નૃત્ય (ડાન્સ), જુગાર વગેરે મનોરંજન અને આનંદપ્રમોદમાં મેળાની મજા માણતા હતા.

એક વખત આવા ઉક્કાઝ મેળામાં પવિત્ર માસમાં યુદ્ધ કે લડાઈ પણ પ્રતિબંધ હોવા છતાં કોઈ કારણોસર મક્કાના કુરૈશ એક તરફ અને બીજી તરફ કૈસ અયલાનના કબીલા વચ્ચે યુદ્ધ થયું અને જાનમાલની ઘણી તારાજી અને નુકસાન થયું. ઘણા સમય સુધી આ યુદ્ધ ચાલ્યું. કુરૈશની જીત થઈ, પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના લાગણીસભર અને

કરૂણાસભર હૃદય પર આ યુદ્ધની ઘણી ઊંડી અસર થઈ. હવે પવિત્ર માસમાં થયેલ યુદ્ધની પશ્ચાત અસરોને મીટાવવા માટે અને હિંસા, અત્યાચાર, ઝુલ્મ અને અન્યાયને રોકીને શાંતિની સ્થાપના કરવા માટે મક્કા શહેરમાં અબ્દુલ્લાહ બિન જુદઆનના ઘરે હાશિમ, ઝહરાહ અને તેમના વંશના યુવાનો દ્વારા એક સ્વયંસેવી સંગઠન (ફેડરેશન) રચવામાં આવ્યું. જે સંગઠનને ''હિલફુલ ફુઝૂલ'' કહેવામાં આવે છે. મક્કા શરીફમાં સદીઓ પહેલાં ચાર બહાદુર અને માયાળુ નવજવાનો (ફઝલ બિન ફુઝાલા, ફુઝૈલ બિન વદાઆ, ફુઝૈલ બિન હારિસ અને મુફઝઝલ) જેઓ અન્યાય અને ઝુલમ સામે અવાજ ઉઠાવતા. તેમની યાદમાં અને તેમના નામ ઉપરથી આ નવું ''હિલફુલ ફુઝૂલ'' સંગઠન અસ્તિત્વમાં આવ્યું. આ નવરચિત સંગઠનના નવજુવાન સભ્યો-સ્વયંસેવકોએ એક પ્રતિજ્ઞા લીધી, જેમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પણ સામેલ હતા :

> **''અમો પ્રતિજ્ઞા લઈએ છીએ કે કોઈ મજલૂમ પિડિતની અમો ત્યાં સુધી હિમાયત કરીશું, જ્યાં સુધી જાલિમ કે અત્યાચારી તે નિઃસહાય પિડિતને તેનો હક્ક આપવા મજબૂર થઈ જાય. અમો સોગંદપૂર્વક કહીએ છીએ કે, આ કાર્યમાં અમને કોઈ પણ પ્રકારની લાલચ નહીં રહે. પછી ભલે નિઃસહાય પિડિત માલદાર માણસ હોય કે ગરીબ.''**

આ સંગઠનમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) બહુ જ ઊંડો રસ લેતા અને સક્રિયપણે કાર્ય કરતા હતા. આ સંગઠનનો મુખ્ય ઉદેશ શાંતિમાં ભંગ પાડતા તત્વોને રોકીને શાંતિ સ્થાપવાનો, હિંસા, ઝુલ્મ, અન્યાય સામે અવાજ ઉઠાવવાનો, યાત્રાળુઓ (મુસાફરો) જે લૂંટફાટ, ચોરી, અત્યાચારનો ભોગ બનેલા હોય તેમને રક્ષણ આપવાનો, નિર્બળ લોકો પર થતા ઝુલ્મો અને અત્યાચારો અટકાવવાનો અને મક્કા શહેર અને આસપાસમાં સંપૂર્ણ શાંતિ સ્થાપવાનો હતો. આ ''હિલફુલ ફુઝૂલ'' સંગઠન ઈસ્લામની સ્થાપના પછી પણ ઘણા વર્ષો સુધી કાર્યરત્ રહ્યું. આ સંગઠને કરેલા કાર્યોમાં અહીં એક ઉદાહરણ પ્રસ્તુત છે :



એક વખત યમન શહેરમાંથી બનુ ઝુબૈદનો એક સોદાગર તેનો માલ વેચવા માટે મક્કા શહેરમાં આવ્યો. મક્કાના કુરૈશ કબીલાના એક મુખ્ય સરદાર આસ ઈબ્ને વાઈલે એ માલ તેની પાસેથી ખરીદયો, પરંતુ બદલામાં કંઈ પણ જાતની રકમ તેને ચૂકવી નહીં. તેથી તે શહેરના ઘણા કબીલાઓના આગેવાનોને મળ્યો, પરંતુ કોઈ પણ આગેવાન આસ ઈબ્ને વાઈલ સાથે સંઘર્ષમાં ઉતરવા અને જોખમ લેવા તૈયાર થયા નહીં. આખરે તે નિરાશ થયો. તેને વેચેલ માલની રકમ મેળવવાની કે માલ પરત મેળવવાની આશા રહી નહીં. પરંતુ તેને હિલફુલ ફુઝૂલ નામના સંગઠનની જાણ થઈ અને છેવટે તે તેમની પાસે ગયા અને આ સબંધમાં વાત કરી. ત્યારે તે સંગઠનના સભ્યો તેની સાથે આસ ઈબ્ને વાઈલની પાસે ગયા અને તેમના પર દબાણ કરીને તેને તેનો માલ પરત અપાવ્યો. આવા કિસ્સાઓથી જ્યારે પણ કોઈ અજાણી વ્યક્તિ મક્કા શહેરમાં તેના હક માટે વંચિત રહેતી, તો આ સંગઠનના સભ્યો તત્કાલ તેને મદદ કરવા તત્પર રહેતા અને મદદ કરવા પહોંચી જતા.

હઝરત મુહમ્મદ (સલ.) પયગમ્બર બન્યા બાદ પણ કહેતા હતા કે, મને "હિલફુલ ફુઝૂલના સંગઠનમાં ભાગ લેવાની ઘણી ખુશી થતી હતી અને એક ઉચ્ચતમ અનુભૂતિ કે એહસાસ થતો હતો. નબી બન્યા બાદ પણ હિલફુલ ફુઝૂલ સંગઠનની ભૂમિકાનું ઘણું મહત્વ છે. આ કરાર વિશે આપે ફરમાવ્યું કે, જ્યારે હિલફુલ ફુઝૂલ કરાર થયો હતો, હું અબ્દુલ્લાહ બિન જુદઆનના ઘરે હાજર હતો. એના મુકાબલા (તુલના)માં મને લાલ ઊંટ મળે તો પણ હું લઈશ નહીં અને આજે પણ મને આવા કરાર માટે બોલાવવામાં આવશે તો હું ચોક્કસ જવા માટે તૈયાર છું. કારણ કે હઝરત મુહમ્મદ (સલ.) તેમની રચનાત્મક સલાહિયતો કે ખૂબીઓના લીધે અરબ કબીલાઓમાં એક ન્યાયની પ્રક્રિયા ઉભી કરવામાં સફળ થયા અને પરિણામે કબીલાઓમાં પ્રવર્તતી પરસ્પર વેરભાવની ભાવના ડગમગવા લાગી.

હઝરત મુહમ્મદ (સલ.)એ "હિલફુલ ફુઝૂલ"ની બુનિયાદ નાંખીને આપણને એક બોધપાઠ આપ્યો છે કે, જાલિમ કે અત્યાચારીના મુકાબલામાં હંમેશા આપણે એક મઝલૂમ (નિઃસહાય)ની હિમાયત કરવી જોઈએ અને



તેનો હક્ક તેને મળવો જોઈએ. તેના હક માટે તે વંચિત રહેવો જોઈએ નહીં. પછી ભલે તે મઝલૂમનો કબીલો કે કુટુંબ કમજોર કે ગરીબ હોય. અને કોઈ તેના માટે લડવા તૈયાર ન થાય.

આજના આધુનિક યુગમાં પણ ''હિલફુલ ફુઝૂલ'' જેવા સંગઠન કે એનજીઓની એટલી જ આવશ્યકતા છે. કારણ કે જમાનો કે યુગ બદલાતા રહે છે, પરંતુ માનવીની માનસિકતા જે હિંસા, અત્યાચાર, ઝુલ્મ, સિતમ વગેરે ગુનાહિત કૃત્યો તરફ લઈ જાય છે. તે આજે પણ વ્યાપક પ્રમાણમાં છે. ફક્ત ગુનાહિત કૃત્ય કરવાની નવી ટેકનીક કે રીત બદલાતી રહે છે. આજે પણ પોલીસ, અદાલત કે કાનૂનની પ્રક્રિયા કે વ્યવસ્થાઓ હોવા છતાં મઝલૂમને અન્યાયનો ભોગ બનવું પડે છે, ન્યાય માટે ઝઝૂમવું પડે છે.

## ❊ દુશ્મનો તરફથી લગાતાર અત્યાચાર ❊

કુરૈશીઓએ મળીને આપ (સલ.) અને આપના સાથીઓનો વિરોધ અને અત્યાચાર ચાલુ રાખ્યા. બીજી તરફ સત્ય ધર્મના પ્રચાર-પ્રસારમાં મુસલમાનો પણ અડગ રહ્યા. આપ (સલ.) વિશે વિભિન્ન પ્રકારની ભ્રમણાઓ ફેલાવવામાં આવી રહી હતી અને આપ (સલ.)ને વિવિધ રીતે હેરાન-પરેશાન કરવામાં આવી રહ્યા હતા. આપ (સલ.) ચાલતા તો ઉપરથી કચરો અને ગંદકી ફેંકવામાં આવતી, સિજદામાં આપ ઉપર હોજરી નાંખી દેવામાં આવતી, રસ્તામાં કાંટા બિછાવી દેવામાં આવતા. ઉત્બા બિન અબી મુઈતે એક વાર તો રસૂલ (સલ.) ઉપર થૂંકવાનું કુકર્મ પણ કરી નાંખ્યું. જો કે થૂંક આપ ઉપર પડ્યું નહીં. ઉબઈ બિન ખલફે એક વાર એક સડેલું હાડકું તોડ્યું અને ફૂંક મારીને આપ (સલ.) ઉપર ઉડાવ્યું.

અબૂ લહબ પાછળથી પથ્થર મારીને આપની એડીઓ લોહી-લૂહાણ કરી નાખતો હતો, તો તેની પત્ની ઉમ્મે જમીલ નબી (સલ.)ના રસ્તામાં રાત્રે દરવાજા ઉપર કાંટા નાંખી દેતી હતી. અબૂ લહબે તેના પુત્રો ઉત્બા અને ઉતૈબા ઉપર બળજબરી કરીને નબી (સલ.)ની પુત્રીઓ રૂકૈયા અને ઉમ્મે કુલસુમને તલાક અપાવડાવી દીધી. નબુવ્વત (ઈશદુતત્વ)થી પહેલાં તેમના

લગ્નો થયા હતા. જુલ્મ અને અત્યાચારનો મામલો એ હતો કે, એક વાર તો આપ (સલ.)ના ગળામાં ચાદર નાખીને હત્યા કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો.

એક દિવસ મુહમ્મદ (સલ.) અલ્લાહપાકના ઘર કા'બામાં નમાઝ પઢી રહ્યા હતા કે મક્કાના સરદારોએ આપને ઘેરી લીધા અને એકી સાથે તૂટી પડ્યા. ઉત્બા બિન અબી મુઈતે આપની ચાદર પકડી લીધી અને એ રીતે ખેંચવાનું શરૂ કર્યું કે આપનું ગળુ દબાઈ થયું. એટલામાં હઝરત અબૂબક્ર (રદી.) દોડીને આવ્યા અને કહેવા લાગ્યા કે, "શું તમે લોકો એક વ્યક્તિને એટલા માટે કતલ કરી રહ્યા છો કે, તે કહે છે કે, મારો માલિક અને પાલનહાર અલ્લાહપાક છે ?"

તેના ઉપર તેમણે આપને તો છોડી દીધા, પરંતુ હઝરત અબૂબક્ર (રદી.)ને ખૂબ જ માર્યા-ફટકાર્યા, તેમનું માથુ ફાટી ગયું અને દાઢી પકડીને ખેંચતા ખેંચતા બહાર લઈ ગયા.

આપ (સલ.)ના કાકા આપની ખૂબ મદદ કરતા અને પ્રેમ અને સ્નેહથી રાખતા. તેમને પોતાની કૌમની દુશ્મની ખટકતી જરૂર હતી, પણ તેઓ એ વાત ઉપર રાજી ન હતા કે, પોતાના ભત્રીજા મુહમ્મદ (સલ.)ની હિમાયતથી હાથ ખેંચી લે.

ઈસ્લામના પ્રચાર-પ્રસારથી રોકવાની કુરૈશની બધી જ યુક્તિઓ અસફળ થઈ રહી હતી. ઈસ્લામના અનુયાયીઓની સંખ્યા લગાતાર વધતી જઈ રહી હતી. આપત્તિઓ અને મુશ્કેલીઓના પહાડ તોડવા છતાં લોકો મુસલમાન બનતા જઈ રહ્યા હતા. વિરોધીઓએ જ્યારે જોયું કે તેમની યુક્તિઓ અસફળ થઈ રહી છે, તો તેમણે એક વાર ફરી બેઠક કરી. તેમાં કુરૈશના પચ્ચીસ સરદારોની એક સમિતિ બનાવવામાં આવી. નબી (સલ.)ના કાકા અબૂ લહબ સમિતિનો અધ્યક્ષ બન્યો. એ નિર્ણય કરવામાં આવ્યો કે ઈસ્લામનો સંપૂર્ણ શક્તિ સાથે સામનો કરવામાં આવે. નબી (સલ.)ને હજુ વધુ કષ્ટ પહોંચાડવામાં આવે. ઈસ્લામ ધર્મ સ્વીકાર કરવાવાળાઓને વિવિધ પ્રકારની મુશ્કેલીઓ અને પરેશાનીઓમાં નાખવામાં આવે. તેમના ઉપર અત્યાચાર

કરવામાં આવે. ક્રૂરતા અને નિષ્ઠુરતામાં કોઈ પણ પ્રકારની છૂટછાટ આપવામાં ન આવે.

સ્પષ્ટ છે કે, હઝરત મુહમ્મદ (સલ.)ને તંગ કરવા સરળ ન હતું, જ્યારે કમજોર અને નિર્બળ મુસલમાનોના સબંધમાં આ કામ સહેલુ હતું. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) પ્રતિષ્ઠિત અને પોતાનામાં અનુપમ વ્યક્તિત્વના માલિક હતા. મિત્ર અને દુશ્મન તમામ આપને આદર અને સન્માનની દૃષ્ટિએ જોતા હતા. બીજી બાજુ અબૂ તાલિબની મદદ અને તેમનું સંરક્ષણ પણ આપને પ્રાપ્ત હતું.

વિરોધીઓએ પોતાનો બધો ગુસ્સો તે મહાનુભાવો ઉપર ઉતારવાનું શરૂ કર્યું, જેમણે ઈસ્લામ અંગીકાર કર્યો હતો અને તેમનું કોઈ હિમાયત કરનાર ન હતું. પ્રત્યેક કબીલો પોતાના દરમ્યાન રહેતા મુસલમાનો ઉપર અત્યાચાર કરવા લાગ્યો. તેમને માર મારવામાં આવતો, કેદ કરી લેવામાં આવતા, ભૂખ્યા-તરસ્યા રાખવામાં આવતા, સૂર્યની ગરમીથી તપી રહેલી રેત ઉપર સુવડાવવામાં આવતા, લોખંડના ગરમ સળીયાથી ડામ આપવામાં આવતા અને વિવિધ પ્રકારની યાતનાઓ આપવામાં આવતી, પરંતુ સાહસિક અને બહાદુર મુસલમાનોએ આ બધું સહન કરીને સત્ય ધર્મ ઈસ્લામને ન ત્યજ્યો અને નબી (સલ.)ના સાચા સાથી બની રહ્યા.

હઝરત અબૂબક્ર (રદી.)એ એક વખત એક જાહેરસભામાં ઈસ્લામની તઅલીમ રજૂ કરી તો વિરોધીઓ તેમના ઉપર તૂટી પડ્યા અને ખૂબ માર માર્યો. ઉત્‌બા બિન રબીઅ બે ફાટેલા-તૂટેલા જૂતાથી તેમના મોઢા ઉપર એ રીતે મારતો રહ્યો કે તે પછી તેમનો ચહેરો ઓળખાય તેવો ન રહ્યો. હઝરત અબૂબક્ર (રદી.) બેહોશ થઈ ગયા. દિવસ વિતતાં જ્યારે તેઓ હોશમાં આવ્યા તો તેમણે સૌપ્રથમ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)નો હાલ પૂછ્યો. ઉમ્મે જમીલે જે ઈસ્લામમાં દાખલ થઈ ચૂક્યા હતા. બતાવ્યું : ''આપ (સલ.) ખેરિયતથી છે.'' હઝરત અબૂબક્ર (રદી.)ની આ હાલત જોઈને તેમની માતા તે જ વખતે મુસલમાન થઈ ગયા.

જેઓને અત્યાચારનો ભોગ બનાવવામાં આવ્યા, તેમાં હઝરત બિલાલ

(રદી.) પણ હતા. તેઓ હબશાના રહેવાસી હતા. ઉમૈયાના ગુલામ હતા. ઉમૈયા તેમનું ખાવા-પીવાનું બંધ કરી દેતો. જ્યારે ભૂખ-તરસથી વ્યાકુળ થઈ જતા, તો બરાબર બપોરે તે તેમને ગરમીથી તપતી રેત ઉપર સૂવડાવી દેતો અને છાતી ઉપર ખૂબ મોટો પથ્થર મૂકી દેતો, પછી કહેતો : ''કાં તો મુહમ્મદનો સંગાથ છોડી દે અને લાત અને ઉઝ્ઝાને પૂજવાનું શરૂ કરી દે, નહીં તો આ જ રીતે તરફડતો રહે.''

હઝરત બિલાલ (રદી.) આ તમામ અત્યાચાર સહન કરતા અને કહેતા કે, ''અહદ-અહદ'' (અલ્લાહપાક એક છે, અલ્લાહપાક એક છે).

જ્યારે વ્હાલા નબી (સલ.) તેમની પાસેથી પસાર થતા, તો આપ તેમની આ હાલત જોઈને વ્યાકુળ થઈ જતા. ખૂબ દર્દભર્યા શબ્દોમાં કહેતા : ''હે બિલાલ ! ગભરાવ નહીં, અહદ જલ્દીથી જ મુક્તિ અપાવશે.''

ઉમૈયા હઝરત બિલાલ (રદી.)ના ગળામાં દોરડું નાખીને છોકરાઓને આપી દેતો હતો. તે બધા મક્કાના પહાડોમાં ઘુમાવતા ફરતા હતા. ત્યાં સુધી કે ગળા ઉપર દોરડાના નિશાન ઉભરી આવતા. ઉમૈયા પોતે પણ તેમને બાંધીને દંડાથી મારતો અને કાળઝાળ તડકામાં બેસાડી રાખતો.

એક દિવસ હઝરત બિલાલ (રદી.)ને જ્યારે યાતના આપવામાં આવી રહી હતી, ત્યારે જ હઝરત અબૂબક્ર (રદી.) ત્યાંથી પસાર થયા. તેમણે ઉમૈયાને ધન આપીને હઝરત બિલાલ (રદી.)ને મુક્ત કરાવ્યા. તે સિવાય તેમણે બીજા અનેક ગરીબ મુસલમાનોને પણ મુક્ત કરાવ્યા, જેઓ મુસલમાન હોવાના ગુનાસર પોતાના નિર્દયી માલિકોના અત્યાચારનો ભોગ બની રહ્યા હતા.

મુસ્અબ બિન ઉમૈર (રદી.) મક્કાના સંપન્ન પરિવારમાં ઉછરેલા નવયુવાન હતા. તેમના માતા-પિતા તેમને સારામાં સારા વસ્ત્રો પહેરાવતા. તેઓ ખૂબ કિંમતી પગરખાં ઉપયોગમાં લેતા અને સુગંધના પ્રયોગમાં મક્કામાં તેમનાથી વધીને કોઈ ન હતું. તેમણે ઈસ્લામ સ્વીકાર્યો. ઉસ્માન ઈબ્ને તલ્હાએ એક વખત તેમને નમાઝ પઢતા જોઈ લીધા અને તેની ખબર તેણે તેમની માંને અને તેમના કબીલાવાળાને આપી દીધી. પછી તેમને ઘરથી કાઢી મૂક્યા. તેઓ

હબશા ચાલ્યા ગયા. મુસલમાનોની સાથે જ્યારે પરત ફર્યા, તો તેમની હાલત તદ્દન બદલાઈ ગઈ હતી.

અમ્માર બિન યાસિર અને તેમના માતા-પિતાએ ઈસ્લામ અંગીકાર કરી લીધો. તેઓ બનૂ મખઝૂમના ગુલામ હતા. એક વાર અબૂ જહલ અને અન્ય વિરોધીઓ તેમને કાળઝાળ તડકામાં અનેક પ્રકારની તકલીફો આપી રહ્યા હતા કે, નબી (સલ.) ત્યાંથી પસાર થયા. આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''યાસિરના ઘરવાળાઓ ! ધીરજ રાખજો, તમારી મંઝિલ જન્નત છે.''

વિરોધીઓએ અત્યાચાર ચાલુ રાખ્યા. ત્યાં સુધી કે યાસિરનું મૃત્યુ થઈ ગયું. પિતાના મૃત્યુ પછી હઝરત અમ્માર (રદી.)ની માતા હઝરત સુમૈયા (રદી.)એ પણ શ્વાસ છોડી દીધા. અબૂ જહલે તેમના ગુપ્તાંગમાં બરછી મારી હતી. સુમૈયા (રદી.) અલ્લાહપાકના માર્ગમાં શહીદ થનાર પ્રથમ મહિલા હતા. હઝરત અમ્માર (રદી.) ઉપર યાતનાઓનો સિલસિલો ચાલુ રહ્યો.

હઝરત ઉસ્માન બીન અફ્ફાને જ્યારે ઈસ્લામ સ્વીકાર્યો, તો તેમના કાકાએ તેમને કસીને બાંધી દીધા અને કહ્યું : ''તમે પોતાના પૂર્વજોના ધર્મને છોડીને એક નવો ધર્મ અપનાવી રહ્યા છો. ખુદાના સોગંદ ! હું ત્યાં સુધી તમને છોડીશ નહીં, જ્યાં સુધી કે તમે આ નવા ધર્મને છોડી ન દો.''

હઝરત ઉસ્માન (રદી.)એ કહ્યું : ''હું તેને ક્યારેય પણ નહીં છોડું.'' તેમની દૃઢતાને જોઈને કાકાએ તેમને મુક્ત કરી દીધા.

હઝરત ખબ્બાબ બિન અરતને યાતનાઓ આપવાની સાથે જ સળગતા અંગારાઓ ઉપર સૂવડાવીને ઉપરથી પથ્થર મૂકી દેવામાં આવ્યો કે, તેઓ ઉભા ન થઈ શકે.

હઝરત લુબૈનાને હઝરત ઉમર પોતાના મુસલમાન થતાં પહેલાં એટલા મારતા કે સ્વયં થાકીને બેસી જતા. હઝરત સઅદ ઈબ્ને ઝૈદ અને તેમની પત્ની જેઓ હઝરત ઉમર (રદી.)ની બહેન હતા. બન્નેને હઝરત ઉમર ઈસ્લામ લાવતાં પહેલાં દોરડાથી બાંધી દેતા હતા.

હઝરત ઝુબૈર જ્યારે મુસલમાન બન્યા તો તેમના કાકા તેમને ચટાઈમાં

લપેટીને તેમના નાકમાં ધુમાડો છોડતા. એક વાર અબૂ જહલે તેમને એટલા માર્યા કે તેમની આંખોની દૃષ્ટિ ચાલી ગઈ.

## ❊ હબ્શા તરફ હિજરત ❊

મુસલમાનો ઉપર કુરૈશના અત્યાચારો એટલા વધી ગયા કે મક્કાની ધરતી તેમના માટે તંગ થઈ ગઈ. તેમનું ત્યાં રહેવું મુશ્કેલ થઈ ગયું તો રસૂલ (સલ.)એ પોતાના સાથીઓને કહ્યું : ‘‘અલ્લાહપાકની ધરતી વિશાળ છે. પોતાના માટે કોઈ બીજું સ્થળ શોધી લો. આ રીતે બની શકે છે કે, આ અત્યાચારીઓથી તમને મુક્તિ મળી જાય અને તમે આરામથી રહી શકો.’’

સાથીઓએ કહ્યું : ‘‘હે અલ્લાહપાકના રસૂલ ! આપ જ બતાવો કે અમે ક્યાં જઈએ ?’’ આપ (સલ.)એ કહ્યું : ‘‘જો તમે લોકો હબ્શા ચાલ્યા જાઓ તો સારૂં છે. ત્યાંનો શાસક ન્યાયપ્રિય છે. કોઈના ઉપર ઝુલ્મ થવા દેતો નથી. લોકો ખૂબ જ સુખ-ચેનથી રહે છે.’’

રમઝાન મહિનો હતો અને આપ (સલ.)ની નબુવ્વત (ઈશદૂતત્વ)નું પાંચમું વર્ષ હતું. આદેશ મળતાં જ બે-બે, ચાર-ચાર કરીને ઘણા મુસલમાનો હબ્શા પહોંચી ગયા. કેટલાક એકલા હતા, તો કેટલાક સપરિવાર હતા. હબ્શા હિજરત કરવાવાળા મુસલમાનોની સંખ્યા ૮૩ દર્શાવવામાં આવે છે.

કુરૈશને જ્યારે આ વાતની ખબર મળી, તો તેમણે તેમનો પીછો કર્યો. સમુદ્ર તટે પહોંચ્યા, પરંતુ આપ (સલ.)ના વફાદાર સાથીઓ નીકળી ગયા હતા. કુરૈશ પરત ફર્યા. તેમણે પોતાના બે વ્યક્તિઓ, અબ્દુલ્લાહ બિન અબી રબીઅ અને અમ્ર બિન આસ બિન વાઈલને તેમનો પીછો કરવા મોકલ્યા. તેમણે હબ્શાના ખ્રિસ્તી સમ્રાટ નજ્જાશી અને તેમના સરદારો, સેનાપતિઓ અને પાદરીઓ માટે ઘણી ભેટ-સોગાદો મોકલી. કુરૈશના આ દૂતોએ સમ્રાટને પોતાના પક્ષે કરવાનો પ્રયાસ કર્યો.

સમ્રાટથી કહ્યું : ‘‘હે સમ્રાટ ! અમારા ત્યાંથી કેટલાક નાસમજ યુવાનો ભાગીને તમારા ત્યાં આવ્યા છે. તેમણે પોતાનો ધર્મ છોડી દીધો છે, પરંતુ આપનો ધર્મ પણ સ્વીકાર્યો નથી, બલ્કે એક નવો ધર્મ અપનાવી લીધો છે.

જેનાથી ન અમે પરિચિત છીએ, ન તો આપ. અમને આપની સેવામાં આ સબંધે તેમના પિતાઓ, કાકાઓ, પરિવાર અને કબીલાઓના પ્રતિષ્ઠિત લોકોએ મોકલ્યા છે, જેથી આપ તેમને અમારા હવાલે કરી દો.''

સમ્રાટના આજુબાજુ બેસેલા પ્રમુખ સરદારો અને પાદરીઓ એકી સ્વરે આમ કહેવા લાગ્યા : ''આ બન્ને તદ્દન સાચી વાત કહી રહ્યા છે. આપ તેઓને તેમના હવાલે કરી દો.''

નજ્જાશીએ તેમની વાત માનવાથી ઈન્કાર કરી દીધો. તેણે કહ્યું : ''જે લોકોએ આપણા ત્યાં આશ્રય લીધો છે, હું તેમની વાત સાંભળીશ. તેઓ જ્યાં પણ હોય, હાજર કરવામાં આવે.''

મુસલમાનો હાજર થયા તો સમ્રાટે તેમની વાત અને એ પણ કે છેવટે તે ક્યો ધર્મ છે, જેના વિશે ચર્ચા કરવામાં આવી રહી છે, સાંભળવાની ઈચ્છા દર્શાવી. મુસલમાનો તરફથી અબૂ તાલિબના દીકરા હઝરત જઅફર (રદી.) ઉભા થયા અને કહ્યું (સાર-સંક્ષિપ્તમાં) : ''હે સમ્રાટ ! અમે એક મુદ્દતથી અજ્ઞાન અને ગુમરાહી (પથભ્રષ્ટતા)ના અંધકારમાં ભટકતા હતા. એક અલ્લાહપાકને ભૂલીને સેંકડો મૂર્તિઓની પૂજા કરતા હતા. મૃત ખાતા હતા, વ્યભિચાર, લૂંટફાટ, ચોરી અને એકબીજા પ્રત્યે અત્યાચાર કરવો અમારૂં રાત-દિવસનું કામ હતું. અમારામાંથી દરેક શક્તિશાળી પોતાનાથી કમજોરને ખાઈ જવા ઉપર ગર્વ લેતો હતો. મતલબ એ કે, અમારૂં જીવન પશુઓથી પણ બદતર હતું. અલ્લાહ તઆલાએ કૃપા કરી કે તેણે અમારી હાલત બદલી નાખી. અમારામાંથી એક એવા વ્યક્તિએ જન્મ લીધો, જેમને અલ્લાહપાકે પોતાના રસૂલ બનાવ્યા. અમે તેમની વંશાવલી જાણીએ છીએ. તેઓ અતિ સજ્જન છે. અમે તેમની હાલતથી વાકેફ છીએ. તેઓ સાચા, પ્રમાણિક અને નિષ્કલંક છે. શું મિત્ર કે શું શત્રુ, બધા તેમના સદ્ચરિત્ર અને સજ્જનતાનો સ્વીકાર કરે છે. તેમણે અમને ઈસ્લામ તરફ આમંત્રણ આપ્યું અને શીખવાડ્યું કે, અમે મૂર્તિઓને પૂજવાનું છોડી દઈએ. માત્ર એક અલ્લાહપાકને પોતાનો માલિક સ્વીકાર કરીએ. સાચું બોલીએ, લૂંટફાટથી રોકાઈ જઈએ, અનાથોનો

માલ ન ખાઈએ. પાડોશીઓને મદદ કરીએ, વ્યભિચાર અને અન્ય ગંદી વાતોથી બચીએ. નમાઝ પઢીએ, રોઝા રાખીએ, અલ્લાહ તઆલાના માર્ગમાં પોતાનું ધન ખર્ચીએ, દીન-દુઃખિયાઓની સહાયતા કરીએ. અમે એમની ઉપર ઈમાન લાવ્યા. અનેકેશ્વરવાદ અને મૂર્તિપૂજાને છોડી દીધી. તમામ ખરાબ કામો ત્યજી દીધા. તેને લઈને અમારી કૌમના લોકો અમારા દુશ્મન બની ગયા અને અમને મજબૂર કરતા રહ્યા કે, અમે પલટીને ફરી તેમના જ ધર્મ ઉપર આવી જઈએ અને આ જ હેતુસર આ લોકો આપથી અમને પરત કરવાની માંગણી કરી રહ્યા છે.''

હઝરત જઅફર (રદી.)ની વાત સાંભળીને નજ્જાશી બોલ્યો : ''તેના ઉપર જે વાણી અવતરિત થઈ છે, હું તે સાંભળવા માંગું છું. શું તમારી પાસે કંઈક છે ?''

હઝરત જઅફર (રદી.)એ સૂરહ મરયમની કેટલીક આયતો સંભળાવી. નજ્જાશી ખૂબ જ પ્રભાવિત થયો. તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યા. બોલ્યો : ''ખુદાના સોગંદ ! આ વાણી અને ઈંજીલ બન્ને એક જ દીવાની બે રોશની છે.''

તેણે કુરૈશના પ્રતિનિધિઓને કહ્યું : ''પરત જાઓ, ખુદાના સોગંદ ! હવે તેઓ અહીંથી નહીં જાય.''

બીજા દિવસે અમ્ર બિન આસે દરબારમાં પાછી પહોંચ મેળવી અને નજ્જાશીને વિનવ્યો કે, ''હુઝૂર ! આપ એ જાણો છો કે, એ લોકો હઝરત ઈસા વિશે કેવી માન્યતા રાખે છે ?'' નજ્જાશીએ ફરી વાર મુસલમાનોને તેડાવી મંગાવ્યા કે, એ શંકાનો જવાબ આપે. એ ગરીબોને ચિંતા થઈ કે, જો ઈસાના ઈશ-પુત્ર (ઈબ્નુલ્લાહ) હોવાનો ઈન્કાર કરીએ છીએ, તો નજ્જાશી ઈસાઈ છે અને નારાજ થાય છે. હઝરત જઅફર (રદી.)એ કહ્યું : ''ગમે તે થાય, આપણે તો સાચું જ બોલવાનું છે.''

ટૂંકમાં, તેઓ દરબારમાં હાજર થયા. નજ્જાશીએ તેમને તાબડતોડ પૂછ્યું કે, તમે ઈસા ઈબ્ને મરયમ સબંધી કેવી માન્યતા ધરાવો છો ? હઝરત

જઅફર (રદી.) બોલ્યા : "અમારા નબીએ અમને શીખવ્યું છે કે, ઈસા અલ્લાહપાકના બંદા, તેના નબી અને તેની વાણી (કલિમતુલ્લાહ) છે."

હબ્શી બાદશાહ ઉત્સાહમાં ઉછળી પડ્યો. તેણે ઝમીન ઉપરથી એક તણખલું ઉપાડીને કહ્યું : "વલ્લાહ ! તમે હઝ. ઈસા (અલૈ.) વિશે જે કહ્યું, તેનાથી તેઓ આ તણખલા પુરતા પણ વધારે નથી !" દરબારમાં બિરાજતા બિશપો અને પાદરીઓ પોતાના બાદશાહની એ ટીકા ઉપર ખૂબ ધૂંઆફુંઆ થયા. તેમના નાકો ફુલીને ખરખરાટ પ્રસારવા લાગી. પરંતુ નજ્જાશીએ તેની કશી પરવા કરી નહીં. કુરૈશ ડેપ્યુટેશન વીલે મોઢે પાછુ ફર્યું.

## ❊ ત્રણ વર્ષ સુધી સંપૂર્ણ બાયકોટ ❊

ઈસ્લામના વધતા પ્રભાવને જોઈને કુરૈશના સરદારોએ એક વધુ ચાલ ચાલી. નબુવ્વતના સાતમા વર્ષના મુહર્રમના મહિનામાં તમામ કબીલાઓના સરદારોએ ભેગા થઈને એક બેઠક કરી અને બનૂ હાશિમનો સામાજિક બહિષ્કાર કરવાનો નિર્ણય કર્યો. બનૂ હાશિમ આપ (સલ.)ના પરિવારનું નામ છે. કબીલાઓએ એક લેખિત સંધિ કરી કે, બનૂ હાશિમનો સામાજિક બહિષ્કાર કરવામાં આવે. ન તેમનાથી સગાઈ રાખવામાં આવે અને ન તો લગ્ન-વિવાહનો સબંધ, ન લેવડદેવડ, ન મળવાનું અને ન તો ખાવા-પીવાનો કોઈ સામાન તેમના સુધી પહોંચવા દેવામાં આવે. ત્યાં સુધી કે બનૂ હાશિમ હઝરત મુહમ્મદ (સલ.)ને હમારે હવાલે કરી દે કે અમે તેમને કત્લ કરી નાંખીએ. આ લેખિત દસ્તાવેજ ખાન-એ-કઅબામાં લટકાવી દેવામાં આવ્યો.

અબૂ લહબ સિવાય બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના બધા લોકો, ચાહે તેઓ મુસલમાન હોય કે તેનો ઈન્કાર કરનાર, સમેટાઈને એક ખીણમાં નજરકેદ થઈ ગયા. આ ખીણ **"શુઅબે અબી તાલિબ"**ના નામથી પ્રસિદ્ધ થઈ ગઈ.

ખીણમાં નબી (સલ.) અને આપના સાથીઓ ત્રણ વર્ષ સુધી કેદમાં રહ્યા. ખૂબ તંગી અને મુશ્કેલીઓનો સામનો કર્યો. ત્યાં સુધી કે વૃક્ષોના પાંદડાઓ ખાઈને જીવવાની નોબત આવી. પરિસ્થિતિ એટલી દયનીય થઈ ગઈ કે,

ચામડા પાણીમાં પલાળીને ચૂસવા પડ્યા. ભૂખ-તરસની એ દુર્દશા હતી કે, ભૂખથી તડપતા બાળકો અને મહિલાઓના અવાજો ખીણની બહાર સુધી સંભળાતા. મક્કામાં જે પણ ખાદ્યસામગ્રી વેચાવા આવતી, તો મુસલમાનો ખરીદી શકતા નહીં. ક્યારેક ક્યારેક બહારથી ખાવા-પીવાનો સામાન પહોંચી જતો હતો.

છેવટે બહિષ્કારનો આ કાળ સમાપ્ત થયો. કુરૈશના એક-બે વ્યક્તિઓ બનૂ હાશિમ ઉપર કરવામાં આવતા અત્યાચાર અને જુલ્મના વિરૂદ્ધ ઉભા થયા. જુહૈર બિન અબી ઉમય્યાના પ્રયત્નોથી બહિષ્કાર સમાપ્ત થયો. તેનાથી છૂટકારો મળ્યો જ હતો કે, આપ (સલ.)ના કાકા અબૂ તાલિબનું મરણ થઈ ગયું અને કેટલાક મહિના પછી આપની પત્ની હઝરત ખદીજા (રદી.) પણ પરલોક સિધાવી ગયા. આ બન્નેનું મૃત્યુ નુબૂવ્વતના દસમા વર્ષમાં થયું. તેમના મરણથી આપ (સલ.)ને મોટો ધક્કો લાગ્યો. તેમની મૌજૂદગીમાં કુરૈશને આપ (સલ.) ઉપર હાથ ઉઠાવવાની હિંમત નહોતી થતી. તેઓ કંઈક અંશે ડરતા રહેતા હતા. તેમના મરણ પછી શત્રુઓનો વિરોધ ખૂબ વધી ગયો અને આપની જાન પણ જોખમમાં આવી ગઈ. અબૂ તાલિબના દુનિયાથી રૂખસદ થયા પછી કુરૈશે આપ (સલ.)ને એવી તકલીફો પહોંચાડી, જેની હિંમત અબૂ તાલિબના જીવનકાળમાં નહોતી થતી. આપ (સલ.) અત્યંત દુઃખની સાથે કહેતા : ''ખુદાપાકના સોગંદ ! અબૂ તાલિબના જીવનમાં કુરૈશે મને આ રીતે ક્યારેય પણ ન સતાવ્યો.''

## ❊ તાઈફનો પ્રવાસ અને અત્યંત પિડાજનક વર્તાવ ❊

મક્કામાં ઈસ્લામના પ્રચાર-પ્રસારમાં મોટા અવરોધો ઉભા કરવાના પ્રયત્નોના વચ્ચે આપ (સલ.)એ મક્કાની બહાર ઈસ્લામી સંદેશ પહોંચાડવાનો વિચાર કર્યો. આ યોજના અંતર્ગત આપ (સલ.)એ તાઈફનો પ્રવાસ કર્યો. દસ નબવીના શવ્વાલ મહિનામાં આપ (સલ.) તાઈફ ગયા. તાઈફ મક્કાથી લગભગ ૬૦ માઈલ દૂર છે. આપ (સલ.)એ આ પ્રવાસ પગપાળા જ કર્યો હતો. આપની સાથે હઝરત ઝૈદ બિન હારિસહ (રદી.) હતા. રસ્તામાં જે પણ

કબીલો મળતો, આપ (સલ.) તેને ઈસ્લામનું આમંત્રણ આપતા. પરંતુ કોઈએ પણ આ આમંત્રણ સ્વીકાર્યું નહીં.

તાઈફના લોકો સુખી હતા. તેમની પાસે મોટા મોટા બગીચાઓ અને ખેતરો હતા. જેના કારણે તેઓમાં ઘમંડ અને અહંકાર પેદા થઈ ગયો હતો. તાઈફ એક પ્રસિદ્ધ મૂર્તિ ''લાત''ની પૂજાનું કેન્દ્ર હતું. અહીં લોકો તીર્થયાત્રા માટે આવતા હતા. ધનવાન લોકો ગરમીઓની ઋતુ અહીં જ પસાર કરતા.

આપ (સલ.) તાઈફ પહોંચીને સૌથી પહેલા કબીલા સકીફના ત્રણ સરદારોથી મળવા ગયા. આ ત્રણેય પરસ્પર ભાઈ હતા. તેમના નામ હતા : અબ્દ યાલૈલ, મસઊદ અને હબીબ બિન અમ્ર. આપ (સલ.)એ તેમની પાસે બેસીને તેમને ઈસ્લામનું આમંત્રણ આપ્યું. બધાએ આપના સંદેશને ઠુકરાવી દીધો અને અત્યંત નિર્લજ્જતાથી આપથી મોઢું ફેરવી લીધું. કુરૈશની જેમ તેઓ પણ ઈસ્લામને પોતાના માટે ખતરો સમજતા હતા.

આપ (સલ.) તાઈફમાં દસ દિવસ રહ્યા. તાઈફવાસીઓના સરદારોની પાસે વારંવાર ગયા અને પ્રત્યેકથી વાત કરી, પણ તે સૌનો એક જ જવાબ હતો : ''તમે અમારા શહેરમાંથી નીકળી જાઓ.''

તેમણે પોતાના લંપટ લોકો અને ગુલામોને ઉશ્કેરીને પજવવા માટે આપ (સલ.)ની પાછળ લગાવી દીધા. જ્યારે આપ (સલ.) પરત ફરી રહ્યા હતા, તો આ લંપટો ગાળો બોલતા, તાળીઓ પાડતા અને શોરબકોર કરતા આપ (સલ.)ની પાછળ લાગી ગયા તથા જોતજોતામાં એટલું મોટું ટોળુ ભેગુ થઈ ગયું કે, આપના રસ્તામાં બન્ને બાજુ કતાર લાગી ગઈ. પછી અપશબ્દોની સાથે પથ્થરો પણ ફેંકવાના શરૂ થઈ ગયા. જેનાથી આપ (સલ.)ના પગમાં એટલા ઘા થઈ ગયા કે બન્ને પગરખાં લોહીથી ભરાઈ ગયા. જ્યારે આપ ઘાની પીડાથી ઢીલા થઈ જતા, પથ્થર ખાઈ-ખાઈને અધમુઆ થઈ જતા, તો બેસી પડતા. અત્યાચારીઓને પછી પણ દયા ન આવતી. તેઓ આપ (સલ.)ને હાથ પકડીને ઉભા કરી દેતા. જ્યારે આપ ચાલવા લાગતા, તો ફરી પથ્થરોની વર્ષા શરૂ કરી દેતા. હઝરત ઝૈદ બિન હારિસહ (રદી.) ઢાલ બનીને તે પથ્થરોને રોકી રહ્યા

હતા, જેનાથી તેમના માથા ઉપર પણ ઘણે ઠેકાણે પ્રહાર થયા હતા. લંપટોએ આ ક્રમ ચાલુ રાખ્યો. ત્યાં સુધી કે, ઉત્‌બા અને રબીઆના બગીચામાં આશ્રય લેવા માટે મજબૂર કરી દીધા. આ બગીચો તાઈફથી ત્રણ માઈલ દૂર હતો.

ત્યાંથી ઝૈદ બિન હારિસહ (રદી.)એ આપ (સલ.)ને કર્નુસ્‌સઅલબ નામે સ્થળે પહોંચાડ્યા. ત્યાં લોહી સાફ કર્યું. આપ (સલ.)એ ત્યાં કેટલોક સમય આરામ પણ કર્યો. અહીં ઝૈદ બિન હારિસહ (રદી.)એ અર્જ કરી કે, તાઈફવાળાઓ માટે બદ્‌દુઆ કરો અર્થાત્ તેમને શ્રાપ આપો. તો વ્હાલા નબીએ કરીમ (સલ.)એ નકારીને કહ્યું : ‘‘જો આ લોકો અલ્લાહ તઆલા ઉપર ઈમાન નથી લાવતા, તો આશા છે કે તેમના વંશજો માત્ર એક અલ્લાહ તઆલાની બંદગી કરવાવાળા હશે.’’ કેટલા મહાન હતા આપ !

પછી આપ નખલહ (નામી જગ્યા) માટે રવાના થયા. અહીં એક પ્રસંગે અલ્લાહપાકે પહાડોના ફરિશ્તાને આપની પાસે મોકલ્યા. તેમની સાથે હઝ. જિબ્રઈલ (અલૈ.) પણ હતા. તેમણે કહ્યું : ‘‘જો તમે ઈશારો કરો તો પહાડોનો ઈન્ચાર્જ આ ફરિશ્તો આ અને પેલી બાજુના પહાડોને મેળવી દે અને આ લોકોને પીસી નાંખે.’’ આપ (સલ.)એ મનાઈ કરી દીધી.

આપ (સલ.) તાઈફથી મક્કા આવી ગયા. સત્ય સંદેશને દરેક વ્યક્તિ સુધી પહોંચાડવામાં પુનઃ વ્યસ્ત થઈ ગયા. મક્કાના લોકોને અને કબીલા-ઓને ફરીથી ઈસ્લામનું આમંત્રણ આપવાનું શરૂ કર્યું. નુબૂવ્વતનું દસમું વર્ષ ચાલી રહ્યું હતું. હજ્જની મોસમ નિકટ હતી. તેથી દૂર અને નજીક, દરેક જગ્યાએથી પગપાળા અને સવારીઓ ઉપર લોકોનું આગમન શરૂ થઈ ગયું હતું. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ આ અવસરને મુનાસિબ સમજીને એક-એક કબીલાની પાસે જઈ તેને ઈસ્લામનું આમંત્રણ આપ્યું. કેટલાકે સારો પ્રતિભાવ આપ્યો અને હજ્જના થોડાક જ સમય પછી ઘણા લોકોએ ઈસ્લામ સ્વીકારી લીધો.

આપ (સલ.)એ હજ્જ વખતે જ અકબહ (ઘાટી) પાસે મદીનાના ખઝરજ કબીલાના લોકોને ઈસ્લામનું આમંત્રણ આપ્યું. મદીનામાં બે મુખ્ય કબીલા



હતા : ખઝરજ અને ઔસ. ત્યાં યહૂદી લોકો પણ વસતા હતા, જેઓ પોતાની સભાઓમાં અવારનવાર એક પયગમ્બરના આગમનની ચર્ચા કરતા હતા. તેઓ કહેતા કે દુનિયામાં એક વધુ પયગમ્બર આવનાર છે. દુનિયામાં જે તેનો સાથ આપશે, તે જ સફળ થશે. આ બધી વાતો ઔસ અને ખઝરજવાળાઓએ પણ સાંભળી હતી. જ્યારે આપ (સલ.)એ ખઝરજના લોકો સમક્ષ ઈસ્લામની શિક્ષા રજૂ કરી અને તેઓએ વિચાર્યું કે, હોય ના હોય, આ એ જ નબી છે, જેના વિશે યહૂદી વિદ્વાનો કહેતા રહ્યા છે. આ લોકોએ ઈસ્લામ સ્વીકારી લીધો. તેમની સંખ્યા આઠ (૮) હતી. તેમના નામો નીચે મુજબ છે :

- અબુલ હયસુમ બિન તય્યિહાન
- અસ્અદ બિન ઝુરારહ
- રાફિઅ બિન માલિક
- મુઆઝ બિન અફરહ
- ઝકવાન બિન અબ્દે કૈસ
- ઉબાદહ બિન સામિત
- યઝીદ બિન ષઅલબા
- ઉવૈમ બિન સાઈદહ

*(તબકાતે ઈબ્ને સઅદ)*

આ લોકો મદીના પહોંચ્યા અને પોતાના લોકોને ઈસ્લામ અને આપ (સલ.) વિશે જાણકારી આપી. તેમને ઈસ્લામ તરફ આમંત્રણ આપ્યું. આ રીતે તેમની કૌમ અને જાતિમાં ઈસ્લામથી લોકો પરિચિત થવા લાગ્યા અને પ્રત્યેક ઘરમાં આપ (સલ.)ની ચર્ચા થવા લાગી.

તે પછીના વર્ષે હજ્જના સમયે મદીનાના બાર માણસો આપ (સલ.)ની સેવામાં ઉપસ્થિત થયા અને ઈસ્લામ કાજે બધું જ સમર્પિત કરી દેવાની પ્રતિજ્ઞા કરી. તે લોકોએ આ ઈચ્છા પ્રગટ કરી કે, ઈસ્લામની શિક્ષા માટે તેમની સાથે કોઈને મોકલવામાં આવે. આપ (સલ.)એ તેમની સાથે હઝરત મુસઅબ બિન ઉમૈર (રદી.)ને મદીના મોકલ્યા.

હઝરત મુસ્અબ બિન ઉમૈર (રદી.) મદીનામાં ઘરે-ઘરે જઈ ઈસ્લામનો સંદેશ પહોંચાડતા અને લોકોને કુર્આન પઢીને સંભળાવતા. આ રીતે દરરોજ એક-બે લોકો ઈસ્લામ સ્વીકારવા લાગ્યા. ત્યાં સુધી કે ઔસ કબીલાના સરદાર સઅદ બિન મુઆઝે પણ ઈસ્લામ કબૂલ કરી લીધો. તેમના મુસલમાન બની જવાથી સમગ્ર કબીલા માટે સત્ય ધર્મ અપનાવવાનો માર્ગ મોકળો થઈ ગયો.





તે પછીના વર્ષે હજ્જના પ્રસંગે મદીનાથી ૭૨ માણસો આવ્યા અને છૂપાઈને ઈસ્લામ સ્વીકારી લીધો અને અકબહ નામના સ્થળે પ્રતિજ્ઞા કરી કે તેઓ કોઈ પણ સંજોગોમાં આપ (સલ.)નો સાથ આપશે. આપ (સલ.)એ જે વાતોનું તેમનાથી વચન લીધું, તે આ પ્રમાણે છે :

- એક અલ્લાહપાક સિવાય કોઈની બંદગી નહીં કરીએ.
- ચોરી નહીં કરીએ.
- વ્યભિચાર નહીં કરીએ.
- પોતાના સંતાનને કતલ નહીં કરીએ.
- કોઈની ઉપર આરોપ નહીં મૂકીએ, ન તો કોઈની બુરાઈ કરીશું, અને
- અલ્લાહપાકના રસૂલ (સલ.) તેમને જે સારી વાતોનો આદેશ આપશે તેનાથી તેઓ મોઢું નહીં ફેરવે.

મદીના મુનવ્વરહમાં ઈસ્લામ ફેલાતો રહ્યો અને મુસલમાનોની સંખ્યા સારી એવી થઈ ગઈ.

## ❊ હિજરતનું કારણ ❊

હઝરત મુહમ્મદ (સલ.)ને નબુવ્વત પ્રાપ્ત થઈ તેના ૧૩ વર્ષો (ઈ.સ. ૬૧૦ થી ૬૨૨) સુધી ઈસ્લામ ધર્મનો ફેલાવો મક્કા શહેરમાં મર્યાદિત પ્રમાણમાં અને નાના સમૂહમાં રહ્યો. તેમણે મક્કા શહેરમાં ઈસ્લામ ધર્મનો ઉપદેશ નિર્ભયતા, નીડરતા, દૃઢતા અને અલ્લાહપાક પર સંપૂર્ણ વિશ્વાસથી અને વફાદારી તેમજ અત્યંત વિશ્વાસુ અને વફાદાર સાથીદારોની સહાય સાથે કર્યો, પરંતુ મક્કાના કુરૈશના કબીલાઓના ઘણા સ્થાપિત હિતોને આ ધર્મ પડકારરૂપ અને તેમના સ્વાર્થને હાનિરૂપ લાગતો.

વધુમાં ઈસ્લામમાં સમાનતાની વાત હતી. જ્યાં અમીર અને ગરીબ, કબીલાપણું કે ખાનદાનનું કોઈ મહત્વ નહોતું. બધા જ માનવીઓ આદમની ઔલાદ છે અને સમાન છે. ત્યાં કોઈ ઉચ્ચ કે કોઈ નીચ નહોતુ, બધા સમાન ગણાતા. તેથી કુરૈશના કબીલાઓના અહમને ઠેસ પહોંચતી, જ્યાં ગુલામને પણ ઈસ્લામમાં સરખું મહત્વ અપાતું હતું. આવા ભિન્ન ભિન્ન કારણોસર



કુરૈશના કબીલાઓના આગેવાનો હઝરત મુહમ્મદ (સલ.) અને ઈસ્લામનો સખત અને તિવ્ર વિરોધ કરતા. એટલું જ નહીં પણ આ નવો ધર્મ વધુ ન ફેલાય તે માટે તેઓ હઝરત મુહમ્મદ (સલ.) અને તેમના સાથીદારોને અપમાન, સતામણી, કનડગત, હિંસા, દુર્વ્યવહાર, સામાજિક બહિષ્કાર, ઝુલ્મો સિતમ, અત્યાચાર કરી ઘણો જ ત્રાસ આપતા અને ઈસ્લામ ધર્મમાં દાખલ થવા ઈચ્છતી વ્યક્તિઓને બળજબરીપૂર્વક રોકી રાખતા. આ પ્રખર અને તિવ્ર વિરોધ એટલી અધમ કક્ષાએ પહોંચ્યો કે, કુરૈશના કબીલાઓના કેટલાક આગેવાનોએ નિર્ધાર કર્યો કે કુરૈશના દરેક કબીલામાંથી એક-એક વ્યક્તિ મળીને સંયુક્ત રીતે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને કતલ કરવામાં આવે, જેથી કોઈ એક કબીલા પર તેનો આરોપ આવે નહીં અને હઝરત મુહમ્મદ (સલ.)નો કબીલો બની હાશિમ પ્રચલિત પરંપરા અનુસાર તેનો બદલો લઈ શકે નહીં.

સર્વસ્વ ત્યાગીને અલ્લાહપાક અને તેના દીનના ખાતર હઝરત મુહમ્મદ (સલ.)એ પોતાના સાથીઓ સાથે ''યસરિબ'' (જે મદીનતુન્નબી કે મદીના શહેર તરીકે જાણીતુ થયું) જવાનો નિર્ણય લઈ લીધો હતો. પણ પોતે શહેર છોડે તે પહેલાં તેમણે સાથીદારોને નાના-નાના જૂથોમાં સહી-સલામત યસરિબ મોકલી દીધા હતા. હવે મક્કામાં હઝરત મુહમ્મદ (સલ.) તેમના પરમમિત્ર હઝરત અબૂબક્ર (રદી.) અને કુટુંબના માણસો બાકી રહ્યા હતા. જે રાત્રે હઝરત મુહમ્મદ (સલ.)ની કતલ કરવાના ઈરાદાથી કુરૈશના નિમાયેલ અત્યાચારીઓ આવ્યા, તે રાત્રે હઝરત મુહમ્મદ (સલ.) તેમના પલંગમાં હઝરત અલી (રદી.)ને સુવડાવીને રાતોરાત મક્કાથી યસરિબ જવા માટે હઝરત અબૂબક્ર (રદી.) સાથે રવાના થયા. જતાં પહેલાં હઝરત અલી (રદી.)ને સુચના આપી હતી કે, મક્કાના રહીશોએ જે તે માલ હઝરત મુહમ્મદ (સલ.) પાસે અમાનત તરીકે રાખેલ હતો, તે માલ દરેકને પરત કરે. તેમાં જે લોકો હઝરત મુહમ્મદ (સલ.)ની જાનના દુશ્મન હતા, તેમનો માલ પણ અમાનત તરીકે રાખેલ હતો. હઝરત મુહમ્મદ (સલ.) ખરા અર્થમાં 'અલ-અમીન' અને 'અસ્સાદીક' હતા.

## ❊ શાંતિ માટે ઘર, કુટુંબ, દોલત ત્યાગી હિજરત ❊

બધું જ ત્યાગીને હઝરત મુહમ્મદ (સલ.) અને તેમના વફાદાર અને વિશ્વાસુ મુસ્લિમ સાથીદારો ફક્ત ધર્મની ખાતર નવા શહેર યસરિબ (મદીના)માં આવ્યા. ધર્મના ખાતર આ એક તેમની મહાન કુરબાની હતી. મક્કાથી યસરિબમાં ધર્મ ખાતર આવવાની આ અભૂતપૂર્વ અને અવર્ણનીય ઘટનાને હિજરત કહેવામાં આવે છે. અને ત્યારથી ઈસ્લામમાં હિજરી સનની શરૂઆત થઈ. આ ઘટના ઈસ્લામિક ચળવળ માટે એક મહત્વપૂર્ણ ઘટના ગણાય છે. કારણ કે તે ઘટનાથી ઈસ્લામિક ક્રાંતિમાં સમૂળગું પરિવર્તન આવ્યું. ઈસ્લામ ધર્મ માટે નવા દ્વાર ખુલ્યા. ઘર અને માલ-મતા છોડીને ફક્ત અલ્લાહ તઆલા અને તેના ધર્મની ખાતર નિઃસ્વાર્થપણે હિજરત કરવી તે નાની-સૂની ઘટના નથી. દેખીતી રીતે એક અભિશાપરૂપે લાગે, પરંતુ હઝરત મુહમ્મદ (સલ.) અને તેમના વિશ્વાસુ મુસ્લિમ સાથીદારો તેમજ ઈસ્લામના ભાવિ માટે આ ઘટના ખરેખર એક આશીર્વાદરૂપ બની. મક્કામાં જ્યાં તેમને ધર્મના પ્રચાર અને ફેલાવા માટે અનેક તકલીફો વેઠવી પડી, નફરત, અપમાન, તિરસ્કાર, સતામણી, અત્યાચાર વગેરેનો સામનો કરવો પડ્યો, ત્યાં બીજી બાજુ યસરિબના રહેવાસીઓએ તેમનું ઉમળકાભેર અને ભવ્ય સ્વાગત કર્યું.

## ❊ વિવિધ કબીલાઓ વચ્ચે સુલેહ-શાંતી સ્થાપી ❊

મદીનામાં પણ તે સમયે મક્કાની જેમ લોકો ભિન્ન ભિન્ન કબીલાઓમાં વહેંચાયેલા હતા. મુખ્યત્વે અરબ મુસ્લિમો, બિનમુસ્લિમ અરબો અને યહુદીઓના કબીલાઓ હતા. અરબના કબીલાવાળા સામાન્ય રીતે ખેતીવાડી, પશુપાલનમાં રોકાયેલા હતા, જ્યારે યહુદીઓના કબીલાવાળા ધંધો અને વેપાર કરતા હતા. હઝરત મુહમ્મદ (સલ.)નું આગમન મદીનામાં થયું તે પશ્ચાત સર્વપ્રથમ સારું પરિણામ એ આવ્યું કે, અરબના બે મુખ્ય કબીલાઓ ''ઔસ'' અને ''ખઝરજ'' વચ્ચે દાયકાઓથી દુશ્મનાવટ અને અદાવત હતી. અને બન્ને વચ્ચે વારંવાર લડાઈઓ થયા કરતી તે સદંતર બંધ થઈ ગઈ અને બન્ને કબીલાઓમાં સુલેહ-શાંતિ અને એકતા સ્થપાઈ અને સલામતીનું વાતાવરણ બન્યું.



## ❊ વિવિધ કબીલાઓથી શાંતિ કરાર ❊

### જુહયનહ કબીલાથી શાંતિ કરાર :

આ કબીલો મદીના મુનવ્વરાથી ૫૦ માઈલ દૂર છે. તેમની સાથે આપે શાંતિ કરાર કર્યો હતો.

### બનૂ ઝમરહ કબીલાથી શાંતિ કરાર :

આ કબીલાના સરદાર અમ્ર બિન મખ્શાથી શાંતિ કરાર કર્યો, જેનું લખાણ આ પ્રમાણે હતું : ''આ બનૂ ઝમરહ કબીલા માટે મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.)નો કરાર છે. આ લોકો પોતાની જાન-માલ વિશે સંપૂર્ણ રીતે સુરક્ષિત રહેશે અને જે કબીલો એમના ઉપર હુમલો કરશે, તેની વિરૂદ્ધ તેમની મદદ કરવામાં આવશે. આ કરાર ત્યાં સુધી રહેશે, જ્યાં સુધી સમુદ્ર તેમને પાણી આપતો રહેશે (હંમેશા માટે) અને જ્યારે આપ (સલ.) પોતાની મદદ માટે તેમને પૂકારે, તો તેમણે આવવાનું રહેશે.''

### બનૂ મુદલિજથી કરાર :

આ શાંતિ કરારમાં આપસી સુલેહ-શાંતિથી રહેવું અને લડાઈ નહીં કરવી તેનું ખાસ વર્ણન હતું.

### તીમાના યહુદીઓથી શાંતિ કરાર :

તીમાના યહુદીઓને જ્યારે ખયબર અને ફિદકના રહેવાસીઓના હથિયાર હેઠે મૂકવાના સમાચાર મળ્યા, તો તેમણે પોતે માણસો મોકલી સુલેહની દરખ્વાસ્ત કરી. આપ (સલ.) કોઈ પણ જાતના સંકોચ વગર તેમની દરખ્વાસ્ત મંજૂર કરી. તેમને એક સુલહનામુ પણ લખી આપ્યું. જેમાં તેમને શાંતિ-સુરક્ષાની ગેરન્ટી આપવામાં આવી.

## ❊ પુનઃ વસવાટની સમસ્યા હલ કરી ❊

મક્કાથી જે મુસ્લિમો હિજરત કરીને મદીના આવ્યા તેમને ''મુહાજીર'' કહેવામાં આવ્યા અને મદીનાના સ્થાનિક મુસ્લિમો જેઓ મક્કાથી આવેલ હિજરતી મુસ્લિમોને મદદરૂપ થયા તેમને ''અન્સાર'' (મદદગાર) કહેવામાં આવ્યા. હઝરત મુહમ્મદ (સલ.) સમક્ષ મુહાજિરોને મદીનામાં સ્થાયી અને



પુનઃ વસવાટ માટેની મોટી અને ગંભીર સમસ્યા ઉભી થઈ. કારણ કે અલ્લાહપાક અને દીનના ખાતર તેઓ બધું મક્કામાં છોડીને આવ્યા હતા, પરંતુ હઝરત મુહમ્મદ (સલ.)એ ગંભીર સમસ્યાનો ઉકેલ બહુ જ અનોખી અને નવીન રીતે આણ્યો. ઈસ્લામનો ભ્રાતૃત્વભાવ કે બંધુત્વનો સિદ્ધાંત તેમણે અમલમાં મૂક્યો. તેમણે મુહાજીરો અને અન્સારને ભેગા કરીને સલાહ આપી કે દરેક અન્સાર એક કે બે મુહાજીરને તેમના ત્યાં ભાઈ અને મહેમાન તરીકે રાખે અને તેમના ભરણપોષણની જવાબદારી સંભાળે. અને મુહાજીરોની પણ તેના બદલામાં એ જવાબદારી છે કે, મહેનત અને મજૂરીનું કામ કરીને અન્સારના કુટુંબની આજીવિકાના સાધનોની આવક વધારવામાં મદદરૂપ થાય અને બોજરૂપ બને નહીં. આ ગોઠવણથી મુશ્કેલ અને ગંભીર લાગતી સમસ્યાનો સારી રીતે ઉકેલ આવ્યો. તેટલું જ નહીં, પરંતુ મુહાજીરો અને અન્સાર વચ્ચે ભાઈચારાની ભાવના કેળવાઈ અને પ્રબળ બની. તેઓ એક-બીજાને મદદરૂપ થયા અને ઘણું નવુ શીખવાનું મળ્યુ. ઈસ્લામિક ચળવળમાં બન્ને સહભાગી અને મજબૂત થયા. આમ, હઝરત મુહમ્મદ (સલ.) પુનઃ વસવાટની સમસ્યાનો ઉકેલ બહુ જ કુનેહપૂર્વક લાવ્યા.

હઝરત મુહમ્મદ (સલ.) એક પ્રખર વિચારક અને ચિંતનશીલ હતા. તેમને ઈસ્લામના ઉપદેશ, પ્રચાર અને ઈસ્લામિક સિદ્ધાંતોના અમલ માટે ઈસ્લામિક કેન્દ્રની જરૂરિયાત લાગી. જેથી મદીનામાં આવ્યા બાદ બે યતીમ બાળકોની માલિકીની જમીન ખરીદી લઈને મદીનામાં એક મસ્જિદનું નિર્માણ કર્યું, જે પાછળથી **"મસ્જિદે નબવી"** તરીકે જાણીતી થઈ. આ મસ્જિદ ઈબાદતની જગ્યા ઉપરાંત ઈસ્લામ ધર્મની ક્રાંતિનું મુખ્ય કેન્દ્ર બની. જ્યાંથી ઈસ્લામનો પ્રચાર વેગીલો અને ગતિશીલ બન્યો.

## ❊ વિવિધ ધર્મો અને કૌમોનો સંયુકત કરાર ❊

હિજરી સનના બીજા વર્ષમાં (ઈ.સ.૬૨૩) હઝરત મુહમ્મદ (સલ.) દ્વારા મદીનાના નાગરિકો (મુસ્લિમો, યહુદીઓ અને બિનમુસ્લિમ અરબો સહિત) જોડે મદીના શહેરની આંતરિક શાંતિ અને સલામતી તેમજ બાહ્ય

આક્રમણ સામે સંગઠિત મુકાબલો કરવાના હેતુથી અને યોગ્ય રાજકીય કારોબાર કરવા હેતુસર જે લેખિત કરાર કરવામાં આવ્યો, તેને ‘‘મીસાકે મદીના’’ *(Treaty of Madina)* કહેવામાં આવે છે. આ કરાર કે સમજૂતિ એ ઈસ્લામિક રાજ્યનું પહેલું બંધારણ કહેવાય છે. જે ન્યાય, સમાનતા અને સાર્વભૌમત્વ *(Sovereign)*ના સિદ્ધાંત પર રચાયેલું હતું.

હઝરત મુહમ્મદ (સલ.)એ મદીના શરીફમાં આવ્યા બાદ ‘‘ઔસ’’ અને ‘ખઝરજ’ના કબીલાઓ વચ્ચે દાયકાઓ જૂની ચાલી આવતી દુશ્મનાવટ ખતમ કરી સુલેહ-શાંતિ અને એકતા સ્થાપી. મુહાજિરોનો પુનઃ વસવાટનો ઉકેલ અન્સારની મદદથી કુશળતાપૂર્વક લાવી ઈસ્લામની ભ્રાતૃત્વની ભાવનાને પ્રબળ બનાવી. કબીલાપણાનું વર્ચસ્વ સદંતર મિટાવી દીધું. ઈસ્લામની ઉમ્મત (કૌમ)માં સર્વ સમાન છે, તેવી ભાવના વિકસાવી. કોઈ સરકાર કે ન્યાય પ્રણાલિકા નહોતી. ત્યાં હવે આપ (સલ.) મારફતે ન્યાયપૂર્વક ઝઘડાઓનો ઉકેલ થવા લાગ્યો. સુખ-શાંતિ અને સલામતીની લાગણી થઈ. આપ (સલ.)ની સરળ અને સાદી જીવનપદ્ધતિ, પ્રમાણિકતા, સત્યનિષ્ઠા અને ન્યાયપ્રિયતા જેવા અનેક ગુણોથી મદીનામાં રહેતા યહુદીઓ અને બિનમુસ્લિમ આરબો પણ પ્રભાવિત થયા અને તેમનો પ્રેમ અને વિશ્વાસ પણ સંપાદન કર્યો. આથી મદીનામાં સાર્વજનિક કલ્યાણ, સમાનતા અને માનવ અધિકારના આધાર પર મદીનાની આંતરિક શાંતિ અને સલામતી તથા બાહ્ય આક્રમણ અને હુમલાઓ સામે મદીનાના સર્વ નાગરિકોને સંગઠિત કરવા અને રાજકીય કારોબાર ચલાવવા માટે આપ (સલ.)એ જે લેખિત કરાર કર્યો તેને ‘‘મીસાકે મદીના’’ (Treaty of Madina) કહેવામાં આવે છે. આ કરાર કે સમજૂતિની મુખ્ય જોગવાઈઓ તેમજ તેની વ્યાપક અને દૂરદર્શી અસરો થઈ.

આ કરાર શાંતિપૂર્ણ સહ-અસ્તિત્વ, ન્યાય, સમાનતા અને બંધુત્વની ભાવના પર આધારિત હતો. આ કરાર, સમજૂતિ કે પ્રતિજ્ઞાપત્ર એ ઈસ્લામિક રાજ્યનું પ્રથમ બંધારણ ગણવામાં આવે છે. આ કરારમાં બાવન કલમોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ ‘‘મીસાકે મદીના’’ની મુખ્ય જોગવાઈઓ આ પ્રમાણે દર્શાવેલ છે :



## ✻ કરારની ન્યાય અને શાંતિવાળી શર્તો ✻

- આ કરાર કે પ્રતિજ્ઞાપત્ર મુજબ 'મુહાજીરો' અને મદીના શહેરના સ્થાનિક 'અન્સાર' મુસ્લિમો સર્વ એકસમાન ''મુઅમિનો'' તરીકે એક જ ઈસ્લામી ઉમ્મત (કૌમ) ગણાશે.

- યહુદી અને અન્ય ધર્મના બધા લોકો જેઓ મદીનાના નાગરિકો છે, તેઓ મુસ્લિમો સાથે મળીને એક ''મુત્તહિદા ઉમ્મત'' (સંયુક્ત કૌમ) ગણાશે. તેઓ પોતપોતાના ધર્મનું પાલન મુસ્લિમોની જેમ જ સ્વતંત્રતાથી કરી શકશે. એટલે કે મદીનાનો દરેક નાગરિક કોઈ પણ ધર્મ પાળવા માટે ધાર્મિક સ્વતંત્ર્ય ભોગવશે અને તે માટે કોઈ પણ પ્રકારની દખલઅંદાજી કે બળજબરી અન્ય ધર્મ પાળનારાઓ પર કરી શકશે નહીં.

- મુઅમિનોની ફરજ છે કે, જીવનની તેમની સમસ્યાઓ ઉકેલવામાં તેમના દીની ભાઈઓ એકબીજાને સહાયરૂપ થશે અને જો કોઈ મુઅમિન કેદી તરીકે ગિરફતાર થયેલ હોય અને તેની આઝાદી (છૂટકારા) માટે ફિદયો (દંડ) અદા કરવાનો હોય અથવા કલમ-૧૩માં જણાવેલ માનવ હત્યા જેવા અક્ષમ્ય ગુનાઓ સિવાયના ગુનાઓમાં ''ખૂન બહા'' *(Blood Money)*ની રકમ ચૂકવવાની હોય અને તે મુઅમિન તે માટે અસમર્થ કે મજબૂર હોય તો અન્ય મુઅમિન ભાઈઓએ ભેગા મળીને તેને મદદ કરવી જોઈએ. જેથી તે પોતાનું દેવું ચૂકવી કે અદા કરી શકે.

- આ કરારની કલમ-૧૩ એ ઘણી મહત્વની કલમ છે, જે આજના સંદર્ભમાં પણ તેટલી જ સૂચક, યથાર્થ અને ઉપયોગી છે. જો કોઈ મુસ્લિમ ગુનેહગાર કે અપરાધી હોય અથવા તે કોઈના ઉપર ઝુલ્મ કે અત્યાચાર કરે અથવા કોઈના પણ હક્ક કે અધિકાર છીનવી લે અથવા મુઅમિનોની વચ્ચે આપસમાં અંદરો-અંદર ફાટફૂટ પડાવવાના પ્રયત્ન કરે, તો તેવા અક્ષમ્ય ગુના કે અપરાધ માટે ફિદયો (દંડ) આપે. 'ખૂન બહા' ચૂકવવાની રકમમાં મુઅમિનો દ્વારા સહાયરૂપ થવાની સગવડ કે વ્યવસ્થાથી તે વંચિત રહેશે. તેટલું જ નહીં, પરંતુ આવા કિસ્સાઓમાં સર્વ મુસ્લિમોએ મળીને તે





ગુનેહગાર સામે અવાજ ઉઠાવવો જોઈએ અને જો જરૂર જણાય તો તેને સજા પણ કરવી જોઈએ. પછી ભલે તે તેમની ઔલાદ કેમ ન હોય ?

- કલમ-૧૬ અન્વયે જે વ્યક્તિ જાણીબુઝીને કોઈની હત્યા કરે, તો તેની સજા મૌત છે. અને કોઈને પણ હક્ક નથી પહોંચતો કે તે કાતિલ કે હત્યારાની હિમાયત કે તરફદારી કરે.
- યહૂદીઓ તેમના ખર્ચાઓ જાતે ઉઠાવશે, તે જ રીતે મુસ્લિમો પણ તેમનો બોજ અને ખર્ચ સ્વયં ભોગવશે.
- યહુદીઓ અને મુસ્લિમો પરસ્પર સંપ, વિશ્વાસ અને સહકારથી રહે અને સદ્‌વર્તન કરે તથા એકબીજાના હક્ક કે અધિકારને નુકસાન અથવા હાનિ પહોંચાડે નહીં.
- મદીના શહેર પર બાહ્ય આક્રમણ થાય તો કરારના પક્ષકારો યહુદીઓ સહિત સંયુક્ત રીતે દુશ્મનોનો મુકાબલો કરશે. આવા બાહ્ય આક્રમણ કે હુમલાઓ યુદ્ધમાં કે લડાઈમાં પરિવર્તિત થાય તો યહુદીઓ પણ મુસ્લિમોની જેમ યુદ્ધ કે લડાઈ જ્યાં સુધી ચાલુ રહે, ત્યાં સુધી ખર્ચ ઉઠાવશે અને નાણાંકીય સહાય કરશે.
- મદીનાના નાગરિકો મક્કાના કુરૈશ કબીલાઓને (જેઓ મક્કામાં સ્થાયી થયેલા છે અને ઈસ્લામ ધર્મના વિરોધીઓ છે) અને તેમના સહયોગીઓ અને મદદગારોને કોઈ પણ પ્રકારની સહાય આપી શકશે નહીં કે તેમની તરફદારી કરી શકશે નહીં કે તેને સાથ-સહકાર આપી શકશે નહીં.
- મદીના શહેર એ પવિત્ર શહેર "હરમ" છે. એટલે એની સરજમીન પવિત્ર હોઈ મદીના શહેરમાં કોઈ પણ ખૂનખરાબા કે યુદ્ધ (લડાઈ) થવી જોઈએ નહીં. (જો કે એની પવિત્રતા મક્કા શહેરના મસ્અલાઓની જેમ નથી.)
- આ કરાર કે પ્રતિજ્ઞાપત્રના તમામ પક્ષકારો પરસ્પર સલાહ-સૂચનો અને મસલત દ્વારા કોઈ પણ સમસ્યાનો ઉકેલ લાવવા પ્રયત્ન કરશે. જો તેમની વચ્ચે કોઈ બાબતમાં વિવાદ થાય, મતભેદ સર્જાય કે ઝઘડો થાય તો





આવી વિવાદાસ્પદ સમસ્યા હઝરત મુહમ્મદ (સલ.)ને તેમના મત માટે મોકલવી પડશે કે સોંપવી પડશે. આવી સમસ્યાઓમાં હઝરત મુહમ્મદ (સલ.) વિચાર-વિમર્શ કરી મસલત કરીને અલ્લાહપાકને નામે નિર્ણય કરશે. જે નિર્ણય આખરી નિર્ણય ગણાશે. વધુમાં કોઈ પણ પક્ષકાર કે મદીનાનો નાગરિક હઝરત મુહમ્મદ (સલ.)ની સંમતિ વગર કોઈ પણ દુશ્મન પ્રતિસ્પર્ધી સાથે યુદ્ધ કે લડાઈ કરવા અંગે નિર્ણય લઈ શકશે નહીં તેમજ સુલેહ-શાંતિ કે સંધિ અથવા કરાર તેમની સંમતિ વગર કરી શકશે નહીં. અલ્લાહપાકના નામે હઝરત મુહમ્મદ (સલ.)નો નિર્ણય આવી બાબતોમાં આખરી નિર્ણય રહેશે.

આ "મીસાકે મદીના" એ ઐતિહાસિક અને અદ્વિતીય બંધારણ હતું, જેમાં સમાનતા, શાંતિમય સહ અસ્તિત્વ, સાર્વભૌમત્વ, નૈતિક મૂલ્યો અને ન્યાય પર આધારિત હતું. તેનાથી મદીના શહેરમાં ઘણા ક્રાંતિકારી ફેરફારો આવ્યા. આ કરારથી મદીનાના લોકોમાં ખુશીની લહેર દોડી ગઈ. કેમકે આ કરાર મુજબ દરેક વ્યક્તિ પોતાનો ધર્મ પાળવા માટે સ્વતંત્ર હતી, કોઈ રોકટોક નહોતી. તેમાં હક્કો કે અધિકારો અને જવાબદારીઓ કે ફરજોનો ઉલ્લેખ હતો અને સમન્વય હતો. આ કરારની મુખ્ય સિધ્ધિઓ અને તેની અસરો નીચે પ્રમાણે છે :

- આ કરારથી દસ્તાવેજના પક્ષકારોને નિશ્ચિત અને ચોક્કસ હક્કો અને જવાબદારીઓ આપવામાં આવી. મુસ્લિમો (મુહાજીરો અને અન્સાર), યહુદીઓ અને અન્ય પક્ષકારોને સમાન હક્કો આપવામાં આવ્યા. આ મદીનાના નાગરિકોના અધિકારો અને ફરજોનું એક ચાર્ટર હતું.
- આ કરારથી મદીનામાં કેન્દ્રિય સત્તા અસ્તિત્વમાં આવી. હઝરત મુહમ્મદ (સલ.) મદીનાના (યહુદીઓ સહિત તમામ) લોકોના સર્વમાન્ય શાસન-કર્તા અને વહીવટકર્તા તરીકે સ્વીકૃત થયા. તેમની પાસે કાયદાકીય, વહીવટી, ન્યાયી સત્તાઓ તેમજ યુદ્ધ કે શાંતિ સહિત તમામ મામલાઓમાં આખરી નિર્ણય કરવાની સત્તા આપવામાં આવી.





- સર્વ નાગરિકોને સમાન કાયદો લાગુ પાડવામાં આવ્યો. મુસ્લિમો, યહુદીઓ અને અન્ય ધર્મના લોકો એક રાજ્યની સંયુક્ત કૌમ (ઉમ્મત) ગણવામાં આવી. ધર્મ, જ્ઞાતિ, જાતિ, સંપ્રદાય, અમીર-ગરીબ, કાળા કે ગોરા વચ્ચે કોઈ ભેદભાવ ન હતો.
- ઈસ્લામિક સમાજમાં પણ એક ક્રાંતિકારી ફેરફાર આવ્યો. મુહાજીરો અને અન્સાર સર્વ મુસ્લિમોને એકસમાન, એક જ ''ઈસ્લામી ઉમ્મત'' ગણવામાં આવી. એકતા અને ભ્રાતૃત્વની ભાવના મજબૂત બનાવવામાં આવી. નવી વિચારધારાએ સામંત શાહી, કબીલાવાદના જે દૂષણો, અનિષ્ટ તત્વો, અરાજકતા, શોષણ જે સદીઓથી પ્રવર્તમાન હતા તેને સદંતર દૂર કર્યા. કબીલાઓ અને ખાનદાનનું વર્ચસ્વ મિટાવી દીધું.
- મદીનાની આસપાસના ઈલાકાઓ પણ પરસ્પર શાંતિમય સહઅસ્તિત્વ અને મૈત્રી ઝંખતા હતા. આ કરાર બાદ કેટલાક કબીલાઓ પણ કરારના પક્ષકારો તરીકે જોડાયા હતા અને મદીનાની કેન્દ્રિય સત્તાના સંરક્ષણ હેઠળ આવી હઝરત મુહમ્મદ (સલ.)નું નેતૃત્વ સ્વીકાર્યું.

**મદીના કરાર બાબતે વિદ્વાનોના અભિપ્રાય :**

ડો. હમીદુલ્લાહ સા.ના કથન પ્રમાણે તેમાં બાવન કલમો હતી. આ કરારની મહત્વતા મુસ્લિમ ઈતિહાસકારોની જેમ ખ્રિસ્તી ઈતિહાસકારો અને કાનૂન નિષ્ણાંતોએ પણ તિવ્રતાથી મેહસૂસ કરી. એટલા જ માટે આ કરારની ઘણી બધી કલમોનો સમાવેશ રાજા કોન્રેડ બીજા (Conrad-II)ની ઈ.સ. ૧૦૩૭માં યોજાયેલ બંધારણીય સભામાં તથા રાજા અલ્ફોન્સો નવમા (Alfanso-IX)ના કાયદાઓમાં (ઈ.સ.૧૧૮૮માં યોજાયેલ), મેગના કોર્ટા (Magna Corta)ના (ઈ.સ.૧૨૧૫માં યોજાયેલ) મહાન ઘોષણાપત્રમાં તથા બ્રિટનની પાર્લામેન્ટના ઈ.સ. ૧૩૫૫ તથા ૧૬૭૯માં યોજાયેલ કાયદાઓમાં તથા અમેરિકાની સ્વતંત્રતા ઘોષણાપત્ર (ઈ.સ.૧૭૭૬)માં, ફ્રાન્સના માનવ-હક્કોના કાનૂન (ઈ.સ.૧૭૮૯માં યોજાયેલ)માં, થોમ્સખીનના માનવહક્કોના ઘોષણાપત્ર (ઈ.સ.૧૭૬૨માં યોજાયેલ) તથા યુનોના માનવહક્કોના ચાર્ટર (ઈ.સ.૧૯૪૮માં યોજાયેલ)માં પણ સમાવેશ થયો છે.





શ્રી મુહમ્મદહુસૈન હયકલ તથા હામિદ અન્સારી અને ડો. અ.મજીદ ખદ્રવીના કથનુસાર આ ''મીસાકે મદીના''ના ઐતિહાસિક અને બેનમૂન કરારથી મદીના શહેર અને આસપાસના ઈલાકાઓમાં ઘણા ક્રાંતિકારી ફેરફારો આવ્યા અને સમાનતા, ન્યાય, શાંતિમય સહઅસ્તિત્વ, નૈતિક મૂલ્યો, માનવતાવાદી વલણ, સાર્વભૌમત્વ આધારિત નવોદિત ઈસ્લામિક રાજ્યનું સર્જન થયું. સાથે મદીના મુનવ્વરહના અરબ કબીલાઓની આપસી દુશ્મની ખતમ થઈ બધા એક કૌમ બની ગયા. અને એ જ પ્રમાણે યહુદીઓ તથા અરબ કબીલા પણ એકબીજા સાથે મળી એક જ યુનિટ અને કૌમ બની ગયા. આ પ્રમાણે અરબોના આપસી કબીલાઓ તથા યહુદીઓ બન્નેવને એક કરી તેમની જૂની અદાવતો ખતમ કરી એક જૂથ કર્યા, જે શાંતિ માટે અત્યંત આવશ્યક હતું.

શ્રી ટોર આંદ્રે ***(Dr. Tor Andre)*** તથા શ્રી રામાકૃષ્ણરાવે પણ મદીના કરારને શાંતિનું સૌથી મોટું મિશન દર્શાવ્યું છે.

## ❊ યુધ્ધ કેદીઓ સાથે વ્યવહાર ❊

જંગે બદ્રની લડાઈ પૂર્ણ થતાં હઝરત મુહમ્મદ (સલ.) તેમની વિજયી સેના સાથે મદીના પરત ફર્યા ત્યારે મદીનાવાસીઓમાં ખુશીની લહેર દોડી ગઈ અને એક ઉત્સવનો માહોલ સર્જાયો. હવે હઝરત મુહમ્મદ (સલ.) સમક્ષ જે ૭૦ યુદ્ધ કેદીઓ પકડાયા હતા, તેમના માટે શું કરવું તેનો સવાલ ઉપસ્થિત થયો હતો. સામાન્ય રીતે અરબસ્તાનમાં એક રિવાજ હતો કે, જે સિપાહીએ યુદ્ધ કેદીને ગિરફતાર કરેલ હોય, તે સિપાહીને તેના પર માલિકી હક્ક હોય છે, અને તે યુદ્ધ કેદીને જાનથી મારી નાખીને ખતમ કરી શકે છે અથવા ગુલામ બનાવીને તેની પાસે રાખી શકે કે અન્યને વેચી શકે છે. પરંતુ હઝરત મુહમ્મદ (સલ.)એ યુદ્ધ કેદીઓને રાખવાના અને તેમને મુક્ત કરવાના નવા નિયમો બનાવ્યા. જેનો જોટો કદાચ વિશ્વના ઈતિહાસમાં જડવો મુશ્કેલ છે. તેમણે બે-બે કે ચાર-ચાર કરીને યુદ્ધ કેદીઓને મુસ્લિમ સિપાહીઓમાં સોંપણી કરીને હિદાયત કરી કે તેમની સાથે સદ્‌વર્તન કરવામાં આવે અને કોઈ પણ પ્રકારની તકલીફ તેમને પડવી જોઈએ નહીં. કેમ કે અલ્લાહપાકને યુદ્ધ કેદીઓને તકલીફ આપવાનું પસંદ નથી. તેમણે એ પણ આદેશ આપ્યો



કે યુદ્ધ કેદી કે તેના સગા-વ્હાલા પાસેથી નિર્ધારીત ૪૦૦૦ દિરહમ ફિદયા (દંડ)ની રકમ વસૂલ કરીને તેમને મુક્ત કરવામાં આવે છે. જે ગરીબ યુદ્ધ કેદીઓ હતા તેમને એવું વચન લઈને છોડી મૂકવામાં આવ્યા કે તેઓ ફરીથી કોઈ દિવસ મુસ્લિમ અથવા મદીનાવાસીઓ સામે હથિયાર નહીં ઉઠાવે. બીજા યુદ્ધ કેદીઓ જે દંડ ભરી શકે એવી સ્થિતિમાં નહોતા અને વાંચવા-લખવાનું જાણતા હતા, તેમને રોકડા કે હથિયારના રૂપમાં દંડ ભરવાની માફી આપવામાં આવી, પરંતુ તેના બદલામાં આવા દરેક યુદ્ધ કેદીઓએ દસ મુસ્લિમોને વાંચતા-લખતાં શિખવાડવું પડશે અને તેના પછી જ તેઓ મુક્ત થશે. આનાથી હઝરત મુહમ્મદ (સલ.)એ શિક્ષણને કેટલું બધું મહત્વ આપ્યું હતું તે ફલિત થાય છે.

હઝરત મુહમ્મદ (સલ.)ના કાકા અબ્બાસ (જેમણે પાછળથી ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો) પણ યુદ્ધ કેદી તરીકે પકડાયા હતા. તેમની પાસેથી પણ નિર્ધારીત ૪૦૦૦ દિરહમ ફિદયા (દંડ) વસૂલ કરીને તેમને મુક્ત કરવામાં આવ્યા હતા. એટલે તેમણે કોઈ પણ યુદ્ધ કેદીમાં ભેદભાવ રાખ્યો નહોતો. હઝરત મુહમ્મદ (સલ.)એ યુદ્ધ કેદીઓ સાથે સદ્‌વર્તનની એટલી બધી તાકીદ કરી હતી કે મુસ્લિમો તેમને પોતાનું ખાવાનું અને કપડાં સુધ્ધાં આપી દેતા અને સ્વયં ભૂખ્યા રહેતા. તેમને એ ફિકર રહેતી કે યુદ્ધ કેદી ભૂખ્યો કે તરસ્યો રહેવો જોઈએ નહીં. યુદ્ધ કેદીઓએ પોતે જ કહ્યું હતું કે, ‘‘મુસ્લિમો પર અલ્લાહપાકની મહેરબાની થાય. તેઓ પોતે ચાલતા અને અમને વાહન પર બેસાડતા, જ્યારે અન્નની અછત વર્તાતી ત્યારે તેઓ અમને ખાવાનું ખવડાવતા અને પોતે ખજૂર ખાઈને રહેતા.’’

## ❊ યહુદીઓ તરફથી મદીના કરારનો ભંગ ❊

મદીના શહેરમાં ‘‘જંગે બદ્ર’’ના વિજયથી અને મુસ્લિમોના વધતા જતા પ્રભાવથી યહુદીઓના કબીલાઓ નાખુશ હતા. ‘‘મીસાકે મદીના’’ પ્રમાણે સંમત થયા હતા કે મક્કાના કુરૈશો સાથે કોઈ પણ પ્રકારે ગઠબંધન કરશે નહીં કે મદદ કરશે નહીં. પરંતુ કરારની શરતોના વિરૂદ્ધમાં તેઓ કાવાદાવા અને પ્રપંચ કર્યા કરતા હતા અને ગુપ્ત રીતે મક્કાના કુરૈશોને સહાયરૂપ થતા હતા.

શરૂઆતમાં તેમણે મુસ્લિમો તરફ ઉદાસીનતા અને તટસ્થતા રાખી હતી, પરંતુ અરબ મુલ્કમાં હઝરત મુહમ્મદ (સલ.)ના નેતૃત્વમાં મુસ્લિમોનો પ્રભાવ વધતા અને ઈસ્લામના ફેલાવાના કારણે તેઓ ધીરે ધીરે વિમુખ થતા ગયા અને મુસ્લિમો તરફ નફરત અને દ્વેષભાવ કેળવીને તેમને હાનિ પહોંચાડતા હતા. તેમના કેટલાક કવિઓ (શાયરો) હઝરત મુહમ્મદ (સલ.) અને મુસ્લિમો વિરૂદ્ધ ઉશ્કેરણીજનક કવિતાઓ-ગીતો રચતા તથા મક્કામાં જઈને કુરૈશોને મુસ્લિમો વિરૂદ્ધ ઉશ્કેરતા હતા. યહુદીઓના ત્રણ મોટા કબીલાઓ બનુ કુરૈઝા, બનુ નઝીર અને બનુ કયનુકાઅ હતા. ત્રણ કબીલાઓમાંથી સર્વપ્રથમ બનુ કયનુકાઅના કબીલાવાળાઓ જે સોનાના ધંધામાં રોકાયેલા હતા અને તાકાતવર હતા, તેઓને હઝરત મુહમ્મદ (સલ.)એ ચેતવણી આપ્યા છતાં તેમના વર્તનમાં ફેરફાર થયો નહીં અને ''મીસાકે મદીના'' (કરાર)ની શરતોનો ખુલ્લેઆમ ભંગ કરતા હોવાથી આખરે તેમને ૧૫ દિવસ સુધી તેમના કિલ્લામાં મુસ્લિમોએ ઘેરો નાંખ્યો હતો અને કિલ્લેબંધી કરી હતી. પણ જાનમાલની કોઈ હાનિ થઈ નહોતી. છેવટે તેઓ મદીના છોડીને જાય તે શરતે મુક્ત કર્યા હતા. હઝરત મુહમ્મદ (સલ.)એ પરવાનગી આપી હતી કે તેઓ મદીના છોડતી વખતે જે માલસામાન (સામગ્રી) લઈ જવા ઈચ્છતા હોય, તે સાથે લઈ જઈ શકે છે. બનુ કયનુકાઅના કબીલાવાળા પોતાની સાથે બધો માલસામાન લઈને ગયા. એક જૂથ મક્કાની તરફ રવાના થયું અને બીજું જૂથ અરબના યહૂદી વિસ્તારના શહેર તરફ ગયું.

મદીનામાં યહુદીઓના ત્રણ કબીલાઓ પૈકી બનુ કયનુકાઅ નામના કબીલાને 'મીસાકે મદીના' (કરાર)ની શરતોનો ખુલ્લેઆમ ભંગ કરવા તેમજ દુશ્મનોનો સાથ અને સહકાર આપવા બદલ દેશ નિકાલ કરવામાં આવ્યો અને એક અન્ય કબીલા બનુ નઝીર જેનો મુખ્ય વ્યવસાય ખેતીવાડીનો હતો, તેઓ પણ સતત મુસ્લિમો વિરૂદ્ધ કાવાદાવા અને પ્રપંચો કરતા. તેમના વિરૂદ્ધ દુશ્મનોને ઉશ્કેરણી કરતા અને ખુલ્લેઆમ ''મીસાકે મદીના'' (કરાર)ની શરતોનો ભંગ કરતા હતા. એટલું જ નહીં, તેમણે કાવતરું રચીને કપટતાથી હઝરત મુહમ્મદ (સલ.)ની જાન લેવાનો પ્રયાસ કર્યો. પણ અલ્લાહ તઆલાની

કૃપાથી અને ગૈબી મદદથી હઝરત મુહમ્મદ (સલ.)ને કાવતરાની જાણ થઈ અને બનુ નઝીર કબીલાની સાજીસ (ષડયંત્ર) નિષ્ફળ નિવડી.

ત્યાર બાદ હઝરત મુહમ્મદ ઈબ્ને મસ્લમહ (રદી.) મારફતે કબીલાને આખરી ચેતવણી આપવામાં આવી કે, તેમણે "મીસાકે મદીના" (કરાર)ની શરતોનો ખુલ્લેઆમ ભંગ કર્યો છે, તેથી તેઓ દસ દિવસમાં મદીના શહેર છોડીને ચાલ્યા જાય. પરંતુ તેમણે મદીના છોડીને જવાનો ઈન્કાર કર્યો. આખરે છ દિવસ સુધી તે કબીલાની કિલ્લેબંધી કરવામાં આવી અને તેઓ મદીના છોડીને જાય તે શરતે મુક્ત કરવામાં આવ્યા. તેમના જાન-માલને કોઈ નુકસાન થયું નહોતું. તેઓ તેમની સાથે યુદ્ધમાં વપરાતા હથિયારો સિવાય તમામ માલસામાન લઈ ગયા. જતાં-જતાં તેમણે ઘરોને તોડી નાંખીને નાશ કર્યો. તે કબીલાના કેટલાક જૂથો ખયબર તરફ અને કેટલાક જૂથો શામ (સિરિયા) તરફ રવાના થયા.

"જંગે ઉહુદ" બાદ મક્કાના કુરૈશોએ મુસ્લિમોને ખતમ કરવાનો નિર્ધાર કર્યો, પણ હવે તેમને વાસ્તવિક્તાનો ખ્યાલ આવ્યો કે તેઓ એકલા હાથે મુસ્લિમોનો સામનો કરી શકશે નહીં. તેથી તેઓ બીજા નાના કબીલાઓનો અને યહુદીઓનો સાથ લઈને મદીના પર આક્રમણ કરવાની તૈયારી કરવા લાગ્યા. યહુદીનો બનુ નઝીરનો કબીલો, જેને મદીનામાંથી દેશ નિકાલ કરવામાં આવ્યો હતો, તેણે પણ મુસ્લિમો વિરૂદ્ધ કાવતરાબાજી શરૂ કરી દીધી. મક્કામાં જઈને કુરૈશોને મુસ્લિમો વિરૂદ્ધ ઉશ્કેરવા લાગ્યા. મક્કાના કુરૈશ કબીલા-વાળાઓએ એક યોજના બનાવી કે, બધા મળી અને જોડાણ કરીને સંયુક્ત રીતે મુસ્લિમો પર હુમલો કરવામાં આવે અને ઈસ્લામિક આંદોલનને કચડી નાંખવામાં આવે. થોડા જ દિવસોમાં સન હિજરી-૫ માં શવ્વાલ મહિનામાં અબૂ સુફયાનની આગેવાની હેઠળ કુરૈશો, યહુદીઓ અને અરબના નાના કબીલાઓના જોડાણ સાથે દસ હજાર સૈનિકોની એક સંયુક્ત સેના તૈયાર થઈ. આ કુરૈશની સંયુક્ત સેનાના જોડાણમાં જે કબીલાઓ સાથ આપી રહ્યા હતા, તેમાં મુખ્યત્વે બનુ ફઝારાહ, ગિતફાન, અહાબિશ, તિહામહ, કિનાનહ વગેરે શામેલ હતા. અબૂ સુફયાનની આગેવાની હેઠળ આ વિશાળ દસ હજારની

સંયુક્ત સેનાએ પૂરા શસ્ત્ર સરંજામ સાથે મુસ્લિમો પર આક્રમણ કરવા માટે મદીના તરફ આગેકૂચ કરી.

## ❊ યહુદીઓ (બનુ કુરયઝહ) સાથેનો વર્તાવ ❊

"જંગે ખંદક"માં મુસ્લિમ સેનાની શાનદાર જીતના મુખ્ય કારણોમાં હઝરત મુહમ્મદ (સલ.)ના કુશળ, કુનેહપૂર્ણ અને પ્રભાવશાળી નેતૃત્વમાં અપનાવેલી રક્ષણાત્મક રણનીતિ હતી. જેમાં હઝ. સલમાન ફારસી (રદી.)ની અદ્‌ભૂત સલાહ અનુસાર મદીનાની ઉત્તર દિશામાં ખંદક ખોદવામાં આવી હતી. તેનાથી દુશ્મન સેના પર માનસિક દબાણ વધી ગયું અને ત્રણ ગણી કરતાં અધિક સેના હોવા છતાં ખંદકને કારણે મુસ્લિમો પર હુમલો કરવાની તકો છીનવાઈ ગઈ. તે જમાનામાં મુસ્લિમ સેનાએ અરબ મુલ્કમાં એક અનોખી અને નવીનતમ ટેકનોલોજી અપનાવતાં યુદ્ધની રણનીતિ અને વ્યૂહરચનામાં દુશ્મનની તુલનામાં તેમની કાબેલિયત પુરવાર થઈ છે. તદ્‌ઉપરાંત મુસ્લિમોએ મનોવૈજ્ઞાનિક યુદ્ધમાં પણ હઝરત નઈમ બિન મસ્‌ઉદ (રદી.)ની કાબેલિયત અને ચતુરાઈથી દુશ્મન સેનામાં ફુટ પડાવીને લડાઈનું પાસુ પલટાવ્યું અને યુદ્ધની વ્યૂહરચનામાં ચડિયાતાપણું સિધ્ધ કર્યું. આજના આધુનિક યુગમાં મનોવૈજ્ઞાનિક યુદ્ધ દુશ્મન દેશો વચ્ચે મોટા પાયા પર લડવામાં આવે છે, પરંતુ તે જમાનામાં આ પ્રકારની વ્યૂહરચના અજોડ અને બેમિસાલ હતી. જેની લડાઈના પરિણામ પર ઘણી ઊંડી અસર થઈ. આ ઉપરાંત મુસ્લિમ સેનામાં દૃઢ મનોબળ અને ઈમાનની મજબૂતાઈ હતી. તેમણે દિલેરી અને બહાદુરીથી દુશ્મન સેનાનો મુકાબલો કર્યો.

ખંદકને પાર કરવામાં દુશ્મન સેનાના મજબૂત અને તાકાતવર યોદ્ધાઓનું મનોબળ તૂટી ગયું. આમ, યુદ્ધની રક્ષણાત્મક રણનીતિમાં ખંદકનો અમૂલ્ય ફાળો, મનોવૈજ્ઞાનિક યુદ્ધ, મુસ્લિમ સેનાની દિલેરી અને બહાદુરીના મુખ્ય કારણો ઉપરાંત અલ્લાહપાકની અસીમ કૃપાથી હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના કુશળ, કુનેહપૂર્ણ અને પ્રભાવશાળી નેતૃત્વમાં મુસ્લિમ સેનાએ "જંગે ખંદક" અથવા "જંગે અહઝાબ"માં ભવ્ય અને ગૌરવપૂર્ણ વિજય હાસિલ કર્યો.


"જંગે ખંદક"માં શાનદાર ફતેહ મેળવ્યા બાદ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મદીનામાં રહેતા યહુદી કબીલા બનુ કુરૈઝહ પર ધ્યાન કેન્દ્રિત કર્યું. બનુ કુરૈઝહનો કબીલો ચામડાના ધંધામાં રોકાયેલો હતો. તેણે પણ "મીસાકે મદીના" (કરાર)ની શરતોનો ખુલ્લેઆમ ભંગ કર્યો હતો. કરાર મુજબ જ્યારે પણ મદીના પર આક્રમણ થાય તો તેના રક્ષણ માટે બધા કબીલાઓ અને નાગરિકોએ સાથ-સહકાર આપવાનો હતો, પરંતુ જ્યારે કુરૈશની સંયુક્ત સેનાએ મદીના પર આક્રમણ કર્યું ત્યારે મુસ્લિમોને સાથ અને સહકાર આપવાને બદલે તેમની વિરૂદ્ધ કાવતરા અને પ્રપંચો કરીને દુશ્મનો સાથે મળી ગયા. મુસ્લિમો વિરૂદ્ધ બીજો મોરચો રચીને મદીનાની અંદરની બાજુએ હુમલો કરવાની તૈયારીમાં હતા, પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની કુનેહપૂર્ણ વ્યૂહરચનાને કારણે તેઓની યોજના નિષ્ફળ નિવડી. અબૂ સુફયાનની સંયુક્ત સેના તો હારીને પરત થઈ, પણ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બનુ કુરૈઝહના આગેવાનો પાસે મુશ્કેલીના સમયે મુસ્લિમોને મદદ કરવાને બદલે તેમના વિરૂદ્ધ કાવતરા કરીને દુશ્મનોને સાથ આપવા માટે અને "મીસાકે મદીના" (કરાર)ની શરતોનો ભંગ કરવા માટે તેમનો જવાબ માંગ્યો, પણ તેનો કોઈ પ્રત્યુત્તર આપ્યો નહીં અને ઉલ્ટાનું તેમના કિસ્સામાં લડાઈ માટે મોરચાબંધી કરી. હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બનુ કુરૈઝહને ચારે તરફથી ઘેરી લઈને અને કિલ્લેબંધી કરવા માટે હઝરત અલી (રદી.)ને સિપેહસાલારનું સુકાન સોંપીને પૂરી જવાબદારી આપી. હઝ. અલી (રદી.)એ લગભગ એક મહિના સુધી આ કબીલાને ઘેરી લઈને કિલ્લેબંધી કરી. અંતે નક્કી કરવામાં આવ્યું કે, એક તટસ્થ વ્યક્તિને મધ્યસ્થી કે પંચ તરીકે નીમવામાં આવે અને તે ન્યાય કે ફેંસલો આપે તે બન્ને પક્ષને મંજૂર રહેશે, અને તે ફેંસલો આખરી રહેશે.

બનુ કુરૈઝહના યહુદીઓએ 'ઓસ' કબીલાના સરદાર 'સઅદ બિન મુઆઝ'નું નામ મધ્યસ્થી કે પંચ તરીકે સૂચવ્યું. જેનો સ્વીકાર કર્યો. બન્ને પક્ષો તરફથી બે પ્રતિનિધિઓ નીમવામાં આવ્યા. તેમણે મધ્યસ્થી સઅદ


બિન મુઆઝની સમક્ષ તેમના પક્ષના મંતવ્યો રજૂ કર્યા. બન્ને પક્ષો તરફથી દલીલો અને સાક્ષીઓને ધ્યાનથી સાંભળીને સઅદ બિન મુઆઝની તરફથી મધ્યસ્થી તરીકે ફેંસલો આપવામાં આવ્યો કે, બનુ કુરૈઝહના કબીલાએ "મીસાકે મદીના" (કરાર)ની શરતોનો ભંગ કરી તેમનું વચન તોડ્યું છે, અને મુસ્લિમો વિરૂદ્ધ કાર્યવાહી કરી દુશ્મનો જે મુસ્લિમોને નેસ્તનાબુદ કરવા માટે આવ્યા હતા, તેમની સાથે ગઠબંધન કરવાના પ્રયાસો કર્યા. આથી આ બધા મૌતના હકદાર છે. કબીલાના લગભગ ૬૦૦ પુખ્યવયના યહુદીઓને મૌતની સજા ફરમાવવામાં આવી અને સ્ત્રીઓ તથા બાળકોને ગુલામ બનાવી દેવાનો હુકમ કરવામાં આવ્યો.

આ ઉપરોક્ત હુકમ કોઈ મુસ્લિમ તરફથી કરવામાં નહોતો આવ્યો, પણ એવી વ્યક્તિ તરફથી હતો કે જેમને યહુદીઓ જ તેમના શુભેચ્છક અને હિતેચ્છુ સમજતા હતા. અને તેમનું નામ મધ્યસ્થી તરીકે તેમણે જ સૂચવ્યું હતું. વળી, બનુ કુરૈઝહના સરદારના મંતવ્ય મુજબ આ ચૂકાદો યહુદીઓના ધર્મ પુસ્તક "તૌરાત"ના કાયદા કે નીતિ-નિયમોને આધારિત આપવામાં આવ્યો હતો. છેવટે હઝરત મુહમ્મદ (સલ.)એ બધી સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને આઝાદ કરીને માફી આપી દીધી અને ફક્ત ૨૦૦ વ્યક્તિઓને જ મૃત્યુદંડની સજા આપવામાં આવી. આમ, મદીનામાંથી ત્રણે યહુદીઓના કબીલાઓ-માંથી બે કબીલાઓ (બનુ કયનુકાઅ અને બનુ નઝીર)ને દેશનિકાલ કરવામાં આવ્યા હતા અને ત્રીજા કબીલા બનુ કુરૈઝહના યહુદીઓને મૃત્યુદંડની સજા ફરમાવવામાં આવી હતી.

મદીનામાં મુનાફિકોની પણ સમસ્યા હતી. તેમણે "જંગે ઉહુદ" અને "જંગે ખંદક"ની બન્નેવ લડાઈઓમાં મુસ્લિમોને સાથ-સહકાર આપ્યો ન હતો. તેઓ મુસ્લિમો વિરૂદ્ધ ઉશ્કેરણીજનક કૃત્ય કરતા રહેતા, પરંતુ સાથે સાથે એ પણ હકીકત હતી કે, તે લોકોએ મુસ્લિમો સામે હથિયાર કે શસ્ત્ર ઉગામ્યા ન હતા. વળી, દુશ્મનો સાથે મળી જઈને તેમની સાથે લડાઈમાં જોડાયા પણ ન હતા. આથી હઝરત મુહમ્મદ (સલ.)એ મુનાફિકો સામે કોઈ કડક કે સખત પગલાં ભર્યા નથી અને તેમને માફ કરી દીધા. મુનાફિકોના

સરદાર અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયના મામલામાં તેના પુત્રએ ખુદ તેના પિતાના કરતૂતો સામે પયગમ્બર સાહેબને ફરિયાદ કરી હતી. આમ છતાં આપે તેને કતલ કરવાનું પસંદ કર્યું નહીં. એટલું જ નહીં, પરંતુ જ્યારે અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયનું મૃત્યુ થયુ ત્યારે તેના કફન માટે પણ પયગમ્બર સાહેબે આપનું પહેરણ આપ્યું અને તેના જનાઝાની નમાઝ પણ પઢાવી.

## યહુદીઓ સાથે થયેલ વર્તાવ બાબતે યુરોપિય લેખકોના અભિપ્રાયો

પ્રખ્યાત ઈતિહાસકાર સ્ટેનલી લેન પુલ લખે છે : "…..યહુદીઓએ ઈસ્લામની નિંદા કરવાનું, તેની મજાક ઉડાવવાનું અને તેમને સૂઝયું તે પ્રમાણે ઈસ્લામના પયગમ્બરને હેરાન કરવાનું શરૂ કર્યું…. બની શક્યું ત્યાં સુધી મુહમ્મદ સાહેબે તેમની સાથે દયાભર્યો વર્તાવ રાખ્યો એમાં શક નથી. તેમણે તેમની સાથે એક કરાર કરી લીધો હતો. તેમાં મુસલમાનોના અને યહુદીઓના સૌના અલગ-અલગ હક્કો નક્કી કરવામાં આવ્યા હતા. તેમને પોતાનો ધર્મ પાળવાની સંપૂર્ણ આઝાદી હતી. આ કરારમાં જેટલા લોકો શામેલ હતા, તેમને બધાને રક્ષણનું વચન આપવામાં આવ્યું હતું. અને તેમનો ભય દૂર કરવામાં આવ્યો હતો. ગમે તેની ઉપર બહારથી કોઈ હુમલો કરે તો તેને મદદ કરવી એ સૌનો ધર્મ છે એમ ઠરાવવામાં આવ્યું હતું…."

આટલાથી પણ યહુદીઓને સંતોષ ન થયો. તેમણે વિના કારણે પજવણી શરૂ કરી.

"એ લોકોએ મદીનાના રાજ્ય વિરૂદ્ધ છાનાંછૂપા મંડળો સ્થાપ્યા. મુહમ્મદ સાહેબ કેવળ ઈસ્લામ ધર્મના સંચાલક જ નહોતા, તેઓ મદીનાના બાદશાહ પણ હતા અને શહેરની સુલેહ-શાંતિને માટે જવાબદાર હતા. પયગમ્બર તરીકે તેઓ યહુદીઓના આ હુમલાઓ બાબત કાંઈ કરવાનું મુલ્તવી રાખી શકત, પણ શહેરના હાકેમ તરીકે સતત લડાઈઓ થતી હતી, એવા દિવસોમાં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દગા પ્રત્યે બેપરવા રહી શકે એમ નહોતું. દુશ્મનનું લશ્કર ગમે ત્યારે શહેર લૂંટી શકે એમ હતું.

અને એક વાર લગભગ લૂંટી જ લીધું હતું. તે પક્ષને દબાવી દેવો એ મુહમ્મદ સાહેબનો પોતાની આખી પ્રજા પ્રત્યેનો ધર્મ હતો.''

''જેઓ જુલ્મ કરવા માટે અને મદીનાના દુશ્મનોને ખબર પહોંચાડવા માટે પ્રખ્યાત હતા એવા લગભગ અડધો ડઝન યહુદીઓને મૌતની સજા કરવામાં આવી. ત્રણ યહુદી કબીલાઓમાંથી બે કબીલા, જે બહારથી દેશ નિકાલની સજા લઈને અહીં આવ્યા હતા, તેમને ફરીથી એ જ દેશનિકાલની સજા કરવામાં આવી....''

''ત્રણ કબીલાઓને સજા કરવામાં આવી તેમાં બે કબીલાઓને જે દેશ નિકાલની સજા કરવામાં આવી, તે બહુ હળવી હતી. આ લોકો રાજદ્રોહ કરતા હતા. મદીનાના લોકોને એકબીજા સાથે લડાવતા હતા. છેવટે એક વાર કાંઈક ઝઘડો થયો અને શહેરમાં બળવો થયો. પરિણામે ત્રણ કબીલાઓ-માંથી એકને દેશમાંથી કાઢી મૂકવામાં આવ્યો. તે જ પ્રમાણે સરકારી હુકમ ન માનવાના, દુશ્મન સાથે મળી જવાના અને ખુદ પયગમ્બરનું ખૂન કરવા માટે કાવતરું કરવાના અપરાધ માટે બીજા કબીલાને દેશ નિકાલની સજા કરવામાં આવી. આ બન્ને કબીલાઓએ પાછલા કરારની શરતોનો ભંગ કર્યો હતો, અને મુહમ્મદ સાહેબ અને તેમના ધર્મ બન્નેની મજાક ઉડાવવાનો અને તેમનો નાશ કરવાનો દરેક રીતે પ્રયત્ન કર્યો હતો. પ્રશ્ન કેવળ એ છે કે, જે સજા તેમને કરવામાં આવી તે વધારે પડતી હળવી હતી કે નહીં ?''

જે બે કબીલાઓને દેશ નિકાલ કરવામાં આવ્યા, તેમને ફક્ત એવો હુકમ કરવામાં આવ્યો હતો કે, હથિયાર સિવાય તમારો બીજો બધો સર-સામાન તમારી સાથે લઈ જાઓ અને મદીનાના રાજ્ય બહાર ગમે ત્યાં ચાલ્યા જાઓ.

આ યહુદીઓ કેવા હતા ?

એક વાર કેટલાક યહુદીઓએ આવીને મુહમ્મદ સાહેબને કહ્યું કે, અમારો કબીલો ઈસ્લામ ધર્મ સ્વીકારવા માંગે છે. તેમને સમજાવવા માટે થોડા માણસો અમારી સાથે મોકલો. તેમના કહેવાથી છ માણસો તેમની સાથે

મોકલવામાં આવ્યા. રસ્તામાં આ છ મુસલમાનો જ્યારે એક નાળાને કાંઠે આરામ લેતા હતા, ત્યારે સાથેના યહુદીઓ ઓચિંતા તેમના પર તૂટી પડ્યા. તેમણે તેમાંના ચાર જણાને ત્યાં જ મારી નાખ્યા અને બાકીના બેને મક્કા લઈ જઈને કુરેશીઓને હવાલે કર્યા. ત્યાં તેમને વળી વધારે નિર્દયતાપૂર્વક મારી નાખવામાં આવ્યા.

એક બીજા પ્રસંગે કેટલાક યહુદીઓ આવ્યા. તેમણે પોતાને મુસલમાન તરીકે ઓળખાવ્યા અને કહ્યું કે, કોઈ દુશ્મને અમારા પર હુમલો કર્યો છે, અમને મદદ કરવા માણસો મોકલો. તરત સિત્તેર માણસો તેમની સાથે મોકલવામાં આવ્યા. રસ્તામાં એક નદીને કિનારે તેમાંના ૬૯ને એવી જ રીતે દગાથી મારી નાખવામાં આવ્યા.

એક વાર એક યહુદી કબીલાએ મુહમ્મદ સાહેબને જમવાનું નિમંત્રણ આપ્યું. મુહમ્મદ સાહેબ દીવાલને અઢેલીને નિઃશંક રીતે જમતા હતા. બાજી એવી ગોઠવવામાં આવી હતી કે, ઉપરથી એક ભારે ઘંટીનું પડ ઓચિંતુ તેમના પર ગબડાવી મૂકવામાં આવે, જેથી તેઓ ત્યાં જ પૂરા થઈ જાય. આ ચાલબાજીની વેળાસર ખબર પડી ગઈ અને મુહમ્મદ સાહેબ બચી ગયા.

એ જ ઈતિહાસકાર આગળ ચાલતાં લખે છે : "ત્રીજા કબીલાને ભવિષ્યમાં સજ્જડ દાખલો બેસે એવી સજા કરવામાં આવી. આ ચૂકાદો મુહમ્મદ સાહેબે નહોતો આપ્યો, પણ એક પંચે આપ્યો હતો. એ પંચને યહુદીઓએ જ પોતાના તરફથી નીમ્યો હતો. જ્યારે કુરૈશીઓએ અને તેમના સાથીઓએ મદીનાને ઘેરો ઘાલ્યો હતો અને શહેરની દીવાલો લગભગ તોડી નાખી હતી. તે વખતે આ યહુદી કબીલાવાળાઓએ દુશ્મન સાથે મળી જઈને કાવતરું રચવા માંડ્યું. પયગમ્બરની હોશિયારીથી વાત જાહેર થઈ ગઈ અને તેમનું કાંઈ વળ્યું નહીં. દુશ્મનો હારીને પાછા ગયા ત્યારે મુહમ્મદ સાહેબે સ્વાભાવિક રીતે યહુદીઓ પાસે જવાબ માંગ્યો. યહુદીઓએ જવાબ આપવાનો ઈન્કાર કર્યો એટલે તેમને ઘેરી લેવામાં આવ્યા. પછી લાચાર થઈને તેમણે હાર સ્વીકારી અને વિનંતી કરી કે, ફલાણા એક કબીલાનો સરદાર જેને તેમની (યહુદીઓની) સાથે મેળ હતો, તે તેમને માટે સજા નક્કી કરે. મુહમ્મદ

સાહેબે તેમની આ વિનંતી માન્ય રાખી. પેલા માણસે ચૂકાદો આપ્યો કે, રાજદ્રોહી કબીલાના બધા યહુદી પુરૂષોની (એટલે લગભગ ૬૦૦ પુરૂષોની) કતલ કરવી અને સ્ત્રીઓ તથા બાળકોને ગુલામ બનાવી દેવા.

આ ચૂકાદો કઠોર અને ઘાતકી હતો, પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે એ લોકોનો અપરાધ રાજ્યની સામે કાવતરું અને દગો કરવાનો હતો. અને તે પણ એવા વખતે કે જ્યારે દુશ્મને શહેરને ઘેરો ઘાલ્યો હતો. જે લોકોએ ઈતિહાસમાં વાંચ્યું છે કે, ડ્યૂક ઓફ વેલિંગ્ટનની કૂચનો આખો રસ્તો ઓળખાઈ આવવાની નિશાની એ હતી કે, તે માર્ગ પર ફોજને છોડી જનાર અને લૂંટ કરનારના મડદાં ઝાડે લટકાવેલા હતા, તેમને દેશને દગો કરનાર એક કબીલાને આ પ્રમાણે મારી નાખવામાં આવે તેથી આશ્ચર્ય ન થવું જોઈએ.

મિરઝા અબુલ ફઝલે લખ્યું છે કે, આ ચૂકાદો ખુદ યહુદીઓમાં લડાઈના જે કાયદા હતા, તેને અનુસરીને હતો. પરંતુ મુહમ્મદ સાહેબે સ્ત્રીઓ અને બાળકો પ્રત્યે આ સખ્તાઈ કરવાની રજા ન આપી. અને પાછળથી બધી સ્ત્રીઓ અને બાળકોને આઝાદ કરી દેવામાં આવ્યા. એકને પણ ગુલામ બનાવીને વેચવામાં ન આવ્યું. જે ૬૦૦ પુરૂષોને મૌતની સજા ફરમાવવામાં આવી હતી, તેમાંથી પણ ૪૦૦ને મુહમ્મદ સાહેબે માફી આપી. ફક્ત બસોને જ એ સજા કરવામાં આવી. *(હઝ. મુહમ્મદ અને ઈસ્લામ, પંડિત સુંદરલાલ : પેજ-૮૦ થી ૮૩)*

## ❊ મકકાના શત્રુઓ સાથે શાંતિ સંધી ❊

મક્કાના કુરૈશો મુસ્લિમોના કટ્ટર દુશ્મનો હતા અને છેલ્લા ચાર વર્ષોમાં તેમની સામે ત્રણ મોટી લડાઈઓ થઈ ચૂકી હતી તેમજ તેમણે હઝરત મુહમ્મદ (સલ.)ની જાન લેવાના પ્રયાસો ઘણીવાર કર્યા હતા. દુશ્મનાવટ પણ હજુ ખતમ થઈ નહોતી. આવા વિપરીત સંજોગોમાં પયગમ્બર સાહેબે 'ઉમરહ' (હજ્જ માટે નિર્ધારીત પાંચ દિવસ સિવાય કઅબા શરીફની ઝિયારત કરવામાં આવે તેને 'ઉમરહ' કહેવામાં આવે છે)ના ઈરાદાથી મક્કા જવાનો નિર્ણય લીધો. તેથી મુસ્લિમોમાં અચરજ થયો, પરંતુ સાથે સાથે અત્યંત ખૂશી પણ

થઈ. કારણ કે ખાન-એ-કઅબાની ઝિયારત કરવી એ દરેક મુસ્લિમ માટે સદ્‌ભાગ્ય ગણાય છે. ખાસ કરીને 'મુહાજીરો'માં બમણી ખૂશી થઈ કે, છ (૬) વર્ષના લાંબા ગાળા બાદ તેમને પોતાના વતનની સરજમીન મક્કા જવાનું સૌભાગ્ય પ્રાપ્ત થશે.

મક્કામાં જ્યારે કુરૈશને જાણ થઈ કે, હઝરત મુહમ્મદ (સલ.) અને તેમના સાથીઓ મક્કામાં ઉમરહ કરવા માટે આવી રહ્યા છે, ત્યારે તેઓ ઘણી દુવિધામાં પડી ગયા. આ કટોકટીના સમયે તેમના મુખ્ય સરદાર અબૂ સુફયાનની તે સમયે લાંબા પ્રવાસમાં ગયેલ હોઈ ગેરહાજરી હતી. એક બાજુ મુસ્લિમો હરમના મહિનામાં ખાન-એ-કઅબાની ઝિયારત માટે આવી રહ્યા હતા. તેથી તેમને મક્કા આવવાની પૂરેપૂરી આઝાદી હતી અને તેમના પર કોઈ પણ જાતનો પ્રતિબંધ લાદી શકાય નહીં. બીજી બાજુ મુસ્લિમો પર તેમને જૂની દુશ્મની હતી. ત્રણ ત્રણ મોટી લડાઈઓ (જંગે બદ્ર, જંગે ઉહુદ અને જંગે ખંદક)માં તેમને મુસ્લિમોની શક્તિનો અનુભવ હતો. તેમના હાથે શિકસ્ત મળી હતી અને ભારે નુકસાન વેઠવું પડ્યું હતું. તેથી તેઓ મક્કા આવીને તેમના ધર્મનો પ્રચાર કરે, સ્વતંત્રતાથી રહે અને તેમની સંખ્યાબળમાં વધારો કરે તેને તેઓ જરા પણ બરદાસ્ત કરી શકે નહીં. આથી છેવટે તેમણે મુસ્લિમોનો રસ્તો રોકવાનો ફેંસલો કર્યો, જેથી તેઓ મક્કામાં દાખલ થઈ શકે નહીં. તેમણે ખાલિદ ઈબ્ને વલીદ અને ઈકરિમાહ ઈબ્ને અબૂ જહલની સરદારી હેઠળ ૨૦૦ ઘોડેસવાર મુસ્લિમોને રસ્તામાં જ રોકવા માટે મોકલ્યા.

હઝરત મુહમ્મદ (સલ.) અને તેમના સાથીઓ મક્કા તરફ મુખ્ય માર્ગે આવી રહ્યા હતા, ત્યાં 'ઉસ્ફાન' સ્થળે તેમને બનૂ કઅબ કબીલાના શખ્સે સમાચાર આપ્યા કે, મક્કાના કુરૈશના ઘોડેસવારો મુસ્લિમોનો રસ્તો રોકવા માટે આવી રહ્યા છે. હઝરત મુહમ્મદ (સલ.) અને તેમના સાથીઓ શાંતિના મિશન પર ઉમરહ માટે જઈ રહ્યા હોવાથી ઘોડેસવારો સાથે કોઈ લડાઈ કે ટકરાવ થાય તે આપ ઈચ્છતા ન હતા. આથી મક્કા તરફ જવાના મુખ્ય માર્ગના બદલે એક ગાઈડની મદદથી બીજો નિર્જન અને મુશ્કેલ પહાડી રસ્તો હઝરત મુહમ્મદ (સલ.)એ પસંદ કર્યો. આખરે એવી ઘાટી પર પહોંચ્યા, જે

''હુદયબિય્યહ''ના નામથી પ્રસિદ્ધ હતી. તે સ્થળ મક્કાથી લગભગ દક્ષિણ દિશામાં હતું. હઝરત મુહમ્મદ (સલ.)ની 'કસવા' ઊંટણી 'હુદયબિય્યહ'ના સ્થળે આવીને બેસી ગઈ અને આગળ વધી નહીં. આથી અલ્લાહપાકની મરજી તેમાં હોઈ પયગમ્બર સાહેબે તેમના સાથીઓની સાથે હુદયબિય્યહ મુકામે પડાવ નાંખ્યો.

કુરૈશના ઘોડેસવારોએ કુરાઉલ ગમીમ ખાતે મુસ્લિમોને રોકવા માટે પડાવ નાંખ્યો હતો. પરંતુ જ્યારે તેમણે મુસ્લિમોનો કાફલો જોયો નહીં ત્યારે ઝડપથી મક્કા પરત ફર્યા. મક્કાના કુરૈશોએ મુસ્લિમો સાથે લડવાની તૈયારી કરી હતી, પરંતુ તે પહેલાં તેઓ સર્વેક્ષણ અને તપાસ કરવા માંગતા હતા કે, મુસ્લિમો ખરેખર ઉમરહના હેતુથી મક્કા આવ્યા છે કે લડાઈના આશયથી આવ્યા છે, અને તેમનું સંખ્યાબળ અને સાધન-સામગ્રી કેટલા પ્રમાણમાં છે. આથી સર્વપ્રથમ તેમણે ખુઝાઆ કબીલાના સરદાર બુદયલ ઈબ્ને વરકહને પ્રતિનિધિ તરીકે હઝરત મુહમ્મદ (સલ.)ને મળવા માટે હુદયબિય્યહ મોકલ્યા. પયગમ્બર સાહેબે તેમને કહ્યું કે, તેઓ લડાઈ કરવાના આશયથી મક્કા આવેલ નથી, ફક્ત કઅબા શરીફની ઝિયારત માટે જ આવ્યા છે. કુરબાની માટે નિશાન કરેલ ઊંટો પણ તેમને બતાવ્યા અને બધા મુસ્લિમો 'એહરામ'ના પોષાકમાં હતા. કોઈ શસ્ત્ર-સરંજામ પણ તેમણે જોયા નહીં. આ સરદારે મક્કા પરત જઈને કુરૈશને આ પ્રમાણે સત્ય હકીકત કહી, પરંતુ તેઓને સંતોષ થયો નહીં. તેથી તેમણે બીજા એક પ્રતિનિધિ તરીકે અહાબિશ કબીલાના સરદાર હુલૈસ બિન અલકમાને પયગમ્બર સાહેબ સાથે વાતચીત કરવા માટે હુદયબિય્યહ મોકલ્યા. તેમણે પણ મક્કા આવીને કુરૈશોને પહેલા પ્રતિનિધિએ જે માહિતી આપી હતી, તે જ પ્રમાણે હકીકતનું વર્ણન કર્યું. તેઓ તો વળી કુરૈશના વલણ પર ગુસ્સે થયા અને ધમકી આપી કે, જો હઝરત મુહમ્મદ (સલ.) અને તેમના સાથીઓને કઅબા શરીફની ઝિયારત કરવાની મંજૂરી આપવામાં નહીં આવે, તો તેઓ તેમના જોડાણમાંથી નીકળી જશે. કુરૈશે તેમને ઠંડા પાડીને તેમની વાત પર વિચાર કરશે તેમ જણાવ્યું. ત્યાર બાદ કુરૈશને જેમના પર ખૂબ વિશ્વાસ હતો અને તેમના માટે કોઈ શંકા નહોતી

તેવા સકીફ કબીલાના સરદાર ઉરવાહ બિન મસઉદને હઝરત મુહમ્મદ (સલ.) સાથે વાતચીત કરવા તેમના પ્રતિનિધિ તરીકે હુદયબિય્યહ મોકલ્યા. હઝરત મુહમ્મદ (સલ.)એ ઉરવાહ બિન મસઉદને પણ કઅબા શરીફની ઝિયારત કરવાનો ઉદ્દેશ્ય જણાવ્યો અને તેમણે પણ નિશાન લગાવેલ કુર્બાનીના ઊંટો જોયા અને પૂરા પડાવનું નિરીક્ષણ કર્યું. જ્યારે તે હુદયબિય્યહથી મક્કા પરત આવ્યા ત્યારે તેમણે પણ અગાઉના પ્રતિનિધિઓનો જે સૂર હતો, તે જ પ્રમાણે હકીકતનું બયાન કર્યું. એટલું જ નહીં પરંતુ તેમણે તો ત્યાં સુધી કહ્યું કે, "અય કુરૈશના વડીલો ! મેં રોમનો દરબાર અને હબશા (એબીસીનિયા)ના બાદશાહનો દરબાર પણ જોયો છે, પરંતુ જે વફાદારી અને જાંનિસારી હઝરત મુહમ્મદ (સલ.) પ્રત્યે મુસ્લિમોના દિલમાં જોવા મળી છે, તે મને રોમના કૈસર અને હબશાના નઝાશી માટે પણ જોવા નહોતી મળી."

હુદયબિય્યહ જઈને આવેલ ત્રણેય પ્રતિનિધિઓનો એક જ સૂર હતો કે, હઝરત મુહમ્મદ (સલ.) અને તેમના સાથીઓ ફક્ત ખાન-એ-કઅબાની ઝિયારત માટે જ આવેલા છે. છતાં કુરૈશના વલણમાં કોઈ ફેરફાર થયો નહીં. હઝરત મુહમ્મદ (સલ.)ને પણ થયું કે, આ પ્રતિનિધિઓ આવ્યા બાદ પણ કંઈ પરિણામ આવ્યું નથી. તેમને લાગ્યું કે કદાચ આ પ્રતિનિધિઓ કુરૈશને બરાબર સમજાવી શક્યા નહીં હોય. આથી તેમણે તેમના એક સહાબીને કુરૈશને મુસ્લિમોનો દષ્ટિકોણ સમજાવવા માટે મોકલ્યા. પરંતુ મક્કાના કુરૈશે આ સહાબીના ઊંટને મારી નાંખ્યું અને તેઓ પણ અહાબિશની દરમ્યાનગીરીથી તેમનો જાન બચાવીને હુદયબિય્યહ પરત થયા. કુરૈશોના આ દુશ્મનીભર્યા વલણથી મુસ્લિમોની ધીરજ ખૂટવા લાગી. વળી, હુદય-બિય્યહમાં મુસ્લિમોએ જ્યાં પડાવ નાંખ્યો હતો, ત્યાં ૫૦ જેટલા કુરૈશના સિપાહીઓએ રાત્રે પથ્થર નાંખ્યા. મુસ્લિમો પોતાના કેમ્પનું રક્ષણ કરતા હતા. તેઓએ કુરૈશના કેટલાક સિપાહીઓને પકડી કેદ કરી લીધા અને હઝરત મુહમ્મદ (સલ.) પાસે લઈને આવ્યા. પયગમ્બર સાહેબે સૌના આશ્ચર્ય વચ્ચે કેદીઓને કોઈ પણ દંડ લીધા વગર માફી આપીને છોડી મૂક્યા. એક સહાબીએ આ અંગે પૂછતાં આપે ફરમાવ્યું કે, "આપણે ખાન-એ-કઅબાની ઝિયારત

માટે આવ્યા છીએ. ઝિયારત માટે આવ્યા હોય તે કેદી પકડતા નથી.''

આખરે હઝરત મુહમ્મદ (સલ.)એ કુરૈશને સમજાવવા અને તેમની સાથે વાટાઘાટ કરવા માટે હઝરત ઉષ્માન (રદી.)ને મક્કા મોકલ્યા. પરંતુ લાંબા સમય સુધી તેઓ મક્કામાં રોકાયેલા રહ્યા. એક અફવા ફેલાઈ કે હઝરત ઉષ્માન (રદી.)ને કેદ કરીને તેમને શહીદ કરવામાં આવ્યા છે. આથી મુસ્લિમોમાં ચિંતા અને તનાવ વધી ગયો. હઝરત મુહમ્મદ (સલ.)એ તાત્કાલિક બધા મુસ્લિમોને એક ઘટાદાર વૃક્ષ નીચે ભેગા કર્યા અને તેઓને સંબોધીને કહ્યું કે, ''મેં તમને એટલા માટે બોલાવ્યા છે કે, હું તમારી પાસેથી એક પ્રતિજ્ઞા લેવા માંગું છું, અને તે એ છે કે તમો અલ્લાહપાકના રસૂલના દરેક હુકમનો ખરા દિલથી અમલ કરશો. તે હુકમ તમારી નાપસંદગીનો પણ હોઈ શકે અથવા તમારી સમજની બહાર પણ હોઈ શકે.'' ત્યાર બાદ દરેક મુસ્લિમે જરા પણ આનાકાની કર્યા વગર હઝરત મુહમ્મદ (સલ.)ના હાથ ઉપર હાથ મૂકીને જે તે પ્રમાણે બયઅત (પ્રતિજ્ઞા) લીધી. મુસ્લિમોમાં એક ઈમાનનો જોશ અને તેમના રસૂલ પ્રત્યે પૂરી વફાદારી અને કટિબદ્ધતાની લહેર દોડી ગઈ. આ વૃક્ષ નીચે જે પ્રતિજ્ઞા લેવામાં આવી, તેને ઈસ્લામિક ઈતિહાસમાં ''બયઅતે રિઝવાન'' કહેવામાં આવે છે. તેનો ઉલ્લેખ કુર્આને કરીમની 'સૂરએ અલ ફતહ'માં કરવામાં આવેલ છે.

મક્કાના કુરૈશને જ્યારે જાણ થઈ કે, મુસ્લિમોએ 'બયઅતે રિઝવાન'ની પ્રતિજ્ઞા લીધી છે, ત્યારે તેમને અંદેશો થયો કે મુસ્લિમો લડાઈ માટે તૈયાર છે. અને પયગમ્બર સાહેબના એક ઈશારા પર તેઓ પોતાની જાન પણ કુર્બાન કરી દેશે. વાસ્તવમાં તેઓ લડાઈ ઈચ્છતા નહોતા, પણ મુસ્લિમોને આ વર્ષે મક્કામાં આવવા દેવા નહોતા માંગતા. જ્યારે મુસ્લિમોને ખબર પડી કે, હઝરત ઉષ્માન (રદી.)ના શહીદ થવાના સમાચાર ખોટા હતા, ત્યારે રાહતની લાગણી થઈ. હઝરત ઉષ્માન (રદી.) હુદયબિય્યહ પરત આવીને હઝરત મુહમ્મદ (સલ.)ને કુરૈશનો દૃષ્ટિકોણ બતાવ્યો અને જણાવ્યું કે, તેઓ ઈચ્છે છે કે મુસ્લિમો આ વર્ષે મદીના પરત ફરે અને આવતા વર્ષે કઅબા શરીફની ઝિયારત માટે આવી શકે છે. મક્કાના કેટલાક કુરૈશે મુસ્લિમો સાથે સમાધાન

માટે તૈયાર નહોતા, પરંતુ બે-ત્રણ દિવસની ચર્ચા-વિચારણા બાદ આખરે મક્કાના કુરૈશે સુહેલ બિન અમ્ર નામના શખ્સને હઝરત મુહમ્મદ (સલ.) સાથે વાટાઘાટો કરીને સંધિ કરવા માટે પૂરી સત્તા આપીને હુદયબિય્યહ મોકલ્યા. જ્યારે પયગમ્બર (સલ.)એ સુહેલ બિન અમ્રને તેમની તરફ આવતા જોયા ત્યારે સાથીઓને આપે કહ્યું કે, આપણું કામ આસાન થઈ ગયું છે.

## ❊ શાંતિ સંધીનું મુસ્લિમો તરફથી ચુસ્ત પાલન ❊

સુહેલ બિન અમ્ર મક્કાના કુરૈશના પ્રતિનિધિ તરીકે હઝરત મુહમ્મદ (સલ.)ની સાથે મુસ્લિમોને ખાન-એ-કઅબાની ઝિયારત માટે પરવાનગી આપવાના સંદર્ભમાં તેમજ અન્ય સબંધિત બાબતમાં વાટાઘાટો કરવા હુદયબિય્યહ આવ્યા. તેમને આવશ્યકતા જણાય તો કુરૈશ વતી સંધિ કે સુલેહ કરવા માટેની સત્તા આપવામાં આવી હતી. હઝરત મુહમ્મદ (સલ.) અને સુહેલ બિન અમ્ર વચ્ચે લાંબી વાતચીત થઈ અને ચર્ચા-વિચારણાને અંતે એ નિર્ણય પર આવ્યા કે, બન્ને પક્ષોએ ‘‘યુદ્ધ નહીં’’ની નીતિ અપનાવી, કોઈએ એકબીજા પર હુમલા કરવા નહીં. બન્ને પક્ષો વચ્ચે જે મુદાઓ પર સંમતિ સધાઈ તે માટે સંધિ કે સુલેહનો મુસદો તૈયાર કરવાનું નક્કી કરવામાં આવ્યું. પયગમ્બર (સલ.)એ હઝરત અલી (રદી.)ને આ કરારપત્ર કે સુલેહનો મુસદો લખવા માટે બોલાવ્યા.

હઝરત અલી (રદી.)એ દસ્તાવેજ લખવાની શરૂઆત ‘‘બિસ્મિલ્લાહિ-ર્રહમાનિર્રહીમ’’ (શરૂ કરૂં છું અલ્લાહના નામ પર જે મહેરબાન અને દયાળુ છે)થી કરેલ. ત્યાં સુહેલ બિન અમ્રએ તરત જ ટકોર કરી કે, હું ‘રહમાન’ અને ‘રહીમ’ને નથી જાણતો. તેની જગ્યાએ ‘‘બિસ્મિકલ્લાહુ’’ (અલ્લાહ, તારા નામ પર) જે પુરાણા જમાનાથી અરબોમાં લખવાનો રિવાજ છે, તે અનુસાર લખવું જોઈએ. પયગમ્બર (સલ.)એ હઝરત અલી (રદી.)ને તે પ્રમાણે લખવાનું કહ્યું. વળી, દસ્તાવેજ આગળ લખતાં હઝરત અલી (રદી.)એ લખ્યું કે, ‘‘આ દસ્તાવેજ હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.) અને સુહેલ બિન અમ્રના દરમિયાન’’ ત્યારે સુહેલ બિન અમ્ર દ્વારા ફરીથી વાંધો ઉઠાવવામાં આવ્યો. તેણે કહ્યું કે, આ રીતે લખો નહીં. કારણ કે અમો તમને

અલ્લાહ તઆલાના રસૂલ માનતા નથી. અને જો માનતા હોતે તો મક્કામાં આવવા માટે તમોને શા માટે રોકતા ? જેથી દસ્તાવેજ આ રીતે લખવો જોઈએ કે, આ દસ્તાવેજ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ અને સુહૈલ બિન અમ્રના દરમ્યાન. હઝરત અલી (રદી.)એ પયગમ્બર (સલ.) તરફ જોયું ત્યારે આપે કહ્યું કે, અલી ! સુહૈલ જે પ્રમાણે કહે છે તે પ્રમાણે લખો. હઝરત અલી (રદી.)એ દસ્તાવેજની શરૂઆત તે પ્રમાણે કરી. આ બે બાબતો સિવાય સુહૈલ બિન અમ્રએ વાંધો ઉઠાવ્યો નહીં. કેમકે તેના મુદ્દાઓ વિશે અગાઉ સંમતિ સધાઈ ચૂકી હતી.

આ કરારપત્ર કે સંધિમાં નીચે દર્શાવેલ મુદ્દાઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો :

- મુસ્લિમો અને મક્કાના કુરૈશ વચ્ચે દસ વર્ષ સુધી કોઈ યુદ્ધ થશે નહીં.
- આ યુદ્ધ વિરામ દરમ્યાન બન્ને પક્ષોમાંથી કોઈ એકબીજા પર હુમલા કરશે નહીં કે જાન-માલને નુકસાન પહોંચાડશે નહીં.
- કુરૈશ કબીલાના સરદારની સંમતિ વગર કોઈ કુરૈશી મુસ્લિમોમાં મળી જાય તો મુસ્લિમોની ફરજ છે કે, તેને કુરૈશના હવાલે કરી દેશે. પરંતુ જો કોઈ મુસ્લિમ મક્કા આવીને કુરૈશની સાથે મળી જાય તો તેને મુસ્લિમોના હવાલે કરવામાં આવશે નહીં.
- બન્ને પક્ષ કોઈપણ અરબના કબીલા સાથે સ્વેચ્છાએ જોડાણ કરી શકશે કે કરાર કરી શકશે.
- મુસ્લિમોને આ વર્ષે ખાન-એ-કઅબાની ઝિયારતની પરવાનગી આપવામાં આવશે નહીં. તેઓ મદીના પરત જશે.
- તેઓ આવતા વર્ષે ખાન-એ-કઅબાની ઝિયારત કરી શકશે. પરંતુ શર્ત એ છે કે, ત્રણ દિવસથી વધારે સમય માટે તેઓ મક્કામાં રહી શકશે નહીં. વળી, તેઓ તેમની સાથે મ્યાન કરેલી તલવાર સિવાય કોઈ હથિયાર સાથે લાવી શકશે નહીં.

મક્કાના કુરૈશ વતી સુહેલ બિન અમ્ર અને હઝરત મુહમ્મદ (સલ.)

દરમ્યાન આ સંધિ કે સુલેહ કરવામાં આવી તેને ''હુદયબિય્યહ સુલેહ'' કહેવામાં આવે છે.

મુસ્લિમો અને કુરૈશ વચ્ચે જે સંધિ કે સુલેહ થઈ, તે દેખીતી રીતે જ કુરૈશને લાભદાયી હતી. મુસ્લિમોએ 'એહરામ' બાંધેલા હતા અને કુર્બાનીના ઊંટો પર નિશાન લગાવી દીધા હતા. ફક્ત એ વાતની ઈન્તેજારી હતી કે, ક્યારે મક્કામાં પ્રવેશ મળે અને કઅબા શરીફના તવાફ (પ્રદક્ષિણા) કરવાનો અવસર પ્રાપ્ત થાય. વળી, જે મુહાજિરો હતા તેમને મક્કામાં ૬ વર્ષ બાદ પોતાના વતનમાં પગ મૂકવાની તિવ્ર ઈચ્છા અને ખ્વાહિશ હતી. વતનથી ફક્ત અમૂક કિલોમીટરના અંતરે હોય, ત્યાં જવાની બહુ જ આકાંક્ષા હોય અને છતાં મજબૂરીથી ત્યાં જઈ ન શકાય તેની પીડા અને વેદના હતી. પરંતુ કરારની એક જ શરતે તેમની આશા પર પાણી ફેરવી દીધું. કરારની બીજી પણ એક શરત મુસ્લિમો માટે અપ્રિય હતી. જેમાં દર્શાવ્યું હતું કે, કોઈ કુરૈશી મુસ્લિમોમાં મળી જાય, તો તેને કુરૈશના હવાલે કરવામાં આવે, પણ જો કોઈ મુસ્લિમ કુરૈશની સાથે મળી જાય તો તેને મુસ્લિમોના હવાલે કરવામાં આવશે નહીં. આ શરતના સંદર્ભમાં એક ઘટના તરત જ બની. એક યુવાન જેનું નામ અબૂ જુન્દુલ હતું, તે મક્કાથી ભાગી નીકળીને હુદયબિય્યહ મુસ્લિમો પાસે આવ્યો. તે યુવાન સુહેલ બિન અમ્ર (જેમણે કુરૈશના પ્રતિનિધિ તરીકે કરારમાં દસ્તખત કર્યા હતા તેમ)ના પુત્ર હતા. તેમણે પયગમ્બર (સલ.)ને કહ્યું કે, ''યા રસૂલલ્લાહ ! મેં ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો છે અને હું મુસ્લિમ બની ચૂક્યો છું, મને તમારા શરણમાં લઈ લો. મારા પર મક્કામાં ત્રાસ ગુજારવામાં આવે છે.'' એટલામાં તેમના પિતા સુહૈલ બિન અમ્રએ દરમ્યાનગીરી કરીને પયગમ્બર (સલ.)ને હાલમાં જ થયેલ કરારની શરત યાદ અપાવીને કહ્યું કે, આપની ફરજ છે કે મારા પુત્રને મારા હવાલે કરી દો. પયગમ્બર (સલ.)એ કરારની શરતોને આધિન અબૂ જુન્દુલને તેમના પિતાને હવાલે કરી દીધા.

અબૂ જુન્દુલે કહ્યું કે, ''મારા પિતા મારી પર ત્રાસ ગુજારીને મને મારી નાંખશે.'' ત્યારે આપે કહ્યું કે, ''અબૂ જુન્દુલ ! ડરો નહીં, અલ્લાહ તઆલા તમારૂં રક્ષણ કરશે.''



એક તો મુસ્લિમોને કઅબા શરીફની ઝિયારતથી વંચિત રહેવું પડ્યું અને આ બીજો એક ઘા હતો કે, કોઈ મુસ્લિમ શરણમાં આવે તેને મદદ કરવાનો અને પનાહ કે શરણમાં લેવાનો ઈન્કાર કરવો પડે. આથી મુસ્લિમોમાં દુઃખ અને ગુસ્સાની લાગણી વ્યાપક પ્રમાણમાં હતી. હઝરત ઉમર (રદી.) પણ વ્યથિત હતા અને તેમણે નારાજગી વ્યક્ત કરેલ હતી. આમ છતાં મુસ્લિમોની વફાદારી અને નિષ્ઠા હઝરત મુહમ્મદ (સલ.) પ્રત્યે બેમિસાલ અને અજોડ હતી. વળી, તેઓએ ''બયઅતે રિઝવાન''ની પ્રતિજ્ઞા લીધી હતી અને આપના હુકમને શિરોમાન્ય ગણતા હતા.

મક્કાના કુરૈશ સાથે દુશ્મનાવટ ખતમ થતાં મક્કા અને મદીનાના લોકો પરસ્પર એકબીજાને પ્રેમપૂર્વક મળવા લાગ્યા. મુસ્લિમોના આચાર-વિચાર, સદ્‌વર્તન, પ્રમાણિકતા, નિષ્ઠા, ઈમાનથી મક્કાવાસીઓ પ્રભાવિત થઈને ઘણા લોકોએ ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો. શાંતિ અને સૌહાર્દપૂર્ણ વાતાવરણમાં હઝરત મુહમ્મદ (સલ.)ના આદેશથી મુસ્લિમોએ ઈસ્લામનો પ્રચાર અને ફેલાવાનું કામ ઉત્સાહભેર અને પૂરજોશમાં કર્યું. આથી હુદયબિય્યહ સુલેહના ફક્ત બે વર્ષની અંદર જેટલી સંખ્યામાં લોકોએ ઈસ્લામ ધર્મ સ્વીકાર કર્યો, તેટલો છેલ્લા પંદર વર્ષોમાં પણ નહોતો કર્યો. આ સમય દરમ્યાન કુરૈશ કબીલાના દિલેર અને ખ્યાતનામ યોદ્ધાઓ હઝરત ખાલિદ બિન વલીદ અને હઝરત અમ્ર બિન આસ (રદી.) ઈસ્લામમાં દાખલ થયા હતા.

અરબના કબીલાઓ હવે મુસ્લિમ રાજ્યને કુરૈશની સમકક્ષ એક સત્તાનું કેન્દ્ર ગણતા હતા. તેથી ઘણા કબીલાઓએ મુસ્લિમો સાથે કરાર કે સમજૂતિ કર્યા. આ સમય દરમ્યાન બનૂ ખુઝાઆ કબીલાએ મુસ્લિમ રાજ્ય સાથે જોડાણ કર્યું, તથા આવતા વર્ષે ઉમરહની ઈબાદત કરવા માટે કુરૈશે સ્વેચ્છાએ છૂટ આપી દીધી હતી.

હઝરત મુહમ્મદ (સલ.)એ પોતાના વિશિષ્ટ, વિદ્વાન અને પ્રતિષ્ઠિત સહાબીઓને અરબના કબીલાઓ, નવા રાજ્યો, સરકારોમાં ઈસ્લામના ઘનિષ્ટ પ્રચાર અને ઉપદેશ માટે મોકલ્યા. વળી, પયગમ્બર (સલ.)એ રાજાઓ અને શાસકો, જેવા કે રોમના હર્ક્યુલસ, પર્શીઆના કોસોરસ,



એબીસીનિયાના નજાશી, યમનના ગવર્નર વગેરેને સંખ્યાબંધ પત્રો લખીને ઈસ્લામ ધર્મની મહત્તા સમજાવી ઈસ્લામ ધર્મ સ્વીકારવાનું આમંત્રણ આપ્યું. આ રીતે બિનઅરબ દેશોમાં પણ ઈસ્લામ ધર્મનો ફેલાવો કરવામાં ખૂબ પ્રયત્નો કર્યા.

ટૂંકમાં, હુદયબિય્યહનો ઐતિહાસિક કરાર એ હઝ. મુહમ્મદ (સલ.)ની દૂરંદેશી અને રાજકીય ડહાપણનું પરિણામ હતું. મક્કાના કુરૈશો કે જેઓ મુસ્લિમોના કટ્ટર દુશ્મનો હતા, અને તેમના લોહીના તરસ્યા હતા તેમની સાથે લડાઈ કર્યા વગર, લોહીનું એક ટીપું પણ પાડ્યા વગર અદ્ભૂત રીતે સાથી-ઓની નારાજગી વહોરીને પણ શાંતિ અને સુમેળભર્યા વાતાવરણની સ્થાપના કરી અને ઈસ્લામનો બહોળા પ્રમાણમાં ફેલાવો કર્યો. આમ, જે સંધિ દેખીતી રીતે મુસ્લિમોની વિરૂદ્ધમાં દેખાતી હતી, તે વાસ્તવમાં મુસ્લિમો માટે અતિશય લાભદાયક પૂરવાર થઈ.

શ્રી સ્વામી લક્ષ્મણપ્રસાદે પણ આ સુલેહને શાંતિ અને ભાઈચારા માટેની મહાન કુનેહ તથા રાજકીય દિર્ઘદષ્ટિ ગણાવી છે.

બ્રિગેડીયર ગુલઝાર અહમદ તથા બ્રિગેડીયર એસ. કે. મલિકે પણ આને રાજકીય કુનેહ ગણાવી દર્શાવ્યું કે, આને કુરૈશ તો પોતાની સફળતા સમજતા હતા, પરંતુ કુર્આન શરીફ આને મુસ્લિમોની ''સ્પષ્ટ સફળતા''ના ઉપનામથી સંબોધી રહ્યું છે. આ જ પ્રમાણેનું કથન પ્રો. કે. એસ. રામાકૃષ્ણા રાવે હિટલરના પુસ્તક "Main Camp"ના હવાલાથી લખ્યું છે.

## ❊ ખયબરના યહુદીઓનો વાયદાભંગ ❊

કુરૈશ સાથે સંધિ થતાં તાત્કાલિક લાભ મદીનાની દક્ષિણ તરફના ભાગમાં જે આર્થિક નાકાબંધી કરવામાં આવી હતી, તે દૂર થવા પામી, પણ મદીનાની ઉત્તર તરફના ભાગમાં હજુ આર્થિક નાકાબંધી હતી. મદીનાના વેપારી કાફલાઓ ખયબર માર્ગેથી પસાર થઈને સીરિયા તરફ જતા હતા. પણ ખયબરના યહુદીઓ તે કાફલાઓને તેમની સરહદમાંથી પસાર થવાની પરવાનગી આપતા ન હતા. મુસ્લિમો પ્રત્યે તેમને નફરત, દ્વેષભાવ અને

વેરભાવ પ્રબળ હતા. જંગે ખંદકમાં યહુદીઓએ કુરૈશની સેના સાથે જોડાણ કરીને અગ્રિમ ભાગ ભજવ્યો હતો. ખાસ કરીને બનૂ કયનુકાઅ અને બનૂ નઝીરના કેટલાક લોકો મદીનામાંથી દેશ નિકાલ થયા પછી ખયબરમાં વસવાટ કરીને મુસ્લિમો વિરૂદ્ધ ઉશ્કેરણીજનક કૃત્યો, પ્રપંચો કર્યા કરતા હતા. કુરૈશ સાથે સંધિ થતાં એક ફાયદો એ થયો કે, કુરૈશ હવે મુસ્લિમો વિરૂદ્ધની લડાઈમાં યહુદીઓ સાથે જોડાણથી તેમને મદદ કરી શકે નહીં. યહુદીઓને મુસ્લિમો અને કુરૈશ વચ્ચે થયેલ સંધિની જાણ હોવા છતાં મુસ્લિમો પ્રત્યે તેમના દુશ્મનીભર્યા વ્યવહાર અને વર્તનમાં કોઈ ફરક પડ્યો નહીં.

ખયબર મદીનાથી ઉત્તરમાં ૨૦૦ કિલોમીટરના અંતર પર આવેલું એક મહત્વનું વેપારનું કેન્દ્ર હતું. તેમાં બધા યહુદીઓ જ વસવાટ કરતા હતા. તેઓ ધનવાન, બળવાન તેમજ યુદ્ધમાં પારંગત અને સુસજ્જ હતા. તેમને એ વાતનું અભિમાન હતું કે, કુરૈશની મદદ વગર પણ તેઓ મુસ્લિમોનો મુકાબલો કરવા માટે સક્ષમ છે. હઝરત મુહમ્મદ (સલ.) કુરૈશની જેમ યહુદીઓ સાથે પણ સુલેહ કે સંધિના પક્ષમાં હતા, પણ યહુદીઓ તે માટે તૈયાર ન હતા. હઝરત મુહમ્મદ (સલ.)ને એ પણ અંદેશો હતો કે, ઉત્તર દિશામાં આવેલ હિરેક્લિયસ અને કોસરસના શાસકો ખયબરના યહુદીઓ સાથે જોડાણ કરીને મદીના પર આક્રમણ કરી દે તેવી પ્રબળ શક્યતા રહેલી હતી. આથી આપે પ્રથમવાર આક્રમક નીતિ અપનાવીને સમયસર અગમચેતી વાપરીને ખયબર પર હુમલો કરવાનો ફેંસલો કર્યો.

હિજરી સન-૭ના મુહર્રમ મહિનાના મધ્યમાં (ઈ.સ.૬૨૮ જૂન) હઝરત મુહમ્મદ (સલ.)ના નેતૃત્વ હેઠળ ૧૪૦૦ સિપાહીઓ (જેમાં ૧૦૦ ઘોડેસવારો હતા)ના સૈન્ય સાથે ખયબર પર હુમલો કરવાના આશયથી મદીનાથી કૂચ કરી. યહુદીઓને અંદાજ હતો કે, કુરૈશની સાથે સંધિ કર્યા બાદ મુસ્લિમો ગમે ત્યારે ખયબર પર હુમલો કરી દેશે. તે માટે લડાઈની તૈયારી પણ પૂરી હતી. પણ એકાએક તેઓ હુમલો કરવા આવી જશે તેની જાણ નહોતી. યહુદીઓના મુખ્ય સરદાર સલામ બિન મશકમની આગેવાની હેઠળ કિલ્લાઓમાં રહીને જ મોરચાબંધી કરી. ખયબરમાં સાત વિશાળ કિલ્લાઓ હતા. ખયબરનો

અર્થ પણ કિલ્લો થાય છે. આ પથ્થરના કિલ્લા ઘણા મજબૂત હતા અને તેને તોડી પાડવા આસાન ન હતા. મુસ્લિમ સેનાનું નેતૃત્વ હઝરત મુહમ્મદ (સલ.) કરતા હતા, પરંતુ ખયબરની ભેજવાળી આબોહવાને કારણે આપ બીમાર પડી ગયા અને હઝરત અલી (રદી.)ને સિપેહસાલાર તરીકે નીમ્યા. હઝરત અલી (રદી.)ની પણ આંખો દુ:ખવા લાગી હતી, છતાં તેમણે પયગમ્બર સાહેબના આદેશનું પાલન કરીને સિપેહસાલાર તરીકે ફરજ બજાવી.

હઝરત અલી (રદી.)એ એક પછી એક કિલ્લા પર હુમલો કરવાનો નિર્ણય કર્યો. સૌપ્રથમ ‘નતાત’ નામના કિલ્લા પર હુમલો કરી દીધો અને ભારે લડાઈ બાદ તે કિલ્લા પર કબ્જો મેળવવામાં સફળતા મળી. તેમના મુખ્ય સરદાર સલામ ઈબ્ને મશકમ માર્યા ગયા અને હારિસ અબૂ ઝૈનબે યહુદી સેનાની આગેવાની લીધી. ‘નાઅમ’ નામના કિલ્લા પર મુસ્લિમોએ હુમલો કરીને તેમના મુખ્ય સરદાર હારિસ અબૂ ઝૈનબને પણ મૌતને ઘાટ ઉતારી દીધા. ખયબરનો સૌથી મજબૂત કિલ્લો ‘‘કુમુસ’’ હતો. કુમુસનો સરદાર મરહબ તાકાતવર અને શૂરવીર યોદ્ધો હતો. તે લશ્કરી ગણવેશમાં હતો. તેણે મુસ્લિમ સેનાના સિપેહસાલારને કિલ્લાથી નીચે ઉતરીને પડકાર ફેંક્યો. હઝરત અલી (રદી.)એ તેમનો પડકાર ઝીલીને તલવારબાજી શરૂ કરી. પયગમ્બર સાહેબે હઝરત અલી (રદી.)ને આપેલ પ્રસિદ્ધ તલવાર ‘ઝુલ્ફીકાર’ વડે મરહબને મૌતને ઘાટ ઉતારી દીધો. ત્યાર બાદ મરહબના ભાઈ યાસીરને પણ હઝરત ઝુબૈર બિન અવ્વામ (રદી.)એ મૌતને હવાલે કર્યો. આમ, વીસ દિવસની લડાઈમાં એક પછી એક તમામ કિલ્લાઓ પર ઘેરો ઘાલીને કબ્જો મેળવવામાં હઝરત અલી (રદી.)ની આગેવાની હેઠળ મુસ્લિમ સેનાને સફળતા મળી. આ ખયબરની લડાઈમાં હઝરત અલી (રદી.)ની દિલેરી અને બહાદુરીના લીધે તેમને ‘‘ખયબરના વિજેતા’’ તરીકે પ્રસિદ્ધિ મળી. હઝરત મુહમ્મદ (સલ.)એ તેમને ‘‘અસદુલ્લાહ’’ એટલે કે ‘‘અલ્લાહપાકના શેર’’ના લકબથી બિરદાવ્યા.

આખરે યહુદીઓ હતાશ થતાં તેમણે પયગમ્બર સાહેબને સુલેહની દરખાસ્ત કરી. પયગમ્બર સાહેબે તેમની દરખાસ્તનો સ્વીકાર કર્યો. ચર્ચા-

વિચારણાને અંતે એ પ્રમાણે સુલેહ થઈ કે યહુદીઓને ખયબરમાં રહેવા દેવામાં આવે અને તેમની ખેતીના ઉત્પાદનમાંથી જે ઉપજ થાય તેનો અડધો ભાગ મુસ્લિમોને આપવામાં આવે.

આ "જંગે ખયબર" દરમિયાન મુસ્લિમોને જે માલે ગનીમત હાસિલ થયો, તેમાં યહુદીઓના પવિત્ર ધર્મ પુસ્તક "તવરાત" અને અન્ય ધર્મ પુસ્તકો શામેલ હતા. પયગમ્બર સાહેબે તમામ ધર્મ પુસ્તકોને માનભેર યહુદીઓને પરત સોંપી દીધા. આ ઘટનાથી યહુદીઓમાં પયગમ્બર સાહેબ પ્રત્યે માન ઉપજ્યું. કારણ કે યહુદીઓ જાણતા હતા કે રોમનોએ ઈ.સ. પૂર્વે ૭૦માં જેરૂસલેમ કબ્જે કર્યું હતું, ત્યારે તેમના ધર્મ પુસ્તકો બાળી નાંખીને પગ નીચે કચડી નાખ્યા હતા તેમજ કટ્ટરપંથી ખ્રિસ્તીઓએ સ્પેનમાં તે પ્રમાણે તેમના ધર્મ પુસ્તકોને આગ ચાંપી દીધી હતી.

ખયબરના વિજય બાદ મુસ્લિમો અને યહુદીઓમાં સુલેહ થઈ, પણ હઝરત મુહમ્મદ (સલ.) જ્યારે ખયબરના કિલ્લામાં જ હતા ત્યારે તેમને જાનથી મારી નાંખવાનું કાવતરૂ રચ્યું. એક યહુદી સ્ત્રી જેનું નામ ઝયનબ બિન્તે હારિષ હતું, અને જે સલામ બિન મશકમની પત્ની હતી, તેણે હઝરત મુહમ્મદ (સલ.)ને જમવાનું મોકલ્યું. આપની સાથે એક સહાબી હઝરત બિશ્ર બિન બરાઅ (રદી.) પણ જમી રહ્યા હતા. આપે એક કોળિયો સહેજ ચાખ્યો અને તરત જ તેને થૂંકી દીધો. આપને ખ્યાલ આવી ગયો હતો કે, તે ખોરાકમાં ઝેર મેળવવામાં આવેલ હતું. આપ હઝરત બિશ્ર બિન બરાઅ (રદી.)ને ચેતવે તે પહેલાં તેમણે કોળિયો લઈ લીધો હતો. તેથી તેમના શરીરમાં ઝેર ઝડપથી પ્રસરી ગયું અને તેઓ શહીદ થયા. યહુદી સ્ત્રીએ ત્યાર બાદ કબૂલ કર્યું કે, તેણે ખોરાકમાં ઝેર ભેળવ્યું હતું. તેની ધરપકડ કરવામાં આવી. અંતે હઝરત મુહમ્મદ (સલ.)એ તે સ્ત્રીને ક્ષમા આપી દીધી. આ ઘટનાની યહુદીઓ સાથે થયેલ સુલેહ પર કોઈ અસર થઈ નહીં. હઝરત મુહમ્મદ (સલ.)ના ખાવામાં જે થોડુ ઝેર ગયું હતું, તેના કારણે આપની શેષ જિંદગીમાં શરીરમાં તકલીફ રહી.



# શાંતિ સંધીનું મકકાવાસીઓ તરફથી ખુલ્લુ ઉલ્લંઘન

હુદયબિય્યહની સુલેહ અનુસાર દરેક પક્ષકારને એક વિકલ્પ આપવામાં આવ્યો હતો કે તેઓ કોઈપણ અરબના કબીલા સાથે સ્વેચ્છાએ જોડાણ કરવા માટે સ્વતંત્ર છે. આ સંદર્ભમાં કુરૈશે બનૂ બક્રના કબીલા સાથે જોડાણ કરેલ હતું, જ્યારે મુસ્લિમોએ બનૂ ખુઝાઆ કબીલા સાથે જોડાણ કર્યું હતું. આ સંધિની બીજી એક શરત હતી કે, કુરૈશ અને મુસ્લિમો વચ્ચે દસ વર્ષ સુધી કોઈ યુદ્ધ થશે નહીં અને યુદ્ધ વિરામ દરમ્યાન બન્ને પક્ષોમાંથી કોઈ એકબીજા પર હુમલો કરશે નહીં કે જાન-માલને નુકસાન પહોંચાડશે નહીં. આ શરતમાં મુખ્ય પક્ષકારે જેની સાથે જોડાણ કર્યું હોય તેનો પણ સમાવેશ થાય છે, એટલે કે બીજા પક્ષકારે જેની સાથે જોડાણ કર્યું હોય તેના પર પણ હુમલો કરી ન શકે અને તેમાં સાથ-સહકાર આપી શકે નહીં.

બનૂ બક્ર અને બનૂ ખુઝાઆમાં વર્ષો જૂની દુશ્મનાવટ હતી. બનૂ બક્રના સરદાર નૌફલ બિન મુઆવિયાએ તેના કબીલાવાળાઓને બનૂ ખુઝાઆ વિરૂદ્ધ ઉશ્કેરીને તેમના પર હુમલો કરી દીધો. બનૂ ખુઝાઆનો કબીલો મદીનાથી બહુ દૂર આવેલ હોઈ તાત્કાલિક મુસ્લિમો તેમની મદદે આવી શકે તેમ નહોતું. તેથી તેમણે પોતાની જાન બચાવવા મક્કા પહોંચીને ખાન-એ-કઅબામાં આશરો લીધો. કારણ કે આ પવિત્ર જગ્યા સુરક્ષિત હતી. પરંતુ બનૂ બક્રના સરદારે ખાન-એ-કઅબાની પણ શેહ-શરમ રાખ્યા વગર બનૂ ખુઝાઆના લોકો પર હુમલો કર્યો અને કત્લેઆમ કરી. કેટલાક લોકો જાન બચાવીને ત્યાંથી ભાગી નીકળ્યા, પરંતુ ઘણા લોકોએ પોતાની જાન ગુમાવી અને તેમનો માલ પણ લૂંટી લેવામાં આવ્યો. બનૂ બક્ર કબીલાના આ નરાધમ કૃત્યમાં કુરૈશે ફક્ત હથિયારો જ નહીં, માણસો પણ મદદ માટે મોકલ્યા હતા. આથી બનૂ ખુઝાઆ કબીલાના સરદાર બુદૈલ બિન વરકાએ મદીના પહોંચીને આ કરૂણ ઘટનાનું વિગતવાર વર્ણન હઝરત મુહમ્મદ (સલ.)ની સમક્ષ કર્યું અને તે માટે આપને મદદની વિનંતી કરી. પયગમ્બર (સલ.)ને આ ઘટના સાંભળીને દુ:ખ થયું અને ખાસ કરીને બનૂ બક્રના કબીલાએ

કુરૈશની સહાયથી ખાન-એ-કઅબાનો પણ એહતેરામ રાખ્યા વગર જે કત્લેઆમ કરી તે માટે તાત્કાલિક પગલાં ભરવા માટે નિર્ધાર કર્યો. આપે એક સહાબીને આ વાતનું સમર્થન કરવા માટે તેમજ કુરૈશને નીચેની ત્રણ શરતો-માંથી એકનું પાલન કરવા માટે મક્કા મોકલ્યા.

## ※ ઉલ્લંઘન છતાં મુસ્લિમો તરફથી શાંતિના પ્રયાસો ※

- બનૂ ખુઝાઆના અસરગ્રસ્ત કે પીડિતને ‘‘ખૂન બહા’’નું વળતર ચૂકવ-વામાં આવે અથવા
- બનૂ બક્ર, જે હુમલાખોરો છે તેમની સાથે કુરૈશે જે જોડાણ કરેલ છે, તેને સમાપ્ત કરવામાં આવે અથવા
- હુદયબિય્યહની સુલેહનો કરાર રદબાતલ ગણવામાં આવે.

આ ત્રણ શરતો જ્યારે કુરૈશોને મળી ત્યારે તેમણે અહંકારના આવેશમાં આવી જઈને ત્રીજી શરત એટલે કે હુદયબિય્યહની સુલેહના કરારને રદ-બાતલ ગણવામાં આવે તેને મંજૂરી આપી. આથી હુદયબિય્યહની સુલેહના કરાર પર પૂર્ણવિરામ મૂકાઈ ગયું અને બે વર્ષની અંદર જ કુરૈશે મુસ્લિમો સાથે જોડાણ કરનાર બનૂ ખુઝાઆ પર હુમલો કરનાર બનૂ બક્રની મદદ કરીને હુદયબિય્યહની સુલેહનો ભંગ કર્યો. અને તેમણે જાતે જ કરારને રદબાતલ કરવાનું સ્વીકાર્યું.

હિજરી સન ૮ના રમઝાન મહિનામાં (ઈ.સ. ૬૨૯, જાન્યુઆરી) હઝરત મુહમ્મદ (સલ.)એ દસ હજારની સેના સાથે મક્કા તરફ પ્રયાણ કર્યું અને મક્કાની નજીક ‘મર્રુઝ ઝહરાન’ મુકામે પહોંચીને ત્યાં પડાવ નાંખ્યો. જ્યારે રાત્રિનો અંધકાર થયો ત્યારે પયગમ્બર (સલ.)એ સિપાહીઓને મશાલો સળગાવવાનું કહ્યું, જેથી મક્કાવાસીઓ જાણી શકે કે એક મોટા લશ્કર સાથે મક્કાને ફતેહ કરવાના ઈરાદાથી મુસ્લિમો અહીં આવી પહોંચ્યા છે.

હઝરત અબ્બાસ (રદી.) જેઓ હઝરત મુહમ્મદ (સલ.)ના કાકા થતા હતા, તેઓ મક્કાથી નીકળી પયગમ્બર (સલ.)ને મળવા મર્રુઝ ઝહરાન ગયા અને ઈસ્લામ ધર્મ કબૂલ કર્યો.



બીજી તરફ અબૂ સુફયાન અને અન્ય એક શખ્સ મર્રુઝ ઝહરાનની નજીક કોનું આટલું મોટું લશ્કર આવ્યું છે, તેની તપાસ કરવા માટે આવ્યા હતા અને વાતચીત કરી રહ્યા હતા. હઝ. અબ્બાસ (રદી.)એ અબૂ સુફયાનનો અવાજ સાંભળતા તેમની પાસે ગયા અને કહ્યું કે, હઝરત મુહમ્મદ (સલ.) દસ હજારના સૈન્ય સાથે મક્કાને ફતેહ કરવા માટે આવ્યા છે. મુસ્લિમો મક્કા પર હુમલો કરશે અને ફતેહ પણ કરશે, તો સૌથી પહેલાં તમારી કતલ કરશે. કારણ કે હુદયબિય્યહની સુલેહના ઉલ્લંઘનની જવાબદારી તમારા શિરે છે. આનાથી બચવા માટે એક જ ઉપાય છે કે, પયગમ્બર (સલ.)ની ખિદમતમાં હાજર થઈને ઈસ્લામ ધર્મનો સ્વીકાર કરો.

આ સાંભળીને અબૂ સુફયાને માથુ ઝુકાવી દીધું અને ઈસ્લામ ધર્મ સ્વીકારવાની સંમતિ આપી. મક્કાના આ અગ્રણી અને કુરૈશના મુખ્ય સરદાર કે જેઓ ઈસ્લામના કટ્ટર દુશ્મન હતા, તેમણે આખરે ઈસ્લામ ધર્મ કબૂલ કર્યો. ત્યાર બાદ પયગમ્બર (સલ.)એ હઝરત અબ્બાસ (રદી.)ને મુસ્લિમ સેનાનું નિરીક્ષણ કરવા માટે અબૂ સુફયાનને લઈ જવાનું કહ્યું. વળી, મુસ્લિમ સેના મક્કામાં પ્રવેશ કરે તે પહેલાં મક્કાવાસીઓને પયગમ્બર (સલ.)નો સંદેશો પાઠવવા માટે અબૂ સુફયાનને જવાબદારી સોંપી અને તેમનો માન-મરતબો જળવાઈ રહે તેની કાળજી લીધી.

મક્કામાં આવીને અબૂ સુફયાને મક્કાવાસીઓને ભેગા કરીને સંબોધિત કરતાં કહ્યું કે, મુસ્લિમોનું લશ્કર આ શહેરમાં દાખલ થવાના આશયથી આવ્યું છે. તેમની દસ હજારની સેના સામે મુકાબલો કરવાની હિંમત કે શક્તિ આપણામાં નથી. હઝરત મુહમ્મદ (સલ.)એ દરેકને સામૂહિક માફી આપવાનું એલાન કરેલ છે અને સંદેશો પાઠવ્યો છે કે, જે વ્યક્તિ ખાન-એ-કઅબામાં આશરો લે અથવા અબૂ સુફયાનના ઘરમાં શરણ લે તેઓ સુરક્ષિત રહેશે તથા જે લોકો ખાન-એ-કઅબા અને અબૂ સુફયાનના ઘરે પહોંચી શકતા નથી તેઓ તેમના ઘરોમાં જ રહે અને વિશ્વાસ રાખી નિશ્ચિત રહે કે તેમના જાન-માલને કોઈ નુકસાન થશે નહીં. તેમને પણ રક્ષણની ખાતરી આપવામાં આવી છે.

મક્કાવાસીઓમાં કેટલાક લોકોએ ગણગણાટ શરૂ કર્યો, પરંતુ હકીકતનો



સ્વીકાર કરીને અને પયગમ્બરે ઈસ્લામની ઉદારતાને અનુલક્ષીને તેમણે અબૂ સુફયાનના આદેશનું પાલન કર્યું અને મક્કાના રસ્તા સૂમસાન થઈ ગયા. દરેક પોતપોતાની રીતે નિર્દેશિત સુરક્ષિત જગ્યાએ ગોઠવાઈ ગયા.

આ બાજુ મક્કામાં પ્રવેશ કરતાં પહેલાં હઝરત મુહમ્મદ (સલ.)એ મુસ્લિમ સેનાને ખાસ આદેશ આપ્યો કે, મક્કાવાસીઓ પર કોઈ હુમલો કરવો નહીં કે કોઈ રક્તપાત કરવો નહીં તથા તેમની માલ-મિલ્કતનો નાશ કરવો નહીં. કારણ કે આપણો ઉદ્દેશ્ય કોઈ પણ રક્તપાત વગર મક્કા પર ફતેહ મેળવવાનો છે અને આપણે તેમને સુરક્ષાની ખાતરી આપેલ છે.

હઝરત મુહમ્મદ (સલ.) આપની સફેદ ઊંટણી 'કસવા' પર બેસીને જ્યારે મક્કામાં દાખલ થયા ત્યારે આપનું મસ્તક અલ્લાહ તઆલાની સ્તુતિ (બંદગી)માં ઝૂકેલું હતું અને આંખોમાં ભિનાસ હતી તેમજ અલ્લાહપાકનો શુક્ર અદા કરી સૂરએ ફાતિહાની તિલાવત કરતા હતા.

## ❊ મક્કાવાસીઓને સાર્વજનિક માફી ❊

પયગમ્બર (સલ.)એ કઅબા શરીફના દરવાજાની આગળ ઉભા રહીને મક્કાવાસીઓને સંબોધન કરતાં કહ્યું : "હે લોકો ! અલ્લાહપાક એક છે અને તેનો કોઈ ભાગીદાર નથી. તેણે તમામ માનવીઓને એક પુરૂષ અને સ્ત્રીમાંથી પેદા કર્યા છે. બધા માનવીઓ આદમની ઔલાદ છે, અને દરેક સમાન છે. કોઈ ઉંચ કે નીચ નથી. કબીલાઓ કે જાતિઓ અને વંશમાં જે ભિન્નતા જોવા મળે છે, તે ફક્ત ઓળખાણના હેતુ માટે અને સહકારથી રહો તે માટે છે. અલ્લાહપાકની નજરમાં તે વ્યક્તિ સૌથી ઉત્તમ કે શ્રેષ્ઠ છે જે સૌથી વધુ પરહેઝગાર કે સદ્ગુણી છે."

મૌલાના સૈયદ સુલયમાન નદવી (રહ.) આ ઘોષણાનું વર્ણન કરતાં લખે છે કે, ઈસ્લામી વર્ચસ્વનો આ પ્રથમ દરબાર હતો. એ સત્તા પ્રાપ્તિનો ખુત્બો (અર્થાત્ અલ્લાહપાકની બારગાહથી ખુદાઈ ખિલાફતના હોદ્દાનું નિર્માણ થવાની જાહેરાત) આપે (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અદા કર્યો અને માત્ર એમાં મક્કાવાસીઓ જ ઉદ્દેશાયા ન હતા, બલ્કે તમામ દુનિયાના

માનવીઓને ઉદ્દેશ્યા હતા. એ આ મુજબ હતો : "એક અલ્લાહપાક સિવાય બીજો કોઈ ખુદા નથી. તે એક છે અને તેનો કોઈ ભાગીદાર નથી. તેણે પોતાનું વચન સત્ય કરી બતાવ્યું. તેણે પોતાના બંદાની મદદ કરી અને સઘળા વિરોધી જૂઠાઓને એકલા પાડીને તોડી નાંખ્યા. હા, આજે સઘળા ગર્વ-ઘમંડ, તમામ વેર-બદલો, સઘળા ખૂનોની શિક્ષા મારા કદમો હેઠળ છે. એક માત્ર કઅબહના હરમના વહીવટ અને હાજીઓના જળપાન જ એમાં અપવાદરૂપ છે."

"હે કુરૈશ ! આજે અલ્લાહ તઆલાએ જાહિલિય્યત (અજ્ઞાન યુગ કિંવા ઈસ્લામ અગાઉની જર્જરિતતાઓ)ની બડાશો અને ખાનદાનની હેંકડાઈઓ મિટાવી દીધી. આજે એ હક સ્થાપિત થઈ ગયો કે, બધા લોકો આદમીઓ છે, આદમમાંથી આવ્યા છે અને આદમ માટીમાંથી આવ્યા હતા."

એ પછી આપ (સલ.)એ કુર્આને પાકની આ આયત પઢી : "લોકો ! અમે તમને નર અને નારીમાંથી પેદા કર્યા તથા તમારામાં એટલા માટે જ કુટુંબ-કબીલાઓ બનાવ્યા, કે તમે પરસ્પર ઓળખાઈ શકો. નહીં તો ખરેખર, અલ્લાહપાક પાસે તમારામાંનો સૌથી વધુ સજ્જન તે જ થશે, જે તમારામાં સૌથી વધુ નેક હોય. સાચે જ અલ્લાહપાક સર્વ જ્ઞાતા વધુ વાકેફ છે."

"આજથી અલ્લાહપાકે અને તેના રસૂલ (સલ.)એ શરાબની ખરીદ-વેચાણ હરામ કરી દીધી છે."

સઘળા અકીદાઓ અને અમલોનો મૂળભૂત સિદ્ધાંત તેમજ ઈસ્લામની તબ્લીગનો અસલ સંદેશ તૌહીદ (અલ્લાહ તઆલાની એકતા) છે. એટલે સૌ પહેલાં અહીંથી જ બિસ્મિલ્લાહ બોલવામાં આવી.

**નબવી ખુત્બહના બુન્યાદી મુદ્દાઓ :**

અરબની એ એક સ્થાપિત પ્રણાલિકા હતી કે, જ્યારે કોઈ શખ્સ કોઈને કત્લ કરી દેતો હતો, ત્યારે તેના ખૂનનો બદલો લેવો એ એક ખાનદાની કર્તવ્ય થઈ જતું હતું. એટલે કે, જો તે જ વેળા મારનારના હાથ ચઢી શક્યો નહીં, તો ખાનદાની દફતરમાં કત્લ થયેલા શખ્સનું નામ લખી દેવામાં આવતું હતું, અને દસકાઓ કે સૈકાઓ વીતિ ગયા પછી પણ તેના ખૂનનો બદલો લેવાની

ફર્ઝ અદા થતી હતી. મારનાર જો મરી ગયો હોય, તો તેના ખાનદાન કે કબીલાના કોઈ શખ્સને તેના બદલે કત્લ કરવામાં આવતો હતો. એ જ પ્રમાણે ખૂનના દંડનો હક કે તેની માંગ પણ દાદાથી બાપ સુધી પેઢી દર પેઢી ચાલુ રહેતા હતા. અને ખૂનના વેરની વાત અરબમાં ખૂબ જ ગર્વની વાત લેખાતી હતી. અને એવી જ બીજી અનેક બેહુદી અન્યાયી વાતો પણ કુટુંબી ગર્વ માટેની પ્રણાલિકાઓ-પ્રથાઓ બની ગઈ હતી.

ઈસ્લામ એ બધાને મિટાવવા-વિનાશવા આવ્યો હતો. અને એ જ આશયે આપ (સલ.)એ વેર, ખૂન, દંડ તેમજ તમામ ખોટા કુટુંબી ગર્વ, ઘમંડ, વર્ચસ્વો વિશે ફરમાવ્યું કે, ''મેં તેમને પગો હેઠળ કચડી નાંખ્યા.''

અરબ શું, તમામ દુનિયામાં કુળ, કુટુંબ, કૌમના ભેદભાવોને આધારે દરેક પ્રજામાં ઉંચ-નીચની તથા માન-મરતબાની માન્યતાઓ સ્થાપિત થઈ અને ભાવનાઓ પ્રચલિત બની ગઈ હતી. જેમ હિન્દુઓમાં ચાર જાતિ-વર્ણો પાડવામાં આવ્યા હતા, અને તેમાં શુદ્રોને તે સ્થાન આપવામાં આવ્યું હતું, જે જાનવરો અને પશુઓને અપાય છે. અને તે સાથે તેમની ઉપર એ અંકુશ પણ મૂકવામાં આવ્યો હતો કે, તેઓ પોતાના એ નિર્મિત સ્થાનથી કદી એક રજભર પણ આગળ નહિ ધપવા પામે, તેમ અહીં પણ હતું.

ઈસ્લામનો સૌથી મોટો ઉપકાર, જે તેણે સકળ સૃષ્ટિ ઉપર કર્યો, તે સમાનતાને સર્વસામાન્ય કરવાનો હતો. અર્થાત્ તેની લલકાર એ ગુંજી કે અરબ અને અજમ, રંક અને રાજા બધા સમાન છે. પ્રત્યેક માણસ પ્રગતિ કરીને કોઈ પણ અંતિમ સ્થાને પહોંચી શકે છે. એ જ આશયે ખુત્બહમાં રસૂલુલ્લાહ (સલ.)એ કુર્આને પાકની પ્રસ્તુત આયત પઢી અને પછી તેની ચોખવટ ફરમાવી કે, ''તમે સઘળા આદમની ઔલાદ છો, અને આદમ માટીમાંથી સર્જાયા હતા.''

ખુત્બહ પછી આપ (સલ.)એ સભા ઉપર નજર નાંખી, તો કુરૈશના ગર્વીઓ સામે હતા અને એમાં તે સાહસિકો પણ હતા, જેમણે ઈસ્લામનો નાશ કરવામાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો. તેમજ તેઓ પણ હતા, જેમની

જીભો આપ (સલ.) ઉપર ગાળોની વર્ષા વરસાવતા કદી થાકતી ન હતી. અને તેઓ પણ હતા જેમના તીર-તલવારે તે દિવ્ય નબી સામે અપમાનિત પ્રહારો કર્યા હતા. અને તેઓ પણ હતા, જેમણે આપ (સલ.)ના માર્ગમાં કંટકો પાથર્યા હતા. અને તેઓ પણ હતા, જેઓ ઉપદેશ (વઅઝ) વેળા આપ (સલ.)ની એડીઓ લોહીલુહાણ કરી ચૂક્યા હતા. અને તેવા પણ હતા, જેમની પાપી તૃષા નુબૂવ્વતના ખૂન સિવાય બીજા કશાથી સંતોષાઈ શકતી ન હતી. અને એવા પણ હતા, જેમના આક્રમણોના પૂર મદીનાની દીવાલોથી આવી આવીને ટકરાતા રહ્યા હતા અને છેવટે એવા સુદ્ધાં હતા, જે મુસલમાનોને ધગધગતી રેતી ઉપર ચત્તા સુવડાવીને તેમની છાતીઓ ઉપર આગથી ડામ દેતા હતા.

ત્યાર બાદ પયગમ્બર (સલ.)એ કુરૈશને સવાલ કર્યો કે, "હે કુરૈશો ! તમે લોકો શું વિચારો છો કે તમારી સાથે હું શું વર્તાવ કરી શકું ?" લોકોએ જવાબ આપ્યો કે, અમે આશા રાખીએ છીએ કે, સૌથી સારૂં અમારા માટે થશે. કારણ કે આપ ઉમદા અને રહેમદિલ છો. પયગમ્બરે ઈસ્લામના પ્રત્યુત્તરમાં કુરૈશનું ભાવિ નિર્ભર હતું. દરેક શાંતિથી પણ ચિંતિત થઈને સાંભળી રહ્યા હતા. કારણ કે છેલ્લા ૨૦ વર્ષોનો મુસ્લિમો સાથેની દુશ્મના-વટનો ચિતાર તેમની નજર સમક્ષ હતો અને એક વિજેતા પાસે જે શક્તિ અને સત્તા હોય તે આપની પાસે હતા. પયગમ્બર (સલ.)એ જવાબમાં કહ્યું : "હું તમો સૌને તે વાત કહેવા જઈ રહ્યો છું, જે હઝ. યૂસુફ (અલૈ.)એ તેમના ભાઈઓને કહી હતી અને એ વાત એ હતી કે, અલ્લાહ તઆલાએ તમને બધાને માફી આપી દીધી છે, તેથી તમારી જાન કે માલ સલામત છે."

## ❊ કઅબહની ચાવી ❊

મક્કા શરીફ ફતહ થયા બાદ કઅબહની ચાવી આપે તે ઉસ્માન શયબીને અર્પણ કરી, જેમણે એક સમયે આપના માટે કઅબહના દ્વાર ખોલવાનો ઈન્કાર કર્યો હતો. અને આપ (સલ.) તે સમયે ઉસ્માનને કહ્યું હતું કે, એક દિવસ આ ચાવી મારા કબ્ઝામાં આવશે અને હું જેને ચાહીશ તેને અર્પણ કરીશ. ત્યારે ઉસ્માને ગુસ્સામાં કહ્યું હતું કે, કદાચ તે દિવસે કુરૈશ કબીલાના

બધા લોકો તબાહ (હલાક) થઈ ચૂક્યા હશે ? તો આપે જવાબ આપ્યો હતો કે, તે દિવસ તો કુરૈશની સાચી ઈઝઝત-સન્માનનો દિવસ હશે.

આ સંવાદને જો આપણે નજર સમક્ષ રાખીએ, તો પયગમ્બરે ઈસ્લામ સિવાય કોઈ પણ વ્યક્તિ હોત, તો તે આ ચાવી ઉસ્માન સિવાય કોઈને પણ આપી દેતે. પરંતુ આપણને તાજ્જુબ થશે કે, હઝરત અલી (રદી.) તરફથી ચાવીની દરખ્વાસ્ત પણ કરવામાં આવી, છતાં આપે ઉસ્માનને જ તે પાછી આપી અને આગાહી (દુઆ) આપી કે, તમારા કુટુંબમાં જ આ ચાવી રહેશે. અને અલ્હમ્દુલિલ્લાહ ! આજે પણ આ ચાવી આ કુટુંબમાં જ છે.

## ન તિરસ્કાર, ન દુશ્મનાવટ, ફકત ઉદારતા, સહનશિલતા અને શાંતિ

એક પ્રભાવશાળી અને શક્તિશાળી મહાન વિજેતાની આ કેવી ભવ્ય અને અવર્ણનીય સાર્વજનિક માફી કે ક્ષમાશીલતા હતી ! જેને જગતના ઈતિહાસમાં કદાચ ક્યાંય જોટો નહીં જડે. આ એક વિરલ અને બેમિસાલ ક્ષમાશીલતા હતી. ન તો કોઈ તિરસ્કાર કે ન તો કોઈ દુશ્મનાવટ. ફક્ત ઉદારતા અને વિશાળ હૃદયની ઉચ્ચતમ અને શિખરતમ પરાકાષ્ટા હતી. એ જ કુરૈશ હતા કે જેમણે પયગમ્બર (સલ.)ને મક્કામાં હેરાન-પરેશાન તથા બેરહમી અને નિષ્ઠુરતાથી અત્યાચારો, ઝુલમો કરીને સતામણી અને કનડગત કરી હતી તેમજ આપને તથા આપના સાથીઓને મદીના હિજરત કરવાની ફરજ પાડી હતી. આ એ જ કુરૈશ હતા કે જેઓ કાવતરા અને પ્રપંચો કરી પયગમ્બર (સલ.)ની જાનના દુશ્મન હતા. આ એ જ કટ્ટર દુશ્મનો હતા કે જેમની સામે ત્રણ ત્રણ મોટી લડાઈઓ ''જંગે બદ્ર'', ''જંગે ઉહુદ'' અને ''જંગે ખન્દક'' થઈ હતી. આ એ જ કુરૈશ હતા કે જેઓ અન્ય અરબના કબીલાઓને મુસ્લિમો વિરૂદ્ધ ઉશ્કેરણી કરતા અને ઈસ્લામના પ્રખર વિરોધી હતા. હવે આ બધા જ કુરૈશ પયગમ્બર (સલ.)ના તાબામાં કે અંકુશમાં હતા. આપે એક જ શબ્દ ''મૌત'' ઉચ્ચાર્યો હોત, તો આપના વફાદાર, દિલેર અને જાંનિસાર સાથીઓએ ક્ષણભરમાં જ કુરૈશને મૌતને હવાલે કરી દીધા હોત.

''મૌત''ની જગ્યાએ ઉદાર અને વિશાળ હૃદયના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કોઈ રક્તપાત વગર ''મુક્ત'' શબ્દો ઉચ્ચારીને દરેકને માફ કરી દીધા.

મક્કાની ફતહ (જીત) વખતે જે ખુત્બો (ઘોષણા) આપ્યો, તેમાં શાંતિ માટેનો કાયમી હલ, સ્વતંત્રતા, ન્યાય અને માનવીય સમાનતાના જ અંશો છે. જે આપના અમન-શાંતિના પયગમ્બર હોવાની સાબિતી આપે છે.

મક્કાના ફતેહના પશ્ચાત કબીલાના કબીલાઓ ઈસ્લામમાં દાખલ થયા. ફતેહ બાદ દસ દિવસોમાં જ લગભગ ૨૦૦૦ મક્કાવાસીઓએ ઈસ્લામ ધર્મનો અંગીકાર કર્યો. જેમાં ઈસ્લામના કટ્ટર દુશ્મનો જેવા કે અબૂ સુફયાનની પત્ની 'હિન્દા' તથા અબૂ જહલનો પુત્ર ઈકરિમહ પણ શામેલ હતા. થોડા દિવસો બાદ કુરૈશના બીજા એક સરદાર સફવાન બિન ઉમ્મયહે પણ ઈસ્લામ ધર્મ કબૂલ કર્યો હતો. ખાન-એ-કઅબાની ચાવી રાખનાર ઉસ્માન બીન તલહાએ જ્યારે ઈસ્લામ ધર્મ કબૂલ કર્યો ત્યારે પયગમ્બર (સલ.)એ તે જવાબદારી તેમની પાસે જ ચાલુ રાખવાનું કહ્યું.

મક્કાની ફતેહ બાદ પયગમ્બર (સલ.) પંદર દિવસો સુધી મક્કામાં રહ્યા. આ સમય દરમ્યાન લગભગ તમામ મક્કાવાસીઓએ ઈસ્લામ ધર્મ સ્વીકારી લીધો હતો.

## ❊ હવાઝીન કબીલા તરફથી હુમ્લો ❊

મક્કાના દક્ષિણમાં એક 'હવાઝીન' નામનો કબીલો હતો. તેની ઘણી શાખાઓ નાના-નાના કબીલાઓમાં મક્કાના દક્ષિણથી લઈને યમન સુધી ફેલાયેલી હતી. મક્કાના કુરૈશો સાથે જૂની દુશ્મનાવટ હતી અને ઘણી લડાઈઓ પણ બન્ને વચ્ચે થવા પામી હતી. આથી હવાઝીન કબીલાના મુખ્ય સરદાર માલિક બિન ઔફે બીજા કબીલા 'સકીફ'નો સાથ લઈને મુસ્લિમો વિરૂદ્ધ હુમલો કરવાનો નિર્ધાર કર્યો. તેમણે અન્ય કબીલાઓની પણ મદદ લઈને વીસ હજારની સેના તૈયાર કરી. એટલું જ નહીં પણ જંગમાં સ્ત્રીઓ, બાળકો અને માલસામાન વગેરે તમામને પણ સેનાની સાથે લાવ્યા. મુસ્લિમો સામેની

દુશ્મનાવટની દઢતા બતાવવા તથા તેમના સિપાહીઓને પ્રોત્સાહિત કરવા તેમજ આખરી શ્વાસ સુધી લડવાનો ઈરાદો કરીને તેઓ જંગમાં આવ્યા હતા.

આ બાજુ મક્કામાં જ્યારે ખબર પડી કે હવાઝીનની સેના મક્કા પર હુમલો કરવા આવી રહી છે, ત્યારે હઝરત મુહમ્મદ (સલ.)એ તેનો મુકાબલો કરવા બાર હજાર સિપાહીઓની ફૌજ તૈયાર કરી. જેમાં બે હજાર મક્કાના કુરૈશ કબીલાના નવોદિત મુસ્લિમો શામેલ હતા. મુસ્લિમોનું આ એક મજબૂત સૈન્ય હતું અને અગાઉની તમામ લડાઈઓની તુલનામાં ઘણી વધારે સંખ્યા હતી. તેથી સ્વાભાવિક રીતે તેમને તેમની સંખ્યા અને શક્તિબળ પર અતિશય વિશ્વાસ હતો કે, તેમને હવે કોઈ હરાવી શકે તેમ નથી.

શરૂમાં અણધાર્યા હુમલાને લઈ ઈસ્લામી લશ્કર વેરવિખેર થઈ ગયું હતું, પરંતુ ત્યાર બાદ પયગમ્બર (સલ.)એ હરોળબંધ મોરચાબંધી કરવાનો આદેશ આપ્યો અને બન્નેના વચ્ચે નવેસરથી લડાઈ શરૂ થઈ. વળી, હઝરત મુહમ્મદ (સલ.)ના આદેશ પ્રમાણે એક ટુકડી ઘાટીનો ચક્કર લગાવીને બીજી તરફ 'અવતાસ' નામની ઘાટી પર પહોંચી ગઈ. ત્યાં હવાઝીન સેનાનો બધો માલસામાન તથા સ્ત્રીઓ અને બાળકો હતા. હવાઝીનના સૈનિકોએ તેમનો રસ્તો રોકવાની કોશિશ કરી, પરંતુ આ વખતે મુસ્લિમ સેના હરોળબંધ અને શિસ્તબદ્ધ હતી તેમજ પૂરા જોશ અને વિશ્વાસથી આગળ વધી. આ કારણે હવાઝીનની સેનાએ આખરે પીછેહઠ કરી અને તેમની સેનામાં નાસભાગ શરૂ થઈ ગઈ. છ હજાર કેદીઓ સાથે તેમનો બધો જ માલસામાન મુસ્લિમોના કબ્જામાં આવ્યો. આ જંગમાં મુસ્લિમોનો વિજય થયો, પણ એક ચેતવણી હતી કે, મુસ્લિમોને તેમની શક્તિ અને બળ પર નહીં, પરંતુ અલ્લાહપાક પર ભરોસો રાખવો જોઈએ.

## હવાઝીન કબીલાના ૬ હજાર કેદીઓને
## ❊ સાર્વજનિક માફી ❊

હુનૈન (હવાઝીન)ના જંગી કૈદીઓ હજી સુધી જિઈર્રાનહમાં સુરક્ષિત હતા. આપ (સલ.)ની સેવામાં એક માનનીય ડેપ્યુટેશન તેમને માટે હાજર

થયું કે, એ જંગી કૈદીઓને મુક્ત કરી દેવામાં આવે. આ ડેપ્યુટેશન તે કબીલાનું હતું, જેમાંથી આપ (સલ.)ના દૂધ માતા હઝરત હલીમા હતા. કબીલાના વડીલ ઝુહૈર બિન સુરદે ઉભા થઈને તકરીર કરી. આપ (સલ.)ને ઉદ્દેશીને તેણે કહ્યું કે, "જે સ્ત્રીઓ પેલા છપ્પરોમાં કૈદ છે, તેમાં જ આપની ફોઈઓ તથા માસીઓ પણ છે. ખુદાપાકની કસમ ! જો અરબ રાજવીઓમાંથી કોઈએ અમારા ખાનદાનનું દૂધ પીધું હોત, તો અમે તેનાથી ઘણી આશાઓ બાંધી હોત અને અમે આપથી તો તેનાથી પણ અધિકતર આશા રાખીએ છીએ."

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, અબ્દુલ મુત્તલિબના ખાનદાનનો જે કંઈ હિસ્સો છે, તે ખુશીથી લઈ જાઓ. પણ સામાન્ય મુક્તિની રીત તો એ જ હોઈ શકે છે કે, નમાઝ પછી જ્યારે બધા ભેગા થાય ત્યારે તેમની સમક્ષ આ વિનંતી પેશ કરો.

ઝુહરની નમાઝ પછી એ લોકોએ સભા સમક્ષ પોતાની માંગ પેશ કરી. આપે કહ્યું : "મને માત્ર મારા ખાનદાનનો અધિકાર છે, પણ હું સઘળા મુસ્લિમોને એમના માટે સિફારીશ કરૂં છું."

મુહાજિરો અને અન્સાર બોલી ઉઠ્યા : "અમારો હિસ્સો પણ હાજર છે." અને એમ ૬૦૦૦ કૈદીઓ તરત જ આઝાદ થઈ ગયા અને દરેક કૈદીને આપ (સલ.)એ એક-એક કિબ્તી ચાદર પણ ભેટ આપી.

હવાઝીનના છ હજાર યુદ્ધ કેદીઓને મુસ્લિમોમાં વહેંચવામાં આવ્યા હતા. તેમાંથી કેટલાક પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની દાઈમા હલીમાના સગા-સબંધીઓ હતા. આપના હિસ્સામાં આવેલ કેદીઓને આઝાદ કરતાં અન્ય મુસ્લિમોએ પણ આપને અનુસરીને તેમના ફાળે આવનાર તમામ કેદીઓને મુક્ત કર્યા. આ તમામ છ હજાર કેદીઓએ મુસ્લિમોના સદ્‌વર્તનથી પ્રેરાઈને ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો. ઈસ્લામ ધર્મ સ્વીકારનારમાં હવાઝીનના સિપેહસાલાર માલિક બિન ઔફ પણ શામેલ હતા. જેમણે પાછળથી ઈસ્લામ માટે ઘણી સેવાઓ આપી.



## મક્કાના નવમુસ્લિમ આગેવાનો ઉપર દિલ ખોલીને ઈનામોની વર્ષા

મક્કહના ઘણાખરા આગેવાનો, જેઓ હમણાં હમણાં જ મુસલમાન થયા હતા, હજી ઢચુપચુ હતા. એમને જ કુર્આને કરીમમાં "મુઅલ્લફતુલ કુલૂબ" કહ્યા છે. કુર્આને મજીદમાં જ્યાં ગનીમતના ઉપયોગો બયાન થયા છે, ત્યાં એ લોકોના નામ પણ લેવાયા છે. આપ (સલ.)એ એમને ખૂબ દિલ ખોલીને ઉદાર ઈન્આમો આપ્યા, જેમની વિગતો નીચે પ્રમાણે છે :

- અબૂ સુફયાન (અવલાદ સહિત)ને ૩૦૦ ઊંટ અને ૧૪૦૦ ગ્રામ ચાંદી
- હકીમ બિન હિઝામને ૨૦૦ ઊંટ
- નઝર બિન હારિષને ૧૦૦ ઊંટ
- સફવાન બિન ઉમય્યહને ૩૦૦ ઊંટ
- કયસ બિન અદીને ૧૦૦ ઊંટ
- સુહયલ બિન અમ્રને ૧૦૦ ઊંટ
- હુવયતિબ બિન અબ્દુલ ઉઝઝાને ૧૦૦ ઊંટ
- અકરઅ બિન હસીનને ૧૦૦ ઊંટ
- માલિક બિન અવફને ૧૦૦ ઊંટ
- હારિષ બિન કલ્દહને ૧૦૦ ઊંટ

અને એમના ઉપરાંત પણ બીજા ઘણાને પચાસ-પચાસ ઊંટો આપ્યા. વહેંચણીના સામાન્ય સિદ્ધાંતની રૂએ તો ફૌજને ભાગે વ્યક્તિ દીઠ ચાર-ચાર ઊંટો અને ચાલીસ-ચાલીસ બકરીઓ આવતી હતી, પણ સવારોનો હિસ્સો પાડવાથી ત્રણ ગણો અપાતો હતો. એટલે એ નિયમ અનુસાર દરેક સવારને બાર-બાર ઊંટો અને ૧૨૦-૧૨૦ બકરીઓ આપવામાં આવ્યા.

## ❊ છેલ્લી હજજનું વિદાઈ પ્રવચન ❊

હિજરી સન ૯ (ઈ.સ.૬૩૧)માં મુસ્લિમોએ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)ની આગેવાની હેઠળ હજજ કરવાના ઉદ્દેશ્યથી ખાન-એ-કઅબાની ઝિયારત કરી. ઈસ્લામિક વિધિથી કરવામાં આવેલ આ પ્રથમ હજજ હતી.

પરંતુ બીજા વર્ષે હિજરી સન ૧૦ (ઈ.સ.૬૩૨)માં ખુદ હઝરત મુહમ્મદ (સલ.)એ જે આખરી હજ્જ યાત્રા કરી, તેને ‘‘હજ્જતુલ્વદાઅ’’ કહેવામાં આવે છે. આ હજ્જ કરવા પાછળ આપનો મુખ્ય ઉદ્દેશ્ય મુસ્લિમોને અલ્લાહ તઆલાના દીનનું જ્ઞાન આપવાનો તેમજ ઉપદેશ દ્વારા નસીહત આપી તેનો અમલ કરાવવાનો તથા હજ્જના નીતિ-નિયમો અને જરૂરી રસમો કે વિધિને સ્થાપિત કરવાનો હતો. વળી, આપનો હેતુ એ પણ હતો કે અલ્લાહપાકે આપને પયગમ્બરની હૈસિયતથી લોકોને જે અલ્લાહ તઆલાનો સંદેશો પહોંચાડવાની જવાબદારી સોંપી હતી, તે જવાબદારી તેમણે પરિપૂર્ણ કરી છે કે નહીં તેની ખાતરી કે ગવાહી લોકો પાસેથી મેળવવાનો હતો.

**માનવહક્કોની ઘોષણા :**

હઝરત મુહમ્મદ (સલ.)એ અરફાતના મેદાનમાં સર્વપ્રથમ અલ્લાહ તઆલાની સ્તુતિ (વખાણ) કરી તેનો શુક્ર અદા કરી જે ઐતિહાસિક સંબોધન કર્યું, તેના મુખ્ય અંશો આ પ્રમાણે છે :

- ‘‘હે લોકો ! આજે હું તમને જે કહી રહ્યો છું, તેને ધ્યાનપૂર્વક સાંભળો અને તેનો અમલ કરો. કેમકે આ મુકામ પર તમારી સાથે હું અહીં આવી શકીશ કે નહીં, તેની મને ખબર નથી. અલ્લાહપાક બેહતર જાણે છે.’’
- ‘‘હે લોકો ! જો તમે અલ્લાહ તઆલાનો ખૌફ કે ડર રાખીને સંપૂર્ણપણે આજ્ઞાપાલન કરતા રહેશો, તો વિશ્વાસ રાખો કે તે નિઃશંકપણે તમારી જાન, માલ અને પ્રતિષ્ઠાને કાયમ માટે સલામત અને પવિત્ર રાખશે. જે રીતે આજનો દિવસ (શુક્રવાર), આજનો મહિનો (ઝિલ્હજ્જ) અને આ શહેર (મક્કા શરીફ) પવિત્ર છે.’’
- ‘‘હે લોકો ! અજ્ઞાનતાના યુગમાં વ્યાજનો રિવાજ પ્રચલિત હતો, પરંતુ અલ્લાહ તઆલાએ વ્યાજખોરીની સખત મના કરી છે અને ઈસ્લામમાં તે પ્રતિબંધિત છે તેનાથી દૂર રહો. પણ તમે તમારી મૂડી પાછી લઈ શકશો. સર્વપ્રથમ મારા કાકા હઝરત અબ્બાસ (રદી.)નું લેણું જે લોકો પાસે બાકી રહે છે, તેના પરનું વ્યાજ માફ કરવામાં આવે છે.’’



- "હે લોકો ! અજ્ઞાનતા અને જહાલતના વર્ષોમાં ઈસ્લામના પહેલાં જે માનવે હત્યા કરી હોય તેનો વેર લેવાનો રિવાજ બંધ કરવામાં આવે છે. સર્વપ્રથમ મારા પિતરાઈ ભાઈના દીકરા રબીઆ ઈબ્ને હારિસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબનું ખૂન જહાલતના દિવસોમાં હુઝેલના કબીલાવાળાઓએ કર્યું હતું, તેને માફ કરવામાં આવે છે."
- "હે લોકો ! જે વ્યક્તિએ જાણીબુઝીને ઈરાદાપૂર્વક કોઈની માનવહત્યા કરી હોય, તો તેના અસરગ્રસ્તને વળતરના રૂપમાં સો ઊંટ જેટલી રકમ ચૂકવવી પડશે."
- "હે લોકો ! અજ્ઞાનતાના વર્ષોમાં જે હોદ્દાઓ ઉભા કરવામાં આવેલ હોય કે કાર્યભાર સોંપવામાં આવેલ હોય, તે તમામને રદ કરવામાં આવે છે. સિવાય કે પવિત્ર ખાન-એ-કઅબાની સાચવણી અને જાળવણી તથા હજ્જ કે ઉમરહના યાત્રાળુઓને પાણીની વ્યવસ્થા પૂરી પાડવાના વહીવટ સબંધિત હોદ્દાઓ કે કાર્યભાર હોય તેને ચાલુ રાખવામાં આવે છે." (અમૂક સીરત લખનારા વિદ્વાનોએ આ કાયદો ફતેહ વખતે વર્ણન કર્યો છે.)
- "હે લોકો ! જે કોઈની પાસે પણ માલ કે વસ્તુ અમાનત તરીકે રાખેલ છે, તો તેના માલિકને મૂળ સ્વરૂપમાં પરત કરો અને ક્યારેય પણ અમાનતમાં ખિયાનત કે બદદાનત કરો નહીં."
- "હે લોકો ! શયતાન આજે આ પવિત્ર જગ્યાએ નિરાશ થયો છે. કારણ કે ઈસ્લામની પવિત્ર જમીનમાં તેની વાત માનવાવાળો કોઈ નથી. પરંતુ એ ભૂલશો નહીં કે તે તમને નાની નાની વાતોમાં બહેકાવશે અને ગેરમાર્ગે દોરશે, તેથી નાની બાબતોમાં પણ તેનાથી સાવચેત રહો અને ગુમરાહીથી દૂર રહો."
- "હે લોકો ! ઈસ્લામમાં બાર મહિના અલ્લાહપાકે નક્કી કરેલ છે. તેના કેલેન્ડર વર્ષમાં કોઈ ફેરફાર નથી અને તેમાં ચાર મહિનાઓ (રજબ, ઝિલ્કઅદહ, ઝિલ્હજ્જ અને મુહર્રમ) પવિત્ર મહિનાઓ છે."
- "હે લોકો ! હવે તમારી સ્ત્રીઓના મામલામાં વાતચીત કરવા માંગું છું.





તમારો હક જેવી રીતે તમારી પત્નીઓ પર છે, તેટલો જ હક તમારી પત્નીઓનો તમારા પર છે. તમારી પત્નીઓ સાથે પ્રેમ અને વિશ્વાસ રાખો અને સારો વર્તાવ કરો. અલ્લાહપાકથી ડરતા રહો અને પત્નીઓ પ્રત્યે દયાભાવ રાખો. જો તેઓ વફાદાર રહે તો તમે તેમનું સારી રીતે ભરણપોષણ કરો.''

- ''તમારા ગુલામ (નો ખ્યાલ રાખો), જે કંઈ પોતે ખાઓ, તે જ તેમને પણ ખવડાવો અને જે કંઈ પોતે પહેરો, તે જ તેમને પણ પહેરાવો.''
- ''હે લોકો ! અલ્લાહ તઆલા એક જ છે અને તમો સૌ હઝરત આદમ (અલૈ.)ની અવલાદ (સંતાનો) છો. સર્વ કોઈ સમાન છે, કોઈ ઉંચ નથી કે કોઈ નીચ નથી. અરબને બિનઅરબ પર કે ગોરાને કાળા પર કોઈ ચડિયાતાપણું નથી. અજ્ઞાનતા અને જહાલતના યુગમાં બધા જ પૂર્વગ્રહો અસ્ત પામે છે. અલ્લાહ તઆલાની દૃષ્ટિએ બેહતર એ છે કે, જે તકવા કરે એટલે કે અલ્લાહ તઆલાનો ખૌફ રાખીને પરહેઝગાર રહે અને સારા કાર્યો કરે.''
- ''હે લોકો ! અલ્લાહ તઆલાએ દરેક વારસદાર માટે એક હિસ્સો નક્કી કરેલ છે, જે તેને અવશ્ય મળશે. જો કોઈ ત્રાહિત વ્યક્તિને વસિય્યત કરવા ચાહો તો તમારા વસિય્યતના એક તૃતિયાંશથી વધારે વસિય્યત કરી શકાશે નહીં.''
- ''હે લોકો ! મારા ગયા પછી એકબીજાની જાનના દુશ્મન બની જશો નહીં, અને એકબીજાની ગરદન કાપશો નહીં. ઈસ્લામી ભાઈચારાનો દામન મજબૂતાઈથી પકડી રાખશો. હું આ દુનિયાથી પરદો કરીને વિદાય થઈશ ત્યારે તમારી વચ્ચે નહીં રહું, પણ બે અમૂલ્ય વસ્તુઓને તમારા માટે મૂકી જાઉં છું. એક છે અલ્લાહપાકની કિતાબ (પવિત્ર કુર્આન) અને બીજી છે પવિત્ર સુન્નત (હદીષ) જે તમને ગુમરાહીથી બચાવશે.''
- આપ (સલ.)એ મુસલમાનોને તાકીદ કરી : ''લોકો ! યાદ રાખો, મારા પછી કોઈ નબી નથી અને તમારા પછી કોઈ ઉમ્મત (સમુદાય) નથી.





તેથી પોતાના રબ (માલિક અને પાલનહાર)ની બંદગી કરજો, પ્રતિદિન પાંચ વખતની નમાઝ પઢજો, રમઝાનના રોઝા રાખજો, રાજીખુશીથી પોતાના માલની ઝકાત આપજો, પોતાના પાલનહારના ઘરની હજ્જ કરજો અને પોતાના શાસકોનું આજ્ઞાપાલન કરજો. આવું કરશો, તો પોતાના રબની જન્નતમાં દાખલ થશો.''

પયગમ્બર (સલ.)એ આ સંબોધન દરમ્યાન વારંવાર લોકોને પૂછ્યું કે, ''હે લોકો ! શું અલ્લાહપાકના રસૂલની હૈસિયતથી મારી ફરજ અદા કરી છે કે નહીં ? લોકો દરેક વખતે ઉંચા અવાજમાં અને એક જ સૂરમાં બોલી ઉઠતા કે, ''હે અલ્લાહપાકના રસૂલ ! અમે ગવાહી આપીએ છીએ કે, આપે આપની ફરજ પૂરી કરી છે. અને બહુ જ સારી રીતે નિભાવી છે.''

પયગમ્બર (સલ.)એ આકાશ તરફ આંગળી ચીંધીને અને લોકો તરફ ઝૂકીને ત્રણ વાર કહ્યું કે, ''હે અલ્લાહપાક ! તું પણ ગવાહ રહીશ.''

અંતમાં પયગમ્બર (સલ.)એ કહ્યું કે, હે લોકો ! મારો આ સંદેશો અહીં જે લોકો હાજર નથી તેમને પણ તમે પહોંચાડશો અને પિતા તેના પુત્રને, તે રીતે તેમના વારસદારોને આ સંદેશો પહોંચાડે, જેથી સુરક્ષિત રહે. ''તમારા પર શાંતિ અને સલામતી રહે'' તે શબ્દો સાથે આપે સંબોધન સમાપ્ત કર્યું. જે લોકો હાજર હતા તેમના પર આ ભાવપૂર્ણ સંબોધનની ઊંડી અસર થઈ અને તેમના દિલોમાં આ સોનેરી શબ્દો એટલા ઉતરી ગયા કે તેઓ ક્યારેય તે ભૂલી શક્યા નહીં.

જ્યારે આપ (સલ.) ઉદ્‌બોધન પુરૂં કરી ચૂક્યા, તો અલ્લાહપાકે આ આયત અવતરિત કરી : ''આજે મેં તમારા માટે તમારા દીન (ધર્મ)ને સંપૂર્ણ કરી દીધો અને તમારા ઉપર પોતાની નેઅમત (કૃપા) સંપૂર્ણ કરી દીધી અને તમારા માટે ઈસ્લામને ધર્મની હેસિયતે પસંદ કર્યો.'' *(કુર્‌આન : ૫:૩)*

આ આયતનો સ્પષ્ટ સંકેત એ હતો કે, હઝરત મુહમ્મદ (સલ.)ને જે ઉદ્દેશ્ય સાથે દુનિયામાં મોકલવામાં આવ્યા હતા, તે પૂરો થઈ ગયો અને જે આદેશ-નિર્દેશ અલ્લાહપાકની તરફથી આવવાના હતા, તે આવી ગયા.




કેટલું અદ્‌ભૂત, અવર્ણનીય અને અભૂતપૂર્વ હતું આ પયગમ્બરે ઈસ્લામ (સલ.)નું ઐતિહાસિક સંબોધન ! તે માનવ કલ્યાણનું એક બેમિસાલ ચાર્ટર છે. તેમાં ધાર્મિક, સામાજિક, શૈક્ષણિક, આર્થિક, નૈતિક મૂલ્યો, વૈશ્વિક ભ્રાતૃભાવના, માનવીય મૂલ્યો વગેરેને બહુ જ સુંદર અને અનોખી રીતે વણી લેવામાં આવ્યા છે. હઝ. મુહમ્મદ (સલ.)નું અરફાતના મેદાનમાં હજ્જતુલ વદાઅના સમયે કરેલ આ ઉપદેશ અનંતકાળ (કિયામત) સુધી સુરક્ષિત રહેશે.

## ❊ આપ (સલ.)ની યુધ્ધ પોલીસી ❊

આપ (સલ.)ની યુદ્ધ પોલીસી એ હતી કે, દુશ્મનને ઓછામાં ઓછું નુકસાન થાય અને તે મજબૂર થઈ કન્ટ્રોલમાં આવી જાય. આપ (સલ.)ના દુશ્મનો સાથે થયેલ યુદ્ધો દરમ્યાનની હિદાયતો-આદેશો વગેરેનું અવલોકન કરવાથી આ બાબત વધુ સ્પષ્ટ થાય છે.

### જંગોમાં થયેલ જાની નુકસાનોનો અંદાજ :

આઠ વર્ષ સુધી દુશ્મનો સાથે થયેલ જંગોનો ઈતિહાસ સાક્ષી આપે છે કે, આપ (સલ.)એ ઓછામાં ઓછી ખૂનામરકી થાય તેનો ખાસ ખ્યાલ રાખ્યો.

| યુદ્ધનું નામ | મુસ્લિમોનું જાની નુકસાન | દુશ્મનોનું જાની નુકસાન |
|---|---|---|
| બદ્રનું યુદ્ધ | ૨૦ | ૭૦ |
| ઉહુદનું યુદ્ધ | ૭૦ | ૩૦ |
| અહઝાબ (ખંદક) યુદ્ધ | ૦૬ | ૧૦ |
| ખયબરનું યુદ્ધ | ૧૮ | ૯૩ |
| મુવતહનું યુદ્ધ | ૧૨ | ખબર નથી |
| મક્કાની ફતહ | ૦૨ | ૧૨ |
| હુનૈન-તાઈફનું યુદ્ધ | ૦૬ | ૭૧ |
| **કુલ સંખ્યા** | **૧૩૬** | **૨૮૬** |

આ સાત યુદ્ધોમાં બન્નેવ પક્ષના કુલ ૪૨૨ માણસો માર્યા ગયા. તે સિવાય




બીજી નાની-મોટી લડાઈઓ થઈ, જેની વિગત નીચે મુજબ છે :

| **વિવિધ કારણોસર થયેલ લડાઈઓ** | **કારણોની સંખ્યા** | **મુસ્લિમ શહીદ** | **દુશ્મનોના મૃત્યુ પામેલા** |
|---|---|---|---|
| ઈસ્લામના પ્રચાર અને કરારોના પાલન માટે ........................... | ૦૫ | -- | -- |
| શિર્ક વિરોધ માટે થયેલ ................ | ૦૩ | -- | -- |
| દુશ્મનો તરફથી લૂંટમાર બાદ મુસ્લિમો તરફથી તેનો પીછો કરવામાં આવ્યો... | ૧૦ | ૧૯ | ૧૨ |
| વ્યક્તિગત કિસ્સાઓમાં મૃત્યુ ......... | ૦૫ | -- | ૦૫ |
| સમજફેરને લઈ થયેલ ઝપાઝપી ...... | ૦૬ | -- | ૧૨૭ |
| સરહદોની સુરક્ષા માટે ................ | ૩૮ | ૭૩ | ૧૧ |
| દુશ્મનો તરફથી ધોકાબાજી અને બળવાના બનાવો....................... | ૦૮ | ૮૨ | ૪૧૦ |
| આગલા કોઠામાં દર્શાવેલ સાત મોટા યુદ્ધો ...................... | ૦૭ | ૧૩૬ | ૨૮૬ કે ૨૮૨ |
| **કુલ....** | **૮૨** | **૩૧૦** | **૮૪૭** |

આ પ્રમાણે ટોટલ ૮૨ નાની-મોટી લડાઈઓ થઈ, જેમાં બન્નેવ પક્ષોના મળીને કુલ ૧૧૫૭ માણસો માર્યા ગયા. આ તે સમયની લડાઈઓ છે, જેમાં ૧૦૦-૧૦૦ વર્ષો સુધી લડાઈઓ લગાતાર થતી હતી અને બન્નેવ પક્ષોએ હજારો માણસો હણાતા હતા.

## ❊ યુરોપ-અમેરિકાના અત્યાચારો ❊

હવે આપણે યુરોપિય માનવતાવાદીઓ, શ્રેષ્ઠ સંસ્કૃતિના દાવેદારોની આપસી લડાઈઓ ઉપર એક નજર કરીએ..... પછી ફેંસલો વાંચકોના અધિકારમાં છે.

- ૧૮૫૭ના સ્વતંત્રતા સંગ્રામમાં અંગ્રેજોએ ૨૭ હજાર મુસ્લિમોને ફાંસીના માંચડે લટકાવ્યા અને સાત દિવસ સુધી કત્લેઆમ ચાલી. જેનો કોઈ હિસાબ નથી.





- ૧૯૦૭માં હેગ કોન્ફરન્સમાં નક્કી થયું કે, લડાઈમાં ભાગ ન લેનારા લોકોને રક્ષણ આપવું. છતાં પણ તુર્કી અને બાલ્કમ રાજ્યો વચ્ચે બીજી લડાઈમાં અઢી લાખ મુસ્લિમોને મોતના ઘાટ ઉતાર્યા.
- યુગોસ્લાવીયામાં કોમ્યુનિસ્ટોએ ૨૪ હજારથી વધુ મુસ્લિમોને શહીદ કર્યા અને ૧૭ હજારથી વધુ મદ્રસાઓ-મસ્જિદો વેરાન કરી દીધી.
- ૧૯૭૯ થી ૧૯૮૯માં રશિયાએ પંદર લાખ મુસ્લિમોને શહીદ કર્યા.
- એપ્રિલ ૧૯૯૨ થી સપ્ટેમ્બર ૧૯૯૨ (ફક્ત છ મહિનામાં) બોસ્નિયામાં અઢી લાખ મુસ્લિમોને શહીદ કર્યા, પાંચ લાખને ઘર વગરના કરી દીધા, પચાસ હજાર સ્ત્રીઓ સાથે બળાત્કાર કરવામાં આવ્યો.
- ૧૯૮૨ ઈસ્વીમાં ઈઝરાઈલે ફલસ્તીન (પેલેસ્ટાઈન)ની સાબિરહ અને શતીલહના કેમ્પોમાં ૫૦ હજાર મુસ્લિમોને શહીદ કર્યા.
- ૧૯૯૨ પછીથી અત્યાર સુધી બોસ્નિયા, કોસોવો અને ચેચેન્યામાં પાંચ લાખ મુસ્લિમો શહીદ થયા.
- ૧૭ ઓક્ટોબર ૨૦૦1 થી ૧૨ નવેમ્બર ૨૦૦1 (ફક્ત એક મહિના અને પાંચ દિવસ)માં અમેરિકાએ અફઘાનિસ્તાનમાં ૯૦૦૦૦ નિર્દોષોને શહીદ કર્યા. ત્યારથી લઈ આજ સુધી આ સિલસિલો જારી છે.
- વર્તમાન ઈરાકની જંગમાં દસ લાખ લોકો શહીદ થયા.

આ છે માનવતા અને શાંતિની ડુગડુગી વગાડનારા યુરોપ-અમેરિકાની અછડતી ઝલક. અને તેના મુકાબલામાં પયગમ્બરે અમન (સલ.)ની ટોટલ ૮૨ નાની-મોટી લડાઈઓમાં મૃત્યુ પામનારાઓની સંખ્યા ફક્ત એક હજાર માણસો હતા. અને શા માટે લડાઈ થઈ, તે પણ આપણે જાણીએ છીએ.

## ❊ નબી (સલ.) અને સામ્રાજયવાદીઓ વચ્ચે ફર્ક ❊

મક્કા મુકર્રમહ અને હુનૈનના વિજય પછી આપ (સલ.) મદીના મુનવ્વરહ પાછા ફર્યા, તો કોઈ પણ જાતના વિજયી સરઘસ કે ઢોલનગારા-પતાખા વગેરેથી દૂર રહી અત્યંત સાદગી સાથે મદીનામાં પ્રવેશ કર્યો. બલ્કે



જ્યારે વર્ષો જૂના દુશ્મનો ઉપર મક્કા મુકર્રમહમાં વિજય મળ્યો, ત્યારે પણ દુશ્મનો સમક્ષ કોઈ પણ જાતના ઘમંડ કે વિજય ઉન્માદ વગર બલ્કે ગરદન અને માથુ નીચે કરી ફક્ત એક અલ્લાહ તઆલાનો શુક્ર (ઉપકાર) બજાવી રહ્યા હતા. આ જ ફર્ક છે એક સામ્રાજ્યવાદી અને શાંતિના દૂત (સલ.) દરમ્યાન. સામ્રાજ્યવાદી જ્યારે ફૌજ રવાના કરે છે, તો તેને ઘમંડ અને શક્તિ-તાકાતની યાદ અપાવે છે. કોઈ જગ્યાએ પડાવ નાંખે છે, તો તંબુઓનું શહેર આબાદ કરી શક્તિ પરિચય કરાવે છે. નાચ-ગાન અને શરાબની મેહફિલો આબાદ થાય છે.

જ્યારે અમન-શાંતિના મહાન દૂત હઝ. મુહમ્મદ (સલ.) ઘરેથી નીકળે છે, તો વફાદારોની એક જાન નિછાવર કરનાર ટીમ સાથે હોય છે. છતાં તે પોતાના સફરના સાથી ફક્ત એક અલ્લાહપાકને જ બનાવે છે. અને દુઆમાં આ શબ્દો પૂકારે છે : "એ અલ્લાહપાક ! આ સફરમાં આપ જ મારા સાથી છો, અને આપ જ મારા ઘરવાળાઓમાં મારા નાયબ છો."

તે સવારી ઉપર પગ મૂકતાં અલ્લાહપાકનો શુક્ર બજાવતા કહે છે : "પાક છે તે ઝાત, જેણે આ સવારીને મારા તાબે કરી. હું તેના ઉપર કાબૂ મેળવી શકવાનો ન હતો અને નિઃશંક હમો હમારા પરવરદિગાર (પાલનહાર) તરફ પાછા ફરવાના (મૃત્યુ) છે.

શાંતિના પયગમ્બર જ્યારે સફરમાં હોય છે, ત્યારે અલ્લાહ તઆલાના વખાણ પોતાની જુબાનના કંઠે જ રાખે છે. પહાડોના શિખર ઉપર ચઢે છે ત્યારે અલ્લાહપાકની મોટાઈ, સર્વ શક્તિમાન હોવાનો ઉલ્લેખ કરે છે. અને નીચે ઉતરે છે તો અલ્લાહપાકની પાકીનું (દરેક પ્રકારની ખામીઓથી તેને મુક્ત સમજે છે) વર્ણન કરે છે. ફૌજને રવાના કરે છે, તો ન ઘમંડ અને શક્તિ પ્રદર્શન કરે છે, ન તેનો જોમ-જુસ્સો ભડકાવે છે. બલ્કે તેમને દીનદારી, પ્રમાણિકતા, સદાચાર અને સદ્‌ગુણોનો વારંવાર ઉલ્લેખ કરી અલ્લાહપાકની યાદ તાજી કરાવે છે. અને વિદાઈ દુઆમાં પણ તેમનો દીન, અમાનતો અને કાર્યો બધાને જ અલ્લાહ તઆલાના હવાલે કરે છે. તે કોઈ જગ્યાએ પડાવ નાંખે છે, તો પણ શાહી તંબૂઓ, ગાલીચાઓ અને નાચગાનની મેહફિલોની

જગ્યાએ જમીન ઉપર સાદી પથારી નાંખી સુઈ જાય છે. અને જમીનને સંબોધી દુઆ કરે છે કે, એ જમીન ! મારો અને તારો પાલનહાર એક અલ્લાહપાક જ છે, હું તારી તથા તારા અંદર રહેનાર વસ્તુઓ તથા તે દરેક વસ્તુ જે તારા ઉપર ચાલે-ફરે છે, બધાની બૂરાઈ-તકલીફથી અલ્લાહપાકની પનાહ ચાહુ છું.

વિશ્વ રહમત (સલ.) જ્યારે સફરથી પાછા ફરે છે, તો સૌપ્રથમ તેમને અલ્લાહપાકનું ઘર યાદ આવે છે. અને મસ્જિદમાં જઈ નમાઝ પઢી ઘરે જાય છે. જ્યારે તેમને કોઈ જગ્યાની ફતેહની ખુશખબરી મળે છે, તો કોઈ જાતના જશ્ન મનાવ્યા વગર અલ્લાહપાકની સામે માથુ ટેકવી આપે છે અને ઉપકારની બે રકઅત નમાઝ પઢે છે.

અને જ્યારે ખુદાઈ મસ્લેહતને લઈ જાહેરી હારની ખબર પડે છે, તો પણ અલ્લાહપાકથી જ દુઆ માંગે છે. પોતાની ફૌજની કમી અને દુશ્મનના લશ્કરની ભારે સેના જોઈને પણ તે અલ્લાહપાકથી જ રહમતની દરખ્વાસ્ત કરે છે. લડાઈના મેદાનમાં તેમને ઝખ્મ પણ થઈ જાય અને લોહીલુહાણ હાલતમાં પણ તે અલ્લાહપાકથી પોતાના દુશ્મનોની જ વકીલાત કરે છે કે, એ અલ્લાહપાક ! આપ મારી કૌમ (દુશ્મનો)ને માફ કરશો, કારણ કે તે નથી જાણતી કે હું આપનો નબી છું.

## ❊ બે વિરોધાભાસ દ્રશ્યોનો વિરોધાભાસ અંજામ ❊

સામ્રાજ્યવાદીઓ અને અલ્લાહપાકના શાંતિના વાહક-ચાહક નબીના સ્વભાવોનો ફર્ક આપણે જોયો. હવે તેમના પરિણામો પણ વિરોધાભાસ જ હોય છે. સામ્રાજ્યવાદી રાજાઓ અને સત્તાધિશોનો અંજામ અત્યંત કરૂણ હોય છે. તેમના જેવો બીજો અત્યાચારી ખડો થાય છે અથવા નિરાધાર કૌમને અલ્લાહ તઆલા બદલો લેવા માટે ઉભી કરે છે અને તે અત્યાચારીઓથી નિર્દયતાપૂર્વક બદલો લે છે, તેમને અપમાનિત કરે છે, તેમના ફતેહના ચિન્હો, સ્મારકો તોડી નાંખે છે, તેમના ખાનદાનોને તબાહ-બરબાદ કરવામાં આવે છે. મૃત્યુ બાદ પણ તેમની લાશોનું અપમાન કરવામાં આવે છે. જ્યારે શાંતિના

દૂતોને ખુશખબરી આપવામાં આવે છે કે, હમારા નેક રસૂલો બાબતે હમારો વાયદો થઈ ચૂક્યો છે કે, ચોક્કસ તેમની મદદ કરવામાં આવશે અને નિઃશંક હમારૂ લશ્કર જ સફળ થશે. *(સૂ. સાફ્ફાત : ૧૭૩)*

## આપ (સલ.) સાથે દુશ્મનોની લડાઈઓમાં જાની નુકસાનનો સચોટ અહેવાલ

ઈસ્લામી પ્રચારને રોકવાને લઈ દસ વર્ષોમાં આપ (સલ.)ને જેટલી નાની-મોટી લડાઈઓ કરવી પડી, તેના જાની-માલી નુકસાનનો સર્વે કરીએ તો આપણી બુદ્ધિ દંગ રહી જાય છે.

- શરૂઆતની જંગોમાં બન્નેવ પક્ષે કોઈ પણ માણસ મર્યો નથી. જેમાંથી અબ્વાઅ અથવા વદ્દાન, સયફલ્બહર, બુવાત, ઝુલ્અશીરહ અને બદ્રે ઉલા નામી જંગોમાં બન્ને પક્ષોમાંથી કોઈનું પણ જાની નુકસાન થયું નથી.
- હઝરત અબ્દુલ્લાહ બિન જહશ (રદી.)ની જંગમાં દુશ્મનોનો એક માણસ અમ્ર બિન હઝરમી માર્યો ગયો.
- ત્યાર બાદ બદ્રની લડાઈમાં દુશ્મનોના સિત્તેર અને મુસ્લિમોના ચૌદ માણસો માર્યા ગયા.
- બદ્રની લડાઈ બાદ બે દુશ્મનો નઝર બિન હારિસ અને ઉકબા બિન અબી મુઈતને તેના સખ્ત ગુનાહોને લઈ કતલ કરવામાં આવ્યા.
- ગઝવએ સવીકમાં એક દુશ્મન અને
- ગઝવએ બની સુલૈમમાં ત્રણ અન્સારી સહાબા માર્યા ગયા.
- ગઝવએ ઝીઅમ્રમાં (નજદ) કોઈ પણ મર્યુ નથી.
- યહુદી કબીલા 'બનુ કીન્કાઅ'ને દેશનિકાલ કરવામાં બે માણસો માર્યા ગયા.
- સરીય્યહ ઝૈદ બિન હારિસહમાં કોઈ પણ માર્યું ગયું નથી.
- ઈસ્લામ દુશ્મની અને બદમાશીને લઈ ત્રણ યહુદીઓ કઅબ બિન અશ્રફ, અબુ રાફિઅ સલામ બિન અબીલહુકૈક અને કઅબ બિન યહુદાને મારવામાં આવ્યા.



- ગઝવએ હમ્રાઉલ્ અસદમાં એક શરારતી અબુ અઝઝાહ જુમહીને કતલ કરવામાં આવ્યો.
- યવમે રજીઅમાં ૬ મુસલમાન શહીદ થયા. હઝરત અમ્ર બિન ઉમય્યા (રદી.)થી ભૂલેચૂકે ત્રણ દુશ્મનો માર્યા ગયા. જેમાંથી બેની દિયત (મોટી રકમ) આપ (સલ.)એ પોતે ચૂકવી.
- ગઝવએ બની નઝીરમાં એક માણસ માર્યો ગયો.
- ગઝવએ ઝાતુર્રિકાઅમાં એક અન્સારી શહીદ થયા.
- બદરે ઉખરામાં કોઈ મર્યું નથી.
- ગઝવએ ખંદકમાં ૩ દુશ્મન માર્યા ગયા અને ૬ મુસલમાન શહીદ થયા.
- ગઝવએ બનુ કુરૈઝહમાં બે મુસલમાન શહીદ થયા અને ૨૦૦ યહુદીઓ માર્યા ગયા. ૪૦૦ ને માફ કરવામાં આવ્યા.
- ગઝવએ ઝીકર્દમાં પાંચ વ્યક્તિ અને
- ગઝવએ બની મુસ્તલિકમાં ફક્ત બે માણસો માર્યા ગયા.
- હુદયબિય્યહમાં એક માણસ માર્યો ગયો.
- ખયબરમાં બન્નેવ પક્ષોના મળીને વીસ માણસો માર્યા ગયા.
- બનુ કુઝાઅહના ષડયંત્ર વિરૂદ્ધ હઝરત કઅબ બિન અમ્રની સરદારીમાં ચૌદ માણસો માર્યા ગયા.
- મુવતહમાં બાર માણસો, હુનૈન અને હવાઝીનમાં ચાર મુસલમાન શહીદ થયા અને બનુ ષકીફના ૭૫ દુશ્મનો માર્યા ગયા.
- તાઈફમાં બાર મુસલમાન શહીદ થયા.
- તબૂકમાં ફક્ત એક મુસલમાન શહીદ થયા.

બન્નેવ પક્ષોના ટોટલ ૪૪૦ માણસો માર્યા ગયા. જેમાં ધોકો અથવા ભૂલથી મારવામાં આવ્યા તે પણ શામેલ છે.

આ સાથે તે ૬૦૦ થી ૭૦૦ યહુદીઓને પણ ગણવામાં આવે, જેમાં હઝરત સઅદ બિન મુઆઝને યહુદીઓએ પોતે આ કિસ્સામાં લવાદ (ફૈસલ)



બનાવ્યા હતા અને હઝરત સઅદ (રદી.)એ ફેંસલો કરી આ લોકોને તેમની આગલી શરારતોના બદલામાં કત્લ કરવાનો આદેશ આપ્યો હતો. આ બધા તથા બનુ કુરૈઝહના યહુદીઓ મળીને કુલ ૧૦40 અથવા ૧૧40 થાય છે. તેમાંથી ૪00 યહુદીઓને માફ કરવામાં આવ્યા હતા. આટલી થોડી સંખ્યામાં જાની નુકસાનના બદલામાં માનવજગતમાં જે જબરદસ્ત ક્રાંતિ આવી, તેનો જોટો મળવો મુશ્કેલ છે. માનવ ઈતિહાસમાં આટલા ઓછા નુકશાન સાથે આટલો બધો ફાયદો ઉઠાવવાનું કોઈ ઉદાહરણ મળી શકતું નથી.





## ✽ આપ (સલ.)ના ઉચ્ચ અખ્લાક-સંસ્કાર ✽

માનવજાતની દુનિયા તથા આખિરતની સફળતા માટે ઈસ્લામે ત્રણ પ્રકારની બાબતો જરૂરી ઠરાવી છે. તેમાંથી કોઈમાં પણ ઉણપ રહી જશે, તો દુનિયા-આખિરતની સુખ-શાંતિ તથા સફળતાઓ મુશ્કેલ બની જશે.

સર્વપ્રથમ તો અકીદાઓમાં સુધારણાનું તેનું લક્ષ્ય છે. એકેશ્વરવાદ (તૌહીદ), રિસાલત (આપ સલ. ઉપર ઈમાન લાવી આપને અલ્લાહપાકના અંતિમ રસૂલ માનવા) અને આખિરત (મૃત્યુ બાદનું જીવન)ના અકીદાઓને પાયારૂપ ગણવામાં આવ્યા છે.

બીજા ક્રમે ઈબાદતો (ઉપાસના) સબંધી બાબતો આવે છે. જેમાં તેમની અદા કરવાની રીત તથા તેમનો સમય અને સવાબ વગેરે બાબતોની વિગતવાર ચર્ચા થાય છે.

ઈસ્લામી તઅલીમમાં ત્રીજા ક્રમે અખ્લાક (વ્યવહાર)ની શુદ્ધતાને ઘણું જ મહત્વ આપવામાં આવ્યું છે. આજકાલ દીનદાર તથા ઈબાદતગુઝાર લોકોમાં પણ આ બાબતે ઘણી બેદરકારી જોવા મળે છે. સામાન્ય મુસ્લિમો તો બિચારા અખ્લાકનું મહત્વ નથી જાણતા, પરંતુ દીનદાર (ખવાસ) વિશેષજનો પણ તેના ઉપર વિશેષ કોઈ ધ્યાન નથી આપતા. જેને લઈ આપણા સમાજી અને વહેવારિક જીવનમાં લડાઈ-ઝઘડા અને મનદુ:ખોની ભરમાર થઈ ગઈ છે.

અખ્લાકનો ભાવાર્થ બંદાઓના આપસી હક્કો અને જવાબદારીઓના તે સબંધો છે, જેને પૂરા કરવા દરેક માણસ માટે જરૂરી છે. માણસ જ્યારે આ દુનિયામાં આવે છે, તો દુનિયાની દરેક વસ્તુ સાથે તેનો થોડો ઘણો સબંધ પેદા થઈ જાય છે. આ સબંધ સારી રીતે બજાવવાનું નામ "અખ્લાક" છે. તેના પોતાના માં-બાપ, બાલ-બચ્ચા, સગા-સબંધીઓ, દોસ્ત બિરાદરો બધાથી જ સબંધો છે. બલ્કે તેનાથી આગળ વધીને પોતાના મહોલ્લા, વતન-દેશ અને બધા જ નાગરિકો, ત્યાં સુધી કે મૂંગા જાનવરો-પ્રાણીઓ સાથે પણ કોઈ ન કોઈ પ્રકારનો સબંધ લાગેલો જ રહે છે. આ સબંધોને લઈ તેના ઉપર અમૂક ફર્ઝો લાદવામાં આવ્યા છે.





માનવજગતની બધી ખુશી અને ખુશહાલી તથા અમન-શાંતિ આ જ અખ્લાકના પ્રતાપે છે. સરકારો, સમાજસેવકો તથા સેવાભાવી સંસ્થાઓ વગેરે તેને આગળ ધપાવવાની કોશિશો કરે છે. ધર્મનું પણ તેમાં મહત્વનું યોગદાન છે. અને તેથી જ સર્વશ્રેષ્ઠ ધર્મ-મઝહબ તે જ છે, જેમાં અખ્લાકનું સ્થાન મહત્વનું હોય. ચોક્કસ વાત છે કે, ઈસ્લામ જે અલ્લાહપાક તરફથી આખિરી દીન અને સંપૂર્ણ જીવન વ્યવસ્થાના રૂપે ઉતારવામાં આવ્યો છે, અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માનવજાત માટે "વિશ્વ રહમત" બનાવી મોકલવામાં આવ્યા છે, તે ધર્મમાં અખ્લાકને કેમ ભૂલી શકાય ? બલ્કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતે પોતાની જવાબદારી નક્કી કરતાં ફરમાવ્યું કે, "હું સારા અખ્લાક-સંસ્કારને સંપૂર્ણ રીતે પૂરા કરવા માટે મોકલવામાં આવ્યો છું."

હઝરત જઅફર (રદી.)એ હબ્શા (એબિસિનીયા)ના બાદશાહ સમક્ષ ઈસ્લામ તથા આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની જે છબી રજૂ કરી, તેમાં ઈસ્લામના પાયા (સ્થંભ)ના અકીદા રજૂ કરવાની સાથે ફરમાવ્યું કે, હમો લોકો મુરદાર (મૃત જાનવરો) ખાતા હતા, બૂરાઈઓ કરતા હતા, પડોશીઓને સતાવતા હતા, ભાઈ-ભાઈ ઉપર ઝુલ્મ (અત્યાચાર) કરતા હતા, તાકાતવાળા કમઝોરો ઉપર અત્યાચાર કરતા હતા. તે દરમ્યાન અલ્લાહપાકે હમારામાંથી જ એક નબી મોકલ્યા, જેમણે હમોને પથ્થરોની મૂર્તિઓને પૂંજવાથી રોક્યા, સાચુ બોલવાની તાકીદ કરી તથા ખૂનખરાબા અને લડાઈ-ઝઘડાથી દૂર રહીએ, યતીમો (અનાથો)નો માલ ન ખાઈએ, પડોશીઓને આરામ પહોંચાડીએ, પાકદામન (ચારિત્ર્યવાન) સ્ત્રીઓ ઉપર ખરાબ આક્ષેપબાઝી ન લગાડીએ, આ બધી બાબતો શિખવાડી. *(મુસ્તદરક)*

એક જગ્યાએ અખ્લાકનું વિગતવાર વર્ણન કરતાં ફરમાવ્યું :

- અને આપનો પરવરદિગાર હુકમ કરી ચૂક્યો છે કે, તેના સિવાય કોઈની બંદગી કરો નહીં.
- (પોતાના) માં-બાપની સાથે ભલાઈથી વર્તો; અગર તે બન્નેમાંથી એક અથવા બન્ને આપની સામે વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય, તો તેમને "હું"




પણ કહેવું નહીં અને તેમને તરછોડો નહીં અને તેમની સાથે ઘણા અદબથી વાત કરો, અને તેમની આગળ માયાળુપણે નમ્રતાથી ઝૂકીને જ રહો અને એવી દુઆ માંગ્યા કરો કે, હે પરવરદિગાર ! એ બન્ને પર રહમ કર, કે જેવી રીતે એમણે મને નાનપણમાં (દયાભાવથી) ઉછેર્યો છે. તમારા દિલોમાં જે કંઈ છે, તેને તમારો પરવરદિગાર ખૂબ જાણે છે, જો તમે ભલાઈ કરનાર હશો તો. બેશક, (તૌબા કરી) રજૂ થનારાઓને તે બખ્શનાર છે.

- સગા-વહાલાને તેનો હક્ક આપો.
- મોહતાજો અને મુસાફરોને પણ.
- અને (માલને) નકામો ઉડાવો નહી. (કેમકે) બેશક, ઉડાઉ લોકો શયતાનોના ભાઈબંધ છે, અને શયતાન પોતાના પરવરદિગારનો બહુ નાશુક્રો છે.
- પોતાનો હાથ પોતાની ગરદન સાથે બંધાયેલો ન રાખો અને ન તેને તદ્દન ખોલી દેવો જોઈએ. નહીં તો ઠપકો સાંભળતા ખાલી હાથ થઈ જશો. બેશક, આપનો પરવરદિગાર જેના માટે ચાહે છે, રોજી ખોલી દે છે અને (જેના માટે ચાહે છે) તંગ કરી દે છે. બેશક, તે પોતાના બંદાઓ(ની સ્થિતિ અને મસ્લિહત)ને ખૂબ જાણનાર (અને) જોનાર છે.
- મોહતાજીની બીકથી પોતાની અવલાદને મારી નાંખો નહીં, (કારણ કે) અમે જ તેમને પણ તથા તમને પણ રોજી આપીએ છીએ. બેશક, તેમને મારી નાંખવું બહુ મોટો ગુનોહ છે.
- વ્યભિચારની પાસે પણ ન જાઓ. બેશક, તે બહુ બેશરમીની વાત છે, અને ખોટો માર્ગ છે.
- જે જીવને મારવું અલ્લાહપાકે હરામ કર્યું છે તેને કતલ ન કરો, પરંતુ જાઈઝ રીતે. અને જે કોઈ નાહક માર્યો જાય, તો અમે તેના વારિસને (કિસાસનો) અધિકાર આપ્યો છે, તો તે (ખૂનીને) કતલ કરવાના વિષયમાં (શરીઅતની) હદથી વધે નહીં. બેશક, તે તરફદારીના પાત્ર છે.
- યતીમના માલની પાસે પણ ન જાઓ, પરંતુ એવી રીતે કે જે (યતીમ





માટે) બેહતર હોય. એટલે સુધી કે, તે પોતાની જુવાનીએ પહોંચી જાય.

- (શરીઅત મુજબ) કરારને પૂરો કરો. બેશક, (એવા) કરાર વિશે પૂછ-પરછ થશે.
- જ્યારે (કોઈ ચીઝ) માપીને આપો, તો માપ પૂરુ ભરીને આપો. અને (જ્યારે) તોલીને આપો, તો સીધી (ખરી) તરાજુ (ત્રાજવુ)થી તોલો; એ બેહતર છે. અને પરિણામે પણ સારૂં છે.
- જે વાતની ખબર ન હોય તેની પાછળ ન પડો. (કારણ કે) બેશક, કાન અને આંખ તથા દિલ એ સૌની (કિયામતમાં) તેના (કામો) વિશે પૂછ થશે.
- જમીન પર ઈતરાઈને ચાલ નહીં. બેશક, તુ ધબકારા સાથે (ચાલી) જમીનને ફાડી-ચીરી શકીશ નહીં તેમજ (અકડવાથી) લાંબો થઈ પર્વતોને કદી પહોંચી શકીશ નહીં.
- આ સઘળા બૂરા કામો આપના પરવરદિગારની નજીક તદન નાપસંદ છે. (હે નબી સલ. !) આ વાતો તે હિકમતની વાતો માંહેની છે, જેને આપના પરવરદિગારે આપના તરફ વહી દ્વારા મોકલી છે. અને (હે માનવી !) અલ્લાહપાકની સાથે બીજા કોઈને મઅ્બૂદ ઠેરવજો નહીં, નહીં તો ઠપકા સાંભળી ધક્કા ખાતો દોઝખમાં નાંખવામાં આવશે.

*(બની ઈસ્રાઈલ : ૨૩ થી ૩૯)*

- હે દીકરા ! નમાઝ કાયમ રાખ.
- (લોકોને) સદ્કાર્યોની આજ્ઞા કર અને દુરાચરણોથી અટકાવ.
- વળી, (એમાં) જે સંકટ તારા ઉપર આવી પડે, તેને સહન કર. બેશક, એ મહા હિમ્મતના કામ છે.
- લોકોના તરફ (અભિમાનથી) પોતાના ગાલ ન ફુલાવ તથા પૃથ્વી પર ઈતરાજીથી ન ચાલ. બેશક, અલ્લાહપાકને કોઈ ઈતરાજીવાળો ગર્વિષ્ઠ પસંદ નથી.
- તારી ચાલમાં મધ્યમ ગતિ રાખ અને (બોલતી વેળા) પોતાના અવાજને ધીમો કર. બેશક, સૌથી બૂરો અવાજ ગધેડાનો અવાજ છે.

*(સૂરએ લુકમાન : ૧૭ થી ૧૯)*





કુર્આન શરીફમાં અખ્લાકની સુધારણાને ''તઝકિયહ'' (સફાઈ) તથા ''હિકમત''ના શબ્દોથી સંબોધી આ પ્રમાણેની અખ્લાકી વાતોનો ઉલ્લેખ કરી તેમની મહત્વતા દર્શાવવામાં આવી છે.

ઈસ્લામમાં બંદાઓના હક્કોનો ખાસ ખ્યાલ રાખવામાં આવ્યો છે. અને અખ્લાકનો વધુ સબંધ પણ બંદાઓના દરમ્યાન આપસી મામલાઓથી જ છે. માટે અખ્લાકનું મહત્વ વધી જાય છે.

## ❊ ઈબાદતોની વ્યવસ્થા પણ શાંતિ માટે ❊

ઈસ્લામમાં ચાર બુન્યાદી અરકાન (સ્થંભ) નમાઝ, રોઝા, ઝકાત, હજ્જનું મહત્વ ચોક્કસ બુન્યાદી છે, પરંતુ તેમાં પણ ધ્યાનથી જોઈએ તો અખ્લાકની સુધારણાનો ખ્યાલ રાખવામાં આવ્યો છે. નમાઝ વિશે ફરમાવ્યું કે, તે બેશર્મી અને બૂરાઈની વાતોથી રોકે છે. રોઝા વિશે ફરમાવ્યું કે, તે તકવા (અલ્લાહ તઆલાનો ડર)ની તઅલીમ આપે છે. ઝકાત તો સંપૂર્ણ બંદાઓની હમદર્દી, લાગણી અને ખ્યાલ રાખવા માટેનો જ સબક આપે છે. અને હજ્જમાં પણ આપસી મેળમેળાપ અને સામૂહિક તકલીફો સમજી તેને દૂર કરવાનો સબક મળે છે. એટલા જ માટે હજ્જના ફર્ઝનું વર્ણન કરતાં ફરમાવ્યું કે, તેમાં વ્યર્થ વાતો, ગુનાહના કામો અને લડાઈ-ઝઘડા ન કરવામાં આવે.

હજ્જના (અમૂક) મહિના પ્રખ્યાત છે. પછી જેણે તેમાં હજ્જ માથે લીધી, તો તેણે હજ્જમાં સ્ત્રી મેળાપ અને કોઈ પણ ગુનોહ તેમજ (કોઈપણ પ્રકારનો) ઝઘડો (ફસાદ) કરવો જોઈએ નહીં. અને તમે જે કંઈ નેકી કરો છો, તેને અલ્લાહ તઆલા જાણે છે; અને (જ્યારે હજ્જ માટે નીકળો ત્યારે મુસાફરીનો) ખર્ચ જરૂર સાથે લઈ લો. કારણ કે ખર્ચ (સાથે લેવા)માં સૌથી મોટો ફાયદો (ભીખથી) બચવું છે. અને હે બુદ્ધિશાળીઓ ! (આ હુકમો બજાવી લાવવામાં) મારાથી ડરતા રહો. *(સૂરએ બકરહ : ૧૯૭)*

## ❊ ઈમાન અને ઉચ્ચ અખ્લાક ❊

ઈમાનનો સબંધ દિલથી છે, અને જુબાનના ઈકરારથી તેની ખબર પડે છે, પરંતુ ઈમાનની ઓળખાણ અને તેના પરિણામો અખ્લાકથી જ માલૂમ પડે



છે. એટલા જ માટે સૂરએ મુઅમિનૂનમાં ઈબાદતોની સાથે અખ્લાકને પણ ઈમાનવાળાઓની જરૂરી સિફતો (ગુણો)માં ગણવામાં આવ્યા છે.

- અલબત્ત, તે ઈમાનવાળા (અઝાબથી) નજાત પામ્યા, જેઓ પોતાની નમાઝમાં ડરનાર છે.
- અને જેઓ નકામી બાબતથી અળગા રહેનારા છે.
- અને જેઓ ઝકાત આપતા રહે છે.
- અને જેઓ પોતાની ઈન્દ્રિયોની (હરામથી) સંભાળ રાખે છે; પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાની લોંડીઓથી, કેમકે (એમાં) તેમના ઉપર કંઈ પકડ નથી. પછી જે કોઈ એના સિવાય (હરામ)ની શોધ કરે, તો તેઓ જ હદથી વધી જનારા છે.
- અને જેઓ પોતાની (પાસેની) અમાનતોને અને પોતાના કરારોને જાળવી રાખે છે.
- અને જેઓ પોતાની (ફર્ઝ) નમાઝોની કાળજી રાખે છે, એવા જ લોકો વારિસ થનારા છે. જેઓ (શીતળ છાયાના બગીચાઓ) ફિરદૌસના વારિસ થશે (અને) તેઓ તેમાં જ સદા રહેશે. *(સૂરએ મુઅ્મિનૂન : ૧ થી ૧૧)*

## ❊ તકવો અને ઉચ્ચ અખ્લાક ❊

તકવાવાળા લોકોની ઓળખાણ દર્શાવતાં પણ અખ્લાકનું વર્ણન કરવામાં આવ્યું છે :

- નેકી માત્ર એટલી જ નથી કે, તમારૂં મુખ પૂર્વ કે પશ્ચિમ તરફ કરો, પરંતુ મહાન નેકી એ છે કે, જે કોઈ અલ્લાહ તઆલા પર અને છેલ્લા દિવસ (આવવા) પર અને ફરિશ્તાઓ(ની હસ્તી) પર અને (સર્વ આકાશી) કિતાબો અને (સઘળા) પયગમ્બરો પર ઈમાન લાવે.
- અને તે (માણસ) અલ્લાહપાકની મુહબ્બતના ખાતર (હાજતમંદ) સગા-વહાલાંને અને નાદાર યતીમોને તથા મોહતાજોને અને (સાધન વગરના) મુસાફિરો અને (લાચારીએ) સવાલ કરનારાઓને તથા (કેદીઓ અને ગુલામોની) ગરદનો છોડાવવામાં માલ આપતો હોય અને નમાઝ કાયમ



રાખતો હોય તેમજ ઝકાત પણ આપ્યા કરતો હોય.

- અને (એ ઉપરાંત) એ લોકો જ્યારે કોઈ કરાર કરે, તો પોતાનો કરાર પૂરો કરનારા હોય.
- અને ગરીબાઈ તથા દુઃખમાં અને (કાફિરો સામે) રણસંગ્રામમાં દઢ રહેનારા હોય. આ લોકો જ સાચા છે અને આ લોકો જ (ખરા) પરહેઝગાર (ગણવાને) લાયક છે. *(સૂરએ બકરહ : ૧૭૭)*

આ આયતોથી માલૂમ પડ્યું કે, તકવાનું પહેલુ પરિણામ ઈમાન છે. એવી રીતે બીજુ પરિણામ ઉચ્ચ અખ્લાક છે.

## ❊ ઉચ્ચ અખ્લાક અને નેક બંદા હોવાનો શર્ફ ❊

કુર્આને પાકમાં અલ્લાહપાકના નેક બંદાઓનું તથા તેમના સારા ગુણોનું વર્ણન કર્યું છે. તેમાં પણ અખ્લાકને મહત્વનું સ્થાન આપવામાં આવ્યું છે :

- અને રહમાનના (ખાસ) બંદા તે છે, જેઓ પૃથ્વી પર ધીમા પગે ચાલે છે, અને જ્યારે તેમનાથી નાદાન લોકો (અજ્ઞાનતાની) વાત કરવા લાગે છે ત્યારે કહે છે કે, સાહેબ સલામત.
- અને તે લોકો જેઓ પોતાના પરવરદિગારની આગળ સિજદા અને કિયામની હાલતમાં રાતો ગુજારે છે, અને તે લોકો જેઓ દુઆ માંગે છે કે, હે અમારા પરવરદિગાર ! અમારાથી જહન્નમના અઝાબને દૂર રાખ. બેશક, તેનો અઝાબ પૂરેપૂરી બરબાદી છે. બેશક, તે દોઝખ બૂરુ ઠેકાણું અને બૂરુ રહેઠાણ છે.
- અને તે લોકો જ્યારે ખર્ચ કરે છે, તો (ગુનાહના કામમાં) નકામો ખર્ચ કરતા નથી અને ન (સવાબના કામમાં) ઓછો ખર્ચ કરે છે. અને તેમનો ખર્ચ એની વચ્ચે મધ્યમસર હોય છે.
- અને તે લોકો કે જેઓ અલ્લાહ તઆલાની સાથે બીજા કોઈ મઅ્બૂદને પૂજતા નથી.
- અને જે(ના કતલ કરવા)ને અલ્લાહ તઆલાએ હરામ કર્યું છે, તેને કતલ કરતા નથી, પરંતુ હક પર.





- અને વ્યભિચાર કરતા નથી અને જે કોઈ એવાં કામ કરે, તે ગુનાહમાં જઈ પડ્યો. કિયામતના દિવસે તેનો અઝાબ વધતો જશે, અને તેમાં તુચ્છ બનીને સદા પડ્યો રહેશે, પરંતુ જેણે તૌબા કરી અને ઈમાન લાવ્યો તેમજ નેક કામ કરતો રહ્યો, તો અલ્લાહપાક તેમની બુરાઈઓને ભલાઈ-ઓથી બદલી નાંખશે અને અલ્લાહપાક મોટો બખ્શનાર (અને) દયાળુ છે. અને જે કોઈ (ગુનાહથી) તૌબા કરે અને (તે પછી) નેક કાર્ય કરે (તો તે પણ છૂટી જશે) કેમકે તે અલ્લાહપાકની તરફ ખાસ રીતે રજૂ થાય છે.
- અને તે (ખાસ બંદા)ઓ બેહૂદા કામોમાં ભાગ લેતા નથી અને કદાચ અયોગ્ય કામો આગળથી પસાર થાય, તો સહનશીલતાથી નીકળી જાય છે.
- અને તે લોકો કે જ્યારે તેમને અલ્લાહપાકના હુકમો વડે નસીહત કરવામાં આવે છે, તો તે હુકમો પર આંધળા-બહેરા બની પડતા નથી (બલ્કે ધ્યાન દઈ સાંભળે છે).
- અને તે લોકો કે જેઓ દુઆ માંગતા રહે છે કે, હે અમારા પરવરદિગાર! અમારી પત્નીઓ તથા અવલાદ તરફથી અમને આંખોની ઠંડક આપ અને અમને પરહેઝગારોના આગેવાન બનાવી દે. આ (સદ્‌ગુણી) લોકોને પોતાના (દીન તથા નેકી પર) અડગ રહેવાના કારણે (જન્નતમાં) હવેલીઓના ઝરૂખાઓનો બદલો મળશે અને ત્યાં (ફરિશ્તા) દુઆ તથા સલામ કહેતા તેમના સ્વાગત માટે આવશે. તેમાં તેઓ સદા રહેશે. તે કેવું સરસ ઠેકાણું અને રહેઠાણ છે. (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, અગર તમે તેની બંદગી ન કરો, તો મારો પરવરદિગાર તમારી કંઈ જ પરવા રાખતો નથી. તો પછી (હે કાફિરો !) તમે તો (ખુદાઈ હુકમોને) જૂઠાડી ચૂક્યા તો હવે એ (તમારા માટે) વબાલ થશે. *(સૂરએ ફુરકાન : ૬૩ થી ૭૭)*
- તથા (તેમના માટે છે) જેઓ મહાન ગુનાહો અને નિર્લજ્જતાના કામોથી અળગા રહે છે.
- અને જ્યારે તેમને ક્રોધ ચઢે ત્યારે માફ કરી દે છે, તથા (તેમના માટે છે) જેઓ પોતાના પરવરદિગારની આજ્ઞાનું પાલન કરે છે અને નમાઝ પઢે છે.





- અને તેમના (મુખ્ય) કામો આપસની સલાહથી થાય છે.
- અને અમે જે કંઈ તેમને આપ્યું છે, તેમાંથી દાન આપે છે.
- તથા તે લોકો (માટે છે) કે, જ્યારે તેમના ઉપર જુલ્મ થાય ત્યારે તેઓ વ્યાજબી બદલો લે છે, અને બુરાઈનો બદલો તો તેના પ્રમાણે જ બુરાઈ છે, છતાં જે કોઈ માફ કરી દે અને સમાધાન કરી લે, તો તેનો બદલો અલ્લાહપાકના શિરે છે.
- બેશક, તેને જુલ્મ કરનારા ગમતા નથી, અને જે કોઈ પોતાના ઉપર જુલ્મ થવા પછી સરખો (વ્યાજબી) બદલો લે, તો એવા લોકો પર કંઈ પકડ નથી. પકડ તો માત્ર તેઓના ઉપર જ છે, જેઓ લોકો પર જુલ્મ ગુજારે છે અને દેશમાં નાહક શરારતો કરે છે; એવા લોકો માટે જ દુઃખદાયક શિક્ષા છે. અને જે માણસે (બીજાના જુલ્મને) સહન કર્યું અને માફ કર્યું, તો અલબત્ત એ હિમ્મતના કામોમાંથી છે. *(શૂરા : ૩૭ થી ૪૩)*
- અને પોતાના પરવરદિગારની બખ્શિસ તથા તે જન્નત તરફ દોડો કે જેની પહોળાઈ આકાશો અને પૃથ્વી સમાન છે, (અને) જે અલ્લાહ તઆલાથી ડરનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે. જેઓ સુખમા અને તંગીમાં દાન આપ્યા જ કરે છે.
- અને ક્રોધને દબાવે છે, તેમજ લોકો(ના અપરાધ)ને માફ કરે છે અને અલ્લાહપાક એવા ભલાઈ કરનારાઓને દોસ્ત રાખે છે.
- અને એવા લોકો કે જ્યારે કદી કોઈ નિર્લજ્જ કામ (જેમકે વ્યભિચાર વગેરે) કરી બેસે છે અથવા પોતાના હકમાં ખોટું કામ કરી લે છે, તો (તરત) અલ્લાહપાકને યાદ કરે છે. ફરી પોતાના ગુનાહોની માફી ચાહે છે અને અલ્લાહપાક સિવાય ગુનાહોને કોણ માફ કરી શકે છે ? અને તેઓ પોતાના (બૂરા) કામ પર જાણી જોઈને અડી પણ રહેતા નથી.

*(સૂરએ આલિ ઈમરાન : ૧૩૩ થી ૧૩૫)*

- અને અમે પોતાનું આ કલામ તેઓની પાસે લાગલગાટ એક પછી એક મોકલતા રહ્યા, કે જેથી તેઓ બોધ ગ્રહણ કરે. જે લોકોને અમે એના




પહેલાં કિતાબ (તવરાત) આપી છે, તેઓ (માંહેના ન્યાયીઓ) આ (કુર્આન)ના ઉપર ઈમાન લાવે છે, અને જ્યારે તેમની સામે (કુર્આન) પઢવામાં આવે છે, ત્યારે તેઓ કહે છે કે, અમે એના ઉપર ઈમાન લાવ્યા. બેશક, એ અમારા પરવરદિગારનું મોકલેલું સત્ય છે. અમે તો એના (ઉતરવાથી) પહેલાં પણ માનનાર હતા. તે લોકો પોતાના (ઈમાન પર) કાયમ રહેવાના કારણે પોતાનો સવાબ બમણો મેળવશે.

- વળી, તેઓ બુરાઈ (તથા ઈજા)ને ભલાઈ (તેમજ સહનશીલતા)થી ટાળી દે છે.
- અને અમારી આપેલી રોજીમાંથી દાન આપે છે, અને જ્યારે તેઓ કોઈ બેહૂદી વાત સાંભળે છે, ત્યારે તેનાથી મોઢું ફેરવી લે છે અને કહે છે કે, અમારી કરણી અમારા માટે અને તમારી કરણી તમારા માટે છે. અમારા તમને સલામ અને અજ્ઞાનો(ની સંગત)ને ચાહતા નથી.

*(સૂરએ કસસ : ૫૧ થી ૫૫)*

- અલબત્ત, નેક લોકો એવા પ્યાલાથી પીણું પીશે કે જેમાં કપૂરની મેળવણી હશે. એટલે તે એક નહેર છે, જેમાંથી અલ્લાહપાકના (ખાસ) બંદા પીશે (અને ચાહે ત્યાં) તેઓ તેની નહેરો વહેતી કરી લઈ જશે. તેઓ મન્નતોને પૂરી કરે છે અને એવા દિવસથી ડરે છે કે, જેની સખ્તી સામાન્ય હશે.
- અને અલ્લાહ તઆલાના પ્રેમને લીધે નિરાધાર અને યતીમ તથા કેદીને ખાવાનું ખવડાવે છે (અને કહે છે કે), અમે તો માત્ર અલ્લાહ તઆલાની ખુશ્નૂદી માટે જ તમને ખવડાવીએ છીએ અને તમારાથી કંઈ બદલો ચાહતા નથી કે આભાર માનવું ઈચ્છતા નથી. અમે તો પોતાના પરવર-દિગાર તરફના એક ઉદાસીવાળા સખ્તીના દિવસનો ડર રાખીએ છીએ.

*(સૂરએ દહ્ર : ૫ થી ૧૦)*

## ❊ હદીષ શરીફમાં ઉચ્ચ અખ્લાકનું મહત્વ ❊

- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતે અખ્લાકના સૌથી ઉચ્ચ સ્થાને બિરાજમાન હતા. કુર્આન શરીફમાં અલ્લાહપાકે આપ (સલ.) વિશે ફરમાવ્યું કે, "આપ અખ્લાકના ઉચ્ચ સ્થાને બિરાજમાન છો."





- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની દુઆઓમાં પણ ઉચ્ચ અખ્લાકની દરખાસ્ત શામેલ છે. *(મુસ્લિમ શરીફ)*
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, મુઅમિનોમાં સૌથી સંપૂર્ણ મુઅમિન તે છે, જેના અખ્લાક સારા હોય. *(તિરમિઝી શરીફ)*
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, આદમી સારા અખ્લાકને લઈ તે દરજ્જો પ્રાપ્ત કરી શકે છે, જે દિવસભર રોઝા અને રાત-ભર નવાફિલ પઢવાવાળાને પ્રાપ્ત થાય છે. *(અબૂ દાઉદ શરીફ)*
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, તમારામાં શ્રેષ્ઠ વ્યક્તિ તે છે, જેના અખ્લાક સારા હોય. *(બુખારી શરીફ)*
- એક હદીષ શરીફમાં છે કે, કિયામતના દિવસે ત્રાજવામાં ઉચ્ચ અખ્લાકથી વધુ વજની કોઈ વસ્તુ નહીં હશે. કારણ કે ઉચ્ચ અખ્લાકવાળી વ્યક્તિ અખ્લાકને લઈ હંમેશા રોઝા રાખનાર અને નમાઝ પઢનારના દરજ્જે પહોંચી જાય છે. *(તિરમિઝી શરીફ)*
- એક હદીષ શરીફમાં ફરમાવ્યું કે, તમારામાં મારાથી સૌથી વધુ નજીક અને પ્યારી વ્યક્તિ ઉચ્ચ અખ્લાકવાળી વ્યક્તિ છે. અને મારાથી સૌથી વધુ દૂર અને નાપસંદ વ્યક્તિ બૂરા અખ્લાકવાળી વ્યક્તિ છે. *(મુસ્નદે અહમદ)*
- કુરઆન શરીફની જેમ હદીષોમાં પણ ઈમાનની તકમીલ (પૂર્ણતા) માટે અખ્લાકનું વારંવાર વર્ણન કરવામાં આવ્યું છે. ઈમાનની ૭૦ (સિત્તેર)થી વધુ શાખાઓ છે. અને શર્મ-હયા પણ તેમાંથી એક છે. તૌહીદ ઈમાનની સૌથી મોટી શાખા છે, અને નાની શાખા રસ્તામાંથી તકલીફ આપનાર વસ્તુ હટાવવી છે. માણસ સંપૂર્ણ મુઅમિન નથી બની શકતો, જ્યાં સુધી કે પોતાના મુસલમાન ભાઈ માટે પણ તે જ વસ્તુ પસંદ ન કરે, જે પોતાના માટે કરે છે. મુસલમાન તે છે, જેની ઝબાન અને હાથથી મુસલમાન સુરક્ષિત રહે. મુઅમિન કોઈને મ્હેણું-તાણું નથી મારતો, બદ્દુઆ (શ્રાપ) નથી આપતો, ગાળ-ગલોચ નથી કરતો અને બદઝબાન નથી હોતો. *(બુખારી, મુસ્લિમ, તિરમિઝી)* જે મુઅમિન છે, તે પોતાના મહેમાનનો આદર કરે છે.





## ❊ આપ (સલ.)ની અખ્લાકી શિક્ષણની રીતો ❊

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને નબી બનાવી મોકલવાના મુખ્ય કારણોમાંથી લોકોને સારા સંસ્કાર અને સારી વાતોનો હુકમ કરવાનો છે. એટલા જ માટે હદીષ શરીફમાં ફરમાવ્યું કે, "હું શિખવાડનાર બનાવીને મોકલવામાં આવ્યો છું."

એક ઉસ્તાદ અને શિખવાડનાર માટે પહેલી શર્ત એ છે કે, તે નરમી અને સખ્તી બન્નેવના મોકા સમજી તે પ્રમાણે વર્તે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના અખ્લાકી તઅલીમના તરીકાઓ ઉપર વિચારીએ છીએ તો બન્નેવ વસ્તુઓનો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઘણી જ બારીકાઈથી ખ્યાલ રાખેલો જણાય છે. પોતાની ઝાત માટે કદી બદલો નથી લીધો, પરંતુ અલ્લાહપાકના અહકામો માટે જરૂર સખ્તી ફરમાવી છે. *(બુખારી શરીફ)*

કુરૈશની ઔરત ચોરી કરતાં પકડાઈ ગઈ. લોકોએ તેની સિફારીશ કરી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નારાઝ થઈ ગયા અને ફરમાવ્યું કે, તમારાથી પહેલાની કૌમો એટલા જ માટે હલાક થઈ ગઈ કે, તે લોકો સમાજના ગરીબ વર્ગને ગુનાહની સઝા આપતા હતા અને માલદારો ગુનોહ કરતા હતા, તો તેમને હલકી સઝા (અથવા કોઈ બહાને સઝાથી મુક્તિ) આપી દેતા હતા.

આ સખ્તીનો દાખલો છે, તો નરમીનો પણ દાખલો છે કે, એક ગામડીયો માણસ મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સહેનમાં પેશાબ કરવા બેસી ગયો. સહાબાએ કિરામ તેને ઉઠાડવા લાગ્યા, તો હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, તમે લોકો નરમી માટે મોકલવામાં આવ્યા છો, સખ્તી માટે નહીં. પછી ગામડીયાને બોલાવી શાંતિથી સમજાવ્યો કે, આ અલ્લાહપાકનું ઘર છે. અને પછી તેના ઉપર પાણી વહાવી દેવાનો હુકમ કર્યો.

**તઅલીમનો બીજો તરીકો** અને રીત એ છે કે, ફઝીલતની બાબતોને સારા ઉદાહરણોથી અને બૂરાઈઓને ખરાબ ઉદાહરણોથી તથા નફરત પેદા




કરનાર સૂરતોમાં રજૂ કરવામાં આવે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર આયત ઉતરી, જેમાં સદકાની ફઝીલત બતાવી કે, એક અનાજનો દાણો જમીનમાં વાવીએ છીએ અને તેનાથી સેંકડો દાણા ઉગી નીકળે છે. એ જ પ્રમાણે એક નેકીનો બદલો સેંકડોની સંખ્યામાં મળશે.

એ જ રીતે રિયાકારી-દંભથી નેકીઓ બરબાદ થવાનું ઉદાહરણ આ રીતે દર્શાવ્યું કે, કોઈ માણસ અનાજનો એક દાણો પહાડની એવી ચટ્ટાન ઉપર વાવી દે, જેના ઉપર થોડી માટી લાગેલી હોય, તો જરા જોરથી વરસાદ પડશે અને તે દાણો માટી સાથે વહી જઈ બરબાદ થઈ જશે. એ જ પ્રમાણે ઈખ્લાસ વગરની ઈબાદત બેકાર થઈ જશે.

ગીબતની બૂરાઈ બયાન કરવા માટે ગીબત કરનારને બકરીનું મરેલુ બચ્ચુ અને મરેલા ગધેડાની લાશ ખાવાનો હુકમ કર્યો. તેણે કહ્યું કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! એને કોણ ખાઈ શકે ? ફરમાવ્યું કે, તમે થોડીવાર પહેલાં પોતાના મરેલા ભાઈ (માઈઝ રદી.)ની જે ગીબત કરી, તે આ મુડદા ગધેડાને ખાવા કરતાં ખરાબ કામ હતું.

**તઅલીમનો ત્રીજો તરીકો** અને રીત એ છે કે, સારા કામો અને ખરાબ કામોને તેમના સારા-નરસા પરિણામ બયાન કરી વિગતવાર વર્ણન કરવામાં આવે, જેથી સારા કામો કરવાની પ્રેરણા અને ખરાબ કામોથી નફરત પેદા થાય. જેમકે શરાબની બૂરાઈ બયાન કરવા માટે ફરમાવ્યું કે, "શયતાન એ ચાહે છે કે, તમારા વચમાં આપસમાં દુશ્મની અને નફરત વધે અને તમોને અલ્લાહપાકની મદદ અને નમાઝથી ગાફિલ કરી દે."

કદી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતે લોકોથી સવાલ કરતા અને લોકોથી જવાબ સાંભળવાની તલબ જોઈ એવો જવાબ આપતા કે, તરત દિલોમાં ઊતરી જતો. બતાવવા માટે એક વખતે સવાલ કર્યો કે, તમે જાણો છો કે મુફલિસ કોણ છે ? લોકોએ કહ્યું કે, જેની પાસે રૂપિયા-પૈસા અને સામાન ન હોય. ફરમાવ્યું કે, મારી ઉમ્મતનો મુફલિસ (કંગાળ) તે માણસ


છે, જે કિયામતના દિવસે નમાઝ, રોઝા, ઝકાત અને નેકીઓ લઈને આવશે, પરંતુ કોઈને ગાળ આપી હશે, કોઈના ઉપર આક્ષેપ કર્યો હશે, કોઈનો માલ ખાઈ ગયો હશે, કોઈનું ખૂન વહાવ્યું હશે, તો તેની નેકીઓમાંથી આ બધાને આપવામાં આવશે. જ્યારે તેની નેકીઓ ખતમ થઈ જશે અને તેના ઝિમ્મે લોકોનું કાંઈ બાકી રહી ગયું હશે, તો તેમની બૂરાઈઓ આના નામે લખવામાં આવશે. અને પછી તેને જહન્નમમાં મોકલી દેવામાં આવશે. *(મુસ્લિમ શરીફ)*

એ જ પ્રમાણે પહેલવાન વિશે પૂછ્યું. સહાબાએ બહાદુર, કુશ્તીમાં પછાડનાર વ્યક્તિને પહેલવાન કહ્યો. તો ફરમાવ્યું કે, પહેલવાન વ્યક્તિ તે છે, જે ગુસ્સો પી જાય અને પોતાના નફસ ઉપર કાબૂ રાખે. *(મુસ્લિમ શરીફ)*

- આપ (અલયહિસ્સલામ) અમૂક મોકાસર અમૂક લોકોના સ્વભાવનો ખ્યાલ રાખી તેમને ખાસ વસ્તુઓની નસીહત કરતા હતા. જેમકે હઝરત અબૂઝર (રદી.)ને કોઈ ખાસ નસીહત કરી, તો હઝરત મુઆઝ (રદી.), હઝરત ઉબાદહ બિન સામિત (રદી.)ને કોઈ અલગ નસીહત કરી.
- કદી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મુસલમાનોની અલગ-અલગ અખ્લાકી વાતો ઉપર બયઅત પણ લીધી.
- કદી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કોઈ અખ્લાકી સવાલ કરી લોકોનું ધ્યાન કેન્દ્રિત કરતા અને પછી લોકોના સવાલ પહેલાં પોતે જ જવાબ આપી દેતા હતા.
- કદી આપ (સલ.) એક વાતનો વારંવાર ઉલ્લેખ કરી સવાલ દોહરાવતા હતા, જેથી સાંભળનારા તેની મહત્વતાને ધ્યાનમાં લઈ ઘણી લગન અને ધગશથી જવાબ પૂછતા હતા કે, અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! શું વાત છે ? અને પછી આપ (સલ.) જવાબ આપતા. જેનો ઘણી જ જલ્દી અસર થતો હતો.

આ પ્રમાણે ઉચ્ચ અખ્લાક-સંસ્કાર તથા ખરાબ અખ્લાક-બૂરાઈઓ બન્નેવને વિગતવાર વર્ણન કરી તેને ખૂબ મહત્વનું સ્થાન આપ્યું છે. ઈસ્લામી ઈતિહાસ સાક્ષી આપે છે કે, પૃથ્વીના આટલા વિશાળ તટ ઉપર વિભિન્ન કૌમો

અને કબીલાઓ ઉપર મુસ્લિમોની ફતહ ફક્ત તલવારના જોરે નથી થઈ, બલ્કે ઈસ્લામી તઅલીમ અને ઉલમાએ કિરામ, નેકદિલ ન્યાયપ્રિય બાદશાહો તથા સુફિયાએ કિરામના અખ્લાક, વર્તાવ અને રહેમદિલીને કારણે જ સદીઓ સુધી હુકૂમતો બાકી પણ રહી. આજનો મુસ્લિમ સમાજ અન્ય સમાજોની દેખાદેખી અને તેમની સંસ્કૃતિથી અંજાઈને તથા દુનિયાની મુહબ્બતને કારણે ઈસ્લામી સંસ્કારોથી ઘણો દૂર થઈ ગયો છે, બલ્કે ઈસ્લામી અખ્લાકની જાણકારી અને જ્ઞાન પણ ધરાવતો નથી, કે તેના ઉપર અમલ કરી શકે.

## ❊ અખ્લાકી તઅલીમના પ્રકારો ❊

ઈસ્લામી અખ્લાકી તઅલીમ-શિક્ષણનું વાંચન કરવામાં આવે છે, તો આ વાત સ્પષ્ટ થાય છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મારફતે માનવ-જાતને જે અખ્લાકી શિક્ષણ મળ્યું, તેને ત્રણ ભાગમાં વહેંચી આપ્યું છે :

- હક્કો-જવાબદારીઓ.
- ફઝાઈલ-રઝાઈલ (સારી વાતોનું પ્રોત્સાહન, ખરાબ વાતોથી નફરત)
- અદબો-આચારસંહિતા.

ઈસ્લામની પહેલી તઅલીમ એ છે કે, દરેક માણસ ઉપર બીજા માણસો બલ્કે જાનવરો સુદ્ધાંના જે હક્કો અને જવાબદારીઓ લાગુ પડે છે, તેનો હક્ક પહેલો છે. માટે આ અખ્લાકનો પહેલો પ્રકાર ગણાશે.

બીજી વસ્તુ માણસની ઝાતી ચાલ-ચલગત, વર્તણૂંક અને ઉચ્ચ સંસ્કારો છે. જેને ફઝાઈલે અખ્લાક કહેવામાં આવે છે. અને તેની તુલના (મુકાબલા)માં અમૂક બૂરાઈઓ છે, જેને "રઝાઈલ" કહેવામાં આવે છે. જેમકે સચ્ચાઈને ફઝાઈલ અને જૂઠને રઝાઈલ કહે છે.

ત્રીજો પ્રકાર કોઈ પણ કામને સારી રીતે અને ઉમદા તરીકાથી બજાવ-વાનું છે. જેને આદાબ કહેવામાં આવે છે. જેમકે ઉઠવા-બેસવા, ખાવા-પીવા અને કપડાં પહેરવા વગેરે બાબતોમાં ઈસ્લામી અખ્લાકનો ખ્યાલ રાખવો.

**હક્કો-ફરજો :**

કુર્આન શરીફમાં ફરમાવ્યું : "અને તેમના માલમાં માંગનાર તથા (બિન

સવાલી) નિરાધારોનો ભાગ હતો.'' *(સૂરએ ઝારિયાત : ૧૯)*

''અને જેમના માલમાં અમૂક ભાગ ભિખારી તથા નિરાધારો માટે છે.
*(સૂરએ મઆરિજ : ૨૪/૨૫)*

માટે આપ કુટુંબીજનોને તેમનો હક આપો તથા મોહતાજ અને મુસાફિરને (પણ આપો). આ તે લોકો માટે બેહતર છે, જેઓ અલ્લાહ તઆલાની ખુશ્નૂદીના ચાહક છે. અને તેઓ જ છૂટકારો પામનાર છે. *(સૂરએ રૂમ : ૩૮)*

અલ્લાહપાકે જ્યારે કોઈ માણસને પોતાના તરફથી દૌલત આપી છે, તો તેનો તકાઝો છે કે, જેમને આ વસ્તુ નથી મળી, તેમને થોડુ થોડુ આપવામાં આવે.

હદીષ શરીફમાં ફરમાવ્યું કે, તમારી પત્નીનો તમારા ઉપર હક્ક છે, તમારા મહેમાનનો તમારા ઉપર હક્ક છે, બચ્ચાઓનો હક્ક છે, તમારી જાત તથા શરીરનો હક્ક છે, આંખોનો પણ હક્ક છે.

ઈસ્લામનું આ હક્કનું વર્તુળ ફક્ત સગા-સબંધીઓ પુરતુ મર્યાદિત નથી, બલ્કે સામાન્ય વ્યક્તિથી લઈ જાનવરો સુદ્ધાંના હક્કો હદીષ શરીફમાં વિગત-વાર દર્શાવ્યા છે. જાનવરોની ઉપર જરૂરતથી વધારે બોજ ન લાદો, જરૂરત વગર જાનવર ઉપર બેસી ન રહો, તેને સવારી માટે વાપરો, પોતાની બેઠક ન બનાવો. જ્યારે ઘાસ-પાણીના વિસ્તારમાંથી પસાર થાઓ, તો ખૂબ ઘાસ-પાણી ખવડાવો-પિવડાવો. પક્ષીઓના માળામાંથી તેમના બચ્ચાં લઈ તેમને સતાવો નહીં.

## ❊ હકકો, સંસ્કારો અને આચારસંહિતાનું વર્ણન ❊

માં-બાપના હક્કો, અવલાદના હક્કો, માં-બાપની જીમ્મેદારીઓ, માં-બાપ પર બાળકોના હક્કો, બાળકોના સ્વાસ્થ્યની સારસંભાળ, બાળકોને બગડતા રોકવાના ઉપાયો, છોકરીઓની સંભાળ, વારસા-વહેંચણીમાં પુત્રીઓનો હક્ક, બિન ઈસ્લામી અને ધિક્કારપાત્ર રિવાજ : દહેજ, માંગનાર ભિખારી છે, પતિ-પત્નીના હક્કો-ફરજો, પત્ની પર પતિનો હક્ક, સફળ જીવનની ચાવી, સગા-સબંધીઓના હક્કો, સગાઈ તોડવી, પાડોશીના હક્કો, થોડીકવારનો પાડોશી, મહેમાનગીરીની આચારસંહિતા, યતીમો-અનાથોના હક્કો, બેવા

(વિધવા) સ્ત્રી સાથે સદ્વ્યવહાર, બીમારના હક્કો, મુસ્લિમોનો પરસ્પરનો વર્તાવ, સામાન્ય લોકોના હક્કો, જાત મહેનત-સ્વમાનપણું, દુશ્મનો સાથે વર્તાવ, કેદીઓના હક્કો, પશુ-પક્ષીઓના હક્કો.

**ઉચ્ચ અખ્લાક-સારા સંસ્કારો :**

સચ્ચાઈ-સત્ય બોલવું, સખાવત-દાન કરવું, પાકદામની-ચારિત્ર્ય-પવિત્રતા (શર્મો-હયા), શાદી-ખુશીના પ્રસંગે સાવચેતી, બૂરી નજરનો (બદનજરીનો) ઈલાજ, પ્રમાણિકતા-અમાનતદારી, રહેમ-દયા, ન્યાય-ઈન્સાફ, એહસાન-ઉપકાર કરવો, માફી-દરગુજર, શુક્ર એક સર્વોચ્ચ ઈબાદત, સબ્ર-શહનશિલતા, સહનશિલતાનો ફાયદો, સબ્રની ફઝીલત, તવાઝુઅ-વિનમ્રતા, વાતચીતમાં મિઠાશ, ઈસાર-બીજા માટે તકલીફ ઉઠાવવી, મધ્યમ માર્ગ અપનાવવો, ભલામણ-સિફારિશ, બલીદાન, હલાલ રોઝી, હકગોઈ-સાચા બોલી હોવું, સમયનું મહત્વ, ભૂલ કબૂલવી, ઈસ્તિકામત-અડગતા.

**બૂરા અખ્લાક-ખરાબ સંસ્કારો :**

બુરાઈઓનું વર્ણન-જૂઠ, એપ્રિલ ફૂલની ઉજવણી-જૂઠનો પ્રકાર, વાયદાભંગ, બેઈમાની-અપ્રમાણિકતા, દગાબાઝી-ગદારી, આક્ષેપબાઝી-બોહતાન, ચાડી-ચૂગલી, ગીબત-બદગોઈ, ટીકા-ટીપ્પણીની રીત, દ્વિમુખી હોવું, બદગુમાની-ખોટું ગુમાન કરવું, ખોટા વખાણ અને ખુશામત, કંજૂસાઈ, સ્વાર્થ-લાલચ, ચોરી, માપતોલમાં કમી, ધોકાથી સંતાડીને લેવું, રૂશ્વત, વ્યાજુ વહેવાર, ગુસ્સો-ક્રોધ, કીનાકપટ, ઝુલ્મ-અત્યાચાર, ઘમંડ-તકબ્બુર, રિયાકારી-દંભ કરવો, ઉડાઉપણું (ફુઝૂલખર્ચી), બગાડવૃત્તિ, હસદ-ઈર્ષા, ગાળો ભાંડવી-અપશબ્દો બોલવા, દારૂ પીવુ-નશીલા પદાર્થો લેવા, હરામ કમાણીનો વબાલ ભિખારીવૃત્તિ.

## ❊ સબ્ર (ધીરજ) અને શુક્ર (ઉપકાર માનવો) ❊

અલ્લાહના રસૂલ (સલ.)ને પોતાના જીવનમાં એવી એવી કામિયાબીઓ હાસિલ થઈ કે, ધરતીના કોઈ પણ મહાન શખ્સ માટે તે શક્ય ન હતી. તે છતાં પણ આપના દિલમાં ક્યારેય પણ તેના પરિણામે અહંકાર કે ઘમંડનું

પ્રતિબિંબ પડવા પામ્યું નહીં. કેવી નમ્ર અદાથી આપે ફરમાવ્યું : "હું આદમની અવલાદનો સરદાર છું, તે છતાં મને એના ઉપર બિલ્કુલ ગર્વ નથી."

અદી બિન હાતિમ તાઈ કે જેઓ ધર્મે ઈસાઈ હતા, આપ (સલ.)ની જે જીવન ઘટનાઓ સાંભળી હતી, તેને આધારે તેમને એ શંકા હતી કે, આપ કોઈ બાદશાહ છે યા પયગમ્બર ? જ્યારે તેઓ પોતાના કબીલાનું ડેપ્યુટેશન લઈને હાજર થયા, તે જ વેળા એક મિસ્કીન (ગરીબ) બાઈ પોતાના કોઈ કામ માટે આપ (સલ.)ની સેવામાં હાજર થઈ અને તેણે આપને વિનંતી કરી કે, મારી થોડીક વાત બહાર આવીને સાંભળી લેવાની કૃપા કરો. આપ (સલ.) તરત જ ઉભા થઈ ગયા, બહાર ગયા અને ત્યાં સુધી શેરીમાં ઉભા થઈ રહ્યા, જ્યાં સુધી કે તે વાત કહીને પોતાની મરજીથી ચાલી ગઈ નહીં. અદી કહે છે કે, આપ (સલ.)ની સાદગી અને નમ્રતાનો રંગ જોઈને મને ખાતરી થઈ ગઈ કે, આપ પયગમ્બર છે, બાદશાહ નથી.

શરણે આવેલા અને જીતાયેલા શહેરોમાં દાખલ થતી વેળા દરેક વિજેતાનું માથુ ગર્વ અને અકડથી ઉચું થઈ જાય છે, પણ મક્કા અને ખયબરના વિજેતા એવી ઘડીએ પણ પોતાનું માથુ અલ્લાહપાકની બારગાહમાં નીચુ નમાવીને એ શહેરોમાં દાખલ થયા હતા. ઈબ્ને ઈસ્હાકની રિવાયત મુજબ મક્કાની ફતહ વેળા જ્યારે આપ 'ઝી તુવા' જગ્યાએ પહોંચ્યા અને જોયું કે, અલ્લાહપાકે આપને ફતહથી નવાજ્યા છે, તો આપે પોતાની સવારી થોભાવી દીધી.

"જ્યારે આપ (સલ.) ઝી તુવા પહોંચ્યા અને જોયું કે, અલ્લાહપાકે આપને વિજયની ઈઝઝત બખ્શી છે, ત્યારે આપે પોતાની સવારી રોકી દીધી કે અલ્લાહ તઆલા સામે માથુ ઝુકાવી દે. અને પછી આપ એટલા નમી ગયા કે આપની દાઢી મુબારક સાંઢણીના સાઝની મુઠને અડી ગઈ."

આપ (સલ.) ઈબાદતમાં તસ્બીહ અને તહલીલ કર્યા કરતા હતા. કેટલાક સહાબાએ અર્ઝ કરી : "યા રસૂલલ્લાહ (સલ.) ! અલ્લાહ તઆલા આપને નિર્દોષ અને મઅસૂમ બનાવી ચૂક્યા છે, તે છતાં પણ આપ શીદને એ તકલીફ ઉઠાવો છો ? રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : "**અફલા અકૂન અબ્દન**

**શકુરા ?"** (શું હું અલ્લાહપાકનો એક શુક્રગુઝાર બંદો ન બનું ?) અગાઉ એ ઉચ્ચ સ્થાનની પ્રાપ્તિ માટે હતા, તો હવે એ પ્રાપ્તિના આભાર અને ઉપકારના સ્વીકાર માટે છે.

દુનિયાના મહાનમાં મહાન પુરૂષો, જેમને ભાગ્યે કશો આત્મિક લ્હાવો આવ્યો ન હતો. તેઓ પોતાની કામિયાબી, સફળતા અને જીત પોતાના બાહુ બળ, પોતાની કાર્યકુશળતા અને પોતાના અંગત રોબદાબ તથા પ્રભાવ ખાતે જમા કરે છે, પરંતુ જેમણે અલ્લાહપાકની નિકટતા પ્રાપ્ત કરી છે, તેમને તો પ્રત્યેક કામિયાબી અને ખૂશીની ઘટનામાં કુદરતના તે સર્વ શક્તિમાન સર્જકનો અદ્રશ્ય હાથ કામ કરી રહેતો દેખાય છે.

હદીષ શરીફમાં છે કે, "આપ (સલ.)ને જ્યારે પણ કોઈ ખૂશીની ખબર પહોંચતી, તો તેના શુક્રિયહ અર્થે આપ તરત જ સિજદહમાં પડી જતા."

હદીષ શરીફમાં છે કે, એક વેળા એક સહાબીએ આપને અર્ઝ કરી કે, હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! સૌથી વધુ મુસીબતો કોના ઉપર આવે છે ? આપ (સલ.)એ ફરમાવ્યું : "પયગમ્બરો ઉપર અને પછી ક્રમવાર અન્ય લોકો ઉપર." અને ઈતિહાસના પાને નોંધાયેલા બનાવો પણ આ રિવાયતની સત્યતા સાબિત કરે છે.

આપ (સલ.) નબીઓના સરદાર હતા. એ આધારે દુનિયાની વિપત્તિઓ આપત્તિઓનો સૌથી વધુ બોજ પવિત્ર સમૂહની અંદર આપના જ ખભા ઉપર આવ્યો. એ જ કારણે કુર્આને કરીમમાં વારંવાર આપને સબ્રની આજ્ઞા અને શિખ આપવામાં આવી છે.

સૂરએ અહકાફમાં છે : **"ફસ્બિર કમા સબર ઉલૂલ અઝમિ મિન-ર્રુસૂલ."** અર્થાત્ : હે પયગમ્બર ! જેમ ભારે ધૈર્યવાન પયગમ્બરોએ સબ્ર કર્યો, તેમ તમે પણ સબ્ર કરો.

આપ (સલ.)નો જન્મ પણ થયો ન હતો કે, પિતાનો ઈન્તિકાલ થઈ ગયો. આપ (સલ.) હજી બાલ્યાવસ્થામાં જ હતા કે માતાની માયા ઉઠી ગઈ. એના બે વર્ષ પછી પ્રેમાળ દાદાની પણ વફાત થઈ ગઈ. જેમની કૃપાદષ્ટિ

આપની યતીમીના ઝખ્મો પર મરહમ (મલમ) સમાન હતી. નબૂવ્વત પ્રાપ્તિ પછી અબૂ તાલિબની પણ જુદાઈ વેઠવી પડી. જેઓ કુરૈશના ઝુલ્મો સિતમ સામે આપને માટે એક ઢાલ સમાન હતા. તે પછી આપના રાઝદાર પત્ની (મુઅમિનોના માતા) હઝરત ખદીજહ (રદી.) જેઓ મુસીબતો અને આફતોની ભીડમાં આપના એકલા તથા એક માત્ર હમદર્દ અને સહચર તથા દિલાસો દેનાર હતા. તેમને પણ મૌતે એ જ સમયે આપથી અલગ કરી દીધા. માં-બાપ અને બીવી પછી સૌથી વધુ મુહબ્બત માણસને પોતાની અવલાદથી હોય છે. તેની જુદાઈના દાગ અને ઝખમ જીવનપર્યંત ભૂંસાતા કે રૂઝાતા નથી. આપની નર અને નારી અવલાદમાંથી માત્ર એક (હઝરત ફાતિમહ રદી.) સિવાય દરેકે બાળપણમાં જ અથવા તો યુવાવસ્થામાં આપની નિગાહો સામે દુનિયા ત્યાગી. એ ઘટનાઓ દિલદ્રાવક હતી. તેની અસરથી કદી કદી જો કે આપ (સલ.)ની આંખો અશ્રુભીની થઈ જતી હતી. તે છતાં પણ ઝબાન અને દિલ પર હંમેશા સબ્ર અને શાંતિની મોહર લાગેલી જ રહી હતી. આપની મુબારક ઝબાન ઉપર એવા દુ:ખદ પ્રસંગોએ એક શબ્દ પણ એવો નહીં આવ્યો, જેનાથી શિકાયતનું સ્વરૂપ નીકળે.

આપની સૌથી મોટી સાહબઝાદી હઝરત ઝયનબની સન ૭માં વફાત થઈ ત્યારે કફન-દફન સબંધી આપે પોતે સૂચનાઓ આપી તથા તૈયારીઓ કરી. જનાઝો જ્યારે કબરની સામે મૂકવામાં આવ્યો ત્યારે આપની આંખોમાંથી અશ્રુઓ જારી થઈ ગયા, પણ ઝબાનથી એક શબ્દ પણ બોલ્યા નહીં. હઝરત ઝૈદ અને હઝરત જઅફર બન્ને આપને અત્યંત પ્રિય હતા. મુવતહના ગઝવહમાં તેમની શહાદતની ખબર આવી તો આપની આંખો અશ્રુભીની થઈ ગઈ. પરંતુ એ જ અરસામાં હઝરત જઅફરના મકાનમાંથી જ્યારે રૂદનની અવાજ આવી ત્યારે આપે તેને રોકવા માટે માણસ મોકલ્યો.

ખૈર, એ ઘટનાઓ પ્રાસંગિક છે, એટલે કે એમની અસર તો એક નિર્મિત સમય સુધી ઈન્સાન ઉપર રહે છે અને પછી ભૂંસાઈ જાય છે. પરંતુ નિરંતર અને લાગલગાટ આવેલી મુસીબતો તથા આફતો એવી રીતે સહી લેવી કે સબ્રનું માપીયું કદી પણ છલકાવા-ઉભરાવા પામે નહીં, એ એક અત્યંત

મુશ્કેલ કામ છે. હિજરતના ૧૩ વર્ષ અગાઉ સુધી તાઈફ તથા મક્કહના શત્રુઓએ હકના આમંત્રણનો જે તિરસ્કાર, ઠેકડી, ગાલી-ગલોચ, અપમાન, તકલીફ અને ધોકાબાઝીથી જવાબ આપ્યો હતો, તે અહીં દોહરાવવાની જરૂરત નથી. મદીનહ મુનવ્વરહમાં આઠ-નવ વર્ષ સુધી જે ખૂની સંગ્રામો ખેલવા પડ્યા અને દુશ્મનોએ આપના દેશ નિકાલ, કત્લ અને પરાજયના એક પછી એક જે જે કાવત્રા કર્યા અને મનસુબા બાંધ્યા, તેમના પુનરાવર્તનની પણ અહીં હાજત નથી.

આપ (સલ.)ની અને તમામ અહલે બયત (કુટુંબીજનો)ની ઝિંદગી વારંવાર ફાકા અને ફકીરીમાં પસાર થતી હતી. ઘણીવાર શરીર મુબારક ઢાંકવા માટે આપની પાસે વસ્ત્રની એક જોડ સિવાય બીજી રહેતી ન હતી. તે છતાં પણ એ તમામ સખ્તીઓ અને તંગીઓ માત્ર એ કારણે ગવારા હતી અને વેઠી લેવાતી હતી કે, સબ્રની લઝઝત બીજી અનેક પ્રકારની નેઅમતોના આનંદથી કંઈક વધુ જ હતી.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના પવિત્ર જીવનનું આ તે સ્વરૂપ છે, જ્યાં આપની ઝિંદગી તમામ માનવીય નબીઓ અને જગતના અગ્રેસર સુધારકોમાં પ્રબળ નજર આવે છે.

આપણી સમક્ષના આજના આકાશી પુસ્તકો પોતાના પ્રચારકોના ઉત્તમોત્તમ ઉલ્લેખો અને બોધોના સંગ્રહો છે. પરંતુ શું તેમાંનો એક અક્ષર પણ પોતાના એ પ્રચારકોના વર્તનનો દાવો કરી શકે છે ? કુર્આને કરીમ પોતાના લાખો વિરોધીઓ અને પડકારકોની ભીડ સમક્ષ પોતાના પ્રચારક (દાઈ) વિશે કહે છે : **"ઈન્નક લઅલા ખુલુકિન અઝીમ"** અર્થાત્ સાચે જ આપ નૈતિક ચરિત્રના ઉચ્ચતમ સ્થાને છો.

ટીકાકારો આજે ૧૩૦૦ વર્ષ પછી પણ આપને સંગદિલ કહે છે, પરંતુ આપનું જીવન જ્યારે જીવાઈ રહ્યું હતું, ત્યારે કુર્આન પોતે દુશ્મનોની વચમાં આપના વિશે શી સાક્ષી આપી રહ્યું હતું ? "અલ્લાહપાકની રહમતને લઈ તમે તેમની સાથે નરમી વર્તી રહ્યા છો, જો તમે સખ્તદિલ કે કઠણ કાળજાના હોત તો એ લોકો ક્યારના તમને ત્યાગી ગયા હોત." *(સૂ. આલિ ઈમ્રાન)*



વળી એક બીજી જગ્યાએ કુર્આને કરીમ કહે છે કે, "ખુદ તમારામાંથી જ તમારી પાસે એક પયગમ્બર આવ્યા. તમારી પિડાઓ તેમને ખૂબ જ દુઃખદાયક છે. તે છતાં પણ તેઓ તો તમારી ભલાઈના ભૂખ્યા છે. ઈમાનીઓ પ્રત્યે તે પુષ્કળ દયાવાન અને કોમળ છે.

નીતિના પ્રશ્ન વિશે એક ભારે ભૂલ એ થઈ રહી છે કે, માત્ર દયા અને નમ્રતા જ પયગમ્બરી ચરિત્રના આદર્શો ગણી લેવામાં આવ્યા છે. જો કે નીતિ તે જીવનમતા છે, જે જીવનની પ્રત્યેક બુન્યાદમાં અને તેની ઘટનાઓના પ્રત્યેક સ્વરૂપમાં પ્રત્યક્ષ અને પ્રફુલ્લ હોવી જોઈએ. મિત્ર તથા શત્રુ, પરિચીત તથા અપરિચીત, નાના-મોટા, અમીર-ફકીર, શાંતિ અને જંગ, એકાંત અને મહેફિલ બધે જ અને પ્રત્યેક નીતિના વર્તુળની વિશાળતા પહોંચે છે. અને ખરી આલેખના કરવી હોય તો આપ (સલ.)ના નીતિ શિર્ષક ઉપર પણ એ જ હેસિયતથી દૃષ્ટિપાત થવો જોઈએ.

## ❊ નબવી અખ્લાકની એક સામાન્ય આલેખના ❊

આપણે હુઝૂરે અનવર (સલ.)ના પવિત્ર ચરિત્રની સંક્ષિપ્ત અને વિસ્તૃત ઘટનાઓ વિશે ચર્ચા કરીએ તે પહેલાં તે સજ્જનોના નિવેદનો ટાંકીશું, જેઓ આપની સેવામાં વર્ષોના વર્ષો રહી ચૂક્યા છે. અને જેઓ આપના વર્તન અને જીવનના અક્ષરે અક્ષરથી વાકેફ છે. એક શખ્સના ચરિત્રની જાણકાર તેની પત્નીથી વધુ કોણ હોય શકે છે ? હઝરત ખદીજતુલ કુબ્રા, જેઓ નુબૂવ્વત અગાઉ અને નુબૂવ્વત પછી પચ્ચીસ વર્ષના લાંબા ગાળા સુધી આપની સેવામાં પત્નિત્વની જવાબદારીઓ અદા કરતા રહ્યા હતા. તેઓ વહીના આરંભકાળમાં આપને આ શબ્દોમાં આશ્વાસન આપતા હતા :

> **"ખરેખર નહિ, વલ્લાહ ! અલ્લાહપાક આપને કદી દિલગીર કરશે નહીં. આપ સબંધિતો સાથે દયાભાવથી વર્તો છો, દેણદારોના દેવાનો ભાર ઉઠાવો છો, ગરીબોના સહાયક બનો છો, અતિથિઓની પરોણાગત (મહેમાની) કરો છો, હકની હિમાયત કરો છો, મુસીબતોમાં બીજાઓને કામ આવો છો."**



મુઅમિનોના માતા હઝરત આઈશા (રદી.)થી વધુ વિગતવાર આપના સદ્‌ગુણો બીજા કોઈએ બયાન કર્યા નથી. તેઓ કહે છે કે, આપ (સલ.)ની આદત કોઈને બૂરો કહેવાની ન હતી. તેઓ બુરાઈનો બદલો બુરાઈથી લેતા ન હતા, પણ બરદાશ્ત કરતા અને ક્ષમા આપતા રહેતા હતા. આપને જ્યારે કોઈ બે વાતમાં પસંદગી આપવામાં આવતી, ત્યારે બેમાંથી જે સરળ અને આસાન હોય તે રસ્તો પસંદ કરતા હતા. એ અપવાદે કે તે ગુનોહ ન હોય, જેનાથી આપ હંમેશા દૂર રહેતા હતા. આપે કદી કોઈ ઉપર પોતાના અંગત વ્યવહારમાં વેર કે બદલો લીધો નહીં. જે કોઈ અલ્લાહપાકની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરતો હતો. તેનો બદલો અલ્લાહ તઆલા જ લેતા હતા. એટલે કે અલ્લાહપાકના તરફથી, અલ્લાહપાકની આજ્ઞા અનુસાર આપ તેની ઉપર ન્યાયની શિક્ષાઓ (હદો) જારી કરતા હતા. આપે નામ લઈને કદી કોઈ મુસલમાન ઉપર લઅનત કરી નથી. આપે કદી કોઈ ગુલામ કે લોંડીને, કોઈ સ્ત્રીને, નોકરને કે કોઈ પશુને પોતાના હાથે માર્યા નથી. આપે કદી કોઈની કોઈ માંગ રદ કરી નહીં, સિવાય કે તે કોઈ નાજાઈઝ માંગ હોય. આપ જ્યારે મકાનમાં આવતા ત્યારે ખૂબ જ પ્રફુલ્લ અને હસમુખા રહેતા. મિત્રોમાં પગ ફેલાવીને ન બેસતા. વાત કરતા ત્યારે રહી રહીને, ધીમે ધીમે એવી રીતે કરતા કે કોઈ તેને યાદ રાખવા ચાહે તો રાખી શકે.

હઝરત અલી (રદી.) જેઓ આપથી કેળવણી (તરબિયત) પામેલા હતા અને નુબૂવ્વતના આરંભથી જીવનના અંત સુધી (૨૩ વર્ષ સુધી) આપની સેવામાં રહ્યા હતા. તેમને એક દિવસ હઝરત હુસૈન (રદી.)એ આપ (સલ.)ના સદ્‌ગુણો વિશે પૂછ્યું, તો હઝરત અલી (રદી.)એ કહ્યું : આપ પ્રફુલ્લ કપાળ-વાળા, હળવી ટેવોવાળા, માયાળુ વર્તનવાળા હતા, કઠોળ સ્વભાવના અને સંકુચિત મનોવૃત્તિવાળા ન હતા. વાતમાં તાણીને બોલવાની ટેવ આપનામાં ન હતી. બૂરો કે અશિષ્ટ બોલ કદી બોલતા ન હતા. કોઈના ખોડખાંપણ કાઢતા નહીં કે કોઈ પાસેથી કડક હિસાબ લેતા નહીં. કોઈ એવી વાત જોતા જે આપને નાપસંદ હોય, તો તેનાથી આંખ મિચામણાં કરી લેતા. નાપસંદગી પ્રદર્શિત કરવાની અગર કોઈ આપથી આશા રાખતો, તો ન તેને નિરાશ કરતા, ન તેની

ઈચ્છા મંજૂર ફરમાવતા. (એટલે સાફ સાફ ઈન્કાર કે રદ કરતા ન હતા, માત્ર ખામોશ રહેતા હતા.) અને સ્વભાવ જાણનારા આપનો હેતુ સમજી જતા હતા. પોતાના મનમાંથી આપે ત્રણ વસ્તુઓ સાવ દૂર કરી દીધી હતી. વાદ-વિવાદ, જરૂરત ઉપરાંતનો વાણી વિલાસ અને જેની સાથે પોતાને સબંધ ન હોય એવી વાતમાં દખલગીરી કરવી.

અન્યો અંગે પણ આપ ત્રણ વાતોથી દૂર રહેતા હતા. કોઈને બુરૂ કહેતા ન હતા, કોઈની ખોડખાંપણ કાઢતા ન હતા, કોઈની અંગત બાબતોની ખણ-ખોદ કરતા ન હતા. આપ (સલ.) તે જ વાતો કરતા હતા, જેમાંથી ઉપયોગી સાર કે પરિણામ નીકળી શકે.

આપ જ્યારે વાતો કરતા ત્યારે સહાબા એવા ખામોશ થઈ જતા અને માથુ ઝુકાવીને સાંભળતા, જાણે કે તેમના માથા ઉપર પક્ષીઓ બેસી ગયા છે. જ્યારે આપ (સલ.) ચૂપ થઈ જતા, ત્યારે જ તેઓ માંહોમાંહે વાતો કરતા.

સામેવાળો વાત કરતો હોય ત્યારે તે જ્યાં સુધી પોતાની વાત પૂરી કરી લે, ત્યાં સુધી આપ તેને સાંભળ્યા કરતા. લોકો જ્યારે કોઈ વાત ઉપર હસતા ત્યારે આપ પણ સ્મિત કરી દેતા. લોકો જે વાત ઉપર વિસ્મય (તઅજ્જુબ) પ્રદર્શિત કરતા, તો આપ પણ કરતા. કોઈ બહારનો શખ્સ જો અદબ-વિનય દેખાડ્યા વિના વાત કરતો, તો આપ સહન કરતા.

અન્યોના મોઢે આપ (સલ.) પોતાની પ્રસંશા સાંભળવાનું પસંદ કરતા નહીં, પરંતુ જો કોઈ આપ (સલ.)ના ઉપકાર કે ઈન્આમ બદલ આપનો આભાર માનતો, તો સ્વીકારતા.

બોલનાર જ્યાં સુધી પોતે જ પોતાની વાત ખતમ કરીને ચૂપ થઈ જતો નહીં, ત્યાં સુધી આપ (સલ.) તેની વાત અધવચ્ચેથી કાપતા નહીં.

આપ અત્યંત ઉદાર, પૂરા સત્યવાદી, ખૂબ જ નમ્ર અને ઘણા જ વિનયી હતા. આપને એકાએક જોનાર આપ (સલ.)થી દંગ થઈ જતો. પણ જેમ જેમ પરિચય વધતો જતો, તેમ તેમ તે આપ (સલ.)ને ચાહતો થઈ જતો.

હિન્દ બિન અબી હાલહ, જેઓ આપ (સલ.)ને ખોળે પરવરિશ પામ્યા

હતા, તેઓ કહે છે કે, આપ સ્વભાવે કોમળ હતા, કઠોર નહીં. કોઈનું પણ અપમાન સહી શકતા ન હતા, નાની નાની વાતો ઉપર પણ આભારની ભાવનાઓ પ્રદર્શિત કરતા હતા, કોઈ વાતને બૂરી કહેતા ન હતા, ખાવાનું જે કંઈ સામે આવે તે ખાઈ લેતા હતા અને તેના વિશે સારુ-નરસું કહેતા ન હતા. જ્યારે કોઈ માણસ હક (સત્ય) વિરૂદ્ધ કંઈક કહેતો, તો આપને ગુસ્સો આવી જતો હતો અને આપ તેની (હકની) હિમાયત કરતા હતા. આપ (સલ.)એ પોતાની કોઈ અંગત બાબત અંગે કદી ગુસ્સો કર્યો નથી, ન આપે કદી કોઈ ઉપર વ્યક્તિગત વેર કે બદલો લીધો છે.

એક વેળા એક વ્યક્તિએ હઝ. આઈશા (રદી.)ને રસૂલુલ્લાહ (સલ.)ની ઈબાદતો અને પ્રવૃત્તિઓ વિશે પૂછ્યું કે, શું એ વિશે આપના કોઈ ખાસ દિવસો મુકર્રર (નક્કી) હતા ? તેમણે જવાબ આપ્યો : ના, આપનું વર્તન તો ઝડી સમાન હતું. વાદળની ઝડી જ્યારે વરસવા પર આવે છે, ત્યારે અટકવાનું નામ લેતી નથી, બસ વરસ્યા જ કરે છે. આપની પણ એ જ ટેવ હતી. જે વાત આપે એક વાર ધારણ કરી લીધી, તેને હંમેશા અનુસરતા રહ્યા. હઝરત આઈશા (રદી.)એ પછી કહ્યું : રસૂલુલ્લાહ (સલ.) જે કરી શકતા હતા, તે તમારામાંથી કોઈ કરી શકવાનો હતો ?

આપ (સલ.) રોજ રાત્રે ઉઠીને ઈબાદત કરતા હતા. હઝરત આઈશા (રદી.) કહે છે કે, આપે કદી પણ રાતની ઈબાદત છોડી ન હતી. જો કદી આપની તબીયત નાદુરસ્ત યા સુસ્ત હોતી, તો આપ બેસીને ઈબાદત કરતા હતા, પણ કરતા તો હતા જ.

જે કામ કરવાનો જે સમય આપ (સલ.)એ મુકર્રર કર્યો હતો, તે કામમાં કદી આઘુ-પાછુ કરતા ન હતા. નમાઝ અને તસ્બીહ-તહલીલના આપના વખતો, આપની નફિલોની સંખ્યા, નિંદ્રા લેવા અને જાગવાના નક્કી સમયો, એક એક વ્યક્તિ સાથે હળવા-મળવાની આપ (સલ.)ની રીત અને શૈલીમાં કદી કોઈ ફર્ક પડ્યો નહીં. આજે મુસ્લિમ જીવન માટે એ જ નૂરાની ઝિંદગી (સીરત) આદર્શ ધોરણ છે.



હઝરત અલી, હઝરત આઈશા, હઝરત અનસ, હઝરત હિન્દ બિન અબી હાલહ વગેરે, જેઓ લાંબા સમય સુધી આપ (સલ.)ની સેવામાં રહ્યા હતા, સૌ સંમત છે કે, આપ (સલ.) અત્યંત નમ્ર સ્વભાવના, શુભ ચરિત્ર-વાળા અને નેક વર્તનવાળા હતા. આપનું મુખ હંમેશા સ્મિતથી પ્રફુલ્લ રહેતું હતું. આપ (સલ.) ધીર-ગંભીર મોભાથી વાત કરતા હતા. આપ (સલ.) કોઈનું દિલ દુભાવતા ન હતા.

આપ (સલ.)નો દરેક સાથેની મુલાકાતનો રિવાજ એ હતો કે, પહેલાં પોતે સલામ અને મુસાફહા (હસ્તમિલન) કરતા. કોઈ શખ્સ ઝૂકીને આપના કાનમાં કંઈક વાત કરતો, ત્યારે આપ ત્યાં સુધી તેના તરફથી મુખ ફેરવતા નહીં, જ્યાં સુધી કે તે પોતે પોતાનું મુખ હટાવી લેતો નહીં. હસ્તમેળાપમાં પણ આપનો એ જ દસ્તુર હતો. એટલે કે જ્યારે કોઈથી હાથ મિલાવતા, ત્યારે જ્યાં સુધી તે પોતે આપનો હાથ છોડતો નહીં, ત્યાં સુધી આપ તેનો હાથ છોડતા ન હતા. મજલિસમાં બેસતા ત્યારે આપના ઘુટણ સહચરોના ઘુટણોથી કદી વધીને આગળ નીકળેલા રહેતા નહીં.

ઘણી વાર નોકર-ચાકર, લોંડી-ગુલામ આપ (સલ.)ની પાસે પાણી લઈને આવતા કે આપ તેમાં પોતાના હાથ નાંખે જેથી તે બરકતભર્યું બની જાય, આપ તેમને કદી ના કહેતા નહીં. ભલે પછી સમય સવારનો જ કેમ ન હોય અને કેટલીયે સખ્ત ઠંડી કેમ ન હોય.

એક વેળા આપ (સલ.) સઅદ બિન ઉબાદહને મળવા ગયા. જ્યારે આપ પાછા ફરવા લાગ્યા, ત્યારે સઅદ બિન ઉબાદહે પોતાના પુત્ર કૈસને આપની સાથે કરી દીધા કે, આપની સાંઢણીની નકીલ પકડીને ચાલે. આપ (સલ.)એ કૈસને કહ્યું : તમે પણ મારી સાથે ઊંટ પર સવાર થઈ જાઓ. કૈસ બેઅદબીના ખ્યાલથી અચકાયા. આપે કહ્યું : તમે મારી સાથે સવાર થઈ જાઓ અથવા તો ઘેર પાછા ચાલ્યા જાઓ. કૈસ પાછા ચાલ્યા ગયા.

એક વેળા નજાશી (હબશાના બાદશાહ)ને ત્યાંથી એક એલચી આવ્યો. આપે તેને પોતાને ત્યાં મહેમાન રાખ્યો અને પોતે જ તેની મહેમાનીની સઘળી સેવાઓ કરી. સહાબાએ અર્ઝ કરી કે, યા રસૂલલ્લાહ (સલ.) ! એ સેવાઓ



અમે બજાવીશું. આપ (સલ.)એ ફરમાવ્યું કે, એ સજ્જનોએ મારા મિત્રોની સેવા પોતાને ત્યાં કરી છે, તેથી હું પોતે જ એમની સેવા કરવા ઈચ્છું છું.

ઈત્બાન બિન માલિક કે જેઓ બદ્રના સહાબાઓમાંના એક છે, આંખની રોશની ઓછી થઈ ગઈ હતી. તેમણે આપ (સલ.)ની ખિદમતમાં આવીને અર્ઝ કરી કે, હું મારા મહોલ્લાની મસ્જિદમાં નમાઝ પઢું છું, પણ જ્યારે વરસાદ વરસતો હોય છે, ત્યારે મસ્જિદ સુધી જવું મારા માટે મુશ્કેલ થઈ જાય છે. આથી જો આપ (સલ.) મારા ઘરે આવીને એક વાર નમાઝ પઢી જાઓ, તો હું તે જગ્યાને મારી સિજદાગાહ બનાવી લઉં. બીજે દિવસે સવારે આપ (સલ.) હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)ને સાથે લઈને તેમના ઘેર ગયા. ઘરમાંથી પ્રવેશવાની પરવાનગી મળતાં આપ અંદર ગયા અને પૂછ્યું કે, ક્યાં નમાઝ પઢું ? ઈત્બાને જગ્યા બતાવી. આપે તકબીર કહીને બે રકઅત નમાઝ અદા કરી.

હિજરતના આરંભકાળમાં આપ (સલ.) પોતે તથા સઘળા મુહાજિરો અન્સારના ઘરે મહેમાન રહ્યા હતા. દસ-દસ માણસોની એક-એક ટોળીને એક-એક ઘરમાં મહેમાન બનાવવામાં આવ્યા હતા. મિકદાદ બિન અસ્વદ કહે છે કે, હું તે ટોળામાં હતો, જેમાં ખુદ આપ (સલ.) શામેલ હતા. એ ઘરમાં થોડીક બકરીઓ હતી, જેના દૂધ પર અમારો નિર્વાહ (ગુજારો) થતો હતો. દૂધ દોહવાઈ જતું તો સઘળા પોતપોતાના ભાગનું પી લીતા અને આપ (સલ.) માટે એક પ્યાલામાં આપનો હિસ્સો રાખી મૂકતા. એક રાતની ઘટના છે કે, આપને આવતાં મોડું થયું. લોકો દૂધ પીને સૂઈ ગયા. આપે આવીને જોયું કે પ્યાલો ખાલી છે ! આપ ખામોશ રહ્યા. પછી સ્વયં બોલ્યા : ‘‘અલ્લાહ તઆલા ! આજે જે ખવડાવે તેને તું પણ ખવડાવજે.’’ હઝરત મિકદાદ છરી લઈને ઉભા થઈ ગયા કે એક બકરી ઝબહ કરીને તેનું ગોશ્ત રાંધે. આપે તેમને રોક્યા અને એક બકરી ફરીવાર દોહીને તેમાંથી જેટલું દૂધ નીકળ્યું તે જ પીને સૂઈ ગયા અને કોઈને એ વિશે ઠપકો આપ્યો નહીં.

અબૂ શુઐબ એક અન્સારી હતા. તેમનો ગુલામ બજારમાં ગોશ્તની એક દુકાન ચલાવતો હતો. એક દિવસ તેઓ આપ (સલ.)ની પવિત્ર સેવામાં હાજર

થયા. આપ તે વેળા સહાબાના હલ્કા (વર્તુળ)માં બિરાજમાન હતા અને ચહેરા પર ભૂખના ચિન્હો પ્રગટ થતા હતા. અબૂ શુઐબે જઈને ગુલામને આજ્ઞા આપી કે, પાંચ માણસોનું ભોજન તૈયાર કરો. જ્યારે રસોઈ તૈયાર થઈ ગઈ ત્યારે તેમણે આવીને વિનંતી કરી કે, સહાબા (સહચરો) સહિત ખાવા માટે પધારો. કુલ પાંચ માણસો હતા. રસ્તામાં એક વધુ શખ્સ શામેલ થઈ ગયા. આપે અબૂ શુઐબને કહ્યું : ''આ શખ્સ વણનોંતર્યા સાથે થઈ ગયા છે, તમે ઈજાઝત આપો તો એ પણ ખાવામાં શામેલ થઈ જાય, નહિંતર એમને પાછા મોકલી દઈએ.'' તેમણે કહ્યું : એમને પણ સાથે આવવા દો.

ઉકબહ બિન આમીર એક સહાબી હતા. એક વેળા આપ (સલ.) પર્વતની તળેટીમાં ઊંટ ઉપર સવાર થઈને જતા હતા. ઉકબહ પણ સાથે હતા. આપે તેમને કહ્યું : ''આવો, હવે તમે સવાર થઈ જાઓ.'' તેમણે એને ગુસ્તાખી સમજી કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)ને પગપાળા બનાવીને પોતે સવાર થાય ? આપે બીજી વાર કહ્યું તો હવે ઈન્કાર કરવો એ આજ્ઞાભંગ કરવા બરાબર હતું. આપ ઉતરી પડ્યા અને તેઓ સવાર થઈ ગયા.

સહાબા સાથેની મજલિસોમાં આપ લોકોની નામુનાસિબ, અઘટિત વાતો બરદાશ્ત કરી લેતા હતા અને તે વિશે કંઈ કહેતા ન હતા. જ્યારે હઝરત ઝયનબ (રદી.) સાથે આપના નિકાહ થયા અને આપે વલીમાની દઅવત કરી ત્યારે કેટલાક લોકો જમી પરવાર્યા પછી પણ ત્યાં જ બેસી રહ્યા. તે સમય સુધી પરદાનો હુકમ ઉતર્યો ન હતો અને હઝરત ઝયનબ (રદી.) પોતે પણ મજલિસમાં શરીક હતા. આપ ઈચ્છતા હતા કે, લોકો ઉઠીને વિદાય થાય, પણ મોઢેથી કંઈ કહેતા ન હતા. લોકોએ એ વિશે કંઈ ખ્યાલ કર્યો નહીં. આપ ઉઠીને હઝરત આઈશા (રદી.)ના હુજરહ (રૂમ) સુધી ગયા, પછી પાછા આવ્યા ત્યારે પણ બધા એમ જ બેસી રહ્યા. આપ પાછા ચાલ્યા ગયા અને ફરી વાર પાછા આવ્યા. પરદાની આયત એ જ પ્રસંગે નાઝિલ થઈ.

એક સહાબી કહે છે કે, બાળપણમાં હું અન્સાર (મદીનાના સહાબીઓ)ની ખજૂરની વાડીઓમાં ચાલ્યો જતો અને ઢેફાં મારી મારીને ખજૂરો પાડતો. લોકો મને આપની પુનિત સેવામાં લઈ ગયા. આપે પૂછ્યું : ઢેફાં કેમ મારો

છો ? મેં કહ્યું : ખજૂરો પાડવા માટે. આપ (સલ.)એ કહ્યું : જમીન પર પડેલી ખજૂરો ખાઈ લો, ઢેફાં મારો નહીં. એમ કહીને મારા માથા ઉપર હાથ ફેરવ્યો અને દુઆ કરી.

અબ્બાદ બિન શુરહબીલ મદીનાના રહેવાસી હતા. એક દુકાળ દરમ્યાન ભૂખના માર્યા તેઓ એક વાડીમાં ઘૂસી ગયા અને થોડાક ફળો તોડીને ખાધા તથા થોડાક પાલવે બાંધી લીધા. બાગના માલિકને એની જાણ થતાં તેણે દોડી આવીને તેમને માર્યા તથા તેમના વસ્ત્રો ઉતારી લીધા. ઈબ્ને શુરહબીલ આપ (સલ.) પાસે એની શિકાયત લઈને આવ્યા. આરોપી પણ તેમની સાથે આવ્યો. આપ (સલ.)એ તેને ઉદ્દેશીને કહ્યું : ‘‘એ શખ્સ અજ્ઞાત હતો, તમારે તેને વાકેફ કરવો હતો. તે ભૂખ્યો હતો, તમારે તેને ખવડાવવું હતું.’’ એમ કહીને આપે શરજીલને તેમના વસ્ત્રો પાછા અપાવ્યા અને પોતાના તરફથી તેમને ૬૦ સાઅ (બે ક્વિન્ટલ દસ કિલો) અનાજ આપ્યું.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ અન્સારી કહે છે કે, મદીનામાં એક યહૂદી રહેતો હતો. તેની પાસેથી હું અવારનવાર કર્ઝ લેતો રહેતો હતો. એક વર્ષે સંજોગોવસાત્ પાક નિષ્ફળ નિવડ્યો અને કર્ઝ અદા થઈ શક્યું નહીં. પુરૂ વર્ષ વિતી ગયું, વસંત આવી, તો યહૂદીએ ઉઘરાણીમાં તકાઝા કરવા માંડ્યા. વળી પાછો પાક પણ ઓછો ઉતર્યો. મેં બીજા આગામી પાક સુધીની મોહલત માંગી તો તેણે ઈન્કાર કરી દીધો. મેં આપ (સલ.)ને તમામ ઘટના રજુ કરી. આપ (સલ.) કેટલાક સહાબાઓને સાથે લઈને તે યહૂદીના મકાન પર તશરીફ લઈ ગયા અને તેને સમજાવ્યો કે, મોહલત આપી દે. તેણે કહ્યું કે, ‘‘અબૂલ કાસિમ ! હું કદી મુદત આપવાનો નથી.’’ આપ મારી ખજૂરીઓમાં ગયા અને તેનો એક ચક્કર લગાવીને પાછા યહૂદી પાસે આવ્યા અને તેની સાથે સમજૂતિની કોશિશ કરી, પરંતુ તેનો હઠાગ્રહી નન્નો જ રહ્યો. અંતે આપ (સલ.)એ મને હુકમ કર્યો કે, ચબૂતરા પર પાથરણું પાથરી દો. (એ ચબૂતરો છતવાળો હતો) આપે તેની ઉપર આરામ કર્યો અને નિંદ્રાધીન થયા. નિંદ્રામાંથી ઉઠીને પાછા પેલા યહૂદીને સમજાવ્યો કે, મોહલત આપી દે. તેણે હજી પણ માન્યું નહીં. હવે આપ વૃક્ષોના ઝુંડમાં જઈ ઉભા થઈ ગયા અને જાબિરને હુકમ કર્યો કે, ખજૂરો

પાડવાનું શરૂ કરી દો. આપ (સલ.)ની બરકતથી એટલી ખજૂરો પડી કે યહૂદીનું કર્ઝ પણ અદા થઈ ગયું અને સારી એવી બચત પણ રહી.

નબવી મજલિસમાં જગ્યાની તંગી રહ્યા કરતી હતી. જે લોકો વહેલા આવી જતા તેઓ બેસી જતા હતા અને તેમની પછી આવનારાઓ માટે જગ્યા રહેતી નહીં. એવા પ્રસંગે જો કોઈ આવી જતા હતા તો આપ (સલ.) તેને ખુદ પોતાની પવિત્ર ચાદર પાથરી દઈને જગ્યા કરી આપતા હતા. એક વેળા આપનો પડાવ જિઈર્રાનહમાં હતો. આપ લોકોને ગોશ્ત વહેંચી રહ્યા હતા. એટલામાં એક બાઈ આવી અને સીધી આપની પાસે જ પહોંચી ગઈ. આપે તેને જોતાં જ તેનું ખૂબ સન્માન કર્યું. તેના માટે આપે પોતાની મુબારક ચાદર પાથરી દીધી. રાવી (ઘટના વર્ણન કરનાર) કહે છે કે, મેં પૂછ્યું કે, એ કોણ બાઈ હતી ? ત્યારે લોકોએ જવાબ આપ્યો કે, એ આપ (સલ.)ના દૂધ માતા હતા.

આપ (સલ.) સલામ કરવામાં પહેલ કરતા, માર્ગમાં ચાલતા ત્યારે મર્દ, ઔરત, બાળક જે કોઈ મળતા તેને સલામ કરતા.

કોઈની કોઈ વાત આપ (સલ.)ને બૂરી લાગતી, તો મજલિસમાં નામ લઈને તેનો ઉલ્લેખ ન કરતા, બલ્કે સામાન્ય વાત સાથે તેને સાંકળીને કહેતા કે લોકો એમ કરે છે, લોકો એમ કહે છે, કેટલાક લોકોની એવી ટેવ છે. આપ (સલ.) એવો તરીકો એટલા માટે ધારણ કરતા કે, સબંધિત શખ્સનું તેથી માનભંગ થાય નહીં.

પોતાની બેહદ ઉદારતાને કારણે આપ બહુધા કર્ઝદાર રહેતા હતા. અહીં સુધી કે વફાત વેળા પણ આપનું બખ્તર એક મણ અનાજ પેટે એક યહૂદીને ત્યાં ગિરવી હતું. ગમે તેવી પરિસ્થિતિમાં પણ સદ્‌વ્યવહારની આપ પૂરી ચીવટ રાખતા હતા. મદીનાના દૌલતદારોમાં મોટા ભાગે યહૂદીઓ જ હતા. અને મોટા ભાગે આપ તેમની પાસેથી કર્ઝ લેતા હતા. યહૂદીઓ સામાન્ય રીતે હલકટ વૃત્તિના અને કર્કષ વ્યવહારના હોય છે. આપ તેમની દરેક પ્રકારની બદમિઝાજીઓ બરદાશ્ત કરી લેતા હતા.

નુબૂવ્વત અગાઉ જે લોકો સાથે આપના વેપારી સબંધો હતા, તેમણે

હંમેશા આપની પ્રમાણિકતા અને સદ્‌વ્યવહારનો મુક્ત કંઠે સ્વીકાર કર્યો છે. એ જ કારણે કુરૈશોએ આપને સર્વાનુમતે "અમીન" (પ્રમાણિક)નો ખિતાબ આપ્યો હતો. નુબૂવ્વત પછી પણ જો કે કુરૈશી હૈયાં આપ પ્રત્યે વેરઝેર, દ્વેષ, દુશ્મનીની લાગણીઓથી ઓતપ્રોત હતા. તે છતાં પણ તેમની માલદૌલત અમાનત માટે સુરક્ષિત અને સલામત જગ્યા આપ (સલ.)નું જ મકાન હતું. અરબમાં સાઈબ નામના એક વેપારી હતા. તેઓ મુસલમાન થઈને આપની સેવામાં હાજર થયા. લોકોએ તેમનો પ્રશંસાના શબ્દોમાં આપની સાથે પરિચય કરાવ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : "હું એમને તમારાથી વધુ સારી રીતે ઓળખું છું." સાઈબ બોલ્યા : "મારા માતા-પિતા કુર્બાન થાઓ આપની ઉપર ! આપ મારા હરીફ હતા તે છતાં પણ આપે મારી સાથે નિર્મળ લેવડદેવડ રાખી."

આપ (સલ.)એ એક વેળા એક વ્યક્તિ પાસેથી થોડીક ખજૂરો કર્ઝ તરીકે ઉધાર લીધી. થોડાક દિવસ પછી તે તકાઝો કરતો આવ્યો. આપ (સલ.)એ એક અન્સારીને હુકમ કર્યો કે, તેને કર્ઝ અદા કરી દો. અન્સારીએ ખજૂરો આપી, પણ તે એટલી ઉમદા ન હતી, જેટલી તેણે આપ (સલ.)ને આપી હતી. તેથી તેણે તે લેવાની ના પાડી. અન્સારીએ કહ્યું : "તુ અલ્લાહપાકના રસૂલે આપેલી ખજૂર સ્વીકારવાની ના પાડે છે ?" તેણે કહ્યું : "હા. અલ્લાહપાકના રસૂલ ન્યાય નહીં કરશે, તો પછી બીજા કોનાથી ન્યાયની આશા રાખીશું ?" આપ (સલ.)એ જ્યારે આ વાક્ય સાંભળ્યું, તો આપની આંખો અશ્રુભીની થઈ ગઈ અને આપે ફરમાવ્યું : "એ બિલ્કુલ સત્ય કહે છે."

એક દિવસે એક બદ્‌દુ (રણવાસી અરબ) આપની પાસે આવ્યો. તેની કોઈ રકમ આપની ઉપર લેણી હતી. બદ્‌દુઓ સામાન્ય રીતે કઠોર સ્વભાવ અને આકરી રીતભાતના હોય છે. તેણે ખૂબ જ સખ્તીથી વાતચીત કરવા માંડી. તેની એ બેઅદબી માટે સહાબાએ તેને પડકાર્યો : "જાણે પણ છે કે, તું કોની સાથે વાત કરી રહ્યો છે ?" તેણે કહ્યું : "હું તો મારો હક્ક માંગી રહ્યો છું." આપે સહાબાને કહ્યું : "તમારે તો એનો જ સાથ આપવો જોઈએ ! કારણ કે એનો હક્ક છે." (અર્થાત્ માંગનારને બોલવાનો-ઉઘરાણી કરવાનો હક્ક છે.)

પછી સહાબાને હુકમ કર્યો કે, તેનો હક્ક અદા કરી દેવામાં આવે અને આપે તેને તેના હકથી કંઈક વધુ પણ અપાવ્યું.

આપનો દસ્તૂર હતો કે, જ્યારે કોઈ જનાઝો આવતો, ત્યારે પહેલાં પૂછતા કે, ‘‘મય્યિત ઉપર કાંઈ કર્ઝ તો નથી ?’’ અગર કહેવામાં આવતું કે કર્ઝ છે, તો સહાબાને કહેતા : ‘‘તમે જનાઝાની નમાઝ પઢાવી દો.’’ પોતે શરીક થતા નહીં.

એક વાર આપ (સલ.)એ કોઈ પાસેથી એક ઊંટ કર્ઝે લીધું. જ્યારે તે અદા કર્યું ત્યારે લીધેલા ઊંટ કરતાં સરસ ઊંટ આપ્યું અને ફરમાવ્યું કે, સૌથી વધુ સજ્જન તે લોકો છે, જેઓ પોતાના કરજને સારી રીતે અદા કરે છે.

## ❊ અદલ-ઈન્સાફ ❊

જે શખ્સ એકાંતમાં રહે, તેના માટે ન્યાય અને નિયમનું પાલન બહુ અઘરૂ હોતું નથી. પરંતુ આપ (સલ.)ને અરબના સેંકડો કબીલાઓ સાથે દરરોજ કામ પડતુ હતું અને એ કબીલાઓ એકબીજાના દુશ્મન હતા. તમે એકની તરફેણમાં ફેંસલો આપો, તો બીજો તમારો દુશ્મન બની જાય. ઈસ્લામ પ્રસારના હેતુથી આપ (સલ.)એ હંમેશા દિલને કોમળ રાખવું પડતું હતું. અને એ બધી મુશ્કેલીઓ અને ગૂંચવણો છતાં ન્યાય અને ઈન્સાફનું પલ્લુ કદી કોઈ તરફ પક્ષપાતથી નમવા પામતું ન હતું.

એક વેળા મખઝૂમ ખાનદાનની એક સ્ત્રીએ ચોરી કરી. કુરૈશના સ્વમાન -નો વિચાર કરીને લોકો ઈચ્છતા હતા કે, તેને સઝાથી બચાવી લેવામાં આવે હઝરત ઉસામહ બિન ઝૈદ રસૂલુલ્લાહ (સલ.)ને ખાસ પ્રિય હતા. લોકોએ તેમને કહ્યું કે, આપ સિફારીશ કરો. તેમણે આપને માફીની વિનંતી કરી. આપે ક્રોધિત સ્વરે ફરમાવ્યું : ‘‘બની ઈસ્રાઈલ (યહુદીઓ)એ જ કારણે બરબાદ થઈ ગયા, કે તેઓ ગરીબો ઉપર હદો જારી કરતા (શરઈ શિક્ષા કરતા) હતા અને અમીરોને ક્ષમા (માફી) આપીને જતા કરતા હતા.’’

તારિક મહારિબીનું કહેવું છે કે, જ્યારે અરબમાં ઈસ્લામ પ્રસરવો શરૂ થઈ ગયો, તો અમે થોડાક માણસો રબઝહથી નીકળ્યા અને મદીના રવાના

થયા. શહેરની નજીક પહોંચીને મુકામ કર્યો. સ્ત્રીઓની સવારીઓ પણ અમારી સાથે હતી. અમે બધા બેઠા હતા કે, એક સજ્જન સફેદ વસ્ત્રોથી સજ્જ થયેલા અમારી પાસે આવ્યા અને સલામ કરી. અમે સલામનો જવાબ આપ્યો. અમારી સાથે એક લાલ ઊંટ હતું, તેમણે તેની કિંમત પૂછી. અમે તે કહી કે આટલી ખજૂરો. તેમણે કશી રકઝક કરી નહીં અને અમે જે કિંમત કહી તે જ કિંમત મંજૂર કરી લીધી. પછી તેઓ ઊંટની મહાર પકડી શહેર તરફ ચાલ્યા. જ્યારે તેઓ અદૃશ્ય થઈ ગયા, તો જાણે બધાને વિચાર આવ્યો કે, ઊંટના પૈસા લેવાના તો રહી જ ગયા, આપણે એ લેનારને ઓળખતા પણ નથી. તેઓ એકબીજાનો વાંક કાઢતા થઈ ગયા. સવારીમાં બેઠેલી એક બાઈએ કહ્યું : "તમે નચિંત રહો, આપણે કદી કોઈ શખ્સનો ચેહરો એટલો બધો ચમકતો (પૂનમના ચાંદ સમો રોશન) જોયો નથી. એવો શખ્સ કદી દગો દેશે નહીં." રાત પડી તો એક શખ્સ આવ્યો અને કહ્યું કે, "અલ્લાહપાકના રસૂલે તમારા માટે ખાવાનું અને ખજૂરો મોકલી છે."

બીજે દિવસે સવારે અમે મદીના ગયા, આપ (સલ.) ખુત્બો આપી રહ્યા હતા. અમને જોઈને એક અન્સારી ઉભા થઈ ગયા અને બોલ્યા : "યા રસૂલલ્લાહ ! આ લોકો બનૂ ષઅ્લબહ કબીલાના છે. તેમના એક પૂર્વજે અમારા ખાનદાનના એક શખ્સને કત્લ કરી નાંખ્યો હતો, તેના બદલામાં એમના એક શખ્સને કત્લ કરાવી દો." રસૂલુલ્લાહ (સલ.)એ તરત જ કહ્યું કે, "બાપનો બદલો બેટાથી લઈ શકાતો નથી."

આ અદલ ઈન્સાફનો એ પ્રભાવ હતો કે, મુસલમાનો તો એક તરફ રહ્યા, યહુદીઓ સુદ્ધાં જેઓ આપના સખ્તમાં સખ્ત શત્રુઓ હતા છતાં પોતાના કેસો અને ફરિયાદો નબવી દરબારે અને મુહમ્મદી અદાલતે જ લાવતા હતા. અને આપ (સલ.) પાસેથી પોતાની શરીઅત અનુસાર ફેંસલો કરાવતા હતા. કુર્આન મજીદમાં પણ એનો વિસ્તૃત ઉલ્લેખ થયો છે. ઈસ્લામ અગાઉ બનુ નઝીર અને બનુ કુરૈઝહ વચ્ચે પ્રતિષ્ઠા અને સજ્જનતાની એક અનોખી અનેરી હદ કાયમ હતી. કોઈ કુરૈઝી અગર કોઈ નઝીરીને કત્લ કરી નાંખતો, તો બદલા (દંડ)માં તેને મારી નાંખવામાં આવતો. પરંતુ જો કોઈ કુરૈઝી કોઈ

નઝીરીના હાથે માર્યો જતો, તો તેના ખૂનની કિંમત ૧૦૦ ઊંટભાર ખારેકો નક્કી હતી. ઈસ્લામમાં જ્યારે આ ઘટના પેશ થઈ ત્યારે કુરૈઝહએ આપ (સલ.) સમક્ષ પોતાનો મુકદ્દમો પેશ કર્યો. આપે તરત જ ''તવરાત''ના નિયમ અનુસાર **''અન્નન્નફસ બિન્નફસિ''** (જીવનો બદલો જીવ)ના સિધ્ધાંત અનુસાર બન્ને કબીલાઓ વચ્ચે સરખો કિસાસ (બદલો) પ્રચલિત કરી દીધો.

ન્યાય અને નિયમનું સૌથી કોમળ સ્વરૂપ એ છે કે, પોતાની વિરૂદ્ધ વાત જતી હોય ત્યારે સત્ય અને હકની દોર હાથથી છૂટવા પામે નહીં. આપ એક વેળા ગનીમતનો માલ વહેંચી રહ્યા હતા. આજુબાજુ લોકોની ભીડ હતી. એક વ્યક્તિ આવીને ઉંધે માથે આપની ઉપર લદાઈ ગયો. આપના પુનિત હાથોમાં તે વેળા એક પાતળી છડી હતી. આપે તેનાથી તેને એક ફટકો માર્યો. અકસ્માતે છડીનો શિરો તેના મોઢા પર લાગી ગયો અને સ્હેજ ખુરચ પડી ગઈ. એ જોઈને આપે તરત જ કહ્યું : ''તું પણ મારીને તારો બદલો મારાથી લઈ લે.'' તેણે કહ્યું : ''હે અલ્લાહપાકના રસૂલ ! મેં આપને માફ કરી દીધા.''

મૌતની અંતિમ બીમારીમાં આપ (સલ.)એ એક સામાન્ય સભામાં જાહેરાત કરી કે, ''જો મારે શિરે કોઈનું કંઈ લેણું પડતું હોય અગર મેં કોઈના જાન-માલ અને આબરૂને આંચ આપી હોય, તો મારી જાન-માલ અને આબરૂ હાજર છે. આ દુનિયામાં જ તે મારી પાસેથી પોતાનો બદલો વસૂલ કરી લે.''

આ સાંભળીને સભામાં સન્નાટો છવાઈ ગયો. માત્ર એક શખ્સે થોડાક દિરહમો પોતાના લેણા હોવાનો દાવો કર્યો, જે તેને તરત જ આપી દેવામાં આવ્યા.

## ❊ ઉદારતા અને દાનવૃત્તિ ❊

દાન અને ઉદારતા તો આપ (સલ.)ની પ્રકૃતિ હતા. ઈબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત છે કે, આપ (સલ.) સખાવત (દાન)માં હર કોઈથી ચઢીયાતા હતા. અને ખાસ કરીને રમઝાન માસમાં તો હંમેશ કરતાં વધુ ખયરાત કરતા હતા. આપ (સલ.)એ જીંદગીભરમાં કોઈની માંગ ઉપર ''ના'' શબ્દ ઉચ્ચાર્યો નથી. ફરમાવ્યા કરતા હતા : ''હું તો માત્ર વહેંચનાર અને ખઝાનચી છું, આપનાર દાતા ફક્ત અલ્લાહપાક છે.''



એક વેળા એક શખ્સ આપ (સલ.)ની સેવામાં હાજર થયો. તેણે જોયું કે, દૂર સુધી આપની બકરીઓનો ઝુંડ પ્રસરી ગયો છે. તેણે આપ (સલ.)ની સામે બકરીઓનો સવાલ કર્યો. આપે તેને બધી જ બકરીઓ આપી દીધી. તેણે પોતાના કબીલામાં જઈને કહ્યું : ''ઈસ્લામ સ્વીકારી લો, મુહમ્મદ એટલા ઉદાર છે કે, આપતાં આપતાં ગરીબ થઈ જવાની પણ પરવા કરતા નથી.''

એક વેળા એક શખ્સે આપ (સલ.) પાસે કંઈક માંગ્યું. આપે કહ્યું : ''હમણાં મારી પાસે કશું જ નથી, તમે મારી સાથે આવો.'' હઝરત ઉમર (રદી.) પણ સાથે હતા. તેમણે કહ્યું : ''જ્યારે આપની પાસે કશું મૌજુદ નથી, તો આપની જવાબદારી શું છે ?'' એક બીજા સહચર (સાથી) પણ સાથે હતા, તેમણે કહ્યું : ''યા રસૂલલ્લાહ ! આપ તો આપતા જ જાઓ, અને અર્શવાળા અલ્લાહપાકથી ડરો નહીં, તે આપને કદી મુહતાજ કરશે નહીં !'' આપ આ સાંભળીને હર્ષમાં આવી ગયા અને સ્મિત કરી દીધું.

આપની સામાન્ય ઉદારતાની એ હાલત હતી કે, જે શખ્સ આપની સેવામાં હાજર થતો, અને તે વેળા આપની પાસે પોતાનું કંઈ મૌજુદ હોતું, તો તેને અવશ્ય કંઈક આપતા જ, નહીં તો તેને આપવાનું વચન આપતા. આપના એ દસ્તૂરને પરિણામે લોકો એટલા બેકાબૂ થઈ ગયા હતા કે, એક વેળા નમાઝ ઉભી થતી હતી, ત્યારે એક બદ્દુ (ગામડીયો) આવ્યો અને આપનો પાલવ પકડીને કહેવા લાગ્યો કે, મારી એક સામાન્ય જરૂરત બાકી રહી ગઈ છે, રખેને હું તે ભૂલી ન જાઉં, તેથી તે પૂરી કરી આપો. આપ (સલ.) તેને તે જ પળે સાથે લઈને ગયા અને તેની હાજત પૂરી કરીને પાછા આવ્યા. ત્યાર પછી એના કારણે અટકેલી નમાઝ પઢવામાં આવી.

કેટલીકવાર એમ પણ થતું કે, આપ (સલ.) કોઈ પાસેથી કોઈ વસ્તુ ખરીદતા અને તેને તેની કિંમત ચૂકવી દીધા પછી તે વસ્તુ તેને જ ભેટ તરીકે આપી દેતા. એક વેળા આપ (સલ.)એ હઝરત ઉમર (રદી.) પાસેથી એક ઊંટ ખરીદયું અને પછી તે જ વેળા તે ઊંટ અબ્દુલ્લાહ બિન ઉમરને આપી દીધું. હઝરત જાબિર સાથેની પણ એ જ પ્રકારની એક ઘટના નોંધાયેલી છે.





ખાવા-પીવાની વસ્તુઓમાં આપ સામાન્યથી સામાન્ય વસ્તુ પણ કદી એકલા ખાતા નહીં. આપ તેમાં પણ સઘળા સહાબા અને સાથીઓને શરીક કરી લેતા. એક વેળા એક ગઝવહ (લડાઈ)માં ૧૩૦ સહાબા સાથે હતા. આપે એક બકરી ખરીદી, તેને ઝબહ કરી, તેની કલેજી ભુંજવાનો હુકમ કર્યો, તે તૈયાર થઈ ત્યારે તમામ સહાબીઓમાં વહેંચી દીધી. વળી હદ તો એ કે, જે લોકો હાજર ન હતા, તેમના હિસ્સા પણ રાખવામાં આવ્યા !

આપની પાસે કોઈ વસ્તુ આવતી, તો તે જ્યાં સુધી વપરાઈ જતી નહીં, ત્યાં સુધી આપને ચૈન પડતું નહીં. તે વિશે આપ કંઈક અશાંત જ રહેતા. અર્થાત્ આપમાં સંગ્રહવૃત્તિ બિલ્કુલ ન હતી.

હઝરત અબૂઝર (રદી.)થી રિવાયત છે કે, તેઓ એક રાત્રે આપ (સલ.) સાથે એક રસ્તા પરથી પસાર થઈ રહ્યા હતા. આપે ફરમાવ્યું : અબૂઝર ! અગર ઉહુદનો પહાડ મારા માટે સોનું બની જાય, તો પણ હું હરગિઝ એ પસંદ નહીં કરૂં કે, ત્રણ રાતો વિતી ગયા બાદ તેમાંનો એક દીનાર પણ મારી પાસે બાકી રહી જાય. હા, સિવાય કે તે દીનાર જે હું મારા કોઈ દેણની અદાયગી માટે રાખી મૂકું.

સામાન્ય દસ્તૂર મોટા ભાગે એ હતો કે, ઘરમાં રોકડ રૂપે જો કંઈક મૌજૂદ હોતું, તો જ્યાં સુધી તે બધું જ ખયરાત કરી દેવાતું નહીં, ત્યાં સુધી ઘરમાં આરામ કરતા નહીં. ફિદકના અમીરે એક વેળા અનાજથી લદાયેલા ચાર ઊંટો નબવી ખિદમતમાં મોકલ્યા. હઝરત બિલાલ (રદી.)એ બજારમાં અનાજ વેચીને એક યહુદીનું લેણું હતું તે અદા કર્યું અને પછી આપ (સલ.)ની સેવામાં હાજર થઈને ખબર આપી. આપે પૂછ્યું : કંઈ બચ્યું તો નથી ? બિલાલ (રદી.) બોલ્યા : હા, કંઈક બચી પણ ગયું છે. આપે કહ્યું : જ્યાં સુધી કંઈ પણ બાકી રહેશે, ત્યાં સુધી હું ઘેર જઈ શકતો નથી. બિલાલ (રદી.)એ વિનંતી કરી : હું શું કરૂં ? કોઈ લેનાર નથી. આપે રાત મસ્જિદમાં પસાર કરી. બીજે દિવસે બિલાલ (રદી.)એ આવીને ખબર આપી : યા રસૂલલ્લાહ (સલ.) ! અલ્લાહપાકે આપને ભારમુક્ત કરી દીધા. એટલે જે કંઈક બચી



ગયું હતું તે પણ વહેંચાઈ ગયું. આપ (સલ.)એ અલ્લાહપાકનો શુક્ર અદા કર્યો અને ઘરે તશરીફ લઈ ગયા.

એવી જ રીતે એક વેળા અસરની નમાઝ અદા કરીને પોતાના હંમેશના દસ્તૂર વિરૂદ્ધ આપ એકદમ ઘરે ગયા અને પછી તરત જ પાછા બહાર પણ આવી ગયા. લોકો અચરજ પામ્યા. આપે ખુલાસો કર્યો કે, ''મને નમાઝમાં યાદ આવ્યું કે, થોડુંક સોનું ઘરમાં રહી ગયું છે. મને વિચાર થયો કે, એવું ન થાય કે રાત પડી જાય અને તે ઘરમાં જ બાકી પડ્યું રહે. તેથી જઈને કહી આવ્યો કે, તેને ખયરાત કરી દેવામાં આવે.''

લોકોને આમ આજ્ઞા હતી કે, જે મુસલમાન મરી જાય અને પોતાના શિરે દેવું મૂકી જાય, તો તેની મને જાણ કરી દો. હું તેનું દેણ અદા કરી દઈશ. પણ તે પોતાના વારસારૂપે જે કાંઈ છોડી ગયો હશે, તેની સાથે મારે કાંઈ સબંધ રહેશે નહીં. તે માલ તો તેના વારસોનો જ રહેશે.

એક વેળા આપ (સલ.) સહાબાની સભામાં બિરાજમાન હતા. એક બદ્દુ (ગામડીયો) આવ્યો અને આપની ચાદરનો છેડો જોરથી ખેંચીને બાલ્યો કે, ''હે મુહમ્મદ ! આ માલ ન તારો છે, ન તારા બાપનો. મને એક ઊંટ-ભાર આપ.'' આપે તેનું ઊંટ જવ અને ખજૂરથી લડાવી આપ્યું.

એક વેળા બહરૈનથી ખંડણી (ખિરાજ) આવી. તેની રકમ એટલી મોટી હતી કે, તેટલી તે અગાઉ કદી આવી ન હતી. આપે આજ્ઞા આપી કે, તેને મસ્જિદની સહનમાં ખડકી દેવામાં આવે. ત્યાર પછી આપ જ્યારે મસ્જિદમાં તશરીફ લાવ્યા ત્યારે આપે તેની ઉપર નજર સરખી પણ નાંખી નહીં. નમાઝથી પરવારીને આપે તેની વહેંચણી કરવા માંડી. જે સામે આવતો, તેને આપ્યે જતા. હઝરત અબ્બાસ (રદી.), જેઓ બદ્રની લડાઈ બાદ માલદાર રહ્યા ન હતા, તેમને આપે એટલું બધું આપ્યું કે, તેઓ ઉઠીને ચાલી પણ શકતા ન હતા. એ જ મુજબ આપ (સલ.) અન્યોને પણ આપ્યે જતા હતા. જ્યારે બધું ખલાસ થઈ ગયું, કશું બાકી ન રહ્યું ત્યારે પાલવ ઝટકીને ઉભા થઈ ગયા.

એક વેળા કેટલાક અન્સારે આપની પાસે કંઈક માંગ્યું. આપે તેમને

તે આપ્યું. તેમણે ફરીવાર માંગ્યું, આપે ફરીવાર પણ આપ્યું. પુનઃ માંગ્યું, આપ તેમને ત્યાં સુધી આપતા જ રહ્યા, જ્યાં સુધી આપની પાસે કંઈ બાકી રહ્યું. જ્યારે કશું જ બાકી રહ્યું નહીં ત્યાર પછી પણ તેઓ આવતા જ રહ્યા અને માંગતા જ રહ્યા. ત્યારે આપે કહ્યું : ‘‘મારી પાસે જે હશે, તેમાંથી હું તમારાથી બચાવીને મારી પાસે રાખીશ નહીં.’’

## ❊ આત્મભોગ (કુર્બાની) ❊

આપના ચરિત્ર અને સ્વભાવમાં જે સદ્‌ગુણ સૌથી વધુ પ્રબળ હતો અને જેનો પ્રભાવ પ્રસંગે પ્રસંગે દેખાઈ આવતો હતો, તે આપનો આત્મભોગ (કુરબાની) હતો. અવલાદ પ્રત્યે આપને હદ ઉપરાંત પ્રેમ હતો અને એમાં પણ વિશેષતર હઝરત ફાતિમહ ઝુહરા (રદી.) એટલા પ્રિય હતા કે, જ્યારે પણ તે આવતા, આપ મુહબ્બતમાં ઉભા થઈ જતા. તેમની પેશાની ચુમતા અને પોતાની જગ્યાએ બેસાડતા. તે છતાં પણ એ જ હઝ. ફાતિમહ (રદી.)ની રંકતા અને ગરીબીની એ હાલત હતી કે, તેમના ઘેર દાસી (નોકરાણી) જેવું કોઈ ન હતું. પોતે જ અનાજ દળતા હતા અને પોતે જ મશ્ક ભરીને પાણી લાવતા હતા. એમાં ચક્કી પીસતાં પીસતાં આપની હથેળીઓ ઘસાઈ ગઈ હતી અને પાણીની મશ્કની અસરથી છાતી ઉપર પણ નિશાન પડી ગયા હતા. તેઓ એક દિવસ આપ (સલ.)ની સેવામાં હાજર થયા, પણ પોતે તો શરમથી પોતાની વિતક કહી ન શક્યા એટલે હઝરત અલી (રદી.)એ તેમના તરફથી પરિસ્થિતિ પેશ કરી અને વિનંતી કરી કે, અમૂક ગઝવહમાં જે બાંદીઓ આવી છે, તેમાંથી એક તેમને આપવામાં આવે. આપે કહ્યું : ‘‘હજી સુધી સુફ્ફાના સહાબીઓ માટે કશી વ્યવસ્થા થઈ નથી. જ્યાં સુધી તેમના માટે કંઈ થાય નહીં, ત્યાં સુધી હું બીજા તરફ લક્ષ આપી શકતો નથી.’’ (આ રિવાયત હદીષોના સંગ્રહોમાં અબૂ દાઉદ વગેરેમાં જુદી જુદી રીતે બયાન થઈ છે. એક રિવાયતમાં છે કે, આપ (સલ.)એ હઝરત ફાતિમહ (રદી.)ને એક દુઆ બતાવીને કહ્યું કે, એ બાંદી કરતાં વધુ બેહતર છે.)

એક રિવાયતમાં છે કે, હઝરત ઝુબૈરની પુત્રીઓ તથા હઝરત ફાતિમહ (રદી.) આપ (સલ.)ની સેવામાં હાજર થયા અને પોતાની મુફલિસી તથા

તંગીની શિકાયત અને વિનંતી કરી કે, હમણાંની લડાઈમાં જે બાંદીઓ આવી છે, તેમાંથી એક-બે અમને મળી જાય. આપે જવાબ આપ્યો : ''બદ્રના યતીમો તમારાથી પહેલાં એ વિનંતી કરી ચૂક્યા છે.''

એક વેળા એક ઔરતે એક ચાદર પેશ કરી. આપને તેની જરૂરત પણ હતી. આપે તે ભેટ સ્વીકારી લીધી. એક સાહેબ મજલિસમાંથી બોલી ઉઠ્યા કે, કેવી સરસ ચાદર છે. આપે તરત જ તે ઉતારીને તેમને આપી દીધી. જ્યારે આપ (સલ.) ચાલ્યા ગયા ત્યારે લોકોએ પેલા ભાઈને ઠપકો આપ્યો કે, તમે જાણો છો કે, આપ (સલ.)ને ચાદરની કેટલી જરૂરત હતી, અને તમે એ પણ જાણો છો કે, આપ (સલ.) કોઈનો સવાલ ઠેલતા નથી ? તેમણે જવાબ આપ્યો કે, હા. પણ મેં તો બરકત માટે તે લીધી છે કે એ જ ચાદરનું કફન મને આપવામાં આવે !

---

એક સહાબીએ શાદી કરી. વલીમહ માટે ઘરમાં કશું ન હતું. આપ (સલ.)એ તેમને કહ્યું : આઈશા (રદી.) પાસે જાઓ અને લોટની ટોપલી માંગી લાવો. તેઓ ગયા અને ટોપલી લઈ આવ્યા. જો કે આપ (સલ.)ના ઘરમાં તે વેળા સાંજના ખાણા માટે એ લોટ સિવાય બીજું કશું ન હતું.

એક વેળા એક ગિફારી આપ (સલ.)નો મહેમાન થયો. રાત્રે ખાવા માટે બકરીના દૂધ સિવાય બીજુ કશું ન હતું. તે જ આપે તેને આપી દીધું અને તે આખી રાત આપ (સલ.)ના ઘરમાં ફાકાથી પસાર થઈ. અને હકીકત એ હતી કે, એની આગલી રાત પણ એવા જ ફાકામાં પસાર થઈ ચૂકી હતી.

## ❊ મહેમાનનવાઝી ❊

અરબની જુદી જુદી દિશાઓ અને વસ્તીઓમાંથી લોકો ટોળે ટોળાં રોજે રોજ નબવી દરબારમાં આવતા હતા. રમ્લહ એક સહાબીય્યહ હતા. તેમનું મકાન એક સામાન્ય મહેમાનખાનું હતું. અહીં એવા લોકોને ઉતારવામાં આવતા હતા. ઉમ્મે શરીક એક અત્યંત સુખી અને ઉદારદિલ અન્સારીય્યહ હતા. તેમનું મકાન પણ જાણે એવા મહેમાનોનો ઉતારો હતો. ખાસ ખાસ લોકોને મસ્જિદે નબવીમાં ઉતારવામાં આવતા હતા. ષકીફનું પ્રખ્યાત વફદ

(ડેપ્યુટેશન) એ જ મસ્જિદમાં મહેમાન હતું. આપ (સલ.) જાતે એ મહેમાનોની આગતા-સ્વાગતા કરતા હતા. અને જે લોકો હાજર થતા હતા, તેઓ કંઈને કંઈ ખાધા-પીધા વગર પાછા જતા ન હતા.

આપ (સલ.)ની ઉદારતામાં મુસ્લિમ કે ગેરમુસ્લિમ વચ્ચે ભેદભાવ ન હતો. મુશ્રિકો અને કાફિરો દરેક આપના મહેમાન થતા હતા અને આપ (સલ.) સમાન રીતે તેમની મહેમાનનવાઝી કરતા હતા. જ્યારે હબ્શ (એબીસીનિયા)નું ડેપ્યુટેશન આવ્યું, તો આપે તેના સભ્યોને ખુદ પોતાને ત્યાં મહેમાન ઉતાર્યા અને જાતે જ તેમની સેવા-ચાકરી કરી. એક વેળા એક કાફિર આપને ત્યાં મહેમાન ઉતર્યો. આપે તેને બકરીનું દૂધ આપ્યું. તે બધું જ ગટગટાવી ગયો. બીજી બકરી મંગાવી તો તેના માટે તેનું દૂધ પણ કાફી થયું નહીં. ટૂંકમાં એક પછી એક સાત બકરીઓ સુધી વાત પહોંચી. જ્યાં સુધી તેણે ''બસ'' ન કહ્યું, ત્યાં સુધી આપ તેને પિવડાવતા જ રહ્યા.

કદી કદી એવું પણ થતું કે, મહેમાનો આવી પડતાં ઘરમાં જે કાંઈ મૌજૂદ હોતું, તે તેમની ભેટ થઈ જતું. અને પછી ઘરના તમામ લોકો ફાકો કરતા (ભૂખ્યા રહેતા). આપ (સલ.) રાત્રિ દરમ્યાન ઉઠી ઉઠીને મહેમાનોની ખબરગીરી, દેખરેખ, પૂછપરછ કરતા રહેતા હતા.

## ❊ ભીખ તથા માંગથી નફરત ❊

એક વેળા એક અન્સારી આવ્યા અને કંઈક માંગ્યું. આપ (સલ.)એ તેમને પૂછ્યું કે, ''તમારી પાસે સાચે જ કંઈ નથી ?'' તેમણે જવાબ આપ્યો કે, માત્ર એક બિસ્તરો છે. જેનો થોડો ભાગ પાથરી લઉં છું અને થોડો ભાગ ઓઢી લઉં છું. અને એક પાણી પીવાનો પવાલો પણ છે. આપે એ બન્ને વસ્તુઓ લાવવાનું કહ્યું અને બોલ્યા : ''એ ચીઝોનો છે કોઈ ખરીદાર ?'' એક શખ્સે બે દિરહમમાં તે માંગી. આપે પૂછ્યું : ''એથી વધુ કિંમત પણ કોઈ આપનાર છે ?'' એક સાહિબે બમણી બોલી આપી. આપ (સલ.)એ તેમને તે વસ્તુઓ આપી દીધી અને દિરહમો પેલા અન્સારીને આપ્યા અને કહ્યું : ''એક દિરહમનું ખાવાનું ખરીદીને ઘરમાં આપી આવો, બીજા દિરહમની રસ્સી ખરીદો અને જંગલમાંથી લાકડાં લાવીને શહેરમાં વેચો.''



એ અન્સારી પંદર દિવસ પછી જ્યારે હુઝૂર (સલ.)ની ખિદમતમાં હાજર  થયા ત્યારે તેમની પાસે દસ દિરહમ ભેગા થઈ ચૂક્યા હતા. જેનાથી તેમણે થોડુંક કાપડ ખરીદયું અને થોડુંક અનાજ લીધું. આપે ફરમાવ્યું : ''આ ઠીક છે યા તે ? કિયામતના દિવસે કપાળ ઉપર ભિક્ષાનો દાગ શા માટે વેઠવામાં આવે ?''

એક વેળા કેટલાક અન્સારી આપ (સલ.)ની પાસે માંગવા આવ્યા. આપે તેમને આપ્યું અને જ્યાં સુધી આપની પાસે કંઈ રહ્યું ત્યાં સુધી આપતા રહ્યા. તેમની કોઈ માંગ નામંજુર કરી નહીં. જ્યારે આપની પાસે કંઈ રહ્યું નહીં, ત્યારે આપે ફરમાવ્યું : ''જ્યાં સુધી મારી પાસે કંઈ પણ હશે, ત્યાં સુધી હું તે બચાવીને મારા માટે રાખીશ નહીં. પણ જે શખ્સ અલ્લાહપાક પાસે એ દુઆ માંગે છે કે, તે તેને ભિક્ષા અને ભિક્ષુકવૃત્તિથી રક્ષિત રાખે, તો તેને અલ્લાહપાક અવશ્ય બચાવી લે છે. અને જે શખ્સ અલ્લાહ તઆલા પાસે ધન-દૌલત માંગે છે, તે તેને ધન-દૌલત બખ્શે છે. પણ જે ધીરજ ધરે છે, તેને અલ્લાહપાક ધૈર્યવાન બનાવે છે. અને યાદ રાખો ! સબ્ર (ધીરજ)થી ઉત્તમ, વિશાળ દૌલત કોઈને આપવામાં આવતી નથી.''

હકીમ બિન હિઝામે ઈસ્લામ સ્વીકાર્યો. એક વેળા તેમણે આપની પાસેથી કંઈક માંગ્યું. આપે તે આપ્યું. થોડાક દિવસ પછી તેમણે ફરી વાર એવી જ માંગનો હાથ ફેલાવ્યો. આપ (સલ.)એ ફરી વાર તેમને આપ્યું. પુનઃ ત્રીજીવાર માંગ્યું, આપ (સલ.)એ ત્રીજી વાર પણ આપ્યું. પરંતુ ફરમાવ્યું : ''હે હકીમ ! આ દૌલત મીઠી અને લીલી છે. જે કોઈ એને સ્વમાનપૂર્વક લે છે, તેના માટે એ ફળે અને બરકત આપે છે. અને જે એને ઘમંડ અને અદેખાઈથી પ્રાપ્ત કરે છે, તે એનાથી મહરૂમ રહે છે. એનું દષ્ટાંત તે શખ્સ જેવું છે, જે ખાયા જ કરે છે તે છતાં પણ તેનું પેટ ભરાતું નથી. ઉંચો હાથ (દેનાર) નીચા હાથ (લેનાર)થી બેહતર છે.''

હકીમ ઉપર આપ (સલ.)ની આ નસીહતની એ અસર થઈ કે, જ્યાં સુધી જીવતા રહ્યા, કદી તેમણે કોઈ પાસેથી કોઈ સામાન્ય વસ્તુ પણ ત્યાર પછીથી માંગી નહીં.





"હજ્જતુલ વિદાઅ" (આપની આખરી ઐતિહાસિક હજ્જ)માં આપ સદકાનો માલ વહેંચી રહ્યા હતા કે, બે સાહેબો આવીને મજલિસમાં શામેલ થઈ ગયા. આપે આંખ ઉઠાવી તેમના તરફ નજર કરી, તો તેઓ શરીરે તગડા અને હાથ-પગે સબળા દેખાયા. આપે તેમને કહ્યું : જો તમે ચાહો તો એમાંથી તમને પણ આપી શકું છું, પણ હક એ છે કે માલદાર અને તંદુરસ્ત તથા કામ કરી શકે એવા લોકોનો એમાં કંઈ હિસ્સો લાગતો નથી.

કુબયસહ નામના એક સજ્જન દેવાદાર થઈ ગયા હતા. તેઓ આપની સમક્ષ આવ્યા અને પોતાની પરિસ્થિતિ પેશ કરી. આપે તેમને વચન આપ્યું અને પછી કહ્યું : "હે કુબયસહ ! તલબ કરવી અને ભિક્ષા માંગવી તથા લોકો સામે હાથ ફેલાવવા માત્ર ત્રણ શખ્સો માટે જાઈઝ છે. એક તેના માટે, જે દેણદાર થઈ ગયો હોય, તે માંગી શકે છે. પરંતુ જ્યારે તેની હાજત પૂરી થઈ જાય ત્યારે તેણે થોભી જવું જોઈએ. બીજો તે શખ્સ માંગી શકે છે, જેના ઉપર કોઈ એવી અણધારી આફત આવી પડી હોય, જેના પરિણામે તેની બધી મૂંડી (નાણાં) બરબાદ થઈ જાય. ત્રીજો એવો શખ્સ માગવાનો હક્ક ધરાવે છે, જે ફાકા (ભૂખ)માં પરેશાન હોય અને વસ્તીના ત્રણ પ્રતિષ્ઠિત શખ્સો ગવાહી આપે કે, તે ફાકા કરી રહ્યો છે. એ ત્રણ સિવાય જે કોઈ ભીખ દ્વારા માંગીને ખાય છે, તે હરામનું ખાય છે.

## ❊ ભેટનો સ્વીકાર ❊

મિત્રો અને સ્નેહીઓના હદીયા કિંવા ભેટસોગાટ આપ (સલ.) કબૂલ કરતા હતા. બલ્કે આપ (સલ.) એવી આપ-લેને મુહબ્બત વધારવાનું ઉત્તમોત્તમ સાધન કહેતા હતા. "એકબીજાને ભેટ અને હદિયા આપતા રહેશો, તો પરસ્પર પ્રેમ પોષાશે." (હદીષ શરીફ)

એ જ કારણે અને શિક્ષણે સહચરો (સાથીઓ) સામાન્ય રીતે રોજ કંઈ ને કંઈ આપ (સલ.)ના ઘરે મોકલ્યા કરતા હતા.

ઉપર કહેવાય ગયું છે કે, કોઈ વસ્તુ આપને પેશ કરવામાં આવતી, ત્યારે આપ પહેલાં પૂછી લેતા હતા કે, "સદકો છે કે હદિયો ?" જો હદિયો



હોય તો સ્વીકારી લેતા, નહીં તો નકારી દેતા. એક વેળા એક સ્ત્રીએ એક ચાદર આપની ખિદમતમાં પેશ કરી. આપ (સલ.)એ તે લઈ લીધી. તે જ વેળા એક માણસે તે આપની પાસેથી માંગી, આપે તેને તે આપી દીધી.

આસપાસના વિસ્તારોમાંથી રાજવીઓ અને અમીરો પણ આપ (સલ.)ને તોહફા મોકલ્યા કરતા હતા. શામની સરહદના એક શૈખે આપને એક વેળા સફેદ ખચ્ચર ભેટ મોકલ્યું હતું. મિસ્રના અઝીઝે (બાદશાહે) પણ આપના માટે એક ખચ્ચર મોકલ્યું હતું. એક વેળા એક અમીરે આપ (સલ.)ને પગના મોજા મોકલ્યા હતા.

## ❊ ભેટસોગાટ આપવી ❊

આપ (સલ.) જેમનો હદિયો (તોહફો) સ્વીકારતા હતા, તેમનો બદલો પણ અવશ્ય ચૂકવ્યા કરતા હતા. હઝરત આઈશા (રદી.)ની રિવાયત છે કે, ‘‘આપ હદિયો સ્વીકારતા હતા અને તેનો બદલો પણ આપતા હતા.’’

એક વેળા બની ફઝારહ કબીલાના એક શખ્સે આપ (સલ.)ની સેવામાં એક ઊંટણી ભેટ તરીકે પેશ કરી. આપ (સલ.)એ બદલામાં તેને એક ભેટ મોકલી, તો તે ઘણો જ નારાજ થયો. આપે એક મિમ્બર પર ઉભા થઈને સામાન્ય ખુત્બો આપતાં ફરમાવ્યું કે, ‘‘તમે મને હદિયો આપો છો, હું મારી હૈસિયત મુજબ તેનો બદલો આપું છું, તો તમે નારાજ થાઓ છો ? તો હવે પછી હું કુરૈશ, અન્સાર, ષકીફ અને દૌસ સિવાય કોઈ કબીલાવાળાઓનો હદિયો કબૂલ કરીશ નહીં.

હઝ. અબૂ ઐયુબ અન્સારી (રદી.), જેમના મકાનમાં આપ (સલ.)એ ૭ મહિના સુધી મુકામ કર્યો હતો. તેમને આપ ઘણી વાર પોતાનું ખાણું મોકલ્યા કરતા હતા. પાડોશીઓ તથા આસપાસ રહેનારાઓના ઘરોમાં પણ ભેટ મોકલતા રહેતા હતા.

## ❊ કોઈના આભાર નીચે ન આવવું ❊

આપ (સલ.) કોઈના આભારનો ભાર ઉપાડવા રાજી ન હતા. હઝરત અબૂબક્ર (રદી.)થી સરસ જાંનિસાર આપનો કોઈ હોઈ શકતો હતો ? તે

છતાં પણ હિજરત પ્રસંગે જ્યારે તેમણે આપની સવારી માટે પોતાની સાંઢણી પેશ કરી, તો આપે તેની કિંમત અદા કરી.

મદીનામાં મસ્જિદ માટે જમીન જોઈતી હતી. જમીનના માલિકોએ તે મફત અને ભેટ આપવા ચાહી, પરંતુ આપે તેની કિંમત આપીને જ તે લીધી.

એક વેળા હઝરત ઉમર (રદી.) અને અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) બન્ને આપના સફર સાથી હતા. અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ની સવારીનું ઊંટ તોફાની હતું અને વારે વારે આપ (સલ.)ના ઊંટથી આગળ નીકળી જતું હતું. અબ્દુલ્લાહ તેને રોકતા હતા, પણ તે કાબૂમાં રહેતું ન હતું. હઝ. ઉમર (રદી.) વારંવાર અબ્દુલ્લાહને દાંટતા હતા. આપ (સલ.)એ હઝરત ઉમર (રદી.)ને કહ્યું : ‘‘એ ઊંટ મને વેચી દો.’’ તેમણે કહ્યું : ‘‘એ આપને ભેટ છે.’’ આપે ફરમાવ્યું : ‘‘ નહીં, દામ લેવા પડશે.’’ ઉમરે ફરીવાર કહ્યું : એ આપને ભેટ છે. આપે પુનઃ ઈન્કાર કર્યો. અંતે હઝરત ઉમર (રદી.) દામ લેવા કબૂલ થયા. આપે તે ઊંટ ખરીદી લઈને હઝ. અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ને આપી દીધું અને કહ્યું : ‘‘હવે એ ઊંટ તમારૂં છે.’’

## ❊ આપ (સલ.)ની પ્રમાણિકતાની અનોખી ઘટના ❊

તે અનોખી ઘટના એ છે કે જ્યારે હુઝૂરે અકરમ (સલ.)એ મદીના મુનવ્વરહ હિજરતનો ઈરાદો કર્યો તો હઝ. અલી (રદી.)ને પોતાના નાયબ બનાવ્યા, જેથી તેઓ પેલી અનામતોને તેમના માલિકો સુધી પહોચાડી દે, જે આપ (સલ.) પાસે મૂકેલી હતી. આપ (સલ.)ના જીવનની આ ઘટના ઘણી જ ધ્યાનપાત્ર છે, અને આંખ ઉઘાડનારી પણ.

કુરૈશીઓ એવા હતા કે તેઓ પોતાની માલ–દોલત આપ (સલ.)ની પાસે અનામતરૂપે મૂકી જતા હતા. જો કે તેમની અને આપ (અલૈ.)ની વચ્ચે સખત દુશ્મની હતી. એવી દુશ્મની જે જગજાહેર છે. બલ્કે ઈતિહાસમાં આવી શત્રુતાની કોઈ મિસાલ (જોડ) મળતી નથી.

એક તરફ (મૂર્તિપૂજા સહિત) અનેક બૂરી ટેવોથી તેઓનો મનમેળ થઈ ગયો હતો, અને આપ (સલ.) તેને છોડવાની વાત કરતા હતા. તેની સજારૂપે

મક્કાના અનેક મુશ્રિકો આપને તથા આપના સાથીઓને એવી શારીરિક અને માનસિક પીડાઓ આપતા હતા કે તે સાંભળીને રૂંવાટા ઊભા થઈ જાય. ત્યાં સુધી કે તેમણે પહેલા હબ્શહ્ (એબિસિનિયા) અને પછી મદીના મુનવ્વરહ હિજરત કરવા માટે મજબૂર કર્યા. અને આપનો સંપૂર્ણ સામાજિક બહિષ્કાર કર્યો. અને અબૂતાલિબની ઘાટીમાં સતત ત્રણ વર્ષ સુધી આપને તથા આપના સાથીઓને કેદ જેવી સ્થિતિમાં રાખી મૂકયા. તેમ છતાં તે લોકો કેવા હતા કે, પોતાનો માલ આપ (સલ.)ની પાસે અનામતરૂપે રાખતા હતા ! અને આપ (સલ.) તેમના અસહય જુલમો સિતમ હોવા છતાં પણ કેવી રીતે તેમના માલની સુરક્ષા કરતા હતા!

શું વિશ્વમાં એવા બે વર્ગો છે, જે એકબીજાથી નફરત કરતા હોય અને એકબીજાને મારવા તત્પર હોય, તેમ છતાં એકબીજા પાસે એવી વસ્તુઓને અનામત તરીકે મૂકે, જેનો નાશ થઈ જવાનો ભય હોય.

કોઈ દેશ, સમાજ કે પાર્ટીના ઈતિહાસમાં કોઈ એક પણ એવો સભ્ય છે, જે આવી ખૂબીઓ ધરાવતો હોય. અને તેની ઉપર લોકોનો આવો દૃઢ વિશ્વાસ હોય ? એક દૃષ્ટાંત પણ કોઈ બતાવી શકે છે કે, એક શખ્સ, યુધ્ધ હોય કે શાંતિ, પ્રેમમય વાતાવરણ હોય કે નફરતથી ભરપૂર માહોલ, બન્ને સ્થિતિમાં અમાનતદારી (પ્રમાણિકતા) અને શરાફત (ભદ્રતા)નો આવો ઉચ્ચ નમૂનો પેશ કરે. દોસ્ત, દુશ્મન, વિરોધીઓ અને હિમાયતીઓ બધા સાથે પ્રમાણિકતા તથા ન્યાયપૂર્વક વર્તન કરે. અને જેના મતે પ્રમાણિકતાની કિંમત લાગણીઓ તથા ભૌતિક હિતો અને હેતુઓથી વધારે હોય. અને જેની ઉપર નિકટવર્તીઓ અને દૂરના લોકો, શત્રુઓ, તથા મિત્રો બધાનો સરખો વિશ્વાસ હોય, જેની ઉપર વિશ્વાસ કરવો એક સર્વસ્વીકૃત બાબત હોય. માનવ જગતના ઈતિહાસમા કોઈની પાસે આવું એક પણ દૃષ્ટાંત છે ?

## ❊ રહેમ-કરૂણા ❊

આપ (સલ.)નો એક ગુણ રહમ-કરૂણા હતું. આ ગુણમાં આપ (સલ.) સાથે કોઈ મુકાબલો નહીં કરી શકે. આપ દરેક સ્થિતિમાં કરૂણાવાન રહયા. કમજોર અને નિરાધાર હતા ત્યારે પણ અને મજબૂત થયા ત્યારે પણ.



હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈર્શાદ છે : "તમે પૃથ્વીવાસીઓ પર રહેમ કરો, આકાશવાળાઓ તમારી ઉપર રહેમ કરશે." તેમજ ફરમાવ્યું : "જે લોકો પર રહેમ નથી કરતો, તેના પર અલ્લાહપાક પણ રહેમ નથી કરતા." તેમજ કહ્યું કે, "રહેમ કરનારાઓ પર અલ્લાહ તઆલા પણ રહેમ કરે છે." તેમજ "રહમત (નો ગુણ) અભાગી પાસેથી છીનવામાં આવે છે." *[તિરમિઝી : ૨/૧૪]*

કુર્આન શરીફમાં આપની વિશેષતા એ વર્ણવવામાં આવી છે કે, "તમારી પાસે તમારામાંથી જ એક પયગમ્બર આવ્યા. તમે જે મુશ્કેલીઓ અનુભવો છો એ તેમને બહુ સખ્ત લાગે છે. તેઓ તમારી હિદાયત માટેની ઘણી આતુરતા ધરાવે છે. અને ઈમાન લાવનારાઓ પર મહેરબાન છે." *[તૌબા : ૧૨૮]*

## ❊ ગરીબો સાથે જીવન પસાર કરવું ❊

આપ (સલ.)ની રહમત બધાને આવરી લેતી હતી. સ્વજનો હોય કે પારકા. ગરીબો સાથે આપ (સલ.)ને એટલી મુહબ્બત હતી કે આપ તેમની સાથે જીવવા મરવાની તથા તેમની સાથે જ ફરી જીવતાં થવાની દુઆ માંગતા હતા. આ હદીષે પાકને રિવાયત કરનાર હઝ. આયશા (રદી.)એ કારણ પૂછયું તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, "તેઓ માલદારોથી ૪૦ વર્ષ પહેલાં જન્નતમાં જશે. હે આઈશા ! (કાંઈ ન હોય તો) તું ગરીબને ખજૂરનો ટુકડો જ આપી દે, પરંતુ તેને (ખાલી હાથ) પાછો ન કરજે. હે આઈશા ! ગરીબોથી મુહબ્બત રાખ, તેમને નજીક રાખ, તને અલ્લાહ તઆલા કિયામતમાં નજીક રાખશે." *[તિરમિઝી શરીફ : ૩/૫૮]*

આપનું જીવન ગરીબો સાથે પસાર થયું. આપની પાસે જે કાંઈ હતું તે ગરીબો માટે હતું. એક વખત એક માણસને જોઈને રસૂલુલ્લાહ (સલ.)એ હાજરજનોનું મંતવ્ય પૂછયું, તો જવાબ મળ્યો કે, ઈઝઝતદાર માણસ છે. ક્યાંક શાદી કરવા ચાહે તો થઈ જાય, અને ક્યાંક કોઈની ભલામણ કરે તો સ્વીકારાય. આપ (સલ.) ચૂપ રહ્યા. એટલામાં એક ગરીબ માણસ પસાર થયો, તો તેના વિશે પણ લોકોને પૂછયું. જવાબ મળ્યો કે, ગરીબ મુસલમાન



છે. શાદી કરવા માંગે તો ન થાય, અને ભલામણ કરે તો ન સ્વીકારાય. આ સાંભળી અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે : "પેલા ઈઝઝતદારો જેવાથી આખી દુનિયા ભરાય જાય, તેનાથી આ એક ગરીબ બેહતર છે." *[બુખારી શરીફ : ૨/૯૫૪]*

અલ્લાહપાકના રસૂલ (સલ.)ના સ્વભાવમાં અલ્લાહપાકે જે કરૂણા રાખી હતી, તેના લીધે આપ (સલ.)એ નિર્બળ તથા ગરીબ લોકોને મદદ કરી. અને થોડાક જ વર્ષોમાં તે ગરીબોની એક એવી ઉમ્મત (સમૂહ) ઉભી કરી, જેની સામે પૂર્વ–પશ્ચિમ ઝૂકી ગયા.

અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)નું કહેવું હતું કે, તમે મને તમારા કમજોરોમાં શોધો. તમને તમારા કમજોરોના લીધે રોજી આપવામાં આવે છે, તથા તેમના લીધે તમારી મદદ કરવામાં આવે છે. *[અબૂ દાવૂદ : ૧/૩૪૯]*

ગરીબોને પોતાની પાસે જોઈ આપ (સલ.) ખુશ થતા. એક વખત માલદારોના ઈમાનની ઉમ્મીદમાં આપ (સલ.) તેમની સાથે વાત કરી રહયા હતા. તે દરમિયાન એક અંધ ગરીબ સહાબી આવ્યા, તો આપના કપાળ પર વળ પડી ગયા. આ ઘટનાની અલ્લાહ તઆલાએ નોંધ લીધી, અને તેના પર નારાજગી દર્શાવી અને કહયું કે, "જેને કાંઈ પડી નથી, એની તો તમે ચિંતા કરો છો, જો કે તમારી ઉપર જરૂરી નથી કે તે સુધરી જાય. અને જે તમારી પાસે દોડીને આવે છે, તેની તરફ તમે ધ્યાન નથી આપતા." (અર્થાત્ તમારે આવું ન કરવું જોઈએ.) *[અસ્બાબુન્નુઝૂલ : ૨૯૭]*

ગરીબો સાથે આપના ઉષ્માપૂર્ણ સબંધોથી આપના વિરોધીઓ આપથી નારાજ રહેતા હતા. તેઓ કહેતા કે શું અલ્લાહપાકે અમારામાંથી આવા (નીચલા સ્તરના) લોકો પર અહેસાન કર્યો છે ? તો પણ આપ (સલ.) હંમેશ ગરીબો સાથે સદ્વર્તાવ કરતા રહયા.

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ રદી. કહે છે કે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એક વખત મસ્જિદમાં તશરીફ લાવ્યા. અને ગરીબો સાથે બેસી ગયા. તેઓને જન્નતની ખૂશખબરી આપી, તો

તેમના ચહેરાઓ ચમકી ઉઠયા. મેં આ જોયું તો મને એ વાત પર અફસોસ થયો, કે હું તેઓમાંથી ન હતો. *[દારમી : ૨/૩૩૯]*

એક વખત આપ (સલ.)એ જોયું કે હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદી.) કોઈ ગરીબ સાથે ગેરવર્તન કરી રહયા છે. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેમનાથી કહયું કે, એક દિવસ તમને નેકી અને મદદ મળશે તે આ જ ગરીબોની અસરરૂપ હશે. અને આ ગરીબોનો તમારી પર એહસાન હશે. *[બુખારી શરીફ : ૧/૪૦૫]*

આ વાત તે વખતે સાબિત થઈ ગઈ, જ્યારે હઝરત સઅદ (રદી.)એ આ ગરીબો તથા ફકીરોને સાથે રાખી ''કાદિસિય્યહ'' પર હુમલો કર્યો. અને ત્યાં રૂસ્તમને પરાજિત કર્યો. અને કિસ્રાના દેશ (ઈરાન)ને ફતેહ કર્યો, જેની રૈયતમાં ખુદ આરબો પણ રહી ચૂકયા હતા.

ગરીબો તથા નાદારો સાથે આપ (સલ.)નો મુહબ્બતનો સબંધ તેમના મૃત્યુ પછી પણ રહેતો હતો. બુખારી શરીફની રિવાયત છે કે, આપ (સલ.)એ એક દિવસ એક કાળા માણસ વિશે પૂછયું કે, તે કયાં છે ? લોકોએ કહયું કે, તેનો ઈન્તેકાલ થઈ ગયો. તો રસૂલુલ્લાહ (સલ.)એ કહયું કે, તમે મને પહેલાં કેમ ન કહયું ? તો લોકો તેની કંઈક ખામી બતાવવા લાગ્યા. તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, મને તેની કબર બતાવો. પછી આપ (સલ.)એ ત્યાં જઈ તેના માટે દુઆ કરી. *[બુખારી શરીફ : ૧/૬૫]*

## ❊ ગુલામો સાથે સદ્‌વર્તાવની તાકીદ ❊

આ કારણોસર જ અલ્લાહપાકના રસૂલ (સલ.) ગુલામોની આઝાદી માટે પણ સતત પ્રયત્નશીલ રહ્યા. અને તેમના માટે પોતાનો પૈસો તથા પ્રભાવ વાપરતા રહયા. આપ (સલ.)ના દિલમાં તેમના માટે બહુ કરૂણા હતી. તેની સૌથી શ્રેષ્ઠ મિસાલ (ઉદાહરણ) આપના ગુલામ હઝરત ઝૈદ બિન હારિષહ (રદી.)ની છે. જેમને પોતાના પિતા તથા હુઝૂર (સલ.) વચ્ચે પસંદગી કરવાનું કહેવામાં આવ્યું તો તેમણે આપ અલયહિસ્સલામ પર પોતાની પસંદગી ઉતારી હતી. *[અલ ઈકમાલુ ફી અસ્માઈ ર્રિજાલ : ૫૯૫]*



આ તે વખતની વાત છે, જ્યારે આપ (સલ.) પાસે કોઈ રાજકીય શકિત પણ ન હતી. વધારામાં રસૂલુલ્લાહ (સલ.) કુરૈશની તકલીફ તથા મજાકના પણ ભોગ બનતા હતા. આપ (સલ.)એ પોતાના આ મુકત કરેલા ગુલામને રોમનો સાથેના યુધ્ધમાં સમગ્ર મુહાજિરીન તથા અન્સારના સરસેનાપતિ બનાવ્યા હતા. આપ રદી. તે જ યુધ્ધ (મૂતહ્‌ના યુધ્ધ)માં શહીદ થયા. *[અલ ઈકમાલ ફી અસ્માઈ રિંજાલ : ૫૯૫]* મક્કા પર વિજય મેળવી લીધા પછી રોમનો સાથેના યુધ્ધમાં એક વીસ વર્ષના ફુટડા યુવાનને સરસેનાપતિ બનાવવામાં આવ્યો. જે હઝરત ઝૈદના જ પુત્ર હઝરત ઉસામહ બિન ઝૈદ હતા. આપ (રદી.)ના વડપણ હેઠળ મોટા મોટા સહાબીઓ હતા.

*[તબ્કાતુલ કુબ્રા, ઈબ્ને સઅદ : ૨/૧૯૦]*

આપ (સલ.)એ પોતાના પ્રેમપૂર્વકના ઉપકારો દ્વારા ગુલામોની હેસિયત કેવી રીતે વધારી, તેનો અંદાજો આપ (સલ.)ના એ કથન (હદીષ)થી આવશે, જેના મુજબ આપ (સલ.)એ ફરમાવ્યું કે, ‘‘બુરો માલિક જન્નતમાં જશે નહીં.’’ *[ઈબ્ને માજહ : ૧/૨૭૧]* તેમજ ફરમાવ્યું કે, ‘‘સારો માલિક હોવું સૌભાગ્ય છે, અને બૂરો માલિક હોવું દુર્ભાગ્ય છે.’’ *[અબૂ દાવૂદ : ૨/૭૦૨]*

હુઝૂર (સલ.) નોકરો તથા સેવકો–ખાદિમો સાથે સદ્‌વર્તાવ કરનારા હતા. હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત કરે છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમારો ખાદિમ તમારી પાસે ખાવાનું લઈને આવે, તો જો તે સાથે ન બેસે તો ઓછામાં ઓછા એક કે બે કોળીયા તેને પણ ખવડાવે.

*[બુખારી શરીફ : ૧/૩૪૭]*

હઝ. મુઆવિયા બિન સુવૈદ (રદી.) કહે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)ની હયાતીમાં અમારા કુટુંબ (બની મુકરિન) પાસે એક જ નોકરાણી-ગુલામડી હતી. અમારામાંથી કોઈએ તેને માર્યું હતું. જ્યારે અલ્લાહપાકના રસૂલ (સલ.)ને તેની જાણ થઈ તો તેમણે કહયું કે, તેણીને આઝાદ (ગુલામીમાંથી મુક્ત) કરી દો. તો કુટુંબવાળાઓએ કહયું કે, અમારી પાસે આ એક જ નોકરાણી છે. ત્યારે આપ (સલ.)એ ફરમાવ્યું કે, ‘‘જ્યાં સુધી (બીજી વ્યવસ્થા ન હોવાના લીધે તેનું) કામ છે, ત્યાં સુધી તેનાથી કામ લો.



પછી તેને આઝાદ કરી દેજો.'' *[મુસ્લિમ શરીફ : ૨/૨૭૧]*

હઝરત અબૂ મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે, મેં મારા ગુલામને કોરડાથી માર્યો. તો પાછળથી કોઈકે મને અવાજ આપ્યો. પાછળ જોયું તો અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એમ ફરમાવી રહ્યા હતા : ''હે અબૂ મસ્ઉદ ! જાણી લે કે અલ્લાહ તઆલા તમારા પર એનાથી વધારે કાબૂ ધરાવે છે, જેટલો કાબૂ તમે આ ગુલામ પર ધરાવો છે.''

*[મુસ્લિમ શરીફ : ૨/૫૧]*

ગુલામો ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની મહેર એટલી બધી હતી કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કોઈના મોઢેથી એવું સાંભળવાનું પસંદ ન કરતા કે, આ મારો નોકર કે નોકરાણી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેની મનાઈ ફરમાવી છે. તેના બદલે છોકરો કે છોકરી કહેવાની તાલીમ આપી. *[મુસ્લિમ શરીફ : ૨/૨૩૮]*

હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની આ કેળવણીના લીધે ગુલામોને સ્વતંત્રતા તથા સમાનતા મળી. પૂર્વગ્રહો–ભેદભાવ તથા અભિમાન દૂર થયા.

હઝરત મઅરૂર બિન સુવૈદ (રદી.) કહે છે કે, મેં હઝ. અબૂઝર (રદી.) તથા તેમના ગુલામને એકસરખા કપડાં પહેરેલાં જોયા. તો મેં તેમનાથી તેનું કારણ પૂછયું, તો તેઓ કહેવા લાગ્યા કે, મેં અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને એમ કહેતા સાંભળ્યા છે કે, ''ગુલામો તમારા ભાઈ છે. જેમને અલ્લાહ તઆલાએ તમારા હાથ નીચે કરી દીધા છે. તો જેની પાસે ગુલામ હોય, તો તે જે ખાય, ગુલામને પણ તે જ ખવડાવે. અને તમે જે પહેરો, ગુલામને પણ તે જ પહેરાવો. અને તેમની તાકાતથી વધારે તેમનાથી કામ ન લો. અને જો વધારે કામ લો તો તેઓની મદદ કરો.

*[બુખારી શરીફ : ૨/૮૯૩]*

હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, ''મેં દસ વર્ષ સુધી અલ્લાહપાકના રસૂલ (સલ.)ની સેવા કરી, પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મને ક્યારેય ઉંહ સુધ્ધાં નહીં કહયું.''*[બુખારી : ૨/૮૯૨]*



અલ્લાહપાકના રસૂલ (સલ.) ગરીબો, નાદારો, ખાદિમો અને ગુલામો સાથે હળીમળીને રહેતા હતા. તેમની દઅવત કબૂલ કરતા, તેઓ બીમાર પડતા તો તેમની ખબરઅંતર પૂછતા, તેમના જનાઝામાં જતા અને તેમની નમાઝે જનાઝા પઢતા હતા. શરીઅત મુજબ બૈતુલમાલ (રાજકોષ)માં ગુલામોની આઝાદી માટે અલગથી રૂપિયા ફાળવવામાં આવતા હતા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ગુલામોને આઝાદ કર્યા પછી તેને આર્થિક મદદ પણ કરતા હતા.

## ❊ માનવીય સમાનતા ❊

આપ (સલ.)ની એક મહત્વપૂર્ણ તાલીમ માનવજાતિ દરમ્યાન સમાનતા છે. આપની શિક્ષા છે કે, મનુષ્ય માત્ર કોઈ વિશેષ રંગ, વંશ, જાતિ, પ્રદેશમાં જન્મ લેવાથી ન તો ઉચ્ચ, શ્રેષ્ઠ અને સજ્જન કહેવડાવાને લાયક છે, અને ન જ આ નિમ્નતા, અપમાન અને તુચ્છતાનું માપદંડ છે. બલ્કે તમામ મનુષ્યો, ચાહે કોઈ રંગ કે વંશથી હોય, પરસ્પર ભાઈ-ભાઈ છે.

હઝરત મુહમ્મદ (સલ.)એ ફરમાવ્યું : ''તમે સૌ આદમના સંતાન છો અને આદમ માટીથી બન્યા હતા.''

એક અન્ય અવસરે વધુ વ્યાખ્યા કરતાં ફરમાવ્યું : ''હે લોકો ! જાણી લો કે, તમારો રબ (માલિક અને પાલનહાર) એક છે, તમારો પિતા એક છે. કોઈ આરબને બિનઆરબ ઉપર શ્રેષ્ઠતા નથી અને ન કોઈ બિનઆરબને કોઈ આરબ ઉપર. ન ગોરાને કાળા ઉપર અને ન કાળાને ગોરા ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત છે. શ્રેષ્ઠતા જો પ્રાપ્ત છે, તો માત્ર તકવા (ઈશભય) અને પરહેઝગારી (સંયમ)થી છે.'' *(મુસ્નદે અહમદ)*

આપ (સલ.) આ સમાનતાના વ્યવહારિક આદર્શ હતા. જો કે આપનું પાલન-પોષણ એક એવા સમાજમાં થયું હતું, જ્યાં જાતિય શ્રેષ્ઠતાનું ચલણ હતું. આપની દૃષ્ટિમાં નાના-મોટા, અમીર-ગરીબ સૌ સમાન હતા. આપ (સલ.) પણ સ્વયં પોતાના માટે કોઈ વિશિષ્ટતા પસંદ કરતા ન હતા. સૌની સાથે હળી-મળીને રહેતા હતા. ત્યાં સુધી કે, જે લોકો આપને ઓળખતા ન હતા, તેમને પૂછવું પડતું કે, પયગમ્બર મુહમ્મદ (સલ.) કોણ છે ?





વ્હાલા નબી (સલ.) સહાબા (સાથીઓ)ની સાથે હળી-મળીને કામ પણ કરતા રહેતા હતા. મસ્જિદે નબવીના નિર્માણમાં આપ (સલ.)એ મજૂરની જેમ કામ કર્યું. ખાઈના ખોદકામમાં આપ સામેલ થયા. એક યુદ્ધમાં સહાબાએ સ્વયં ભોજન બનાવ્યું અને કામ વહેંચી લીધું. આપ (સલ.)એ પોતાના ભાગે એ કામ લીધું કે, આપ જંગલમાંથી લાકડાં કાપીને લાવતા. સહાબાએ કહ્યું કે, અમે સેવા માટે હાજર છીએ, તો આપ (સલ.)એ મનાઈ કરી દીધી અને કહ્યું કે, ''હું તમારાથી શ્રેષ્ઠ રહેવા નથી માંગતો.''

એક વાર સવારીઓ ઓછી હતી, તો એક ઊંટ ઉપર ત્રણ સહાબા વારાફરતી સફર કરી રહ્યા હતા. આપ (સલ.) પણ આ પ્રકારે સફર કરી રહ્યા હતા. આપના સાથીઓએ ઘણી વાર કહ્યું કે, અમે પગપાળા ચાલીશું, આપ સવાર રહો. પણ આપ (સલ.)એ કહ્યું : ''ન તમે મારાથી અધિક પગપાળા ચાલી શકો છો, અને ન હું તમારાથી ઓછો સવાબનો જરૂરતમંદ છું.''

એક વાર પ્રતિષ્ઠિત કબીલા મખઝૂમની એક મહિલા ચોરીમાં પકડાઈ ગઈ. લોકોએ આપ (સલ.)ના પ્રિય હઝરત ઉસામા ઈબ્ને ઝૈદ (રદી.) દ્વારા ભલામણ કરાવી કે, તેને છોડી દેવામાં આવે. આપ (સલ.)એ કહ્યું : ''ઉસામા, તમે અલ્લાહપાકના કાનૂન સબંધે ભલામણ કરો છો ?''

આપ (સલ.)એ લોકોને સંબોધિત કરતાં કહ્યું કે, તમારાથી પહેલાની ઉમ્મતો (સમૂદાયો) એટલા માટે બરબાદ થઈ ગઈ કે, જ્યારે તેમનામાં કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિ કોઈ ગુનોહ કરતો, તો તેને માફ કરી દેતા અને સાધારણ વ્યક્તિ ગુનોહ કરતો, તો તેને સજા આપતા. અલ્લાહપાકના સોગંદ ! જો મુહમ્મદની દીકરી ફાતિમા પણ ચોરી કરતે, તો તેને પણ તેના ગુનાહની સજા અવશ્ય આપવામાં આવતે.

## ❊ ગુલામીનો અંત ❊

ગુલામીના અમાનવીય રિવાજને ધીમે ધીમે સમાપ્ત કરી દેવામાં આવ્યો. અલ્લાહપાકના રસૂલ (સલ.)ના આંદોલને ગુલામોની સ્વતંત્રતા અને તેમની સાથે ઉત્તમ વ્યવહારને એક અભિન્ન અંગ બનાવી લીધું.





આપ (સલ.)એ કહ્યું : "જેને ખુદા તઆલાએ તમારા આધિન કરી દીધા, તેને તે ખવડાવો જે તમે ખાઓ છો અને તે જ વસ્ત્ર પહેરાવો, જે તમે સ્વયં પહેરો છો. અને તેમને એટલું કામ ન આપી દો, જે તેમના માટે ભારે થઈ જાય. અને જો ભારે કામ આપો, તો તેના કામને પૂરૂ કરવામાં જાતે પણ સાથે મળીને તેની સહાયતા કરો. *(બુખારી શરીફ)*

આપ (સલ.)ના આદેશ ઉપર જ્યારે સહાબા (રદી.)એ અમલ કરવાનું શરૂ કર્યું, તો એ ભેદ કરવું કઠિન થઈ ગયું કે, માલિક કોણ છે અને દાસ (નોકર) કોણ ? *(બુખારી શરીફ)* આમ, ગુલામી વાસ્તવમાં સમાપ્ત થઈ ગઈ. આ સુધારણાની પાછળ પણ કોઈ સરકારી કે રાજનૈતિક શક્તિ કે પોલિસ-ફૌજ કે કાનૂન ન હતા. આ બધો ચમત્કાર હતો અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ના મહાન વ્યક્તિત્વનો ! રંગ અને વંશનો ભેદ એ રીતે સમાપ્ત થઈ ગયો કે, તે જ આરબો, જે કાળા લોકોથી ઘૃણા કરતા હતા, તે જ આરબોમાં એક હબ્શી ગુલામ હઝરત બિલાલ (રદી.) મસ્જિદે નબવીના મુઅઝ્ઝિન (અઝાન આપનાર)ની હેસિયતથી પ્રતિષ્ઠિત થયા અને તેમને દુનિયામાં ઉચ્ચ સ્થાન પ્રદાન કરવામાં આવ્યું.

ગુલામો પ્રત્યે નબી (સલ.)ના દયાભાવ અને વ્યવહારે સહાબાને ખૂબ પ્રભાવિત કર્યા. હઝરત ઉસ્માન (રદી.)એ જેઓ ખૂબ ધનવાન, દાનવીર અને વ્હાલા નબીના જમાઈ અને તૃતીય ખલીફા હતા, એક વાર ક્રોધમાં પોતાના ગુલામનો કાન મરડી નાંખ્યો, તો તે જ સમયે તેમને લાગ્યું કે, આ તો સારૂં નથી થયું. ગુલામને કહ્યું : "તમે પણ મારો કાન મરડી નાંખો." ગુલામે કાન ઉપર હાથ મૂકી દીધો, તો તેઓ બોલ્યા : "ના, તે જ રીતે સખ્તાઈથી મરડો, જેવી રીતે મેં મરડ્યો હતો. આખિરતમાં અલ્લાહ તઆલા તેના વિશે પૂછે તેનાથી સારૂં છે કે, આજે જ તેનો બદલો લઈ લેવામાં આવે."

## ❊ સ્ત્રીઓનું માન-સન્માન ❊

હઝરત મુહમ્મદ (સલ.)ના આગમન પૂર્વે સ્ત્રીઓની ઘણી દુર્દશા હતી. તેમને કોઈ અધિકાર પ્રાપ્ત ન હતો. વારસામાં કોઈ હિસ્સો ન હતો. દુરાચાર



અને બળાત્કાર સામાન્ય હતા. નિર્લજ્જતા અને બેશરમીનું ચલણ હતું. નિકાહ (લગ્ન)ની કોઈ સીમા ન હતી. પુરૂષ જેટલી ચાહે શાદીઓ કરી લેતો. ત્યાં સુધી કે, સાવકી માતા ઉપર પણ અધિકાર જમાવીને તેને પત્ની બનાવી લેવામાં આવતી. પુત્રીની હત્યાનો રિવાજ પ્રચલિત હતો. બાળકી જન્મતી, તો તેને જીવતી દાટી દેવામાં આવતી હતી. સ્ત્રીઓ સાથે કોઈ શિષ્ટ વ્યવહાર કરવામાં આવતો ન હતો, અને દરેક પ્રકારે શોષણ કરવામાં આવતું હતું તેમજ તેને ભોગ-વિલાસની વસ્તુ સમજવામાં આવતી હતી.

માનવતા-ઉપકારક હઝરત મુહમ્મદ (સલ.)એ આ ગંદી માનસિકતાને સંપૂર્ણપણે બદલી નાખી અને સ્ત્રીઓને તેમના સ્વાભાવિક અધિકાર આપ્યા તથા સમાજમાં આદર-સન્માન પ્રદાન કર્યું.

કુર્આને કરીમમાં ઉલ્લેખ છે : ‘‘તેમની સાથે ભલી રીતે જીવન વિતાવો. જો તેઓ તમને પસંદ ન હોય, તો બની શકે છે કે, એક વસ્તુ તમને પસંદ ન હોય, પરંતુ અલ્લાહપાકે તેમાં ઘણી જ ભલાઈઓ મૂકી દીધી હોય.’’

*(કુર્આન શરીફ : ૪:૧૯)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.)નું બયાન છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : ‘‘મુઅમિનોમાં ઈમાનની દૃષ્ટિએ સૌથી પૂર્ણ તે છે, જે તમારામાં નૈતિકતા (અખ્લાક)ની દૃષ્ટિએ સૌથી સારો હોય. અને તમારામાં સૌથી સારો તે છે, જે પોતાની સ્ત્રીઓ પ્રત્યે સારો હોય.’’

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ મહિલાઓ અને પુરૂષોને ન્યાયપૂર્વક અધિકારો આપ્યા. બન્નેને માલ અને સંપત્તિમાં અધિકારો પ્રદાન કર્યા. બન્નેને પોતપોતાની સંપત્તિ ખરીદવા-વેચવા અને તેની વ્યવસ્થા કરવાની આઝાદી આપી. તેઓ ચાહે તેને ગીરો મૂકે, પટ્ટા ઉપર આપે, કોઈને વેચી દે અથવા તેને પોતાની જરૂરતો પૂરી કરવામાં ઉપયોગ કરે. સ્ત્રીઓને પુરૂષ સમાન અધિકારો પ્રાપ્ત છે.

કુર્આને પાકમાં છે : ‘‘પુરૂષો માટે એ માલમાં હિસ્સો છે, જે માં-બાપ અને નજીકના સગાઓએ પાછળ મૂક્યો હોય અને સ્ત્રીઓ માટે પણ એ

માલમાં હિસ્સો છે, જે માં-બાપ અને નજીકના સગાઓએ પાછળ મૂક્યો હોય.'' *(કુરૂઆન શરીફ : ૪:૭)*

''જે કંઈ પુરૂષોએ કમાયું છે, તે મુજબ તેમનો હિસ્સો છે અને જે કંઈ સ્ત્રીઓએ કમાયું છે, તે મુજબ તેમનો હિસ્સો.'' *(કુરૂઆન શરીફ : ૪:૩૨)*

એક હદીષે પાકમાં હઝરત મુહમ્મદ (સલ.)એ સ્ત્રીઓ અંગે શિખામણ આપી છે કે, ''જે તમે ખાઓ, તેમને પણ ખવડાવો. જે કંઈ તમે પહેરો, તેમને પણ પહેરાવો. તેમને મારો નહીં અને અપશબ્દો ન કહો.'' *(અબૂ દાઉદ)*

વ્હાલા નબી (સલ.)એ દીકરીઓના પાલન-પોષણની પ્રેરણા આપી. તેમની હત્યા ઉપર પ્રતિબંધ લગાવ્યો. વર્તમાન યુગમાં પણ મુસ્લિમ સમાજ ભ્રુણ હત્યા જેવી બૂરાઈઓથી મુક્ત છે. આ ઈસ્લામની શિક્ષાઓનો જ પ્રભાવ છે. જ્યારે બીજા સમાજોમાં આ પ્રકારની ઘટનાઓ આજે પણ જોવા મળે છે. હવે તો બિનમુસ્લિમ સમાજમાં નારી ભ્રુણ હત્યાનો જાણે રિવાજ જ બની ગયો છે.

ઈસ્લામ પુત્રીઓ ઉપર પુત્રોને પ્રાથમિકતા આપતો નથી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ''જે વ્યક્તિને પુત્રી હોય, તે ન તો તેને જીવતી દાટે, ન તેની સાથે ઉપેક્ષાનો વ્યવહાર કરે, ન તેના ઉપર પોતાના પુત્રને જ પ્રમુખતા આપે, તો અલ્લાહપાક તેને જન્નતમાં દાખલ કરશે.'' *(અબૂ દાઉદ)*

અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ પુત્રીઓના ભરણપોષણ, શિક્ષણ (ઈલ્મ), શાદી-વિવાહ અને તેમની સાથે સમતાના વ્યવહાર ઉપર જહન્નમ (નર્ક)થી મુક્તિ મેળવવા અને જન્નત (સ્વર્ગ) મળવાની ખુશખબર સંભળાવી છે : ''જેણે ત્રણ પુત્રીઓનું પાલનપોષણ કર્યું, તેમના શિક્ષણ-પ્રશિક્ષણનો પ્રબંધ કર્યો અને તેમનું લગ્ન કર્યું તથા તેમની સાથે પછી સદ્વ્યવહાર કર્યો, તો તેના માટે જન્નત છે.'' *(અબૂ દાઉદ)*

એક હદીષમાં છે કે, ''તમારામાંથી જેની ત્રણ પુત્રીઓ અથવા ત્રણ બહેનો હોય અને તે તેમની સાથે સારો વ્યવહાર કરે, તો તે જન્નતમાં અવશ્ય -પણે દાખલ થશે. *(તિરમિઝી શરીફ)*



હઝરત અબૂ હુરૈરહ (રદી.) બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : “જેને ત્રણ પુત્રીઓ હોય અને તે તેના સંદર્ભની તકલીફો અને આર્થિક મુશ્કેલીઓ ઉપર ધીરજ ધરે, તો તેની સાથે તેની હમદર્દીના કારણે અલ્લાહપાક તેને જન્નતમાં દાખલ કરશે.”

આ બાબતે કોઈ વ્યક્તિએ પૂછ્યું કે, કોઈની બે પુત્રીઓ હોય (અને તે તેના સંદર્ભમાં તકલીફ ઉઠાવે) તો ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, બે પુત્રીઓ હોય તો (અલ્લાહપાક જન્નત આપશે). એક વ્યક્તિએ ફરી પૂછ્યું કે, જો એક પુત્રી હોય તો ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, એક હોય તો પણ. *(મુસ્તદરકે હાકિમ)*

આપ (સલ.)એ શાદી-વિવાહમાં છોકરીની સહમતિને સ્થાન આપ્યું.

પતિનો દેહાંત થઈ જાય અથવા તેને તલાક આપવામાં આવે અને મહિલા આર્થિક દૃષ્ટિએ સ્વાવલંબી ન હોય, તો સંતાન ઉપર અને સંતાન ન હોવાની સ્થિતિમાં પિતા અથવા અન્ય નિકટના સગા-સબંધીઓ ઉપર તેની જવાબદારી નાખવામાં આવી છે.

હઝરત સુરાકહ બિન માલિક (રદી.)નું બયાન છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : “શું હું તમને બતાવું કે, સૌથી મોટો સદકો (દાન-પુણ્ય) શું છે ?” કહેવામાં આવ્યું : “હુઝૂર ! જરૂર બતાવો.” આપ (સલ.)એ ફરમાવ્યું : “પોતાની એ દીકરી ઉપર ઉપકાર કરવો, જે (વિધવા હોવાને કે તલાક આપવાને કારણે) તારી તરફ પરત કરી દેવામાં આવી હોય અને તારા સિવાય અન્ય તેના માટે કમાનાર ન હોય.” *(મુસ્નદે અહમદ)*

આપ (સલ.)એ વિધવા સાથે લગ્ન કરવાની પ્રેરણા આપી છે અને તેને પુણ્ય-કર્મ બતાવ્યું.

## ❊ પશુ-પક્ષીઓ પ્રત્યે દયા ❊

હઝરત મુહમ્મદ (સલ.)એ મનુષ્યો પ્રત્યે ઉદારતા, ક્ષમાશીલતા અને દયાળુતાનો વ્યવહાર કર્યો અને તેની શિક્ષા આપી. તે સાથે પશુ-પક્ષીઓ ઉપર પણ દયા કરવાની તઅલીમ આપી.





આપ (સલ.) સમસ્ત જીવધારીઓ માટે રહમત (કૃપા) બનાવીને મોકલવામાં આવ્યા હતા. પશુ-પક્ષી પણ તેનાથી અલગ ન હતા. આપ અત્યંત બહાદુર હતા અને અત્યંત કોમળ હૃદય પણ હતા. આપ (સલ.)એ પશુઓ સાથે પણ નરમી-પ્રેમ કરવા, તેમને ખવડાવવા-પીવડાવવાનો આદેશ આપ્યો અને સતાવવાથી રોક્યા. ઈસ્લામના આગમન પૂર્વે આરબો નિશાનબાજીનો શોખ એ રીતે પૂરો કરતા હતા કે, કોઈ જાનવરને બાંધી દેતા અને તેના ઉપર નિશાન તાકાતા. આપ (સલ.)એ તેની સખ્તીથી મનાઈ કરી. એક વાર આપની નજર એક ઘોડા ઉપર પડી, જેના ચહેરા ઉપર ડામ આપવામાં આવ્યો હતો. આપ (સલ.)એ કહ્યું : ‘‘જેણે તેના ચહેરા ઉપર ડામ આપ્યો છે, તેના ઉપર અલ્લાહપાકની ફિટકાર થાય.’’ *(તિરમિઝી શરીફ)*

આપ (સલ.)એ પશુઓને પરસ્પર લડાવવાની પણ મનાઈ કરી. આપની દયા ભાવનાનું એક ઉદાહરણ જુઓ :

એક સફરમાં આપ (સલ.)ના સાથીઓએ એક પક્ષીના બે બચ્ચાં પકડી લીધા, તો પક્ષી પોતાના બચ્ચાં માટે વ્યાકુળ થઈ ગયું. આપ (સલ.)એ જોયું તો કહ્યું : ‘‘તેને કોણે વ્યાકુળ કર્યું છે ?’’ સહાબાએ કહ્યું : ‘‘અમે તેના બચ્ચાં પકડી લીધા છે.’’ આપ (સલ.)એ તેમને છોડી દેવા હુકમ કર્યો. *(અબૂ દાઉદ)*

તેનાથી મળતી એક ઘટના એ છે કે, આપ (સલ.)ની પાસે એક વ્યક્તિ આવી અને તેણે કહ્યું કે, એક ઝાડીમાં ચકલીના આ બચ્ચાં હતા, મેં કાઢી લીધા. તેની માં મારા ઉપર ચક્કર-ચક્કર ઘૂમવા લાગી. આપ (સલ.)એ કહ્યું : ‘‘જાઓ અને જ્યાંથી આ બચ્ચાંઓને ઉઠાવ્યા છે, ત્યાં જ મૂકી આવો. *(અબૂ દાઉદ)*

એક રિવાયતમાં છે કે, એક ઊંટ ભૂખથી બેહાલ હતું. આપ (સલ.)ને જોઈને તે વ્યાકુળ થઈ ગયું. આપ (સલ.)એ તેના માલિકને, જે એક અન્સારી હતા, બોલાવીને ચેતવણી આપી : ‘‘શું તમે આ જાનવરના મામલામાં અલ્લાહ તઆલાથી નથી ડરતા ?’’ *(અબૂ દાઉદ)*

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ તેનાથી રોક્યા છે કે, જાનવરોને મારવા માટે બાંધવામાં આવે. *(બુખારી, મુસ્લિમ)*





પશુઓ સાથે નિર્દયી અને નિષ્ઠુરતાપૂર્વકનો વ્યવહાર કરવાના અનેક મામલાઓ ઈસ્લામના પૂર્વે આરબોમાં જોવા મળતા હતા. હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેમની સાથે કરવામાં આવતી તમામ બળજબરી અને અત્યાચારની મનાઈ કરી.

## ❊ પશુ–પક્ષીઓના હકકો ❊

અલ્લાહપાકના રસૂલ (સલ.)ની કરૂણા માત્ર માનવી સુધી સીમિત ન હતી. આપની અસીમ કૃપાએ પ્રાણીઓને પણ આવરી લીધા હતા. આ સબંધે આપ (સલ.)એ આરબોની કેટલીક કુટેવો છોડાવી હતી. આરબો જીવતા જાનવરના માંસને કાપી–શેકીને ખાઈ લેતા હતા, જેને આપ (સલ.)એ હરામ ઠરાવ્યું. *[અબૂ દાવૂદ : ૨/૩૯૫]*

આવી જ રીતે ગામડાઓમાં ઓળખ માટે જાનવરો પર છૂંદણાં છૂંડાવવાની પ્રથા હતી. જેનાથી આપ (સલ.)એ લોકોને રોકયા. આરબો (તીરંદાઝીની પ્રેકટીસ કરતી વખતે) જાનવરોને તીરના લક્ષ્ય બનાવતા હતા. *[મુસ્લિમ શરીફ : ૨/૧૯૩]* જેનાથી હુઝૂરે અકરમ (સલ.)એ મના કર્યું. જીવતા ઘોડાની પૂંછડી કાપી લેવાની પણ આપે મનાઈ ફરમાવી. *[અબૂ દાવૂદ :૧/૩૪૪]*

એક વખત આપ (સલ.) એક બાંધેલી, ભૂખી ઊંટણી પાસેથી પસાર થયા. તો આપ (સલ.)એ તેને ખોલી નાંખી. અને લોકોને જાનવરોની બાબતે અલ્લાહ તઆલાથી ડરવા માટે ભારપૂર્વક જણાવ્યું. *[અબૂ દાવૂદ : ૧/૩૪૫]*

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ એક વખત એક ઘટના વર્ણવી. કહયું કે, એક માણસે એક તરસ્યા કૂતરાને પાણી પિવડાવ્યું તો અલ્લાહપાકને તેની એ અદા પસંદ પડી. અને તેની મગફિરત કરી દીધી. *[બુખારી શરીફ : ૨/૮૮૮]* લોકોએ પૂછયું કે, હે અલ્લાહપાકના રસૂલ ! શું અમોને પ્રાણીઓ સાથે સદ્વર્તાવના લીધે પણ સવાબ મળશે ? તો આપ ((સલ.)એ ફરમાવ્યું : “દરેક જીવતા કાળજાને ફાયદો પહોંચાડવો સવાબનું કાર્ય છે.” *[મુસ્લિમ : ૨/૨૩૭]* તેમજ આપ (સલ.)એ એક બીજી પણ ઘટના વર્ણવી કે, એક સ્ત્રી એટલા માટે જહન્નમમાં ગઈ કે તેણે એક બિલાડીને ભૂખી તરસી બાંધેલી



રાખી, એને ખુલ્લી ન છોડી. *[મુસ્લિમ : ૨/૨૩૬]* કે તે પોતે કંઈક ખાય–પી લેતી (અંતે તે મરી ગઈ).

આપ (સલ.)એ આ દાખલાઓ તે કૌમને આપ્યા, જે પશુઓ પર રહેમ કરવાને સવાબનું કાર્ય સમજતી ન હતી. આ શીખના લીધે મુસ્લિમોમાં રહેમની ભાવના પેદા થઈ અને ત્યાર પછી પૂર્વ–પશ્ચિમે તેમનાથી શીખ્યું.

આપ (સલ.) એ વાતથી પણ લોકોને રોકતા હતા કે, જાનવરોની પીઠને મંચ બનાવવામાં આવે (કે તેમની પર બેસી જઈ કોઈક કારણસર તેમને ઉભા રાખવામાં આવે). આપ ફરમાવતા કે, આ જાનવરો તમારી મુસાફરી માટે છે. તમારે તે સિવાય કંઈક કામ હોય તો જાનવર પરથી ઉતરીને, જમીન પર કરો. (જાનવર પર બેસીને તમારા કામ કરવાથી તેને બેકારની મુસીબત વેઠવી પડે છે.) *[અબૂ દાવૂદ : ૧/૩૪૭]*

આપ (સલ.)ની કરૂણાનું એક દ્રશ્ય જુઓ : હઝરત અબ્દુર્રહમાન બિન અબ્દુલ્લાહ (રદી.) ફરમાવે છે કે, અમે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) સાથે એક પ્રવાસમાં હતા. અમે ‘‘હુમ્મરહ્’’ નામની એક ચકલી તથા તેના બે બચ્ચાંઓ જોયાં. અમે બન્ને નાના બચ્ચાંઓને ઉઠાવી લાવ્યા, તો તે ચકલી અમારી નઝદીક આવીને ઉડવા લાગી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ જોયું તો પૂછયું કે તેના બચ્ચાં લઈ કોણે તેને હેરાન કરી છે ? તેના બચ્ચાં પાછા મૂકી આવો.’’ *[અબૂદાવૂદ : ૨ /૪૧૭]*

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ હઝરત આયશા (રદી.)ને સવારીના ઉંટ ઉપર સખ્તાઇ કરતાં જોયા તો ફરમાવ્યું : ‘‘જે માણસ નરમદિલીથી દૂર હોય છે, તે જાણે બધી ભલાઈથી દૂર હોય છે.’’ *[મુસ્લિમ શરીફ : ૨/૩૨૨]*

## ❊ બાળકો પ્રત્યે નરમી તથા રહેમનો આદેશ ❊

આ રહમત (કરૂણા) તથા શફકત (સ્નેહ) આપના ચેહરા પર ત્યારે ઝળકતી હતી, જ્યારે આપ (સલ.) કોઈ બાળકને જોતા હતા. આપ અલયહિસ્સલામ પોતાના સહાબા (સાથીઓ)ના બાળકોને ખોળામાં લઈને ખૂશી વ્યક્ત કરતા હતા. ક્યારેક સમજણાં થઈ ગયેલા બાળકો પાસેથી


આપ પસાર થતા તો આપ (સલ.) તેમને સલામ કરતા. *[બુખારી : ૨/૯૨૩]* રસ્તામાં કોઈ બાળકને જોતા તો તેને ખૂશ કરવા માટે પોતાની ઉંટણી પર બેસાડી લેતા. હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, ''અલ્લાહપાકના રસૂલ (સલ.)થી વધારે સ્નેહાળ પિતા મેં નથી જોયા.'' *[મુસ્નદે અહમદ : ૧૨૧૨૬]*

હઝરત ઉસામા બિન ઝૈદ (રદી.) ફરમાવે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મને પોતાની જમણી સાથળ પર અને હઝરત હસન (રદી.)ને પોતાની ડાબી સાથળ પર બેસાડી લેતા હતા. પછી બન્નેને ખોળામાં લઈ લેતા હતા, અને ફરમાવતા હતા : અય અલ્લાહપાક ! બન્ને પર રહમ કર. એટલા માટે કે એમની ઉપર મને પણ રહમ આવે છે.*[બુખારી શરીફ : ૨/૮૮૮]*

અમુક લોકો અલ્લાહપાકના રસૂલ (સલ.)ને પોતાના કે સહાબાના બાળકોને ચૂમતાં જોઈને આશ્ચર્ય કરતા હતા. એક વખત હઝરત અકરઅ્ બિન હાબિસ (રદી.)એ હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને હઝરત હુસૈન (રદી.)ને વહાલથી ચૂમતાં જોયા તો કહયું કે, મારા તો દસ બાળકો છે, પરંતુ મેં એમને ક્યારેય ચૂંબન કર્યુ નથી. તેમણે આ અસામાન્ય સ્નેહ પર આશ્ચર્ય વ્યકત કર્યું, ત્યારે આપ અલયહિસ્સલામે તેમને આવી સખ્તદિલીથી રોકયા. *[બુખારી શરીફ : ૨/૮૮૭]*

હઝરત આયશા (રદી.) ફરમાવે છે કે, એક ગામડીયાભાઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી કહેવા લાગ્યા કે, તમે તો બાળકોને પ્યાર કરો છો, અમે તો આમ કરતા નથી. તો અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, ''જો અલ્લાહપાકે તમારા દિલોમાંથી રહેમ કાઢી નાંખી હોય તો હું શું કરી શકું છું.'' *[બુખારી શરીફ : ૨/૮૮૭]*

આપ (સલ.)ની મુહબ્બત (પ્રેમ) ક્યારેક ખૂશી સ્વરૂપે દેખા દેતી, તો ક્યારેક અશ્રુઓ વડે વ્યક્ત થતી હતી. અને તેની પર જ્યારે કોઈ સખ્ત દિલવાળાને આશ્ચર્ય થતું, તો આપ (સલ.) તેને સમજાવતા કે આ તો રહેમ-કરૂણાની ભાવના છે, આમાં કાંઈ ખોટું નથી.




આપ (સલ.)ના એક નવાસા મરણ પથારીએ હતા. તો તેમને આપ (સલ.)ની પાસે લાવવામાં આવ્યા. તેમનો શ્વાસ રૂંધાય રહ્યો હતો, અને તેઓ સુક્કી મશક જેવા થઈ રહ્યા હતા. આ જોઈ આપ (સલ.)ની આંખોમાંથી આંસુઓ ઢળી પડયા. હઝ. સઅદ્ બિન ઉબાદહ્ (રદી.)એ પૂછયું કે, "હે અલ્લાહપાકના રસૂલ ! આ શું છે ?" આપ (સલ.)એ ફરમાવ્યું : "આ અલ્લાહપાકની રહમત છે, જેને તેણે પોતાના બંદાના દિલોમાં રાખી દીધી છે, અને અલ્લાહપાક પોતાના બંદા પર દયા કરે છે." *[બુખારી : ૧/૧૭૧]*

ખુદ હઝરત સઅદ્ (રદી.) એક વખત બીમાર પડયા તો અલ્લાહના રસૂલ (સલ.) તેમની ઈયાદત (ખબર પૂછવા) માટે ગયા, તો તેમને તેમના સ્નેહીઓ વચ્ચે જોઈ પૂછયું કે, શું ઈન્તિકાલ થઈ ગયો ? લોકોએ કહયું કે "અય અલ્લાહપાકના રસૂલ ! નહીં." તો આપ (સલ.) રડવા લાગ્યા અને ફરમાવ્યું કે, "અલ્લાહપાક આંખના આંસુ અને દિલના ગમ પર અઝાબ નથી આપતો." અને પોતાની જીભ તરફ ઈશારો કર્યો. *[બુખારી શરીફ : ૧/૧૭૪]*

## ❊ અન્ય ધર્મીઓ પ્રત્યે દયા ❊

આપની કરૂણા માત્ર મુસ્લિમો સુધી મર્યાદિત ન હતી. અન્યધર્મી બલ્કે વિરોધીઓ પ્રત્યે પણ એટલા જ કરૂણાવાન હતા. એક યુદ્ધ પછી આપ (સલ.)ને જાણ કરવામાં આવી કે, એક બાળક પણ માર્યો ગયો છે, તો રસૂલુલ્લાહ (સલ.)ને ઘણો જ અફસોસ થયો. તેના લીધે કોઈએ કહ્યું : હે અલ્લાહપાકના રસૂલ ! તમે અનેક દેવપૂજકોના બાળકો માટે પણ ગમ કરો છો ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, તેઓમાં સાહજિકતા હતી. સાંભળી લો, બાળકોને યુધ્ધમાં મારતા નહીં. *[મુસ્નદે અહમદ : ૩/૪૩૫]*

બુખારી શરીફમાં એક ઘટનાનું વર્ણન છે તે જુઓ : હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે, (અમે બેઠા હતા એટલામાં) એક જનાજો પસાર થયો, તો અલ્લાહપાકના રસૂલ (સલ.) તેના લીધે ઉભા થઈ ગયા, અમે પણ ઉભા થઈ ગયા. પછી અમે કહયું : "હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! તે તો યહૂદીનો જનાજો હતો." આપ (સલ્લલ્લાહુ અલયહિ



વસલ્લમ)એ ફરમાવ્યું : "શું તે માણસ ન હતો ?" જ્યારે પણ તમે જનાઝો જુઓ તો ઉભા થઈ જાઓ. *[બુખારી શરીફ : ૧/૧૬૫]*

હબ્શાના રાજા નજ્જાશીની વફાતના સમાચાર આપ (સલ.)એ પોતાના સાથીઓને આપ્યા અને આપ (સલ.) તથા આપના સાથીઓએ તેમની નમાઝે જનાઝા પણ પઢી. *[મુસ્લિમ : ૧/૩૦૯]*

આપ (સલ.)ની કરૂણા બધા જ માટે હતી, દોસ્ત હોય કે દુશ્મન. એક વખત આપ (સલ.)ને દુશ્મનો માટે લઅનત-ફિટકાર વરસાવવાની દુઆ કરવાનું કહેવામાં આવ્યું, તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, "હું લઅનત વરસાવવા માટે નહીં, રહમત બનાવીને મોકલવામાં આવ્યો છું."

*[મુસ્લિમ શરીફ : ૨/૩૨૩]*

મદીના શરીફમાં જ્યારે મહાદંભી અબ્દુલ્લાહ બિન ઉબય્ બિન સલૂલનું મૃત્યુ થયું, તો તેના પુત્ર હઝરત અબ્દુલ્લાહ (જે સાચા નિષ્ઠાવાન મુસ્લિમ હતા) રદી.એ તેને કફન આપવા માટે આપનો કુરતો માંગ્યો, તો આપ (સલ.)એ પોતાનો કુરતો આપી દીધો. અને નમાઝના ઈરાદાથી તેની કબર પર તશરીફ લઈ ગયા. *[બુખારી શરીફ : ૨/૬૭૩]*

હઝરત ઉમર (રદી.)એ રોકવાની કોશિશ કરી તો આપ (સલ.)એ જવાબ આપ્યો કે આ બાબતે મને પસંદગીનો અધિકાર આપવામાં આવ્યો હતો. એટલે મેં આમ કરવાનું પસંદ કર્યું. વધુમાં એમ પણ કહયું કે, જો મને એ જાણ થઈ જાય કે, સિત્તેર વખતથી વધારે માફી માંગવાથી તેને માફી મળી જશે, તો હું તે પણ કરીશ ! આપ (સલ.)નો ઈશારો સૂરએ તૌબાની આયત નંબર ૮૦ તરફ હતો. *[બુખારી શરીફ : ૧/૧૮૨]*

આપ (સલ.)એ પોતાની પાછળ એક ગામવાસીને નમાઝ પઢતાં અને એમ કહેતાં સાંભળ્યા : "હે અલ્લાહપાક ! મુહમ્મદ (સલ.) પર તથા મારી ઉપર રહેમ કર, અને અન્ય કોઈ ઉપર ન કર." તેણે નમાઝ પૂરી કરી તો આપ (સલ.)એ તેનાથી કહયું, "તેં એક વિશાળ વસ્તુ (ખુદાની રહેમ)ને બહુ મર્યાદિત કરી નાંખી." (મતલબ તારે આમ ન કરવું જોઈએ.) *[મુસ્લિમ : ૨/૩૩]*



ઉહુદના યુધ્ધમાં જ્યારે આપ (સલ.) ઈજાગ્રસ્ત હતા, તેમજ આપના કાકા હઝરત હમ્ઝા (રદી.)ને શહીદ કરી નાખવામાં આવ્યા હતા. અનેક અન્ય મુસ્લિમો પણ શહીદ થયા હતા, કયાં તો ઈજા પામ્યા હતા. એ સ્થિતિમાં પણ આપ (સલ.)થી બદ્દુઆ માટે કહેવામાં આવ્યું, પરંતુ આપ (સલ.)એ તે સ્થિતિમાં પણ બદ્દુઆ ન કરી. તાઈફવાળાઓ માટે પણ આપે કયાં બદ્દુઆ કરી ? એક વખતે મક્કામાં દુકાળ જેવી સ્થિતિ સર્જાવા પામી હતી. જ્યારે આપ (સલ.)ને તેની જાણ કરવામાં આવી, તથા સગપણનો હવાલો આપી વિનંતી કરવામાં આવી, તો આપે યમામા તથા સિરિયા જવાના માર્ગો ખોલી દીધા. જો કે મક્કાવાસીઓએ એ પહેલાં આપ (સલ.) સાથે કાંઈ સારો વ્યવહાર કર્યો ન હતો, એ જગજાહેર છે.

આપની કરૂણા વ્યાપક હતી. તેમાં દોસ્ત અને દુશ્મન બધા જ આવી જતા હતા. ખુદ આપ (સલ.)એ પોતાના માટે ફરમાવ્યું છે અને બિલ્કુલ સાચુ ફરમાવ્યું છે કે, ''હું અલ્લાહપાક તરફથી ભેટ સ્વરૂપે આપવામાં આવેલી કરૂણા છું.'' *[શુઅબુલ ઈમાન : ૨/૧૬૪]*

## ❊ દુશ્મનો સાથે આપ (સલ.)નો વર્તાવ ❊

કુર્આને કરીમ પણ એમ જ કહે છે : ''અમે તમને વિશ્વજનો માટે રહેમત બનાવીને જ મોકલ્યા છે.'' *[અલ અંબિયા : ૧૦૭]*

આપ (સલ.)નું જીવન માત્ર મુસ્લિમો માટે જ આદર્શ નથી, સમગ્ર માનવજગત માટે આદર્શ છે. આપ સર્વગુણ સંપન્ન હતા અને તે બાબતે આપ અજોડ હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ જગતને જે ઉદાહરણ પુરૂ પાડયું તે ઈતિહાસના પૃષ્ઠોની શોભા બનવા માટે નહીં, અમલ કરવા માટે છે. માણસાઈને સર્વોચ્ચ કક્ષાએ પહોંચાડવા માટે માત્ર આપના માર્ગે ચાલવું જ પુરતું છે.

આપ (સલ.) સ્વજનો સાથે, મુસ્લિમો સાથે તો પ્રેમપૂર્વક વર્તન કરતા હતા, પરંતુ ગૈર (બિન મુસ્લિમો) પણ આપની રહમત (કરૂણા)થી વંચિત નહીં રહયા. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે રાતના છેલ્લા પહોરે તહજ્જુદ માટે



ઉઠતા, તો પથારી પરથી હળવેથી ઉઠતા, દરવાજો ખોલતા. આમ એટલા માટે કરતા હતા કે, આપના પૂનિત પત્ની હઝરત આયશા સિદીકા (રદી.)ને ઉંઘમાં ખલેલ નહીં પહોંચે. *[મુસ્લિમ : ૨/૨૩૧]*

હઝરત અનસ (રદી.) દસ વર્ષના લાંબા ગાળાની સેવાના અંતે ફરમાવે છે કે, "આ વર્ષો દરમિયાન રસૂલુલ્લાહ (સલ.)એ કયારેય મને એમ નહીં કહયું કે, તેં આ કામ કેમ નહીં કર્યુ અને પેલું કામ કેમ કર્યુ ?

*[મિશકાત શરીફ : પૃષ્ઠ–૪૪]*

આ તો સ્વજનો હતા. ગૈરો (પારકા) બલકે શત્રુઓ સાથે પણ આપે અત્યંત રહેમદિલીપૂર્વક વર્તન કર્યુ છે. તેની સાક્ષી ગૈરોએ પણ આપી છે.

ઉહુદનું કુરૂક્ષેત્ર છે. લાત અને મનાતના પૂજારીઓ સાથે યુદ્ધ ચાલી રહયું છે. ખુદાના દુશ્મનો એકેશ્વરવાદના હિમાયતીઓનો સફાયો કરવા માટે એકઠા થયા છે. આપનું અસ્તિત્વ માત્ર તેમને ખૂંચી રહયું છે. ઈમાન તથા કુફ્ર વચ્ચે નિર્ણાયક જંગ ચાલુ છે. એટલામાં એક અભાગીએ આપની ઉપર હુમલો કરી દીધો. આપના ચહેરા પર ઉઝરડા પડયા તથા શિરટોપની ખીલીઓ (આંકડીઓ) ગાલમાં ઉતરી ગઈ અને એટલી ઊંડાણપૂર્વક ઉતરી ગઈ કે તેને દાંતો વડે ખેંચવાના લીધે ખુદ હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ (રદી.)ના દાંત પડી ગયા. આ બેચેન સ્થિતિમાં કોઈએ આપને બદદુઆ કરવાની વાત કરી તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, "હું બદદુઆ કરવા માટે તથા ફિટકાર વરસાવવા માટે નથી આવ્યો, બલ્કે લોકોને સદમાર્ગે લઈ જવા માટે આવ્યો છું અને ખુદાએ મને રહેમત (કરૂણા) બનાવી મોકલ્યો છે." ત્યાર પછી આપ (સલ.)એ દુઆ ફરમાવી : "હે મારા માલિક ! મારી કૌમને માફ કરી દેજે અને તેમને સીધા માર્ગની તૌફીક આપજે, કારણકે તે મને જાણતી નથી (કે હું કોણ છું).

## ❊ જાની દુશ્મનોને માફ કરવા ❊

ચાર હિજરીસનમાં ઝાતુર્રિકાઅ નામી યુદ્ધ વખતે આપ (સલ.) સહાબાએ કિરામથી થોડાક અંતરે એક ઝાડ નીચે આરામ ફરમાવી રહયા

હતા કે, એક શત્રુ ગૌષ બિન હારિષ આવી ચઢયો અને મારી નાંખવાના ઈરાદે તલવાર મ્યાનમાંથી કાઢી લીધી. આપ (સલ.)ની આંખ ખુલી ગઈ. તેણે બદતમીઝીપૂર્વક પ્રશ્ન કર્યો : ‘‘બતાવ, હવે તને મારા હાથથી કોણ બચાવી શકશે ?’’ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ એકદમ શાંત ચિત્તે જવાબ આપ્યો : ‘‘અલ્લાહ.’’

હવે નુબુવ્વતનો રોફ કહો કે ખુદા તઆલાની કુદરત, તલવાર તેના હાથમાંથી પડી ગઈ. ત્યાર પછી અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પેલી તલવાર ઉપાડી લીધી અને પૂછયું કે, ‘‘હવે તું બતાવ, તને મારા હાથથી કોણ બચાવી શકશે ?’’

તેણે કહયું : ‘‘કોઈ નહીં, અલબત્ત આપ સારો બદલો આપો છો, તથા આપ માફ કરવાવાળા છો.’’ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આવા જાની દુશ્મનને પણ માફ કરી દીધો. તે ઘણો પ્રભાવિત થયો. રિવાયતોમાં આવે છે કે, જ્યારે તે પોતાની કૌમ પાસે ગયો તો તેણે લોકોથી કહયું : ‘‘હું જગતના સર્વશ્રેષ્ઠ માનવી પાસેથી આવી રહયો છું.’’ આખરે આ જ ઘટના તેના ઈસ્લામ સ્વીકાર માટે નિમિત્ત બની.

આપના સેવક હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, એક પ્રવાસમાં હું આપની સાથે હતો. આપે એક ચાદર ઓઢેલી હતી. જેની કોર બહુ જાડી હતી. એક ગામડીયો આવી ચઢયો અને ચાદર એટલી જોરથી ખેંચી કાઢી કે, કોરના લીધે આપની ગરદન પર તથા ખભા પર નિશાન પડી ગયા. પછી આપથી ગામડીયા શૈલીમાં કહેવા લાગ્યો : ‘‘ખુદા તઆલાએ તને જે માલ આપ્યો છે, તે મારા બન્ને ઉંટો પર મુકાવી દે અને સાંભળ ! જે કાંઈ તું મને આપશે એ તારું કે તારા બાપનું નહીં હશે.’’

આવા કડવા વેણ સાંભળીને પણ આપ (સલ.) ખામોશ રહયા. માત્ર એટલું જ કહયું કે, ‘‘બેશક, માલ તો અલ્લાહપાકનો જ છે અને હું તેનો બંદો છું, પરંતુ હે ગામવાસી ! શું તારી સાથે પણ એવો જ વ્યવહાર કરવો જોઈએ કે નહીં, જે તેં મારી સાથે કર્યો છે ?’’ તેણે કહયું : ‘‘નહીં.’’ આપ (સલ.)એ

પૂછયું : “કેમ નહીં ?” તેણે નિર્ભયતાપૂર્વક કહયું : “એટલા માટે કે તમે ખરાબ વર્તાવના બદલારૂપે ખરાબ વર્તાવ નથી કરતા.” આ સાંભળતાં જ આપ (સલ.)ને હસવું આવી ગયું. ત્યાર પછી આપે આદેશ આપ્યો કે, તેના એક ઉંટ પર જવ તથા બીજા ઉંટ પર ખજૂરો લાદી તેને આપી દેવામાં આવે.

એક વખત આપ (સલ.)એ એક યહૂદી પાસેથી કરજ લીધું. પાછું આપવાની તારીખ પણ નક્કી કરી. તે છતાં પણ ત્રણ દિવસ પહેલાં જ તે ઉઘરાણી કરવા આવી પહોંચ્યો. કહેવા લાગ્યો : “તમે અબ્દુલ મુત્તલિબના પુત્રો ઘણાં જ નગુણા તથા વાયદા તોડનારા છો.”

આપ (સલ.) સસ્મિત ચહેરે બધુ સાંભળતા રહયા. હઝરત ઉમર (રદી.) ત્યાં જ હતા. તેમનાથી સહન થયું નહીં, તેમણે તેને ધમકાવ્યો. અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ હઝરત ઉમર (રદી.)ને આમ કરતાં રોકયા અને કહયું : “હે ઉમર ! તમે અમારા બંને સાથે જે વ્યવહાર કરવાનો હતો તે ન કર્યો. તમારે તેને ધમકાવવાને બદલે મને કરજ ભરપાઈ કરી વાયદો પૂરો કરવાની ભલામણ કરવી જોઈતી હતી અને તેને નમ્રતાપૂર્વક ઉઘરાણી કરવાની શીખ આપવી જોઈતી હતી.” ત્યાર પછી આપ (સલ.)એ હઝરત ઉમર (રદી.)ને કહયું કે, તેનું દેવું ચૂકવી આપો અને તેને ધમકાવ્યો એના બદલામાં વીસ સાઅ્ (ત્રણ મણથી વધારે) આપી દો !

આ ઘટનાથી તે યહૂદી બહુ પ્રભાવિત થયો અને મુસલમાન થઈ ગયો. રિવાયતો મુજબ તે કહયા કરતો હતો કે, અંતિમ નબીમાં બધી નિશાનીઓ મેં જોઈ લીધી હતી. માત્ર બે બાબતો મારે ચકાસવી હતી : (૧) એમ કહેવામાં આવે છે કે, આપની સહનશકિત આપના ગુસ્સાથી વધારે છે. અને (૨) એ આપની સાથે જેટલી સખ્તાઈપૂર્વક વર્તવામાં આવે છે તેટલી નરમાઈથી આપ પ્રત્યુત્તર આપે છે, તો શું એ વાતો બરાબર છે ? (જે મેં ચકાસી લીધી.)

ઝૈનબ બિન્તે હારિષ નામી ખયબરની એક સ્ત્રીએ બકરી રાંધી મોકલી અને તેમાં ઝેર ભેળવી દીધું. આપ (સલ.) તથા આપના સાથીઓ તેને ખાવા લાગ્યા. એટલામાં રસૂલુલ્લાહ (સલ.)એ બધાને રોકી દીધા અને કહયું કે,

‘‘ગોશ્તમાં ઝેર મેળવેલું છે.’’ પછી આપે ઝયનબને બોલાવી પૂછયું તો તેણે એવું બહાનું કર્યુ કે, મેં આપના પયગમ્બરીના દાવાને ચકાસવા માટે આમ કર્યુ. તે આપને જુઠ્ઠા પયગમ્બર સમજતી હતી.

આપ (સલ.)એ આવી સ્ત્રીને પણ પછી માફ કરી દીધી. જો કે તેની આ નાપાક હરકતના કારણે એક સહાબી શહીદ પણ થયા હતા. આપની ઉપર પણ ઝેરની અસર જોવા મળી હતી. તે છતાં પણ આપે તે ઔરતથી કોઈ પૂછપરછ કરી નહીં. *[બુખારી શરીફ : ૧/૪૪૯]*

નુબુવ્વતના દાવા પછી મક્કાવાસીઓએ આપની ઉપર કેવા અત્યાચારો ગુજાર્યા, તેને ઈસ્લામી ઈતિહાસનો સામાન્ય વિદ્યાર્થી પણ જાણે છે. ફત્હે મક્કા વખતે એમ હતું કે આપ (સલ.) બદલો તો લેશે જ, પરંતુ આપે બધાને માફ કરી દીધા. પોતાના કાકાના હત્યારાને માફ કરી દીધા. હિંદાને માફ કરી દીધી. આપે મક્કાવાસીઓથી તે વખતે પૂછયું હતું, ‘‘તમારો શું વિચાર છે, હું તમારી સાથે કેવો વ્યવહાર કરીશ ?’’

તેમણે કહયું : ‘‘સારો. કારણ કે તમે મહેરબાન ભાઈ તથા મહેરબાન ભાઈના પુત્ર છો.’’ આપે જવાબ આપ્યો : આજે હું પણ તમારાથી તે જ કહીશ, જે મારા ભાઈ હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાના ભાઈઓથી કહયું હતું કે, આજે તમારી ઉપર કોઈ આક્ષેપ નથી. અલ્લાહપાક તમને માફ કરે. તે બધા રહેમ કરવાવાળાઓથી વધારે રહેમ કરનાર છે.





# માનવજગત ઉપર આપના મહાન ઉપકારો

## માનવજગતને શું આપ્યું ?

વિક્રમ સંવત ૬૨૮ જેઠ એકમ, ઈ.સ. ૫૭૧, ૨૨મી એપ્રિલ, અર્થાત્ ૯ રબીઉલ અવ્વલના દિવસે જ્યારે આપ (સલ.)નો જન્મ થયો ત્યારે ફકત મૂર્તિપૂજા, મદિરાપાન, જુગાર અને બાળહત્યા જેવી સમસ્યાઓ જ ન હતી, બલ્કે આપ (સલ.)ના જન્મ સમયે સમસ્યાઓનો તોટો જ ન હતો, તેમજ આ સમસ્યાઓ કોઈ એક કૌમ તથા રાષ્ટ્રની પણ ન હતી, બલ્કે સમગ્ર વિશ્વ અને સમગ્ર માનવજાતની હતી. સમસ્યા એ હતી કે માનવજાતની નૌકાને કિનારા સુધી પહોંચાડવામાં આવે.

એક કમજોર, નિર્બળ, પાગલ દર્દી જો તોફાને ચઢે તો આખા મહોલ્લાની ઊંઘ હરામ કરી શકતો હોય, તો આખી માનવજાત જ્યારે ખંડનાત્મક પ્રવૃત્તિમાં લાગેલી હોય તો પરિસ્થિતિ શું હશે તે જોવા માટે તત્કાલીન સભ્યતાઓનો અભ્યાસ કરી લેવો પૂરતો છે. લંબાણના કારણે અત્રે માત્ર રોમન ઈતિહાસની એક ઝલક રજૂ કરીએ છીએ. એ રોમન એમ્પાયર જેની સુસભ્યતા અને સુવ્યવસ્થાના આજે પણ ગુણગાન ગવાય છે. યુરોપના ઈતિહાસકાર 'લેકી' પોતાની કૃતિ ''હિસ્ટ્રી ઓફ ધ યુરોપિયન મોરલ્સ'' માં લખે છે કે, રોમવાસીઓ માટે સૌથી વધારે દિલચસ્પ, રોચક અને મસ્તીભર્યુ દૃશ્ય તે હતું, કે એકબીજા સાથે તલવારની લડાઈ અથવા ખૂંખાર પ્રાણીઓની લડાઈમાં હારી ગયેલ અને ઘાયલ થયેલ 'ગ્લેડીયેટર'ની જાન નીકળતી હોય, અને તે તરફડીયાં મારતો હોય, રોમના માલદાર પ્રેક્ષકો આ બિહામણું દૃશ્ય જોવા પડાપડી કરતા અને ચિચિયારીઓ પાડતા હતા. પ્રેક્ષકો એટલી મસ્તીમાં આવી જતા કે પોલીસ માટે પણ તેમને અંકુશમાં રાખવાનુ સરળ ન રહેતું. આ તો માત્ર દાખલા ખાતર લખ્યું છે, ઓછે વત્તે અંશે સમગ્ર વિશ્વની આવી જ દુર્દશા હતી. સ્વરૂપો જુદા હશે, પણ તત્વો સમાન હતા.

આવી વિકૃતિઓને રોકવા ઘણા સુધારણાલક્ષી પ્રયત્નો થયા. પરંતુ બધા જ નિષ્ફળ, કારણ કે માનવજાતની આખી વિચારધારા જ બદલાઈ



ચૂકી હતી. માણસ માણસ તરીકે મટી ચૂકયો હતો. જાણે માનવી વિરૂદ્ધ માનવીએ જ અલ્લાહપાકના દરબારમાં વિરોધમત નોંધાવ્યો હતો.

આવી ચિંતાજનક પરિસ્થિતિમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું આગમન થયું. અને આપે એવી શિક્ષાઓ, આદેશો તથા ઉપદેશો આપ્યા, જેણે સમગ્ર વિશ્વ તેમજ સમસ્ત માનવજાતને નવું જીવન, નવો ઉત્સાહ, નવી શક્તિ, નવું માન-સન્માન અને નવી દિશા પ્રદાન કરી. તેના પ્રતાપે માનવતા, સુસભ્યતા, જ્ઞાન-વિજ્ઞાન, સત્ય તથા પ્રેમ અને નવ-નિર્માણના એક નૂતન યુગનો પ્રારંભ થયો.

## ❊ મહાન ઉપકારો ❊

પ્યારા આકા હઝરત મુહમ્મદ (સલ.)નું આ ફાની દુન્યામાં આગમન માનવ જગતને દરેક પ્રકારની અને દરેક ક્ષેત્રે પહોંચતી તકલીફો, મુસીબતો અને પરેશાનીઓથી છૂટકારો આપવા માટે જ હતું. અને એટલા જ માટે કુર્આન શરીફમાં આપ (સલ.)ના વિશેષણો દર્શાવતા ખાસ વિશેષણ (માનવ સમાજને બધા જ બંધનોથી મૂકિત અપાવવા)ને મહત્વ આપવાની સાથે આપ (સલ.)ને સઘળા જગતો માટે રહમત બનાવી મોકલવાનું એલાન પણ કરવામાં આવ્યું.

આપ (અલયહિસ્સલામ)એ સૌપ્રથમ માનવીને પોતાના સર્જનહારની ઓળખ આપી કે તે જ સર્વશકિતમાન છે. નફો-નુકસાન, જીવન-મરણ, અમીરી-ગરીબી, સન્માન-અપમાન વગેરે તેના જ કબજામાં છે. તે સમગ્ર સૃષ્ટિનો અન્નદાતા છે. તેને તમો જીવનની પ્રત્યેક પળે પોકારી શકો છો.

આપના આ શિક્ષણની એ અસર થઈ કે તે ધર્મો અને સંપ્રદાયો જેમના મૂળમાં એકેશ્વરવાદ (તૌહીદ) નહતો, અને સૃષ્ટિના સર્જક સિવાય અન્યને પણ જે લોકો પોતાના કર્તા સમજતા હતા, તેઓ તૌહીદને માનતા થઈ ગયા.

આપણા દેશ ભારત ઉપર પણ આ શિક્ષણની અસર થઈ. ડોકટર તારાચંદ તથા ડોકટર પાનીકરે પણ આ હકીકતનો સ્વીકાર કર્યો છે.

*(Influence of Islam on Indian Culture - A Survey of Indian History )*



સાથે સાથે આ વાત પણ સ્પષ્ટ કરી કે જગતની સમગ્ર વસ્તુઓ ધરતી, આકાશ, સૂર્ય, ચંદ્ર, નદીઓ અને મહાસાગરો વગેરે માનવજાતના હિત અને વપરાશ માટે છે. એટલા જ માટે ખાવા-પીવા, મકાન, કપડાં, લગ્ન-વિવાહ, રોજી-રોટી કમાવી વગેરે જીવન જરૂરિયાતની પ્રત્યેક વસ્તુ (અમુક અપવાદ સિવાય) વાપરવાનો આદેશ આપ્યો. માનવીને સમગ્ર જાતિઓ ઉપર શ્રેષ્ઠતા આપી અને સમજાવ્યું કે તું ફકત પોતાના માલિકની યાદ અને ઈબાદત માટે જ સર્જવામાં આવ્યો છે. અને તેના માટે સમાજથી વિખૂટા પડી સન્યાસી જીવન વિતાવવાની જરૂરત નથી, બલ્કે પોતાના જીવનના સઘળા પ્રસંગોમાં તેના હુકમોનું પાલન કરી તેને પામી શકે છે. ધર્મ અને સમાજ ભેગા મળીને જ માનવ જીવન સંપૂર્ણ બને છે.

આપે ધાર્મિક, રાજકીય અને સાંસ્કૃતિક દૃષ્ટિએ માનવીની આઝાદી અને માનવ હક્કોના રક્ષણનો ખાસ ખ્યાલ રાખ્યો, અને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે મને કાળા-ગોરા, આરબ-બિન આરબ, દરેક માટે માર્ગદર્શક બનાવી મોકલવામાં આવ્યો છે. અને હું સાક્ષી આપુ છું કે, સઘળા મનુષ્યો ભાઈ-ભાઈ છે. શ્રેષ્ઠતાનો આધાર સદ્‌વર્તાવ, સંયમ, સદાચાર, અને અલ્લાહ તબારક વ તઆલાની યાદ (સ્મરણ)માં જ છે. ઈસ્લામ સમગ્ર માનવજાતનો સામુહિક અધિકાર અને સહિયારી પૂંજી છે. તે કોઈ કૌમ, રાષ્ટ્ર કે યુગ પૂરતો મર્યાદિત નથી.

આપ (સલ.)ની આ સમાનતા અને બંધુત્વ ભાવનાવાળી તઅલીમના જ કારણે ઈસ્લામી ઈતિહાસની આશ્ચર્યજનક કહાણી છે કે જેટલા મહાન ધાર્મિક, ઐતિહાસિક, તર્કશાસ્ત્ર, વ્યાકરણ, વિજ્ઞાન, તત્વજ્ઞાન અને ફિલોસોફીના કુશળ અને અનુભવી આલિમો તથા વિદ્વાનો થયા, તે વધુ પ્રમાણમાં આરબો સિવાય બીજી કૌમોમાંથી જ થયા.

શ્રીમતી સરોજીની નાયડુ ઈસ્લામી ભાઈચારા અને બંધુત્વની ભાવનાનો ખુલ્લા મનથી સ્વીકાર કરતાં લખે છે કે, ઈસ્લામ પ્રથમ ધર્મ છે, જેણે સાચા અર્થમાં લોકશાહીનો પ્રચાર કરી તેને વ્યવહારિક સ્વરૂપ આપ્યું. મેં નમાઝ



વગેરે બાબતોમાં મેહસુસ કર્યુ કે ઈસ્લામ આચરણથી એક માનવીને બીજાનો ભાઈ બનાવે છે.

માલકમ એકસ *(Malcolm-X)* પણ મુસ્લિમ સમાજ વિષે કહે છે કે, અગિયાર વર્ષ સુધી મેં એક જ પ્લેટમાં ખાધું. અને એક જ ગ્લાસમાં મુસ્લિમો સાથે પાણી પીધું. અસ્પૃશ્યતાનું ઈસ્લામી ડિક્ષનરીમાં નામ જ નથી.

આ પ્રમાણે આપ (સલ.)એ સંકૃચિત વિચારો, વાદો અને જુથોમાં સબડતા સમાજમાં રંગ રૂપ, નાતજાત, ઊંચ–નીચ, વર્ણભેદ, રાષ્ટ્ર તથા ભાષાના ભેદો મિટાવી સર્વેને ભાઈ–ભાઈ બનાવી, પૃથ્વીના પાલનહારનો પાલવ પકડાવ્યો અને માનવ આત્માને આધ્યાત્મિક પ્રકાશ, પવિત્રતા અને અનેરી ક્રાંતિનું માધ્યમ હોવાનો પરિચય આપ્યો.

આપે દર્શાવ્યું કે માણસ જન્મથી કોરી સ્લેટ છે. તે પોતાના કાર્યોથી સ્વર્ગ કે નર્ક નક્કી કરે છે. ભૂલ અને ગુનો માનવજીવનનો એક અંશ છે. પરંતુ ત્યારબાદ પશ્ચાતાપ અને ક્ષમા યાચનાથી તેના પાપ માફ થઈ જાય છે તે જન્મજાત ગુનેહગાર નથી. પાછલા કૃત્યોની સજામાં નવો જન્મ થતો નથી. તે કુદરતની સર્વશ્રેષ્ઠ રચના છે. દરેક વ્યકિતએ પોતાનો હિસાબ આપવાનો છે. કોઈ પણ બીજાનો બોજ ઉઠાવશે નહીં. આખિરત (પરલોક)નું જીવન નિઃસંદેહ છે. ત્યાં સત્ય, જૂઠ દરેક કૃત્યનું ફળ મળશે.

આ માન્યતાઓએ માનવજાતને ઉત્સાહ, વીરતા, સાહસ અને પ્રોત્સાહન આપ્યું. અને અપશુકન, નિરાશા વગેરે આત્મહિન માન્યતાઓથી દૂર રાખી તેનામાં નવો જોશ અને ઉત્તેજના પેદા કરી.

આપે જ્ઞાન–વિજ્ઞાન શીખવાની પ્રેરણા આપી. આપની ઉપર ઉતરનાર પ્રથમ વહીમાં પ્રથમ હુકમ "જ્ઞાન શીખવાનો" કરવામાં આવ્યો. કુર્આન શરીફમાં અંદાજે ૨૩ આયતોમાં બુધ્ધિ, ચિંતન મનન અને સમજથી કામ કરવાનો આદેશ આપવામાં આવ્યો છે. જેના કારણે માનવજીવનમાં ક્રાંતિ આવી અને માનવબુધ્ધિએ સંશોધનનો પ્રારંભ કર્યો.

પ્રો.બ્રિફાલ્ટ પોતાના પુસ્તક **(The Making of Humanity)**માં લખે

છે કે યુરોપની પ્રગતિનો કોઈ અંશ એવો નથી, જેમાં ઈસ્લામિક સંસ્કૃતિનો ઉપયોગ અને તેની અસર ન હોય.

સ્પેનમાં મુસ્લિમોની જ્ઞાન સંબંધી પ્રગતિના આધારે જ યુરોપમાં વૈજ્ઞાનિક ક્રાંતિ આવી. જો કે યુરોપને તેની ઘણી આકરી કિંમત ચૂકવવી પડી.

યુરોપમાં ધર્મ અને વિજ્ઞાનના વૈમનસ્ય અને વાદ વિવાદની વિગતો ઘણી પ્રખ્યાત છે. જેમાં ચર્ચ તરફથી પોપ અને ધર્મગુરૂઓની અદાલતો કાયમ કરવામાં આવી. વૈજ્ઞાનિકોની ધરપકડ થઈ. ત્રણ લાખ વ્યકિતઓને સજા થઈ જેમાંથી ૩૨ (બત્રીસ) હજારને જીવતા સળગાવી દેવામાં આવ્યા. એમાં પદાર્થ અને ખગોળવિદ્યાના પ્રખર વિદ્વાન **Brunde**નો પણ સમાવેશ થાય છે. ચર્ચ સમક્ષ તેમનો ફકત આજ અપરાધ હતો કે તે પૃથ્વી સિવાય બીજા ગ્રહો અને વસતીઓને માનતો હતો. આ જ પ્રમાણે મહાન વૈજ્ઞાનિક **Glilio**ને પણ ફકત એટલા માટે જ મોતની સજા ફટકારવામાં આવી કે તે પૃથ્વીને સૂર્યની ચોતરફ ફરવાની માન્યતા ધરાવતો હતો. જો કે પછી ૮૦ વર્ષની ઉમરે ચર્ચમાં જઈ પાદરી સાહેબ સમક્ષ ઘુંટણીએ પડી પોતાની આ વૈજ્ઞાનિક માન્યતાથી માફી માંગવાને લઈ ફાંસીની સજા માફ કરવામાં આવી. અમેરિકી લેખક **(Draper)**નું પુસ્તક **(History of between Religion & Science)** આ પ્રમાણેના દસ્તાવેજોથી ભરપૂર છે. જેમાં ચર્ચના અમાનુષિ વર્તનની કહાની વાંચી આજે પણ રૂંવાડા ખડાં થઈ જાય છે.

**Hartwig HirscÔeld** લખે છે કે, કુર્આન શરીફ આકાશ, ધરતી, સામાજિક જીવન, વેપાર ધંધો વગેરે વિભિન્ન પ્રકારના જ્ઞાનોનો ભંડાર છે. તેણે ફકત આરબો જ નહીં બલ્કે યહુદીઓ અને ખ્રિસ્તીઓ માટે પણ પ્રગતિનો માર્ગ મોકળો કર્યો.

ઉપરોકત મહાન ક્રાંતિઓ સાથે આપ (સલ.)એ સામાજિક જીવનમાં દુશ્મનો પ્રત્યે માફીનો વર્તાવ કરી તેમને સમાજમાં ઉચ્ચ સ્થાન આપ્યું. માં–બાપ, પડોશી, બાળકો ખાસ કરીને છોકરીઓ પ્રત્યે ધ્યાન આપ્યું. સ્ત્રીઓને સમાન હક્કો અપાવ્યા. પતિને પત્ની સાથે માન–પ્રેમ, અને નરમીનો આદેશ આપતા ફરમાવ્યું કે તમારામાં સર્વશ્રેષ્ઠ વ્યકિત તે છે, જે

પોતાની પત્ની સાથે સદ્‌વર્તાવથી જીવન ગુજારતો હોય, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સ્ત્રીને એક પ્રતિષ્ઠિત પુત્રી, એક પવિત્ર પત્ની, અને માનનીય માતાનું સ્થાન આપ્યું, અને કહયું કે, તે ધર્મ, સમાજ, વિજ્ઞાન અને સદાચારી સમાજની રચનામાં પણ ભાગ લઈ શકે છે. ખરીદ–વેચાણ, વારસા વહેંચણી તથા પતિથી છૂટાછેડા થવા તેનું કોઈ સ્થાન ન હતુ, બલ્કે ''પતિ એ જ પરમેશ્વર''ની માન્યતા પ્રચલિત હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ અનાથો, વિધવાઓ, નિરાધારોના હક્કોનું રક્ષણ કર્યુ. બલ્કે મૂંગા પશુ પક્ષીઓ સુધ્ધાંના હક્કો દર્શાવ્યા. સારાંશ કે માનવજીવનનાં પ્રત્યેક પ્રસંગ માટે આપના આદેશો રેકોર્ડ કરેલ છે. તેમાં કોઈ અજ્ઞાનતા કે સંકોચ નથી. આપના જીવનના સઘળા પાસાઓ ખુલ્લા પુસ્તક સમાન સમગ્ર માનવજાતને માર્ગદર્શન આપે છે.

**રહા ઈસસે મહરૂમ આબી ન ખાકી**
**હરી હો ગઈ સારી ખેતી ખુદાકી**

માનવજાત પર આપના ઉપર જણાવેલ ઉપકારો ઘણા બધા છે. અહીં આપણે આપ (સલ.)ના કેટલાક એવા ઉપકારો જોઈશુ કે જે ઉપકારોએ માનવજાતને સ્વસ્થ જીવન તરફ માર્ગદર્શન પુરૂં પાડયુ છે. અને માનવતાના ઉત્થાન તથા પ્રગતિમાં બુનિયાદી અને નેતૃત્વપૂર્ણ ભૂમિકા અદા કરી છે.

## ❊ મહાન ઉપકાર : તૌહીદ ❊

રસૂલુલ્લાહ (સલ.)નો સૌથી મોટો ઉપકાર આ છે કે આપે જગતને તૌહીદ(એકેશ્વરવાદ)નો ઉપહાર આપ્યો. એકેશ્વરવાદ એક શ્રધ્ધાવિષયક બાબત છે. એક વિશ્વાસ છે. આનાથી વિશેષ જીવનદાયક વિશ્વાસ દુનિયાને પહેલા કયારેય નહીં મળ્યો હોય અને ભવિષ્યમાં પણ કયારેય નહીં મળશે. આ મનુષ્ય જેણે સાહિત્ય, દર્શનશાસ્ત્ર અને રાજનીતિમાં કાઠુ કાઢયુ હતુ. અને અનેક પ્રકારની વૈચારિક તથા ભૌતિક સિધ્ધિ પ્રાપ્ત કરી ચૂકયો હતો, તે માણસ, પોતાનાથી પણ વધારે અસહાય બલકે નિર્જીવ અને કયારેક તો સ્વરચિત વસ્તુઓ સામે માથું ઝુકાવતો હતો. માત્ર પ્રાકૃતિક અને ભૂતપ્રેત જેવી અગોચર (કહેવાતી) શકિતઓ સમક્ષ જ નહીં, બલ્કે કીડા–મકોડા

સમક્ષ પણ માથું ઝુકાવતો હતો. તેની આશા અને નિરાશાનું કેન્દ્ર આવી જ તુચ્છ વસ્તુઓ હતી. પરીણામતઃ તે કાલ્પનિક ભયથી ફફડતો રહેતો. અને માનસિક ગૂંચવણોમાં ફસાયેલો રહેતો. રસૂલુલ્લાહ (સલ.)એ તેને શુધ્ધ એકેશ્વરવાદની શિક્ષા આપી, જેથી તે અલ્લાહપાક સિવાય પ્રત્યેક વ્યક્તિ તથા વસ્તુથી સ્વતંત્ર તથા નિર્ભય બની ગયો. એકેશ્વરવાદની રજૂઆતના કારણે તેનું આખુ વિશ્વ જ બદલાઈ ગયું, તે દરેક પ્રકારની ગુલામી તથા ખેંચતાણથી મુકત થઈ ગયો. તે પોતાને વિશ્વનું સર્વશ્રેષ્ઠ અસ્તિત્વ અને માત્ર અલ્લાહપાકને આધીન વ્યક્તિ સમજવા લાગ્યો. આમ ''માનવ ગૌરવ'' જેનાથી સમગ્ર માનવજાત વંચિત થઈ ગઈ હતી, પુનઃ સ્થાપિત થયું.

ઈસ્લામે તૌહીદ(એકેશ્વરવાદ)ની તઅલીમ ને એટલી તાકાતથી વિવિધ દાખલાઓ, કિસ્સાઓ અને બૌદ્ધિક દલીલો સાથે રજૂ કરી કે અન્ય સમાજમાં પણ તેના પડઘા પડયા. ખ્રિસ્તી સમાજમાં પાછલી શતાબ્દીઓમાં ત્રિદેવવાદ (ખુદાઈ શક્તિને ત્રણમાં વહેંચવા)ને એકેશ્વરવાદના બીબામાં ઢાળવાના જે પ્રયાસ કરવામાં આવ્યા, તે તેનો ઝળહળતો પુરાવો છે. હિંદુ ધર્મના વિદ્વાનો પણ હિંદુધર્મના બહુદેવવાદને ખેંચીતાણીને એકેશ્વરવાદમાં ખપાવવાનો પ્રયાસ કરે જ છે. આ બધું ઈસ્લામી એકેશ્વરવાદના પ્રતાપે જ શકય બન્યું.

## ❊ માનવજાતની એકતા ❊

આપ (સલ.)નો બીજો ક્રાંતિકારી ઉપકાર ''માનવજાતની એકતા''નો વિચાર છે. આપથી પહેલા (અને આજે પણ) માનવજાત ઊંચ–નીચમાં વહેંચાયેલી હતી. માનવ–માનવ વચ્ચે ભકત–ભગવાન જેવું અંતર હતું. માનવજાતમાં સમતા કે સમાનતાનો કોઈ ભાવ જ ન હતો. આપ (સલ.)એ ચૌદસો વર્ષ પહેલા એ ક્રાંતિકારી ઘોષણા કરી કે, તમારો માલિક અને સર્જનહાર ફક્ત એક અલ્લાહપાક જ છે. તેના તરફથી સન્માન, ફક્ત અમલથી મળે છે. વંશવેલા કે કુળ–મૂળથી નહીં. ભદ્રતા કર્મ આધારિત છે, જન્મ આધારિત નહીં.

આપનું સમગ્ર જીવન ખુદાના એકત્વ તથા માનવીના એકત્વને સિધ્ધ

કરવામાં વીત્યું. અતિંમ હજ વખતે આપે જે પ્રવચન આપ્યું તેમાં સ્પષ્ટ શબ્દોમાં આ બધી હકીકતો આપે દર્શાવી. આ બન્નેવ તે આધારશિલાઓ છે જેના ઉપર માનવજાતની વાસ્તવિક એકતાનો મહેલ ઊભો થાય છે.

જે સમયકાળમાં આ ઘોષણા કરવામાં આવી, તે સમયે દુનિયા તેને સાંભળવાના મૂડમાં ન હતી. દુનિયાવાસીઓ માટે આ એ'લાન ભૂકંપ સમાન હતું. કારણ કે, વિશ્વના વિભિન્ન વર્ગો, વર્ણો અને વંશજોના મનમાં સર્વોપરી હોવાનો ભ્રમ બેસી ગયો હતો. અનેક જાતિઓ તથા રાજાઓ પોતાને સૂર્ય, ચંદ્ર અથવા આકાશના પુત્રો સમજતા હતા, અથવા પોતાને ઈશ્વરનો અવતાર કહેતા હતા. કોઈ એમ કહેતો કે ''મારી નસોમાં ઈશ્વરીય લોહી વહે છે'' તો કોઈ એમ કહેતો કે ''જગત ઉપર રાજ કરવાનો અધિકાર ઉપરવાળાએ માત્ર અમારા વંશજોને જ આપ્યો છે.'' આરબો પણ પાછળ ન હતા. તેઓ બિનઆરબોને ''અજમી'' કહેતા હતા. અર્થાત્ ''મૂંગા લોકો.'' જાણે કે બોલવાની કળા આરબો સિવાય કોઈની પાસે છે જ નહીં. આવા સમયે એમ કહેવું કે બધા માનવીઓ એક જ માતા–પિતાના સંતાન હોવાના લીધે સરખા છે, ભાઈ–ભાઈ છે.કોઈ ઉંચો કે નીચો નથી, આ વાસ્તવમાં માનવજાતને એક બહુ મોટી ભેટ તથા માનવજાત ઉપર બહુ મોટો ઉપકાર હતો.

## ❊ માનવીનો આદર, સુરક્ષા, ગૌરવ ❊

માનવજાત પર આપનો ત્રીજો ઉપકાર માનવજાત પ્રત્યે આદરની ભાવના જગાડવાનો છે. જે સમયે ઈસ્લામનું આગમન થયું તે વખતે મનુષ્યથી અધિક તુચ્છ કોઈ ન હતું. માનવીનુ અસ્તિત્વ મૂલ્યવિહિન બની ગયુ હતું. પ્રાણીઓ અથવા વૃક્ષોને (જેમની સાથે શ્રધ્ધાના સંબંધો સ્થપાય જતા) મનુષ્યથી વધારે કીંમતી અને સુરક્ષાપાત્ર સમજવામાં આવતા હતા. આપ (સલ.)એ મનુષ્યને એટલી ઉચ્ચતા અર્પણ કરી કે, તેનાથી ઉપર માત્ર અલ્લાહપાકની જાત (સૃષ્ટિનો સર્જક) જ રહી જવા પામી હતી. ઈસ્લામે સાફ શબ્દોમાં કહ્યું કે આ જગત માનવી માટે સર્જવામાં આવ્યુ છે, અને માનવીને ખુદાની ઈબાદત માટે. એનાથી વધારે માનવીનું મહત્વ શું હશે કે આપ (સલ.)એ સ્પષ્ટ રીતે કહ્યું કે ''સમગ્ર વિશ્વ અલ્લાહનું કુટુંબ છે''

અલ્લાહપાકને સૌથી પ્રિય વ્યક્તિ તે છે, જે તેના કુટુંબ સાથે સદ્‌વ્યવહાર કરે અને તેને આરામ પહોંચાડે.

જ્યારે માનવસમાજમાં માનવ એકત્વ તથા માનવ ગૌરવની ભાવના જાગૃત ન હતી, ત્યારે માનવીની શી હાલત હતી ? સિકંદરો અને સીઝરો ઉઠતા અને જાણે કબડ્ડી કે શિકાર ન રમતા હોય તેવી રીતે લાખો માણસોને વધેરી નાંખતા. અને આજે પણ જ્યારે રાષ્ટ્રવાદના અહંકારને પોષવા અને વ્યાપારિક મંડળોને પંપાળવામાં માનવ એકતા તથા માનવ ગૌરવનો એહસાસ ખત્મ થાય છે તો વિશ્વયુદ્ધ જેવા અનિષ્ટો અને અત્યાચારના ઈતિહાસો સર્જાય છે.

## ❊ સર્વ જગત માટે રહમત કોણ ? ❊

રહમત એક એવો શબ્દ છે જે (માનવીઓ પૈકી) માત્ર રસૂલુલ્લાહ (સલ.) માટે કુર્આને વાપર્યો છે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સિવાય કોઈના માટે તે ઉપયોગમાં લેવામાં નથી આવ્યો.

આપ (સલ.)ની નુબુવ્વત વિશ્વવ્યાપી છે તે અન્ય સ્પષ્ટ પૂરાવાઓથી સાબિત થાય જ છે. પરંતુ કુર્આન શરીફ જયારે આપને ''સર્વ જગત માટે રહમત'' કહે છે. અને એમ પણ કહે છે કે ''મારી રહમત સર્વવ્યાપી છે.'' તો તેનાથી પણ એ પૂરવાર થઈ જાય છે કે આપ (સલ.)ને તમામ માનવીઓ માટે પયગમ્બર બનાવી મોકલવામાં આવ્યા હતા.

યાદ રાખવું જોઈએ કે સર્વજગત માટે રહમત તે જ પવિત્ર હસ્તી હોય શકે છે, જેણે સમગ્ર જગતની સુખ શાંતિ, સુખાકારી અને સિધ્ધિ માટે કોઈ પણ લોભ–લાલચ વગર પોતાનું કિમતી જીવન ખર્ચી નાંખ્યુ હોય. જેણે બંદાઓ માટે ખુદા સુધી પહોંચવાનો માર્ગ સરળ બનાવ્યો હોય. જેણે હૃદયને પાક, બુધ્ધિને વિવેકી, આકાંક્ષાને સમતોલ બનાવી હોય. જેની શિખામણથી વિશ્વશાંતિ મજબૂત બની હોય. અને સર્વજનોના હિત સધાયા હોય. જે ગરીબી-અમીરી, જવાની-વૃધ્ધત્વ, યુધ્ધ-શાંતિ, ફકીરી-બાદશાહી, તકલીફ -રાહત, શોક-હર્ષ, જેવી વિવિધ પરિસ્થિતિમાં માનવીને માર્ગદર્શન આપતો

હોય. જેણે આકાશની ઊંચાઈ, ભૂમિની નીચાઈ, રાતના અંધકાર, દિવસના ઉજાસ, સૂર્યની ચમક, આગીયાના પ્રકાશ, કણની ઉડાન અને ટીપાની ભીનાશમાં ખુદાપાકની પહેચાન કરાવી હોય. જેની તાલીમે ભક્ષકોને સુરક્ષા, વરુઓને ગોવાળી, લુંટારુઓને શાસન, ગુલામોને નેતૃત્વ અને બાદશાહોને બંધુત્વ શીખવાડયું હોય. જેણે અજ્ઞાનના સૂકા દરિયાઓમાં જ્ઞાન તથા બ્રહ્મજ્ઞાનની નહેરો વહેતી કરી હોય. જેણે ખડકાળ ભૂમિમાં કુર્આન-હદીષના ઝરણાઓ ચલાવ્યાં હોય. જેણે સ્વાર્થી તત્વોને કોમના હમદર્દ બનાવ્યા હોય, જેણે શત્રુઓને ખુદના મિત્ર ઠરાવ્યા હોય. તે ગરીબોનો ચાહક, બાદશાહોનો તાજ, ગુલામોની શોભા, નિરાધારોનો આધાર, દર્દીઓની દવા, સમાનતાનો હિમાયતી, પ્રેમનો ઝવેરી, સત્યનું ઉદયસ્થાન, વિનમ્રતાનો નમૂનો, લાચારોનો સાથી, અનાથોનો વાલી, નિરાશ્રિતોનો આશ્રય, જરૂરિયાતમંદોનો હમદર્દ, ભ્રાતૃત્વ ભાવનાનો સંસ્થાપક, સદાચારનો પ્રેરક, ધીરજની ખાણ, ખુદાની રહમતનું એક સ્વરૂપ. અંતિમ પયગમ્બરને જો રહમતુલ્ લિલ્આલમીનના બિરૂદથી નવાજવામાં નહીં આવે તો પછી ઉપરોકત સર્વગુણ સંપન્ન વ્યકિતત્વનું બીજુ શું નામ હોય શકે ?

હા, રહમતુલ્ લિલ્આલમીન તે જ છે, જેણે રાષ્ટ્રવાદીય દ્વેષ, કોમી વૈમનસ્ય, રંગભેદવાદ અને ભાષા આધારિત અલગાવવાદ દૂર કરી એક જ જુસ્સો બધાના મનમાં ભરી દીધો, બધાની જીભે એક જ વાત રમતી કરી દીધી, બધાના હૃદયમાં એક જ વિચાર બેસાડી દીધો.

હા, રહમતુલ્ લિલ્આલમીન તે જ છે, જે બાધા–માનતાના સ્વીકાર માટે કોઈ માધ્યમ અનિવાર્ય નથી ઠેરવતો. જે કેથોલિકોની માફક આકાશની બધી ચાવીઓ એકજ વ્યકિતના હાથમાં સોંપી નથી દેતો. જે આત્માને સ્વર્ગ કે નર્કમાં ધકેલી દેવાનો અધિકાર માત્ર બ્રાહ્મણોને નથી આપતો. જે વિશેષ પ્રદેશના રહેવાસીઓને આકાશી રાજાશાહીના અધિકારી નથી ઠેરવતો. જે એક જ વંશના સભ્યોને ખુદાના લાડલા નથી બનાવતો.

જે યહૂદીઓ, ખ્રિસ્તીઓ, જરથ્રોસ્તીઓ, બ્રાહ્મણો, જૈનો, લામાઓની

જેમ પોતાના સિવાય શેષ વિશ્વ પર ખુદાપાકના રહમો કરમના ભરપૂર ખજાનાઓ બંધ નથી કરતો.

હા, રહમતુલ્ લિલ્આલમીન તે છે જેની મજલિસમાં અદાસ નેન્વાઈ, સુહૈલ રૂમી, ઝુલકિલાહ્ હિમયરી, અબૂ સૂફયાન ઉમવી, કર્ઝ ફિહરી, બિલાલ હબ્શી, ઝમાદ જાદી, અદી તાઈ, અબૂઝર ગિફારી, અબૂ હારિષ મુસ્તલકી, સલમાન ફારસી, તુફૈલ દૌસી, ઉષામા નજદી, અબૂ આમિર અશઅરી, સુરાકહ મુદલિજી અડખે-પડખે બેઠેલા નજરે પડે છે. (ઉપર્યુકત બધા જ સભ્યો કયાં તો બિનઆરબ હતા, કયાં તો બિનહાશિમી) આટલી વિવિધ કૌમોના ઝંડાધારીઓનો મેળો કોઈ બીજા સ્થાને જોવા મળે છે ? અહીં દરેક વ્યકિત પોતપોતાની કૌમ અને પ્રદેશનું પ્રતિનિધિત્વ કરી રહી છે. અને પોતપોતાના હૃદયની વિશાળતા મુજબ ફૂલોથી પોતાની ઝોળી ભરી રહી છે. અને પોતપોતાના દેશના વાતાવરણને સુગંધિત બનાવી રહી છે.

## ❊ દોસ્ત-દુશ્મન બધા માટે જ કરુણતા ❊

કુર્આન શરીફ કહે છે કે (હે લોકો) જે વસ્તુથી તમને હાનિ પહોંચે છે (અથવા પહોંચી શકે છે) તે વસ્તુ પયગમ્બર (સલ.)ને બહુ અઘરી (ખરાબ) લાગે છે. તમારી તકલીફથી નબી (સલ.)ને ચોક્કસ તકલીફ થાય છે. ભલેને બિનમુસ્લિમોને થતી હોય કે મુસ્લિમોને. સર્વ જગત માટે રહમતના ભંડાર સમા મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જ્યારે અનેકેશ્વરવાદીઓને વ્યકિત પૂજા, મૂર્તિ પૂજામાં લપાયેલા જોતા અને તેમનું ખરાબ પરિણામ આપની સમક્ષ આવી જતું, તો આપના ઋજુ હૃદય (નરમ દિલ)ને વેદના થતી. આપની આ વેદના કયારેક તો એટલી બધી વધી જતી કે અલ્લાહ તઆલાએ આપના સાંત્વન માટે કુર્આન શરીફની આયતો ઉતારી. સૂરએ આલે ઈમરાનમાં છે કે, ‘‘હે પયગમ્બર ! કુફ્રમાં આગળ વધી વધીને ભાગ લેતા લોકોનો અફસોસ કરો નહીં.’’

બદરના યુધ્ધમાં સિત્તેર કુરૈશી બિનમુસ્લિમોને બંદી બનાવવામાં આવ્યા. તેમને મુશકેટાટ બાંધી દેવામાં આવ્યા. દિવસ વીત્યો, અને રાત્રિનો

સન્નાટો છવાય ગયો. આપના માનવંત સાથીઓ ગાઢ નિંદ્રામાં પોઢી ગયા. પરંતુ રહમતુલ્ લિલ્આલમીનને ઘણા પ્રયત્ન છતાં ઊંઘ આવતી ન હતી. આપ (સલ.) પડખાં ફેરવી રહયા છે. બેચેની તથા તકલીફના કારણે ઊંઘ ઉડી ગઈ છે. એક અન્સારી (મદીનાવાસી) સહાબીએ આપની બેચેની જોઈ. તેમને લાગ્યું કે આપને કંઈક શારીરિક તકલીફ થઈ રહી છે. તેમણે પૂછયું કે, હે અલ્લાહપાકના રસૂલ ! આપને કંઈક પરેશાની છે ? આપ (સલ.)એ ફરમાવ્યું : નહીં (કોઈ તકલીફ નથી), પરંતુ અબ્બાસ કણસી રહયા છે, તેમનો અવાજ મને સંભળાય રહયો છે, એટલે મને ચેન પડતું નથી. પેલા સહાબી હળવેથી ઉઠયા અને હઝરત અબ્બાસના દોરડાઓ ખોલી નાંખ્યા. તેમને રાહત થઈ ગઈ તો તેઓ તરત સૂઈ ગયા. પેલા અન્સારી સહાબી ફરી આપની સેવામાં હાજર થયા. આપ (સલ.)એ પૂછયું : હવે અબ્બાસના કણસવાનો અવાજ કેમ આવતો નથી ? તેમણે કહયું : હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! અબ્બાસના દોરડાંઓ ખોલી નાખ્યા છે. આપ (સલ.)એ કહયું : જાવ બધા કેદીઓના બંધન ખોલી નાખો. જ્યારે રહમતે આલમને જાણ કરવામાં આવી કે બધા કેદીઓને હવે આરામ છે, ત્યારે આપની બેચેની દૂર થઈ અને આપને ઊંઘ આવી.

જરા વિચારો ! આ કેદીઓ તો તે હતા, જેમણે તેર વર્ષ સુધી ઈમાન-વાળાઓ (મુસ્લિમો)ને ત્રાસ આપ્યો હતો. કોઈને અગ્નિ પર સુવડાવ્યા, તો કોઈને લોહીમાં નવડાવ્યા, તો કોઈને ભારે પત્થર નીચે દબાવી દીધા, તો કોઈને સખત ઈજાઓ પહોંચાડી મોતને ઘાટ ઉતાર્યા. તેમ છતાં પણ તેમની સાથે આવો નરમ વ્યવહાર અને અખ્લાકના ઉચ્ચ શિખરે બિરાજમાન પયગમ્બરનું આવું પ્રેમભર્યુ વર્તન ! હે અલ્લાહપાક ! આપ (સલ.) ઉપર અગણિત રહમતો નાઝિલ ફરમાવો અને આપના સાથીઓ પર !

## ❊ ભાષા, ઈતિહાસ અને કલ્ચરના પ્રણેતા ❊

અમેરિકાથી ડો. માઈકલ હાર્ટનું એક પુસ્તક પ્રગટ થયું છે જેનું નામ છે "The 100". આ પુસ્તકમાં સમગ્ર ઈતિહાસની ‘એકસો’ એવી

વિભૂતિઓનો ઉલ્લેખ છે જેમણે, લેખકના મતે, ઈતિહાસ પર સૌથી વધારે પ્રભાવ પાડયો. પુસ્તકના લેખક જન્મે ખ્રિસ્તી છે અને કર્મે વૈજ્ઞાનિક છે, પરંતુ પોતાની સૂચિમાં તેમણે પ્રથમ ક્રમે ન તો ઈસા (અલૈ.)નું નામ મૂકયું છે, ન તો ન્યૂટનનું. તેમના મતે તે હસ્તી જેને પોતાની આ સામાન્ય સિધ્ધિઓના કારણે પહેલા નંબરે મૂકવામાં આવે, તે ઈસ્લામી પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) છે. નીચે અમે તેમના લેખનો ટૂંકસાર રજુ કરીએ છીએ.

મારી એ પસંદગી કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિશ્વની અત્યંત પ્રભાવી હસ્તીઓમાં ટોચના સ્થાને છે, કેટલાક વાચકોને આ વાત આશ્ચર્યમાં નાંખી શકે છે. અન્ય કેટલાક લોકોને તેના પર વાંધો પણ હોય શકે છે. પરંતુ હઝરત મુહમ્મદ (સલ.) ઈતિહાસના એક માત્ર શખ્સ હતા જેમણે સર્વોચ્ચ સફળતા હાંસલ કરી. ધાર્મિક સ્તરે પણ અને દુન્યવી સ્તરે પણ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સામાન્ય સ્થિતિથી શરૂઆત કરીને એક મહાનતમ ધર્મનો પાયો નાંખ્યો. અને તેને ફેલાવ્યો. તે અત્યંત પ્રભાવી રાજકીય નેતા બની ગયા. તેમના મૃત્યુનાં તેરસો વર્ષ (આજે સવા ચૌદસો વર્ષ પછી) પણ તેમનો પ્રભાવ છવાયલો છે.

આ પુસ્તકમાં જે મહત્વપૂર્ણ ઐતિહાસિક વિભૂતિઓની પસંદગી કરવામાં આવી છે, તેમાં બહુમતિ એવા સૌભાગ્યવાનોની છે જેઓ સંસ્કૃતિના કેન્દ્રોમાં જન્મ્યા અને ત્યાં જ ઉછર્યા. તેઓ એવી કૌમોના સભ્ય હતા. જેમાં ઉચ્ચ સભ્યતા હતી અથવા તેઓ રાજકીય અર્થોમાં કેન્દ્રસ્થાને હતા, પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઈ.સ. ૫૭૦માં મક્કામાં જન્મ્યા જે દક્ષિણ અરબનું એક શહેર છે અને તે વખતે વિશ્વના પછાત વિસ્તારમાં તેની ગણત્રી થતી હતી. વ્યાપાર, કળા તથા જ્ઞાન–વિજ્ઞાન ક્ષેત્રે તેને કોઈ પણ પ્રકારની કેન્દ્રિયતા પ્રાપ્ત ન હતી. ૭ વર્ષની ઉમરમાં યતીમ (અનાથ) થઈ જવાના કારણે તેમનો ઉછેર એક સામાન્ય વાતાવરણમાં થયો. ઈસ્લામી સ્ત્રોતોથી જાણવા મળે છે કે આપે અક્ષરજ્ઞાન મેળવ્યું ન હતું. આપની આર્થિક સ્થિતિ પચ્ચીસ વર્ષની ઉમરમાં ત્યારે સારી થઈ જયારે

તેમણે ચાલીસ વર્ષની એક વિધવા સ્ત્રી (નામે હઝ. ખદીજા રદી.)થી શાદી કરી. ચાલીસ વર્ષ સુધી એવા કોઈ ચિન્હો દેખાતા ન હતાં કે આપ (અલૈ.) જૂદુ જ વ્યકિતત્વ ધરાવતા ઈન્સાન છે.

આરબો પાસે તે વખતે કોઈ આકાશી ગ્રંથ ન હતો. તેઓના અનેક દેવ પૂજકો હતા. તે છતાં અત્યંત પાંખી સંખ્યામાં મક્કામાં યહૂદી તથા ખ્રિસ્તીઓ પણ હતા. (અહીં લેખકે પોતાની સમજ અનુસાર એમ લખ્યું છે કે હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તે યહૂદીઓ તથા ખ્રિસ્તીઓ પાસેથી ધર્મવિચાર લીધો જે ખોટો હોવાના લીધે અમે તેને કાઢી નાંખ્યો છે.)

ત્રણ વર્ષ સુધી હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) માત્ર પોતાના નજીકના મિત્રો તથા સંબંધીઓને તબ્લીગ કરતા (દીન પહોંચાડતા) રહયા. પછી લગભગ ઈ.સ. ૬૧૩માં તેમણે સામાન્ય લોકોમાં તબ્લીગ શરૂ કરી. ધીમે ધીમે લોકોએ તેમનો ધર્મ સ્વીકારવાનું શરૂ કર્યુ, તો મક્કાના સરદારો આપને એક ખતરનાક મુસીબત સમજવા લાગ્યા. ઈ.સ. ૬૨૨ માં જયારે હઝ. મુહમ્મદ (સલ.) સમક્ષ પોતાના અસ્તિત્વનો પ્રશ્ન ઊભો થયો તો આપ મદીના ચાલ્યા ગયા. જે મક્કાની ઉત્તરે લગભગ બસો માઈલ દૂર છે. અહીં આપને નોંધપાત્ર રાજકીય સત્તા પ્રાપ્ત થઈ.

આ હિજરત હઝરત પયગમ્બર (સલ.)ના જીવનમાં એક પરિવર્તન બિંદુ સમાન હતી. મક્કામાં આપના ગણ્યાગાંઠયા સાથીઓ હતા. મદીના શરીફમાં આપના સાથીઓની સંખ્યા વધી જવા પામી. તેમણે બહુ જલ્દી એવો પ્રભાવ પાથરી દીધો કે આપ (સલ.) વ્યવહારતઃ મદીનાના સ્વતંત્ર શાસક બની ગયા. ત્યાર પછીના વર્ષોમાં જયારે આપના સાથીઓની સંખ્યા વધવા લાગી તો મક્કા (ના વિરોધીઓ તથા) મદીના (ના મુસ્લિમો) વચ્ચે યુધ્ધો શરૂ થઈ ગયા. આ યુધ્ધો ઈ.સ. ૬૩૦માં ત્યારે ખત્મ થયા, જયારે હઝરત મુહમ્મદ (સલ.) બીજી વખત વિજયી હેસિયતથી મક્કામાં પ્રવેશ્યા. તેમના જીવનના શેષ અઢી વર્ષમાં આરબ કબીલાઓ બહુ ઝડપથી તેમના ધર્મમા દાખલ થઈ ગયા. ઈ.સ. ૬૩૨માં જયારે આપની વફાત થઈ ત્યારે આપ સમગ્ર દક્ષિણ આરબના શાસક બની ચૂકયા હતા.



આરબના બદુ કબીલાઓ પહેલેથી જ લડાકૂ માનસ ધરાવતા હતા, પરંતુ તેમની સંખ્યા ઓછી હતી અને તેઓ અંદરોઅંદર ઝઘડવાને કારણે બરબાદ થઈ રહયા હતા. તેઓને ઉત્તરીય આરબના કૃષિ લાયક વિસ્તારોમાં કબજો જમાવી બેઠેલા રાજાઓની મોટી મોટી ફૌજો સાથે કોઈ લેવાદેવા ન હતી. તેમ છતાં હઝ. મુહમ્મદ (સલ.)એ તેમને પહેલી વખત સંગઠિત કર્યા. એક ખુદા પર આસ્થાની મદદથી આ નાની નાની આરબ ફોજો માનવીય ઈતિહાસના સૌથી હેરતભર્યા વિજયો માટે ઊભી થઈ ગઈ. અરબના ઉત્તર–પૂર્વમાં સાસાનીઓનું મહાન સામ્રાજય હતું. અરબના ઉત્તર–દક્ષિણમાં બાયઝન્ટાઈન અથવા રોમન સામ્રાજય હતું. જેનું કેન્દ્ર કોન્સ્ટેનટિનોપલ હતું. સંખ્યાની દ્રષ્ટિએ આરબો તેમના વિરોધીઓના મુકાબલે કાંઈ ન હતા. તે છતાં યુધ્ધના મેદાનમાં, પૂરજોશ આરબોએ ઘણી ઝડપથી સમગ્ર ઈરાક, સિરિયા અને પેલેસ્ટાઈન જીતી લીધા. ઈ.સ. ૬૪૨માં ઈજીપ્તને બાયઝન્ટાઈન સામ્રાજયથી કાપી નાંખવામાં આવ્યું. ઈરાની ફોજો ઈ.સ. ૬૩૭માં કાદિસિય્યહ્ અને ઈ.સ. ૬૪૨માં નહાવંદ મુકામે પરાજિત કરી દેવામાં આવી.

હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નજીકના સાથીઓ તથા પ્રારંભિક ખલીફાઓના હાથે જે મહાન વિજયો મળ્યા તેનો અહીં અંત આવ્યો નહીં. બલ્કે તેઓની વિજય પતાકા આગળ વધતી રહી. ઈ.સ. ૭૧૧ સુધી આરબ ફોજોએ આફ્રિકાથી લઈ એટલાન્ટિક સમુદ્ર સુધી બધું જ જીતી લીધું હતું. અહીથી તેઓ ઉત્તર બાજુ વળ્યા અને જિબ્રાલ્ટર સામુદ્રધુની પાર કરી સ્પેનના ગાઢ સામ્રાજયને પરાજિત કરી તેના પર કબજો મેળવી લીધો.

થોડીક વાર માટે એમ લાગ્યું કે મુસ્લિમો સમગ્ર ખ્રિસ્તી યૂરોપ પર કબ્જો મેળવી લેશે. પરંતુ ઈ.સ. ૭૩૨માં તોરસની વિખ્યાત જંગમાં એક મુસ્લિમ ફોજ, જે ફ્રાંસના કેન્દ્ર સુધી પહોંચી ગઈ હતી. અંતે ફ્રેંચ સૈન્ય વડે પરાજિત થઈ ગઈ. તે છતાં આ બદ્દુ કબીલાઓ, જે પયગમ્બરની શિક્ષા–ઓથી પ્રભાવિત હતા, એક સદીથી પણ ઓછી મુદૃતમાં એક એવું સામ્રાજય ઊભું કરી દીધું, જે ભારતની સરહદોથી લઈ એટલાન્ટીક સાગરના કિનારા



સુધી વિસ્તરેલું હતું. આ એટલી મોટી સલ્તનત હતી કે તેના જેવી સલ્તનત એના પહેલાં ઈતિહાસમાં કયારેય કોઈએ જોઈ ન હતી. જેટલા દેશો આરબોએ ફતેહ કર્યા, દરેક દેશમાં મોટા પાયે લોકોએ આ નવા ધર્મને સ્વીકાર્યો.

હવે તેનો અંદાજો આવી શકશે કે હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો કુલ મળીને કેટલો પ્રભાવ માનવ ઈતિહાસ પર પડયો છે. અન્ય ધર્મોની જેમ ઈસ્લામ પણ પોતાના અનુયાયીઓના જીવનને અસામાન્ય રીતે પ્રભાવિત કરે છે. એટલે જ બધા ધર્મના સ્થાપકોએ અમારી આ કિતાબમાં સ્થાન મેળવ્યું છે. ખ્રિસ્તીઓ એક ઉપરછલ્લા અંદાજા મુજબ મુસ્લિમોથી વધુ સંખ્યામાં છે. એ કારણસર પહેલી નજરે એ વાત જરા વિચિત્ર લાગશે કે હઝ. મુહમ્મદ (સલ.)ને અમે મસીહ (અલૈ.)થી ઉપર રાખ્યા છે. અમારા આ નિર્ણય પાછળ બે કારણો જવાબદાર છે. પહેલું કારણ એ કે હઝરત મુહમ્મદ સલ.)એ ઈસ્લામની પ્રગતિમાં જેટલો ભાગ ભજવ્યો તેટલો મસીહ (અલૈ.)એ ખ્રિસ્ત મતના વિકાસમાં ભજવ્યો નથી. ખ્રિસ્ત મતનું બુનિયાદી નીતિશાસ્ત્ર, જયાં સુધી યહુદી ધર્મથી અલગ પડે છે. તેની શીખ ભલે હઝરત મસીહ (અલૈ.)એ આપી, પરંતુ ખ્રિસ્તમતની આત્મા પરમાત્મા સંબંધી આસ્થાઓની રચના મૂળતઃ સેન્ટ પોલે કરી છે. તે જ તેનો પ્રચારક છે, તથા નવા કરારના અધિકાંશનો લેખક પણ.

પરંતુ ઈસ્લામનાં આધ્યાત્મિક (રૂહાની માળખું) તથા નીતિ (વ્યવહારિક માળખું) બન્નેના પ્રણેતા સ્વયં હઝરત મુહમ્મદ (સલ.) હતા. તદ્‌ઉપરાંત ઈસ્લામના પ્રચાર–પ્રસારમાં પણ તેમનો સિંહફાળો રહયો. તથા ઈસ્લામી ક્રિયાકાંડને પણ આકાર આપ્યો. (અહીં લેખક એમ લખે છે કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની એક વિશેષતા એ હતી કે તેઓ જ કુર્આનના લેખક હતા. મઆઝલ્લાહ ! ઈસ્લામી આસ્થા મુજબ આ વાત ખોટી હોવાના લીધે અમે તે વાકયો નથી લીધા.) મસીહની શિક્ષાઓ વિશે આ પ્રકારનું વિગતવાર ચોકકસ વર્ણન મૌજુદ નથી. મુસ્લિમો માટે કુર્આન એટલું જ મહત્વ ધરાવે છે. જેટલું ખ્રિસ્તીઓ માટે બાઈબલ. એ કારણે કુર્આને કરીમના માધ્યમથી મુસ્લિમો પર હઝ. મુહમ્મદ (સલ.)ની અસામાન્ય અસર રહી

છે. બલ્કે ખ્રિસ્તીઓ પર મસીહ (અલૈ.) તથા સેન્ટ પોલની જેટલી અસર છે, તેનાથી વધારે મુસ્લિમો પર હઝરત મુહમ્મદ (સલ.)ની અસર છે. તેમજ વ્યાપકપણે માનવજગત પર હઝ. મુહમ્મદ (સલ.)નો પ્રભાવ એટલો જ છે, જેટલો મસીહ (અલૈ.)નો છે. બલ્કે એક વધારાનો મુદ્દો એ છે કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ (મસીહ અલૈ.થી વિપરિત) એક દુન્યવી લીડર પણ હતા. અને ધાર્મિક લીડર પણ. આરબોના વિજય પાછળ આપનું વ્યકિતત્વ પ્રેરકબળ તરીકે કામ કરતું હતું. આ હેસિયતથી આપને સૌથી પ્રભાવી રાજકીય નેતા કહી શકાય એમ છે.

## સો (૧૦૦) મહાન વ્યકિતઓમાં આપની પ્રથમ પસંદગી કેમ ?

ઘણી બધી ઐતિહાસિક ઘટનાઓ વિશે એમ કહી શકાય છે કે તે અનિવાર્ય હતી, અને જે તે નેતાએ તેમાં માત્ર માર્ગદર્શન આપ્યું. તેના વગર પણ તે ઘટના ઘટી હોત. દા.ત. દક્ષિણ અમેરિકા તે સમયે પણ સ્પેનથી આઝાદી મેળવી લેત જો સાયમન બોલ્યોરનું અસ્તિત્વ જ ન હોત. પરંતુ આરબોના વિજય માટે આમ કહી ન શકાય. મતલબ (હઝ. મુહમ્મદ સલ. ન હોત તો આ વિજયો ન હોત) હઝરત મુહમ્મદ (સલ.) પૂર્વે આરબ જગતમાં આવી કોઈ ઘટના બની ન હતી. તેમના વગર પણ આ વિજયો મળ્યા હોત એવું માનવા માટે કોઈ બુનિયાદ નથી. ઈતિહાસમાં તેનાથી મળતા આવતા વિજયોની મિસાલ માત્ર મંગોલોના વિજયો છે, જે તેમણે તેરમી સદીમાં મેળવી. આ વિજયો મૂળતઃ ચંગેઝખાનના ડરથી થયા. આ વિજયો વિશાળ હોવા છતાં લાંબા ગાળા સુધી બાકી ન રહયા. અને આજે મંગોલો પાસે માત્ર તે જ વિસ્તારો છે જે તેઓની પાસે ચંગેઝખાન પહેલાં હતા.

આરબોના વિજયોનો મામલો તદ્દન જુદો છે. ઈરાકથી મોરોક્કો સુધી આરબ કૌમોનો એક સિલસિલો ફેલાયલો છે. જે માત્ર ઈસ્લામના કારણે જ એક સૂત્રમાં બંધાયેલો નથી. બલ્કે બધાની ભાષા, ઈતિહાસ, તેમજ બધાનું કલ્ચર પણ એક સરખું છે. ઈસ્લામમાં કુર્આને કરીમની કેન્દ્રીયતા અને તેનું અરબીમાં હોવાને કારણે અરબી ભાષા બધા માટે સુગ્રાહય (સમજમાં આવે

એવી) રહી છે. જો આવું ન હોત તો વચલી તેર સદીઓમાં આ વિશાળ મુસ્લિમ સમૂહની અરબી ભાષા એક બીજાને ન સમજાય એવી જુદી ભાષામાં ફેરવાય ગઈ હોત.

સાતમી સદીમાં આરબોએ વિજય મેળવી માનવીય ઈતિહાસમાં મહત્વપૂર્ણ ભૂમિકા અદા કરી હતી. તેનો સિલસિલો આજે પણ ચાલુ છે. દીની (ધાર્મિક) તથા દુન્યવી અસરોનુ આ અભૂતપુર્વ મિશ્રણ જ છે જે મારા મતે હઝરત મુહમ્મદ (સલ.)ને એ લાયક બનાવે છે કે તેમને ઈતિહાસના સૌથી વધારે એકમાત્ર પ્રભાવી પુરૂષ ઠરાવવામાં આવે.

## ❊ ઈસ્લામ તલવારના જોરે ફેલાયો નથી ❊
## (શ્રી રામાકૃષ્ણા રાવ)

મુસ્લિમ ઈતિહાસકારો મુજબ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઈ.સ.૫૭૧ની ૨૦ એપ્રિલે અરબસ્તાનના રણમાં જન્મ્યા. આપના નામનો અર્થ થાય છે. "બહુ પ્રસંશા પામેલ, સ્તુત્ય." મારા મતે તેઓ બહુ ઉચ્ચ બુધ્ધિ પ્રતિભા ધરાવતા હતા. લાલ રેતીના આ ઓળંગી ન શકાય તેવા રણમાં જેટલા રાજવીઓ તથા કવિઓ તેમના પહેલાં કે તેમના પછી થઈ ગયા, તે સૌથી અનેક ગણા આપ મહાન હતા. જયારે આપનો જન્મ થયો ત્યારે અરબ એક રણ હતું, બીજુ કાંઈ નહી. ખાલીખમ રણથી હઝરત મુહમ્મદ (સલ.)ના શકિતશાળી આત્માએ એક નૂતન વિશ્વ સર્જયું. નવું જીવન, નવી સભ્યતા, નવી સંસ્કૃતિ અને એવું સામ્રાજય ઊભું કર્યુ, જે મોરોક્કોથી ઈંડીઝ સુધી ફેલાયેલું હતું. અને જેણે ત્રણ ઉપખંડો (એશિયા, આફ્રિકા, યૂરોપ)ના વિચારો તથા જીવનને પ્રભાવિત કર્યુ.

મારા આ લખાણનો વિષય એક એવા ધર્મના સિધ્ધાંતો વિશે લખવાનો છે કે જે ઈતિહાસ સિધ્ધ છે. તેમજ તેના પયગમ્બર પણ એક ઐતિહાસિક વ્યકિતત્વ ધરાવે છે. સર વિલિયમ મયોર જેવા એક દ્વેષીલા ટીકાકાર પણ કુર્આન વિશે વિચારો દર્શાવતાં લખે છે કે 'લગભગ દુનિયામાં કુર્આન સિવાય બીજી કોઈ કિતાબ નથી જેનું મૂળ લખાણ (TEXT) બારસો (હવે ચૌદસો) વર્ષ પસાર થયા પછી પણ આટલી હદે શુધ્ધ સ્વરૂપે સુરક્ષિત હોય." હું

એટલો વધારો કરીશ કે કુર્આન જ નહીં સ્વયં ઈસ્લામી પયગમ્બર પણ એક ઐતિહાસિક વ્યકિત છે. આપના જીવનની ઝીણામાં ઝીણી વિગતો અત્યંત ચીવટાઈપૂર્વક આવનાર પેઢીઓ માટે સુરક્ષિત કરી દેવામાં આવી છે. આપનું જીવન રહસ્યના પડદાઓ પાછળ છુપાયેલું નથી કે સાચી માહિતી માટે અહીં ફાંફા મારવાની જરૂર પડે.

મારું કામ એટલા માટે પણ સરળ થઈ ગયું છે કે તે કાળ હવે બહુ ઝડપથી વિદાય થઈ રહયો છે જયારે કેટલાક ટીકાકારો રાજકીય કે બિન રાજકીય કારણોસર ઈસ્લામની છબીને બગાડીને રજૂ કરતા હતા. પ્રોફેસર બેવાન ''કેમ્બ્રીજ મેડિઈવલ હિસ્ટ્રી''માં લખે છે કે હઝ. મુહમ્મદ (સલ.) તથા ઈસ્લામ વિશે જે પુસ્તકો ૧૯મી સદીની શરૂઆત પહેલાં છપાતાં હતાં આજે તેને એક અજાયબી રૂપે જોવામાં આવે છે. દા.ત. ''ઈસ્લામ તલવારના જોરે ફેલાયો'' એ દ્રષ્ટિકોણ હવે કયાંય ધ્યાન પાત્ર સમજવામાં આવતો નથી. ઈસ્લામનો એ સિધ્ધાંત કે '' ધર્મની બાબતે બળજબરી નથી ''તે બધા સારી પેઠે જાણે છે. વિખ્યાત ઈતિહાસકાર ગિબન લખે છે કે મુસ્લિમો પર એવો આક્ષેપ લગાડવામાં આવે છે કે તેઓ તલવારના જોરે બધા ધર્મનો નાશ કરવા માંગે છે પરંતુ તે લખે છે કે અજ્ઞાનતા તથા શત્રુતાભર્યો આ આક્ષેપ કુર્આન શરીફથી, મુસ્લિમોના ઈતિહાસથી તથા સામાન્ય મુસ્લિમજનોના વ્યવહારથી ખોટો ઠરે છે. તેમણે હંમેશા ખ્રિસ્તીઓને કાનૂની ધોરણે પૂજા-પાઠની પરવાનગી આપી દીધી હતી. હઝરત મુહમ્મદ (સલ.)ની ફતેહ, નીતિના શસ્ત્રથી થઈ હતી, અનીતિના શસ્ત્ર (તલવાર)થી થઈ ન હતી.

*(પયગમ્બરે ઈસ્લામ : પેજ–૧૬)*

## નુબૂવ્વત તથા બાદશાહી છતાં સ્વભાવમાં કોઈ ફર્ક નહીં : આર. બોસ્વાર્થ સ્મિથ

''તેમના (હઝરત મુહમ્મદ સલ.ના) અભિયાન (નુબુવ્વત)ને સર્વપ્રથમ સ્વીકારનારા તે લોકો હતા, જે તેમને સારી પેઠે જાણતા હતા. *દા.ત.* તેમની પત્નિ, તેમનો ગુલામ, તેમનો પિતરાઈ ભાઈ તથા તેમના જૂના મિત્ર, જેમના વિશે હઝ. મુહમ્મદ (સલ.)એ કહ્યું હતું કે, ''ઈસ્લામમાં પ્રવેશનારાઓમાંથી

તે એક માત્ર માણસ હતા, જેમણે ક્યારેય પીઠ નહીં ફેરવી, તેમજ તે ક્યારેય વ્યાકૂળ ન થયો.'' અન્ય પયગમ્બરોની જેમ હઝરત મુહમ્મદ (સલ.)ની કિસ્મત (ભાગ્ય) સામાન્ય ન હતી. કારણ કે તેઓને સ્વજનોમાં સન્માનની દૌલત પ્રાપ્ત થઈ. તેમની મહાનતાને ન જાણતા લોકો જ તેમનો આદર ન કરી શકયા.'' *[મુહમ્મદ એન્ડ મુહમ્મદનિઝમ, પૃષ્ઠ ૮૧/૮૨, લંડન ૧૮૭૬]*

એમ કહેવું કે અરબને ક્રાંતિની આવશ્યકતા હતી. બીજા શબ્દોમાં એમ કહેવું છે કે, નવા પયગમ્બરના આગમનનો સમય આવી ગયો હતો. જો એવું જ હતું, તો પછી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને નવા પયગમ્બર કેમ ન ઠરાવવામાં આવે ? આ વિષયે ઘણુ બધું લખનાર આધુનિક લેખક સ્પ્રીંગરે પુરવાર કર્યું છે કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આગમન પહેલાં એક પયગમ્બરના આગમનની આશા તથા ભવિષ્યવાણી વ્યક્ત કરવામાં આવી હતી. *[ઉપરનો હવાલો : પેજ–૮૭/૮૮]*

હઝરત મુહમ્મદ (સલ.)એ પોતાના હેતુની સચ્ચાઈ અને નેકીમાં ઊંડો વિશ્વાસ રાખી જે કાંઈ કર્યું હતું, કોઈ બીજો માણસ તેમાં ઊંડા વિશ્વાસ વગર કાંઈ પણ કરી શકે એમ ન હતું. તેમના જીવનની પ્રત્યેક ઘટના તેમને એક એવો વાસ્તવદર્શી તથા પુરજોશ માનવી સાબિત કરે છે, જે પોતાની સ્વીકારેલી આસ્થાઓ તથા દ્રષ્ટિબિંદુઓ સુધી ધીમે ધીમે તકલીફો સહીને પહોંચવાનો પ્રયત્ન કરે છે. *[ઉપરનો હવાલો : પેજ–૧૨૬/૧૨૭, લંડન]*

મને એ આશ્ચર્ય નથી કે હઝરત મુહમ્મદ (સલ.) જુદી જુદી સ્થિતિમાં બાહ્ય સ્તરે કેટલા વિવિધ સ્વરૂપો ધરાવતા હતા. બલ્કે આશ્ચર્ય તો એ છે કે તેમના આંતરિક વ્યક્તિત્વમાં કેટલી ઓછી તબ્દીલી (પરિવર્તન) પેદા થઈ હતી. રણના બકરીઓ ચરાવનાર, હિરા નામી ગુફાના એકાંતવાસી, સિરિયાના વ્યાપારી, મુસ્લિમોના સુધારક, મદીના શરીફના મુહાજિર, મક્કા શરીફના વિજયી, ઈરાની તથા રોમન રાજાઓ વિગેરેના સમકક્ષ હોવા છતાં પણ આપણે તેમના વ્યક્તિત્વમાં નક્કર એકરૂપતાનો પત્તો–તાગ મેળવી શકીએ છીએ. જો કોઈ બીજો માણસ હોતે, અને તેની બાહ્ય પરિસ્થિતિમાં આટલો બધો ફેરફાર આવત, તો તેના વ્યક્તિત્વમાં આટલી ઓછી તબ્દીલી આવત

તેમાં મને શંકા છે. હઝરત મુહમ્મદ (સલ.)ની બાહ્ય પરિસ્થિતિઓ તો બદલાતી રહી, પરંતુ એ તમામ સ્થિતિઓમાં તેમનું મૂળ વ્યક્તિત્વ મને એક જેવું જ દેખાય છે. *[ઉપરનો હવાલો : પેજ–૯૩]*

જો હઝરત મુહમ્મદ (સલ.) ખોટા કાર્યોથી ન રોકત, અને તેને જડમૂળ થી ઉખેડી ફેંકી ન દેત, તો અરબ તથા આજુબાજુના દેશોમાં માનવબલિ, નાની બાળકીઓને જીવતી દાટી દેવી, ખૂની ઝઘડાઓ, અમર્યાદ લગ્ન સબંધો, ગુલામો પર સખ્ત જુલમો સિતમ, દારૂ પીવુ અને જુગાર જેવી બદીઓનો સિલસિલો રોકટોક વગર ચાલુ રહેતો. *[મુહમ્મદ એન્ડ મુહમ્મદનિઝમ : પૃ.૧૨૫]*

હઝરત મુહમ્મદ (સલ.)ને પોતાના અભિયાન પર વિશ્વાસ હતો, બલ્કે તેનાથી વધારે આશ્ચર્યજનક બાબત એ કે તે અભિયાનની સ્પષ્ટ સીમાઓ બાબતે પણ તેમનો વિશ્વાસ ક્યારેય ડગમગાયો ન હતો. તે એવા પયગમ્બર હતા, જેમને ખુદાપાકે ખાસ અભિયાન સોંપ્યું હતું. આપ આ હેસિયતથી ન વધારે હતા, ન આ સ્થાનથી ઓછા હતા. *[મુહમ્મદ એન્ડ મુહમ્મદનિઝમ : પૃ. ૧૪૮]*

## ❊ જીવનનું રહસ્ય ખોલનાર ❊

પ્રખ્યાત અંગ્રેજ તત્વજ્ઞાની **કાર્લાઈલ** (હઝરત) મુહમ્મદ સાહેબ વિશે લખે છે : “તેઓ પ્રકૃતિના મોટા ખોળામાંથી નીકળેલો જીવનનો એક જબરદસ્ત બળતો અગ્નિ હતા. જગતના સર્જનહારની આજ્ઞાથી જગતને પ્રકાશમાન કરવા અને તેને જગાડવા માટે આવ્યા હતા.”

વળી આગળ ચાલતાં કાર્લાઈલ લખે છે : “તેઓ શરૂઆતથી શાંત, પણ મહાન હતા. ધ્યેયના પાકા અને દિલના સાચા થયા સિવાય રહી જ શકે નહીં એવાઓમાંના તે એક હતા. આ પ્રકારના પુરૂષોને ખુદ પ્રકૃતિ શરૂઆતથી જ સાચા બનાવે છે. બીજા લોકો રીતરિવાજો પ્રમાણે અને સાંભળેલી વાતો પ્રમાણે ચાલે છે, એટલાથી જ તેમને સમાધાન મળી રહે છે. પરંતુ આ પ્રકારના પુરૂષનો આત્મા રીતરિવાજના પડદા પાછળ છુપાઈ રહી શકે તેમ નહોતું. તેમણે પૂરા દિલથી વસ્તુઓનું સાચું સ્વરૂપ જાણવાનો પ્રયાસ કર્યો. તેમણે આ જીવનના જબરદસ્ત રહસ્યને, તેની બિહામણી બાજુઓ અને તેનો

પ્રકાશ બંનેને પૂરેપૂરી રીતે સમજવાના પ્રયત્ન કર્યા. કોઈ સાંભળેલી વાત તેમના આત્માને, તેમની 'હસ્તી'ને દબાવી શકતી નહોતી. આવા માણસના મોઢામાંથી નીકળેલા શબ્દ સીધા પ્રકૃતિના અંતરમાંથી નીકળેલા અને પ્રકૃતિનો જ અવાજ હોય છે. લોકો તેની વાત, બીજા કોઈની ન સાંભળે એવી રીતે, સાંભળે છે અને સાંભળશે. તેના શબ્દો આગળ બીજું બધું કેવળ પોકળ છે. શરૂઆતથી જ આ માણસના અંતરમાં હજારો પ્રકારના વિચાર, યાત્રાઓમાં અને મુસાફરીમાં, ઉત્પન્ન થતા રહયા. હું શું છું ? આ રહસ્યમય વસ્તુ, જેને લોકો દુનિયા કહે છે અને જેમાં હું રહું છું એ શું છે ? જીવન શી વસ્તુ છે ? મૃત્યુ શી વસ્તુ છે ? હું શું માનું ? શું કરું ?

## ❊ અંધશ્રધ્ધા તથા દુર્ગુણો રોકનાર ❊

(હઝરત) મુહમ્મદ સાહેબના પ્રયત્નો અને તેમની સફળતાઓનું વર્ણન કરતાં બીજા વિદ્વાન લખે છે : ''(હઝરત) મુહમ્મદ સાહેબના જમાનામાં અરબસ્તાનમાં સૌથી વધારે ફેલાયલા દુર્ગુણો, જેમને કુર્આનમાં ભારપૂર્વક વખોડવામાં આવ્યા છે અને જેમની બિલકુલ મનાઈ કરવામાં આવી છે તે આ હતા; શરાબખોરી, વ્યભિચાર, બાળકીઓની હત્યા, અમર્યાદ જુગાર, વ્યાજખોરી અને તેને બહાને લોકોને લૂંટવા અને જંતરમંતર જેવી બાબતોમાં અંધશ્રદ્ધા. (હઝરત) મુહમ્મદ સાહેબના પ્રયત્નથી આ બૂરા રિવાજોમાંના કેટલાક બિલકુલ બંધ થઈ ગયા અને બાકીના ઓછા થઈ ગયા. આથી આરબોના આચરણમાં બહુ ભારે સુધારો થયો. અને તેમનું આચરણ ઉચ્ચ તથા શુધ્ધ બન્યું. એ (હઝરત) મુહમ્મદ સાહેબની શકિત અને તેમની અસર બંનેનું એક અદ્‌ભૂત અને જબરદસ્ત પ્રમાણ છે. બાળકીઓની હત્યા અને મદ્યપાન બિલકુલ બંધ થઈ ગયા. આ (હઝરત) મુહમ્મદ સાહેબના કાર્યની સૌથી મોટી સફળતા છે.

(હઝરત) મુહમ્મદ સાહેબે પોતાની કૌમને બહુ ભારે લાભ પહોંચાડયો અને તેના પર બહુ ઉપકાર કર્યો. તેઓ એવા દેશમાં જન્મ્યા હતા, જ્યાં ન તો કોઈ જાતનું વ્યવસ્થિત રાજ્ય હતું, ન તો અક્કલમાં ઉતરી શકે એવો કોઈ ધર્મ હતો. અને ન તો કોઈ જાતનો સદાચાર હતો. આ ત્રણેનું ત્યાં નામ પણ

નહોતું. (હઝરત) મુહમ્મદ સાહેબે એ ત્રણેવની સ્થાપના કરી. પોતાની અસામાન્ય સૂઝના કેવળ એક જ ઘાથી તેમણે પોતાના દેશવાસીઓની હૂકુમત, તેમનો ધર્મ અને તેમનું આચરણ ત્રણેવને એકીસાથે સુધારી દીધાં. છૂટા છૂટા અનેક કબીલાઓને બદલે તેઓ એક સંયુકત કૌમ મૂકી ગયા. અનેક દેવ–દેવીઓ અને ખુદાઓમાં અંધશ્રદ્ધાને બદલે તેમણે બુદ્ધિથી સમજી શકાય તેવા સૌના નાથ, સર્વશકિતમાન અને દયાળુ પરમાત્મામાં શ્રદ્ધા પેદા કરી. તેમણે લોકોને જણાવ્યું કે, પરમાત્મા આપણને હર ક્ષણે જોતો રહે છે અને આપણાં સારા માઠાં સૌ કર્મોના બરાબર ફળ આપે છે. આ શ્રદ્ધાને આધારે જ તેમણે લોકોને સારું જીવન ગુજારવાનું શીખવ્યું.''

(હઝરત) મુહમ્મદ સાહેબનો ઉપદેશ ઈશ્વરી વાણી કે ઈશ્વરનો સંદેશો હોવા વિશે એક બીજા વિદ્વાન લખે છે : ''ખરેખર, પરમેશ્વર બધી ભલાઈનો સ્ત્રોત છે. એ પરમેશ્વર તરફની આકાશવાણી જેવી કોઈ વસ્તુ હોય તો, જે ધર્મનો (હઝરત) મુહમ્મદ સાહેબે ઉપદેશ કર્યો તે ધર્મ, કેવળ બીજાઓની નકલ કરીને અથવા બીજાઓમાંથી સારી સારી વાતો વીણી વીણીને ઘડી કાઢવામાં નહોતો આવ્યો. પણ, ખરેખર ઈલ્હામી (ઈશ્વરીય **Inspired**) હતો. મારી ક્ષુદ્રતા બરાબર સમજવા છતાં હું કહેવાની હિંમત કરું છું કે, આત્મ બલિદાન, સાચી દાનત અને લગની, પોતાના જમાનાની બૂરાઈઓ અને દોષોને સમજી લેવાની અસામાન્ય શકિત અને તે બૂરાઈઓ તથા દોષો દૂર કરવાના સારામાં સારા ઉપાય સમજી લઈને તેમનો ઉપયોગ કરવો. આ બધી બાબતો જો ઈલહામ (ઈશ્વરીય વાણી)ની સૌ જોઈ શકે તેવી નિશાનીઓ હોય તો (હઝરત) મુહમ્મદ સાહેબનું મિશન ઈલ્હામી (ઈશ્વર પ્રેરિત) હતું તેમાં કોઈ શક નથી.''

## ❊ એક કૌમ, ધર્મ અને રાજયના સ્થાપક ❊

''આજ સુધીમાં કોઈ પણ જમાનામાં ઊંડામાં ઊંડા અર્થમાં જે સાચામાં સાચા અને વધારેમાં વધારે લગનવાળા આત્મા પેદા થયા છે તેમાંના મુહંમદ સાહેબ એક હતા. તે એક મહાપુરુષ જ નહોતા બલકે માણસજાતે જે મહાનમાં મહાન એટલે સાચામાં સાચા માણસ કયારેય પેદા કર્યા છે, તેમાંના એક હતા

અને રાજનીતિજ્ઞ તરીકે પણ મહાન હતા. તેઓ સમાજ તથા ધર્મ બંનેને સુધારવાવાળા તથા આગળ વધારવાવાળા હતા. તેમણે એક મહાન કૌમ બનાવી, તેથી મહાન એક સામ્રાજ્ય સ્થાપ્યું અને એથીયે મહાન એક ધર્મ સ્થાપ્યો. તેઓ એવા પુરૂષ હતા કે જેમનું ભવિષ્યમાં કોઈ કાળે – આજકાલ ધર્મને નામે જાતજાતના જુદા જુદા વાડાઓ બનાવીને બેઠેલા જગતના લોકો એ વાડાઓમાંથી નીકળીને એક વધારે વ્યાપક અને વધારે સમજાય એવો માનવધર્મ માનવાનું શરૂ કરશે ત્યારે આજના કરતાં કયાંય વધારે આદરપૂર્વક તેમનું સ્મરણ કરવામાં આવશે. ખરેખર (હઝરત) મુહમ્મદ મહાનમાં મહાન પુરૂષ કરતાં પણ મહાન હતા.''

એક અન્ય વિદ્વાન લખે છે : (હઝરત) મુહમ્મદ સાહેબને એકીસાથે ત્રણ વસ્તુઓ સ્થાપવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. એક કૌમ (નેશન), એક રાજ (સ્ટેટ) અને એક ધર્મ. ઈતિહાસમાં કયાંય આ પ્રકારનો બીજો દાખલો મળતો નથી.

(હઝરત) મુહમ્મદ સાહેબના મૃત્યુ પછી સો (૧૦૦) વર્ષે આરબોનું સામ્રાજ્ય જેટલું મોટું અને જેટલે દૂર સુધી વિસ્તરેલું હતું તેટલું મોટું અને તેટલે દૂર સુધી વિસ્તરેલું તો રોમન સામ્રાજ્ય પોતાના સારામાં સારા કાળમાં પણ કદી નહોતું.

હજ્જારો માનવીઓ પૈગમ્બરે અરબનો આદેશ માની તેમની ફરમાં–બરદારી કરે છે. અને તેમની યાદ તેમના લાખો અનુયાયીઓના દિલમાં હજુ સુધી તાજી છે.

*[Half Hours with Muhammad : Arthur N. Wollaston (C.I.E.) P.-28]*

અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ભલે આરબમાં જન્મ્યા, પરંતુ આપ માત્ર આરબોના પયગમ્બર ન હતા. કુર્આનમાં છે કે, ''આપ કહી દો કે, હું તમારા બધા માટે અલ્લાહનો પયગમ્બર છું.''

પહેલાં જેટલા પણ પયગમ્બરો આવ્યા, તેમની નુબુવ્વત દેશકાળ સુધી મર્યાદિત હતી. પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની નુબુવ્વત સદાકાળ માટે તથા સર્વદેશીય છે.



ઘણા બધા ઓરિએન્ટલિસ્ટોએ આર્થર એન. વિલાસ્ટનની જેમ આપ (સલ.)ને અરબના પયગમ્બર કહયા છે. આ ક્યાં તો તેમનું અજ્ઞાન છે, ક્યાં તો તેમનો પૂર્વગ્રહ. સૂર્ય પૂર્વમાંથી ઉગે છે, તો તે પૂર્વનો નથી થઈ જતો, બલ્કે તેના કિરણો તો સમગ્ર આકાશમાં ફેલાઈ જઈ સમગ્ર વિશ્વને અંધારામાંથી મુક્ત કરે છે. એવી જ રીતે આપ (સલ.)નું વ્યક્તિત્વ પણ છે. આપનો જન્મ ભલે અરબમાં થયો, પરંતુ આપે જે પ્રયત્નો કર્યા તેના લીધે સમગ્ર વિશ્વને સત્ય માર્ગ તરફ લઈ જતી રોશની પ્રાપ્ત થઈ. જો આવું જ હોતે તો સમગ્ર વિશ્વમાં આપના અનુયાયી ન હોતે. કોઈ સંકુચિત વિચાર ધરાવનારને ક્યારેય વ્યાપક સ્વીકૃતિ નથી મળતી.

એક ખુદા યાને અલ્લાહ તઆલાની ઈબાદત હેઠળ અરબના લડાકુ કબીલાઓને એકત્ર કરવામાં હઝરત મુહમ્મદ (સલ.)ની યાદગાર સફળતા અને અલ્લાહપાકના રસૂલ (સલ.)ની હેસિયતથી પોતાના નામને બાકી રાખવામાં સફળતા, આપણા મનમાં આશ્ચર્ય તથા પ્રસંશાના ભાવને ઉભાર્યા વગર નથી રહેતી. તેમણે મદીનામાં કારમી ગરીબીને જેવી હિંમતથી વેઠી હતી, તેની બધાને જાણ છે. તેમનો આવાસ એક એવી ઝૂંપડી હતી, જેમાં ઓછામાં ઓછો સામાન હતો. હઝરત મુહમ્મદ (સલ.) એવા માણસ હતા, જે પોતાના અનુયાયીઓમાં જોશ તથા પોતાની જાત માટે મુહબ્બત ઉત્પન્ન કરી શકતા હતા. તેઓ ખતરાઓ વચ્ચે પણ શાંત રહેતા હતા. આ કારણે જ તેમણે ગારે ષૌરમાં હઝરત અબૂબક્ર (રદી.)ને એ વિશ્વાસ અપાવ્યો હતો કે, "ખુદા આપણી સાથે છે." શરાબ તથા સુંદરીઓના સેવનને જડમૂળથી ઉખેડી કાઢી તેમણે અરબવાસીઓની ઝીંદગીઓને સુધારી નાંખી હતી.

***લે. રેવરંડ આર. મેકગ્રેગર***

*[યોર્કશાયર પોસ્ટ, ૮ જુન ૧૯૩૫]*

રેવરંડ આર. મેકગ્રેગરની વાત બરાબર છે. આરબો અનેક ખુદાઓની પૂજાઓના કારણે અનેક વર્ગોમાં વહેંચાયેલા હતા. તેથી તેમની વચ્ચે ઘણી વખત ખૂંખાર યુધ્ધો પણ થતા. અને વર્ષો સુધી તે યુધ્ધો ચાલતા રહેતા. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ખુદા તઆલાના આદેશથી પોતાના પ્રથમ



સંબોધિત વર્ગને એકેશ્વરવાદની શીખ આપી, તેમનામાં એકતા આણી. અને અંદરો અંદર બાખડી પડતાં આરબોને દૂધ સાકરની જેમ ભેળવી દીધા. સ્વયં કુર્આને પાક એ ઘટના આ શબ્દોમાં વર્ણવે છે : ‘‘(તે સમયને સંભારો) જ્યારે તમે (એકબીજાના) દુશ્મન હતા, પછી અલ્લાહ તઆલાએ તમારા દિલ એકબીજા સાથે ભેળવી દીધા. તો તમે તેની મહેરબાનીથી ભાઈભાઈ બની ગયા.’’

આપ (સલ.)એ જ્યારે અલ્લાહપાકના હુકમથી મક્કાના બદલે મદીનાને કાર્યક્ષેત્ર બનાવવા માટે હિજરત કરી, તો દુશ્મનોથી બચવા માટે ષૌર નામી પર્વતની ખોમાં શરણ લીધું હતું. જ્યારે તેઓ ત્યાં છુપાયેલા હતા, ત્યારે મક્કાના અનેક દેવપૂજકો ખોની બિલ્કુલ નજીક પહોંચી ગયા હતા. હઝરત અબૂબક્ર (રદી.)એ દુશ્મનોને આટલા નજીક જોઈ ગભરાટ અનુભવ્યો તો અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ‘‘ગમ ન કરો, અલ્લાહપાક આપણી સાથે છે.’’ આપ (સલ.)ના આ શબ્દો અલ્લાહપાક પર આપના સંપૂર્ણ વિશ્વાસને વ્યક્ત કરે છે. થયું પણ એવું જ. દુશ્મનો આપને કોઈ પણ હાનિ પહોંચાડયા વગર જતા રહયા.

શરાબનું સેવન તથા વેશ્યાગમન જેવી બદીઓ તેમની અંદર અત્યંત ઊંડે સુધી પેસી ગઈ હતી. પરંતુ આપ (સલ.)ની તરબિયત (કેળવણી)ના કારણે તેમણે બહુ મક્કમતાથી આ બધી બદીઓ છોડી દીધી.

કુર્આન શરીફમાં છે : ‘‘સાચે જ શરાબ તથા જુગાર, મૂર્તિ તથા પાસાઓ બધી નાપાક વસ્તુઓ છે. તથા શયતાનના કામો છે. તો તમે તેનાથી અળગા રહો. આશા છે કે તમે સફળ થઈ જાઓ.’’

## જો આપ ન હોતે, તો યુરોપનો અંધકારયુગ વધુ અંધકારમય થઈ જતે

**પ્રો. બાસોર્થ સ્મિથ** પોતાના પુસ્તક **Mohammed and Mohammedism**માં પોતે ખ્રિસ્તી હોવા છતા સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે જો આ પ્રશ્ન પૂછવામાં આવે કે જગતને ખ્રિસ્તી ધર્મે વધુ લાભ પહોંચાડયો કે

ઈસ્લામ ધર્મે ? તો કહેવું પડશે કે ઈસ્લામ ધર્મે વધુ લાભ પહોંચાડયો. જો મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને કુરૈશે હિજરત કરવા પહેલા શહીદ કર્યા હોત તો પૂર્વ અને પશ્ચિમ બંનેવ અંધકારમય બની જાત. જો આપ જગતમાં ન આવ્યા હોત તો જગતમાં અત્યાચાર એટલી હદે ફેલાય જાત કે તે જગતને છિન્ન ભિન્ન કરી નાખત. જો આપ ન હોત તો યુરોપનો અંધકાર યુગ (Dark Ages) આનાથીયે ભયંકર અંધકારમય થઈ જાત. જો આપ ન હોત તો ખ્રિસ્તી જગત વેરાન થઈ જાત. જ્યારે હું આપની વિશિષ્ટતાઓ, સદ્‌ગુણો તથા તમામ ભવ્ય કિર્તિઓ ઉપર નજર કરૂં છુ કે, આપે પોતાના અનુયાયીઓનો જીવન પલ્ટો કેવી રીતે કર્યો ? કેવા કેવા કષ્ટો વેઠી તેમને આદર્શ જીવન શિખવાડયું. તો આપ મને સૌથી વધુ મહાન અને પોતાનું ઉદાહરણ પોતે જ દેખાય છે. આપે પ્રારંભથી લઈ છેવટ સુધી પોતાને ફકત નબી અર્થાત્ ખુદાના સંદેશવાહક જ કહેડાવ્યા. પોતાની જાતને તેનાથી વધારવાની એક ઈંચ બરાબર કોશીષ કરી નહીં. હું આ માન્યતા રાખવાની હિંમત રાખું છું કે મહાન વિદ્વાનો, ફિલોસોફરો, વૈજ્ઞાનિકો, બુધ્ધિજીવીઓ અને ખ્રિસ્તીઓ એક દિવસ એક મતે આ વાત સ્વિકારવા મજબૂર થશે કે નિઃસંદેહ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અલ્લાહ તઆલાના રસૂલ હતા.

## ❊ માનવ એકતાના પયગમ્બર ❊

**માસ્ટર ભૂપેન્દ્રનાથ બાસુ** બંગાલ યુનિવર્સિટીના ચાન્સેલર અને ઈન્ડિયા કાઉન્સિલના મેમ્બર હતા. પોતાના એક લેખમાં હિંદુઓની વિવિધ જ્ઞાતિઓ વિશે ચર્ચા કરતાં લખે છે કે, મારા મત અનુસાર માનવ સમાજની બદીઓ અને દુર્ગુણો ૯/૧૦ ભાગ ફકત ઊંચનીચ અને વર્ણભેદને કારણે છે. આ દુર્ગુણો પવિત્ર પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના યુગમાં પણ હતા. પરંતુ મુહમ્મદ સાહેબના શિક્ષણનો આ જીવંત દાખલો છે કે, આફ્રિકાનો સામાન્ય કાળો હબશી બંદી પણ આરબ કબીલાની પ્રતિષ્ઠિત વ્યકિતના સમકક્ષ ગણાતો. સાથે સાથે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સાચા અર્થમાં લોકશાહી અને માનવ

બંધુત્વને જગતના દરેક ખૂણામાં ફેલાવ્યો. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આ માનવતાવાદી શિક્ષણની જ અસર છે કે તેરસો વર્ષ પછી પણ એક હરિજન ઈસ્લામ સ્વિકારી પોતાને સન્માનિત મુસ્લિમ કુટુંબના સમકક્ષ હોવાનો દાવો કરી શકે છે.

## ❊ આપની સચ્ચાઈ, સદાચારના સાક્ષી આપના પત્ની ❊

**મીસ્ટર કાર્લાઈલ** લખે છે કે આરબ ઈતિહાસના વાંચન દરમ્યાન મારા અંતરમાં વારંવાર આ સવાલ ઉપસ્થિત થતો કે, કયા કારણોસર ઈસ્લામે આટલી ઝડપી તથા વાયુ વેગે પ્રગતિ કરી, અને આજે પણ ચાલીસ કરોડ મનુષ્યો (હવે તો એક અબજથી પણ વધી ગયા છે) આ ધર્મ પાળે છે. જયારે મેં ચિંતન મનનથી ઈસ્લામનો અભ્યાસ કર્યો તો મારા દિમાગમાં આવ્યું કે રસૂલે અરબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સચ્ચાઈ અને સદાચાર જ આનું મુખ્ય કારણ છે. મારા મંતવ્ય પ્રમાણે એમની સચ્ચાઈનું સ્પષ્ટ અને સાફ ઉદાહરણ એ છે કે એમની પત્ની સૌ પ્રથમ એમના ઉપર ઈમાન લાવ્યાં. આ વાત ખુલ્લી છે કે પત્ની પતિના બધાજ ગુણો દુર્ગુણોથી માહિતગાર હોય છે. અને પતિનું ચારિત્ર્ય સારું હોવાથી જ તે તેનો આદર કરે છે. જો પયગમ્બર સાહેબનું ચારિત્ર્ય સારૂ, પવિત્ર અને આદરપાત્ર ન હોત તો, તેમની પત્ની તેમનો ખુદાઈ દૂત હોવાનો સૌથી પ્રથમ એકરાર ન કરત. પતિની એકાંત અવસ્થાને સારી રીતે જાણનાર પત્નીની ગવાહી બધી ગવાહીઓમાં સારી છે.

## ❊ સમગ્ર માનવજાત માટે લાભકારક ❊

પંડિત ગોવિંદ વલ્લભ પંત ગૃહ મંત્રી લખે છે કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું શિક્ષણ કોઈ એક ધર્મ માટે નહીં, બલ્કે સમગ્ર માનવજાત માટે છે. આપે એકતા, ભાઈચારા, અને માનવ હમદર્દી ઉપર ધ્યાન કેન્દ્રિત કર્યુ છે. આવી મહાન વિભૂતિને હું દિલભરી અંજલી આપુ છું.

## ❊ નિખાલસતા અને વાયદાપાલન સફળતાના પાયા ❊

મહાત્મા ગાંધી લખે છે કે, અલ્લામાં શીબ્લી (રહ.)ની સીરતુન્નબી

(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું જેલમાં વાંચન કર્યા બાદ મારી આ માન્યતા વધુ પાકી અને મજબૂત થઈ ગઈ કે ઈસ્લામે તલવારને લઈ માનવ જગત પર કાબુ નથી મેળવ્યો. બલ્કે પયગમ્બર (સલ.)ની અત્યંત સાદગી, નિખાલસતા, વાયદા અને પાબંદી, અલ્લાહ પાકની ઉપર સંપૂર્ણ ભરોસો, અને પોતાના હેતુઓની સચ્ચાઈ પર અભૂતપૂર્વ યકીન, ઈસ્લામની ભવ્ય કામ્યાબીના સાચા કારણો હતાં. હું આપના જીવનચરિત્રનું વાંચન કરી રહયો હતો, જયારે પુસ્તક વાંચન પુરૂ થયું, તો મને અફસોસ રહી ગયો કે, આવી પવિત્ર હસ્તીના જીવન વિશે વાંચવાનું મારી પાસે નહી રહયું.

## ❊ ભાઈચારો ❊

**શ્રી લાલા બિશનદાસ** લખે છે કે ભાઈચારાના જે મજબૂત પહાડ ઉપર મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈસ્લામની બુન્યાદ રાખી છે, તે આજ સુધી ન કોઈને પ્રાપ્ત થયો છે, ન પ્રાપ્ત થશે. આ બધી બાબતો આ વાતની સ્પષ્ટ સાબિતી છે કે, આપ અલ્લાહ તઆલાના દૂત હતા.

## ❊ સમગ્ર સૃષ્ટિ માટે રહમત ❊

મિસ્ટર ગોવિંદજી દેસાઈનો અહિંસા વિશેનો લેખ મહાત્મા ગાંધીના મુખપત્ર યંગ ઈન્ડિયામાં પ્રગટ થયો હતો, તેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિશે લખ્યું છે કે, નાની વ્યકિતની પણ આપ કદર કરતા હતા. કદી કોઈની મસ્તી મજાક કરતા ન હતા. જીવનભર કોઈને માર્યો નથી, જયારે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી બદદુઆ (શ્રાપ) આપવાનું કહેવામાં આવતું તો, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જવાબમાં કહેતા : હું શ્રાપ આપવા નથી આવ્યો, હું તો સમગ્ર સૃષ્ટિ માટે રહમત બનાવી મોકલવામાં આવ્યો છું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)માં સમગ્ર માનવીઓથી વધુ માણસાઈ હતી.

## ❊ માનવ હકકોના રક્ષક ❊

**પ્રો.રામદેવ** (બી.એ.) માજી પ્રો. ગુરૂકૂલ ડાંગરી અને વૈદક મેગેઝીનના તંત્રી પોતાના લાહોર આર્ય સમાજની સભામાં સંબોધેલ લેકચરમાં કહે છે કે

છઠ્ઠી સદી ઈસ્વીમાં આરબોની સામાજિક અને નૈતિક હાલત ઘણી જ ખરાબ હતી. જયારે કોઈ મરણ પામતો તો તેની પત્ની વારસાઈના માલની જેમ વહેંચાઈ જતી હતી. મૃત્યુ પામનારનો મોટો દીકરો પોતાની સગી માતા સિવાય સઘળી સાવકી માતાઓને પોતાની પત્ની બનાવી લેતો હતો. આરબ કૌમોમાં એકતાનું કોઈ ચિન્હ જણાતું ન હતું. આપસમાં એકબીજાની હત્યા કરવામાં પારંગત હતા. એમ જણાતું હતું કે, આ કૌમ કદાપી નવું સ્વરૂપ ધારણ કરી શકશે નહીં, પરંતુ માનવજગતના ઈતિહાસમાં આ ચમત્કાર થયો કે, હઝરત મુહમ્મદ (સલ.)એ આ કૌમમાં નવો જીવ નાંખ્યો.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેમને શિખવાડયું કે મૂર્તિ પૂજા છોડી એક જ ખુદાપાકને માનો. પ્રારંભમાં આપના ફકત ત્રીસ (૩૦) અનુયાયીઓ હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું કુટુંબ કુરૈશ આપનું સખ્ત દુશ્મન હતુ. અહીંયા સુધી કે છેવટે તેમના અત્યાચાર અને ઝુલ્મથી તંગ થઈ આપને હિજરત કરવી પડી. મદીના શરીફમાં આપે આ લોકોમાં એવો જાદુઈ સંચાર ફૂંકયો જાણે કે તેઓ ફરિશ્તા બની ગયા. આ સદંતર અસત્ય અને ખોટું છે કે, આપે તલવારથી ધર્મ ફેલાવ્યો છે. સાચી વાત એ છે કે ઈસ્લામનો પ્રચાર કદાપી તલવારના જોરથી થયો નથી. જો ધર્મ તલવારથી ફેલાઈ શકતો હોય તો આજે કોઈ ફેલાવીને જોઈ લે.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સાહેબે કેવા પ્રકારનો આત્મવિશ્વાસ સર્જયો હતો, તેનું જીવંત ઉદાહરણ હતુ કે, એક ગુલામ જેણે ઈસ્લામ સ્વિકારી લીધો હતો, તેનો આકા (માલિક) તેને તડકામાં બેસાડી, તેની છાતી ઉપર વજનદાર પથ્થર મૂકી પૂછયા કરતો હતો કે, બતાવ તું મુહમ્મદને છોડીશ કે નહી ? પરંતુ તે ગુલામ આ યાતનાઓ સહન કરવા છતાં સ્પષ્ટ શબ્દોમાં ઈન્કાર જ કરતો રહયો. *(પ્રકાશ પેપર, ૨૯ ઓગષ્ટ ૧૯૨૭)*

## ❊ આપનો ધર્મ સ્પષ્ટ અને શંકાઓથી દૂર ❊

**શ્રી એડવર્ડ ગીબોન** લખે છે કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ધર્મ સ્પષ્ટ અને દરેક પ્રકારની શંકા અને કુશંકાઓથી દૂર છે

અને અલ્લાહપાકની એકત્વના પુરાવા સ્વરૂપે કુર્આન શરીફ એક ભવ્ય સાક્ષીની ભૂમિકા ભજવે છે.

**શ્રી લાલા લજપતરાય** લખે છે કે હું ઈસ્લામ ધર્મથી પ્રેમ કરૂં છું અને ઈસ્લામી પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને જગતના મહાપુરૂષોમાંથી સમજું છું. આપના સામાજિક અને રાજકીય શિક્ષણ અને બોધપાઠોનો પ્રશંસક છું.

## ❊ સાદગી, સરળતા અને એકતાના પ્રેરણારૂપ ❊

**મિસ્ટર ડી. રાઈટ** (ઈંગ્લેન્ડ) જણાવે છે કે હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફકત પોતાની જ્ઞાતિ કે કૌમ માટે જ નહીં, બલ્કે સમગ્ર ધરતી માટે રહમત અને પ્રેમના વાદળ સમા હતા. આપે લોકોમાં એકતા સાધવાની તનતોડ ઝુંબેશ ચલાવી, આજ કારણસર ઈસ્લામમાં રંગ–રૂપ, નાત–જાત, જ્ઞાતિ, વર્ણ વગેરેનું નામ નિશાન નથી. ઈતિહાસમાં કોઈ ઉદાહણ નથી કે આપની જેમ કોઈ નબીએ ખુદા તઆલાના આદેશો આટલી સાદગી અને સરળતાથી સંપૂર્ણ રીતે પહોંચાડયા હોય.

**પાદરી કનીન એઝક ટેલર** લખે છે કે હઝરત મુહમ્મદ (સલ.)એ ઈસ્લામ ધર્મનો મુખ્ય બિંદુ એકેશ્વરવાદને રાખી, સન્યાસી જીવન ઉપર રોક લગાવી. હિંમત, શૌર્ય અને સામાજિક જીવનમાં પોતાની જવાબદારી નિભાવવાને પ્રોત્સાહન આપ્યું. મનુષ્યોમાં ભાઈચારાને પ્રાધાન્ય આપ્યું.

## આપના આગમન પહેલાં સ્ત્રીઓ ઉપર થતો અત્યાચાર

ઈસ્લામે ઔરતને જે સ્થાન આપ્યું છે, એવું ન તો કોઈ ચળવળ કે ઝુંબેશે આપ્યું છે, ન તો કોઈ બીજા ધર્મે આપ્યું છે. બલ્કે ઈસ્લામના આગમન પૂર્વે તો ઔરતો ઉપર હદ બહારના ઝુલ્મ અને અત્યાચાર કરવામાં આવતા હતા. ઔરતોને કેટલી બુરી અને અયોગ્ય ગણવામાં આવતી હતી તેનો અંદાજ ઈસ્લામથી પહેલાં ઔરતો સાથે અત્યાચારી વર્તાવ ઉપર એક નાનકડો દ્રષ્ટિપાત કરી લગાવી શકાય એમ છે.

ઈસ્લામ પહેલાં ઔરતોને મનહૂસ સમજવામાં આવતી હતી. એક

ઈસાઈ પાદરીએ ઔરતના વિષયમાં એવું મંતવ્ય જાહેર કર્યુ છે કે, ‘‘એ (ઔરત) શયતાનના પ્રવેશનું દ્વાર છે. એ મના ફરમાવવામાં આવેલ વૃક્ષ તરફ લઈ જનાર, મર્દને ગારત કરનાર અભાગણી છે.’’ કેટલાક સમાજોમાં ઔરતોના સબંધથી એવો ખ્યાલ પ્રગટ કરવામાં આવે છે કે, ‘‘તકદીર (ભાગ્ય), તોફાન, મૃત્યુ, ઝેર, ઝેરીલા સર્પ, આમાંથી કોઈ એટલું ખરાબ નથી જેટલી કે ઔરત.’’ *[અરબ સભ્યતા]*

ઔરતો વિશે ઈટાલીઓ માનતા હતા કે, ‘‘બુરી ઔરતથી બચવું જોઈએ. ઘોડો સારો હોય કે ખરાબ, તેને સાદની જરૂર છે. એ જ પ્રમાણે ઔરત સારી હોય કે નઠારી, તેને મારની જરૂરત છે.’’

સ્પેની ભાષામાં એક ઉક્તિ અત્યંત પ્રચલિત છે : બુરી ઔરતથી બચવું જોઈએ, પણ સુંદર ચહેરાવાળી ઔરત ઉપર ભરોસો ન કરવો જોઈએ. ક્રાઈસ્ સસ્ટમ જેની ગણના એક મોટા ખ્રિસ્તી પાદરીમાં થાય છે. એ સ્ત્રીના વિષયમાં કહે છે કે, ‘‘એ (ઔરત) અનિવાર્ય બુરાઈ, એક જન્મજાત શંકા, એક આકર્ષક આફત, એક ખાનગી ખતરો, એક દિલરૂબા, દિલ લૂંટનારી મુસીબત છે.’’

એક પ્રખ્યાત ફિલોસોફરના વિશે આવે છે કે, તે ઔરતોના વિષયમાં કહયા કરતો હતો કે, ‘‘ઔરતની મુહબ્બત તેની નફરતથી અધિક ખતરનાક છે. જો તેણીએ તમારા ઉપર મુહબ્બતભરી દ્રષ્ટિ નાંખી તો સમજો કે તબાહ થઈ જ ગયા.’’ ઔરતના વિશે એક એવી માન્યતા પણ હતી કે, ‘‘ઔરત એક ફરેબ છે, ધોકો છે. જો તમો તમારા આત્માની શાંતિ ચાહતા હોય તો ઔરતથી દૂર ભાગો.’’

ઈસ્લામ પહેલાં છોકરીઓને જીવતી દાટી દેવાની પ્રથા પ્રચલિત હતી. અને સમાજમાં જેણે ઘણી બધી છોકરીઓને જીવતી દફનાવી દીધી હોય તેને પ્રતિષ્ઠિત ગણવામાં આવતો હતો. અરબસ્તાનમાં ઈસ્લામ પહેલાં ઔરતોને ઘેટાં–બકરાંની જેમ બજારોમાં વેચવામાં આવતી હતી. ત્યાં સુધી કે એક સમાજમાં શૌહર (પતિ)ના મૃત્યુ પછી ઔરતના જીવતા રહેવાને

સારૂ સમજવામાં આવતું નહોતું. અને ઔરતોને શૌહરના મૃત્યુ પછી ચિતાઓમાં બળવુ પડતું હતું.

## ❊ સ્ત્રીઓના હકકોનું વર્ણન ❊

અત્રે વિચાર કરવા જેવું છે કે, ઈસ્લામ પહેલાં ઔરતોને કેટલી બૂરી અને લાનતપાત્ર સમજવામાં આવતી હતી. જ્યારે ઈસ્લામનું આગમન થયું તો આ અબળાઓના વિશે જર્જરીત વિચારોને રદ કરી દેવામાં આવ્યા. અને તેણીને સન્માનિત દરજ્જો આપવામાં આવ્યો. અને તેણીને શિક્ષણ પ્રાપ્તિનો અધિકાર મળ્યો.

ઈસ્લામ એ વાતને કોઈપણ સંજોગોમાં બરદાશ્ત કરતો નથી કે, કોઈ ઔરતો ઉપર ઝુલ્મ–અત્યાચાર કરે. આ કારણે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઔરતો સાથે સદ્‌વર્તન કરવાનો આદેશ આપ્યો.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, ઔરત પોતાના ઘરબારની દેખરેખ રાખનાર છે. *[બુખારી શરીફ]* આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, નિઃશંક તારી બીવીનો તારા ઉપર હક છે. *[બુખારી શરીફ]* પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ પણ ફરમાવ્યું : જે શૌહર પોતાની બીવીની બદખ્વાહી અને ઈજા ઉપર સબ્ર અને ધૈર્યથી કામ લેશે, એ જન્નતી છે. *[તિબ્રાની]*

બીવી સાથે સારો વર્તાવ કરવાના સબંધમાં આપ અલયહિસ્સલામે ફરમાવ્યું : "મોઅમિનોમાં સૌથી સંપૂર્ણ ઈમાન એ શખ્સનું છે, જેના અખ્લાક સૌથી સારા હોય. અને તમારામાં સૌથી સારો શખ્સ એ છે, જે પોતાની બીવી સાથે સૌથી સારો હોય. *[તિરમિઝી શરીફ]*

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે છોકરીઓની પરવરિશ ઉપર પણ ખાસ ધ્યાન આપ્યું. આપે ફરમાવ્યું : જે બંદો બે દીકરીઓનો ભાર ઉઠાવશે અને તેમનો ઉછેર કરશે, ત્યાં સુધી કે એ છોકરીઓ પુખ્તવયની થઈ જાય. તો એ બંદો અને હું કિયામતના દિવસે આ રીતે હોઈશું. અને આપે પોતાના હાથની આંગળીઓને બિલ્કુલ મેળવીને દેખાડયું. અર્થાત્ જે

રીતે આ આંગળીઓ એકબીજાથી મળેલી છે. *[બુખારી શરીફ]*

રસૂલે અકરમ (સલ.)ની આ હદીષો ઉપરથી અંદાજો લગાવી શકાય છે કે, ઈસ્લામ ઔરતોને કેટલો બુલંદ મુકામ અને ઉચ્ચ સ્થાન આપે છે. અને તેમની સાથે કેટલો શરાફત અને સન્માનનીય વર્તાવનો હુકમ આપે છે.

## ❊ વિજ્ઞાન પ્રમાણે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર ❊

વર્તમાનયુગમાં નારી સ્વતંત્રતાની ચળવળે **(Women's liberaration movement)** આ દ્રષ્ટિકોણ રજુ કર્યો કે શિક્ષણ, ધંધા રોજગાર અને રાજકારણ બધામાં સ્ત્રીઓને તે જ દરજ્જો મળવો જોઈએ, જે પુરૂષોને પ્રાપ્ત છે. સૌપ્રથમ ૧૭૯૨માં **Mary Wollstonecraft** નામની બ્રિટિશ મહિલાએ આ પ્રમાણેનો દ્રષ્ટિકોણ પોતાના પુસ્તક **(A vindication of the Rights of women)**માં રજૂ કર્યો. ત્યારબાદ ઘણા જોરશોરથી નારી સ્વતંત્રતાનો મુદો ઉછાળવામાં આવ્યો. અને તે માટે બધાજ દેશોમાં કાયદાઓ ઘડવામાં આવ્યા. અને દરેક ક્ષેત્રમાં પુરૂષોની જેમ સ્ત્રીઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો. પરંતુ બસો વર્ષની લગાતાર કોશીષોનું કાંઈ પરિણામ આવ્યું નહીં. અમલી સ્વરૂપે આજે પણ યુરોપ તથા અમેરિકામાં સ્ત્રીઓ પુરૂષોની સમકક્ષતાનો દરજ્જો પ્રાપ્ત કરી શકી નથી.

વિજ્ઞાન નોબલ પ્રાઈઝના કુલ ૨૭૮ વિજેતાઓમાં ૨૭૨ પુરૂષોની તુલનામાં ફકત ૭ સ્ત્રીઓ જ વિજેતા છે. નેશનલ એકેડમી ઓફ સાયન્સના ૮૦૦ પસંદગી પામેલ સભ્યોમાં સ્ત્રીઓની સંખ્યા ફકત નવ છે. અમેરિકાના પાંત્રીસ હજાર વૈજ્ઞાનિકોમાં સ્ત્રી વૈજ્ઞાનિકોની સંખ્યા ફકત દસ ટકા છે.

આજે પણ બધા જ ક્ષેત્રોમાં સ્ત્રી એ જ પ્રમાણે પાછળ છે, જેમ નારી સ્વતંત્રતાની ચળવળ પહેલાં હતી. આ ચળવળની લગાતાર સંપૂર્ણ નિષ્ફળ -તાએ યુરોપના લોકોને પરેશાન કરી દીધા. સમગ્ર વિશ્વમાં વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી અભ્યાસ કરવામાં આવ્યો. છેવટે આ વાત સાબિત થઈ કે, સ્ત્રી અને પુરૂષ દરમ્યાન પેદાઈશી (જન્મજાત) ફર્ક છે. અને તેના કારણે જ સ્ત્રીઓને બધા ક્ષેત્રોમાં પુરૂષોના સમકક્ષ દરજ્જો ન મળી શકયો. વિજ્ઞાનના

બધા જ ક્ષેત્રોના લગાતાર સંશોધનોના પરિણામો પ્રમાણે પુરૂષ તાકતવર જાતિ **(Dominant sex)** છે. *(ટાઈમ મેગેઝીન : ૨૦ માર્ચ ૧૯૭૨)*

એ જ પ્રમાણે રીડર ડાઈજેસ્ટના સંશોધન પ્રમાણે સ્ત્રી-પુરૂષના મગજ **(Brain)**માં ઘણો જ મહત્વનો ફર્ક માલુમ પડે છે. અને તેનું કારણ હોર્મોન્સનો ફર્ક છે. એક યુરોપિયન વૈજ્ઞાનિકે આ તારણ કાઢયું કે, સ્ત્રી-પુરૂષના અવયવોનો આટલો બારીક ફર્ક સામાજિક જીવનમાં સ્ત્રી પુરૂષના અલગ અલગ કામોની વહેંચણી કરી આપે છે. *(રીડર ડાયજેસ્ટ, ઓકટો. ૧૯૮૧)*

મેલ હોર્મોન્સ અને ફીમેલ હોર્મોન્સનો ફર્ક સ્ત્રી પુરૂષમાં એમના જૈનિક કોડને લઈને છે, જે જન્મ પહેલાથી જ બન્નેવમાં મૌજુદ હોય છે. એનું કારણ સામાજિક નથી, બલ્કે જન્મજાત છે. *(ટાઈમ મેગેઝીન ૨૦ માર્ચ, ૧૯૭૨)*
*(ઈન્સાયકલોપીડિયા ઓફ બ્રિટાનિકા (૧૯૮૪,૧૯/૯૦૭)*

જાન્યુઆરી ૨૦૦૫માં એક ચર્ચા દરમિયાન દુનિયાની સર્વશ્રેષ્ઠ યુનિવર્સિટી હાવર્ડના પ્રમુખ લેરી સુમ્મર્સે **(Larry summerse)** એક પ્રશ્નના ઉત્તરમાં કહ્યું કે, જીવવિજ્ઞાન અને સમાજશાસ્ત્રની તુલનામાં, ગણિત તથા એન્જીનીયરિંગ જેવા વિષયોમાં સ્ત્રીઓની ઓછી સંખ્યાનું કારણ જૈવિક (કહો કે શારીરિક) ભિન્નતા હોય શકે છે. આ પ્રમાણે કહેતા તેમણે વિશ્વના વિવિધ વિક્સિત રાષ્ટ્રોમાં આ બાબતે થયેલા સંશોધનોના હવાલા પણ આપ્યા. અમેરિકાના આંકડાઓ દર્શાવે છે કે, અમેરિકી સ્કૂલોમાં સ્ત્રી શિક્ષકોની સંખ્યા ૩૫% છે. પરંતુ ગણિત, વિજ્ઞાનની ફેકલ્ટીમાં આ સંખ્યા ૨૦% જેટલી રહી જવા પામે છે. *(ટાઈમ્સ ઓફ ઈન્ડીયા, ૨૮/૦૧/૦૫)*

એક સંશોધન મુજબ પુરૂષોનું મગજ સ્ત્રીઓની તુલનામાં ચાર ગણું ઝડપી ચાલે છે. સંશોધન મુજબ પુરૂષોના મગજના કોષોમાં **(Cells)** સંદેશવહનની ઝડપ સ્ત્રીઓ કરતા ચાર ગણી વધારે હોય છે.

કોઈ વસ્તુને જોયા પછી આંખથી મગજ સુધી જે માહિતી પહોંચે છે, તેમાં જે સમય લાગે છે તે પુરૂષોમાં ઓછો અને સ્ત્રીઓમાં વધારે હોય છે.
*(સન્ડે ટાઈમ્સ ૭/૨/૦૫)*



ઉપરોક્ત બધાજ વૈજ્ઞાનિક તારણો દર્શાવે છે કે, સ્ત્રી પુરૂષની શારીરિક બાંધણી, માનસિક આવેગો, હોર્મોન્સની વ્યવસ્થા તથા તેના કાર્યો વગેરે અત્યંત ભિન્ન છે. આ કેવી રીતે શકય છે કે, એક જ પ્રકારના કાર્ય માટે આટલા ભિન્ન સર્જનો સર્જવામાં આવે ? જો સ્ત્રી અને પુરૂષ બન્ને એક જેવા કાર્યો કરી શકે છે, અથવા એક પ્રકારની જીમ્મેદારીઓ નિભાવી શકે છે તો, બન્ને વચ્ચે આટલો સ્પષ્ટ શારીરિક તથા માનસિક ભેદ શા માટે?

જે પરિબળોએ સ્ત્રીઓની પ્રગતિના નામે તેઓને ચોવીસ કલાક કામે લગાડી દીધી છે, તેઓ જ વાસ્તવમાં સૌથી મોટા અત્યાચારી છે. નહીંતર શરીઅતે તો ન્યાયપૂર્વક બન્નેના કાર્યક્ષેત્રો જુદા જુદા જ રાખ્યા છે. અને તેને ધ્યાનમાં રાખીને જ ઈસ્લામે પારિવારિક તથા સામાજિક કાનૂનો ઘડયા છે. તેમજ સ્ત્રી સાથે સદ્‌વર્તાવને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. આનાથી મોટી વાત કઈ હશે કે, પયગમ્બર (સલ.)એ પોતાના વિદાય પ્રવચનમાં તથા પોતાની અંતિમ વસિયતમાં સ્ત્રીઓ સાથે સદ્‌વર્તાવ પર વિશેષ ભાર મૂક્યો. જે કોઈએ પ્રાચીન તથા અર્વાચિન સભ્યતાઓ વિષયક સ્ત્રી પુરૂષ વચ્ચે આ જુદા જુદા કાર્યક્ષેત્રની અવગણના કરી છે, તેમણે સ્ત્રી પુરૂષો, બન્ને ઉપર જુલ્મ કર્યો છે. વિજ્ઞાન જેટલી પ્રગતિ કરશે, અને હકીકતોથી પડદાઓ ઉચકશે, તેટલી જ ઈસ્લામ પ્રત્યે ગલતફહ્‌મી દૂર થશે, અને અસત્યોનો દુષપ્રચાર અર્થહીન થઈ જશે, ઈન્શાઅલ્લાહ.

## યુરોપિયન સ્ત્રીઓ ઈસ્લામ કેમ સ્વીકારી રહી છે ?

આતંકવાદ, અંતિમવાદ અને સ્ત્રીઓના અધિકારો વિગેરેના હવાલાથી સંપૂર્ણ નકારાત્મક અપપ્રચાર છતાં પશ્ચિમમાં ઈસ્લામની લોકપ્રિયતા સતત વધી રહી છે. દિલચસ્પ વાત એ છે કે ઈસ્લામને સ્ત્રીઓનો શત્રુધર્મ ઠરાવી દેવાના શોરબકોર છતાં પશ્ચિમની સ્ત્રીઓ, પુરૂષો કરતાં કયાંય વધુ ઈસ્લામ સ્વીકારી રહી છે. વિશ્વ સ્તરના પ્રસાર માધ્યમોમાં અવારનવાર આ સબંધે અહેવાલો તથા વિશ્લેષણો પ્રગટ થતા રહે છે. એવામાં એક સમિક્ષાત્મક રિપોર્ટ થોડાક દિવસો અગાઉ અગ્રણી અમેરિકી પત્ર ‘ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર’ની એક આવૃત્તિમાં શામેલ કરવામાં આવી, જેનું મથાળુ હતું :



"યુરોપિયન સ્ત્રીઓ ઈસ્લામ કેમ સ્વીકારી રહી છે ?" પીટર ફોડે સંકલિત કરેલી આ રિપોર્ટ મુજબ મુસ્લિમ તથા બિનમુસ્લિમ સંશોધકો કહે છે કે, ૯/૧૧ પછી ઈસ્લામ વિશે ઉભરેલી જિજ્ઞાસાના લીધે ઈસ્લામનો પયગામ વધારેમાં વધારે યુરોપવાસીઓને અપીલ કરવાનું કારણ બની ગયો છે. સચોટ આંકડા પ્રાપ્ય નથી, પરંતુ યુરોપમાં મુસ્લિમોની વસ્તી પર નજર રાખનારા વિશ્લેષકોનો અંદાજો છે કે દર વર્ષે હજ્જારો પુરૂષો તથા સ્ત્રીઓ ઈસ્લામ સ્વીકારે છે. આ સંશોધકો એ પણ અંગુલિનિર્દેશ કરે છે કે આ મુસ્લિમ બનનારાઓમાં જવલ્લે જ ગણ્યાગાંઠયા લોકો હિંસાનો માર્ગ અપનાવે છે. ઉક્ત પ્રતિષ્ઠિત અમેરિકી પત્રે તારવેલા આ તારણો એ વાતનું ખુલ્લુ એલાન તથા સ્વીકાર છે કે, ઈસ્લામને આતંકવાદનું સ્ત્રોત સમજવું ચોક્કસ જ પૂર્વગ્રહ પ્રેરિત છે, વાસ્તવિકતા સાથે તેનો કોઈ સબંધ નથી. પત્રના જણાવ્યાનુસાર પુરૂષોની તુલનામાં જો કે ઈસ્લામ સ્વીકારનો ઝોક સ્ત્રીઓમાં વધારે છે, પરંતુ વિશેષજ્ઞોનું કહેવું છે કે, સામાન્ય માન્યતા વિરુદ્ધ તેનું કારણ મુસ્લિમ પુરૂષો સાથે શાદી નથી. બહુ ઓછી સ્ત્રીઓ આ કારણોસર ઈસ્લામ સ્વીકારે છે.

મુસ્લિમ બનનારી હજારો યુરોપિયન સન્નારીઓમાંથી એક ફ્રાંસની મિસ મેરી ફલ્યુટ પણ છે. તેણીએ એક વર્ષ પહેલાં ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો હતો. જ્યારે તેણીને પૂછવામાં આવ્યું કે, "શું તેનું કોઈ પ્રેમ પ્રકરણ તેના આ નિર્ણય માટે પ્રેરક બન્યું છે ? તો તેણીએ હસતાં હસતાં કહયું : "જ્યારે મેં મારી ઓફિસના સાથીઓને બતાવ્યું કે, હું મુસ્લિમ થઈ ગઈ છું. તો તેઓનો પહેલો પ્રશ્ન એ જ હતો કે, શું તારો કોઈ મુસ્લિમ બોયફ્રેન્ડ છે ? તેઓને વિશ્વાસ બેસતો ન હતો કે આ નિર્ણય મેં મારી પોતાની મરજીથી કર્યો છે."

મિસ ફલ્યુટના કથન મુજબ ઈસ્લામનો માર્ગ તેણીએ એટલા માટે અપનાવ્યો છે કે, ઈસ્લામ અલ્લાહપાકથી માનવીનું સાંનિધ્ય-નજદીકી ઈચ્છે છે. ઈસ્લામ વધારે સાદો તથા સંપૂર્ણ છે. વધારે સ્પષ્ટ તથા સાફ છે, એટલે વધારે સરળ પણ છે. આ ફ્રેન્ચ નવમુસ્લિમાએ પોતાના ઈસ્લામ સ્વીકારના કારણોની વધુ સ્પષ્ટતા કરતાં કહયું કે, "મને જીવન માટે એક નીતિ-નિયમની

તલાશ હતી. દરેક માણસને આવા નીતિ-નિયમની જરૂર હોય છે, જેના મુજબ તે જીવન પસાર કરી શકે. ખ્રિસ્તમત મને એવો રેફરન્સ પોઈન્ટ (સંદર્ભબિંદુઓ) આપી ન શકી.'' મેરી ફલ્યુટનું કહેવું છે કે, ''ઈસ્લામ મારા માટે પ્રેમ, સહનશીલતા અને શાંતિનો સંદેશ છે.''

પીટર ફોર્ડ સંશોધકોના હવાલાથી લખે છે કે, ''તે કારણો જે ઈસ્લામ સ્વીકારનારી ઘણી યુરોપિયન સ્ત્રીઓએ જણાવ્યા, તથા જે તેમની વિચારશૈલીનું પ્રતિબિંબ પણ પુરૂ પાડે છે, તેના મુજબ સ્ત્રીઓની એક મોટી સંખ્યા પશ્ચિમી સમાજના બેજવાબદારીભર્યા વર્તન વિરૂદ્ધ પ્રતિક્રિયા દર્શાવી રહી છે. પરસ્પરનો સબંધ, એકબીજાની દરકાર તથા એકબીજાના મામલાઓ તથા મુશ્કેલીઓમાં સાથ આપવાની જે સમજ ઈસ્લામ પૂરી પાડે છે, તે પશ્ચિમી સ્ત્રીઓના દિલ જીતી રહયો છે.

## સ્ત્રી-પુરૂષના જુદા જુદા કાર્યક્ષેત્રો, અધિકારો અને જવાબદારીઓ ઈસ્લામ સ્વીકારનું મુખ્ય કારણ

સન્નારીઓના ઈસ્લામ સ્વીકાર પર સંશોધન કરનારી કેરિયન વેન ન્યુવોકર્કના મતે પશ્ચિમી સ્ત્રીઓમાં ઈસ્લામની લોકપ્રિયતાનું મોટું કારણ સ્ત્રીઓ તથા પુરૂષોના જુદા જુદા કાર્યક્ષેત્રો, અધિકારો તથા જવાબદારીઓ માટેના તે સ્પષ્ટ વિચારો છે, જે ઈસ્લામી શિક્ષાઓ દ્વારા સમજમાં આવે છે. ઈસ્લામમાં સ્ત્રીની માતૃત્વની ભૂમિકાનું બહુ ઉંચું સ્થાન છે. અહીં સ્ત્રી ''જાતીય રમકડું'' નથી હોતી. આ મત ચોક્કસ બહુ મહત્વપૂર્ણ છે, અને ધ્યાનપાત્ર છે. કારણ કે ઈસ્લામ સ્ત્રીઓને માં, બહેન, પત્ની તેમજ પુત્રીની હેસિયતથી જે માન -સન્માન આપે છે, પશ્ચિમી સમાજમાં તેની કોઈ વિભાવના નથી. આ જાતિગ્રસ્ત સમાજમાં સ્ત્રીઓના અધિકારો તથા સ્ત્રી સ્વાતંત્ર્યના તમામ દાવાઓ છતાં ઔરત માત્ર પુરૂષોનું રમકડું છે.

ભૌતિકવાદી સમાજમાં આમ થવું બિલ્કુલ સાહજીક છે. જ્યારે અધ્યાત્મિક (રૂહાની) જીવન તથા પારલૌકિક વિશ્વ (આખિરત)ની સફળ -તાનો ઉચ્ચતમ ધ્યેય માનવીની નજર સમક્ષ ન હોય, અને તેની સમગ્ર

દોડધામનો હેતુ માત્ર મજા માણવાનો (ભોગવાદનો) હોય, તો તેનું પરિણામ આના સિવાય બીજુ કશું આવી જ ન શકે.

મુસ્લિમ અને બિનમુસ્લિમ સમાજના વર્તન સબંધી તફાવતને સ્પષ્ટ કરતાં ન્યુજર્સીમાં રહેતી લેટિન અમેરિકી નવમુસ્લિમા જેસ્મીન પાઈનેટ કહે છે કે, મુસ્લિમ પુરૂષો તમને 'હાય મેમ ! કેમ છો ?' ના શબ્દોથી સંબોધન નથી કરતા, બલ્કે સામાન્ય રીતે 'હેલો સિસ્ટર' કહે છે. તેઓ તમને 'જાતીય રમકડું' સમજી એકીટસે જોયા નથી કરતા.

'ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર'નો એક બીજો રિપોર્ટ જે ૨૭, ડિસેમ્બર ૨૦૦૪ના દિને "લેટિન અમેરિકનો ઈસ્લામમાં પોતાના પ્રશ્નોના ઉત્તરો શોધે છે"ના શિર્ષકથી પ્રગટ થયો હતો, તે આ જ વિષયમાં છે. ક્રિસ્ટાઈન આરમેરયુએ તૈયાર કરેલી આ રિપોર્ટનો મુખ્ય વિષય જ એ છે કે, "પશ્ચિમમાં ઈસ્લામ સ્વીકારના દિન-પ્રતિદિન વધતા વલણનું એક કારણ તે સન્માન છે, જે ઈસ્લામ સ્ત્રીને અર્પે છે." રિપોર્ટ મુજબ અમેરિકામાં લગભગ ચાલીસ હજાર લેટિન અમેરિકન નવમુસ્લિમો છે. દર વર્ષે લગભગ વીસ હજાર અમેરિકી સ્ત્રી–પુરૂષો ઈસ્લામ સ્વીકારે છે. જેમાં ઓછાવત્તા ૬% લેટિન અમેરિકન હોય છે. આ નવમુસ્લિમોમાંથી એક મોટી સંખ્યાનું કહેવું છે કે, "તેમના ઈસ્લામ સ્વીકાર પાછળ એ વિશ્વાસે મહત્વપૂર્ણ ભૂમિકા ભજવી છે કે, ઈસ્લામમાં સ્ત્રીઓ સાથે સારો વ્યવહાર કરવામાં આવે છે." ટીકાકારો કહી શકે છે કે, નકાબ (ઘૂંઘટ)ની પાબંદી સ્ત્રીઓની ગુલામીનું પ્રતીક લાગે છે, પરંતુ લેટિન અમેરિકન સન્નારીઓનું કહેવું છે કે, "તેમના માટે આ એક આહ્‌લાદક હકીકત છે કે, જ્યારે તે બહાર માર્ગો પર નીકળે છે, ત્યારે તેમને જોઈને કોઈ સીટી નથી વગાડતું."

જેની યાનીઝ જે હજારો લેટિન નવમુસ્લિમ સન્નારીઓમાં શામેલ છે. કહે છે કે, "ઈસ્લામી લિબાસ ધારણ કરવાના પરિણામે લોકો સ્વભાવિક રીતે મને એક ધાર્મિક વ્યક્તિનું માન-સન્માન આપે છે. તે સાથે પશ્ચિમી સંસ્કૃતિ તથા સમાજ સામે વિદ્રોહનું આ કાર્ય મુશ્કેલીઓને પણ નોંતરે છે. ઈસ્લામ સ્વીકાર કરનારી સન્નારીઓને પોતાના માં–બાપ તેમજ મિત્રો

તરફથી વિરોધનો પણ સામનો કરવો પડે છે.'' નવમુસ્લિમ સન્નારીઓના મતે તેનું કારણ ઈસ્લામમાં સ્ત્રીઓના સ્થાન વિશે ફેલાવવામાં આવેલ ગેરસમજો છે.

ઉક્ત રિપોર્ટ મુજબ મુસ્લિમ થઈ ગયેલી કેટલીય લેટિન અમેરિકન સન્નારીઓએ કહયું કે, ''પહેલાં તેઓ ઈસ્લામમાં સ્ત્રીઓના સ્થાનના હવાલાથી તે જ ઘસાયેલી, પીટાયેલી વાતોથી વાકેફ હતી, જે પશ્ચિમમાં સર્વસામાન્ય છે. પરંતુ જ્યારે મુસ્લિમો સાથે તેમની મુલાકાતો થવા માંડી તો તેમને જાણવા મળ્યું કે, ઈસ્લામી સમાજમાં સ્ત્રીનું સ્થાન કેટલું ઊંચું છે.'' મિસ પાઈનેટના શબ્દોમાં ''ઈસ્લામી સમાજમાં સ્ત્રીનો આદર એટલા માટે કરવામાં આવે છે કે, તે (આવનાર બાળકની) માતા છે. જે બાળકોની સારસંભાળ રાખે છે અને નીતિ-નિયમો પર અમલ કરે છે.''

પશ્ચિમી આધુનિક સમાજની સ્ત્રીઓ જે કારણોસર ઈસ્લામને પોતાના માટે એક નેઅમત તથા રહમત સમજી રહી છે, કેટલી મૂર્ખતા છે કે, મુસ્લિમ દેશોમાં પશ્ચિમના માનસિક ગુલામો આ જ શિક્ષાઓને સ્ત્રીઓના પછાતપણાંનું કારણ ઠરાવે છે, અને પશ્ચિમની બેવકૂફીભરી નકલ કરે છે. અને આવી મૂર્ખતાપૂર્ણ નકલખોરી કરીને સ્ત્રીઓને ઘરમાંથી કાઢી રસ્તાઓ પર લઈ આવવાને, તેઓને અર્ધનગ્ન વસ્ત્રો પહેરાવવાને, તેમના ફેશન શો આયોજીત કરવાને અને તેઓને ગલીઓની શોભા બનાવી દેવાને જ પ્રગતિના સર્વોચ્ચ સોપાન સમજે છે.

## ❊ વિરોધાભાસી બાબતોમાં સંતુલન જાળવવું ❊

હઝરત મુહમ્મદ (સલ.) દ્વારા ઉતરેલ શરીઅતની એક ખૂબી સંતુલન છે. બે વિરોધાભાસ અને મુકાબલાવાળી વસ્તુઓમાં બન્નેવનો ખ્યાલ રાખવો અત્યંત મુશ્કેલ છે. પરંતુ ઈસ્લામી શરીઅતે તેમનો બારીકથી બારીક ખ્યાલ રાખી બન્નેવ વચ્ચે બરાબર સંતુલન જાળવી રાખ્યું છે. ચાહે તે રૂહાનિય્યત (આધ્યાત્મિકતા) અને માદીયત (ભૌતિકવાદ) હોય. વ્યક્તિગત અને સામૂહિક બાબત હોય, સ્થાયી અને ફેરફાર થનાર હુકમો વચ્ચે હોય કે ઈબાદતો વગેરેમાં નરમી અને સખ્તી વચ્ચે હોય. *(સૂ.બકરહ : ૧૪૩, સૂ. રહમાન : ૭/૯)*



શરીઅતમાં સખ્તી (ડર-ધમકી) તે લોકો માટે છે, જે દીનમાં સુસ્તી અને લાપરવાહી કરે છે. અને નરમી (શોખ અને ઉમ્મીદો તથા હુકમમાં સહુલત) તે લોકો માટે છે, જે હુકમની પાબંદી કરે છે.

ઈમામ શઅરાની (રહ.)એ અલ્મીઝાનુલ કુબ્રામાં શરીઅતના બધા જ અહકામોને રૂખ્સત (સહુલત) અને અઝીમત (સંપૂર્ણ કાયદા પ્રમાણે) તથા નરમી (તખફીફ) અને સખ્તી (તશદીદ)માં વહેંચી દાવો કર્યો છે કે, ફુકહાએ કિરામ (કાયદાશાસ્ત્રીઓ)માં મતભેદનું કારણ પણ આ જ છે કે, અમૂક સહુલતને પસંદ કરે છે અને અમૂક અઝીમતને પસંદ કરે છે.

કુર્આન શરીફમાં યહૂદીઓ-ખ્રિસ્તીઓ વગેરેની ગલત માન્યતાઓ અને અમલોનું વર્ણન છે. પરંતુ તેમની સારી વાતો તથા સારા અમલોનું પણ સાથે વર્ણન હોવું આ જ સંતુલનના નિયમોનુસાર છે.

## ❊ ન્યાયની મહત્વતા ❊

માનવીય કાયદાઓમાં આ વાતની સ્પષ્ટતા કરવી પડી છે કે, જજ સાહેબની સમક્ષ કોઈ મુકદમો રજૂ થયો હોય, અને તેના વિશે કાનૂનમાં કોઈ કલમ મૌજૂદ હોય તો જજ ન્યાય અને પ્રકૃતિના કાયદાઓ ધ્યાનમાં રાખી ફેંસલો કરે.

ઈસ્લામી શરીઅતમાં આ પ્રમાણેની સ્પષ્ટતા કરવાની જરૂરત નથી. કારણકે શરીઅતના બધા જ બુન્યાદી અહકામો ન્યાય આધારિત જ છે. અને કુર્આન શરીફથી એનું માર્ગદર્શન સ્પષ્ટ શબ્દોમાં મળ્યું છે. કુર્આન શરીફમાં ફરમાવ્યું : બેશક, અલ્લાહ તઆલા તમને (આ વાતનો) હુકમ આપે છે કે, અમાનતોને તેમના હકદારો તરફ પહોંચતી કરો, અને જ્યારે તમે લોકોમાં (કોઈ બાબતનો) ફેંસલો કરવા લાગો તો ન્યાયસર ફેંસલો કરો. બેશક, અલ્લાહપાક તમને ઘણો સારો બોધ આપે છે. ખરેખર, અલ્લાહપાક ઘણો સાંભળનાર (અને) જોનાર છે.

*(સૂ.નિસાઅ-૫૮,૧૩૫, સૂ.નહલ-૯૦, સૂ.માઈદહ-૮, સૂ.શુરા-૧૫)*

અલ્લામા ઈબ્ને કય્યિમ (રહ.) શરીઅત અને ન્યાય વચ્ચેનો સબંધ સ્પષ્ટ કરતાં લખે છે કે, અલ્લાહપાકે રસૂલો અને કિતાબો એટલા જ માટે



મોકલી કે લોકો વચ્ચે ન્યાય કાયમ કરે. ન્યાયથી જ આસમાન અને જમીનની વ્યવસ્થા કાયમ છે.

હાફિઝ ઈબ્ને તયમિય્યહ રહ. લખે છે કે, અલ્લાહપાક ન્યાયિક હુકૂમત બાકી રાખે છે, ચાહે કાફિર હોય. અને અત્યાચારી (ઝાલિમ) હુકૂમત મુસલમાન હોવા છતાં બાકી રાખતા નથી. દુન્યા ન્યાય અને કુફ્ર સાથે બાકી રહી શકે છે, પરંતુ ઝુલ્મ અને ઈસ્લામ સાથે બાકી રહેતી નથી. ન્યાયના ઘણા પ્રકાર છે :

- સરકારનો પ્રજા સાથે ન્યાય.
- પ્રજાનો આપસમાં ન્યાય.
- ન્યાયાધિશોનો વાદી-પ્રતિવાદી સાથે ન્યાય.

અને બધા પ્રકારો સામાજિક, ધાર્મિક, આર્થિક અને રાજકીય બધી જ બાબતો સાથે સંકળાયેલા છે. મતલબ કે ન્યાય ઈસ્લામી શરીઅતનો બુન્યાદી પ્રાથમિક સ્થંભ છે. જેમ કે તૌહીદ (એકેશ્વરવાદ) ઈસ્લામી માન્યતાઓનો મહત્વનો બુન્યાદી સ્થંભ છે.

## ❊ કાનૂની એકતા ❊

ઈસ્લામી શરીઅત કાનૂનની એકતા (એકત્વ)નો દષ્ટિકોણ જાળવી રાખે છે. તેમાં વેપારના કાનૂન સિવિલ કાનૂનથી અલગ નથી. વેપારીઓના આપસી સબંધો અને પબ્લીક સાથેના સબંધો વિશે માનવીય કાયદાઓ અમૂક નિયમો ઘડીને વેપારી કાયદાઓનું નામ આપે છે. આ કાયદાઓ સામાન્ય પ્રજાના સબંધો વિશે લાગુ સિવિલ કાનૂનથી અલગ હોય છે. સ્વીઝરલેન્ડ, ઈંગ્લેન્ડ અને ઈટાલી વગેરે દેશોના કાયદાઓમાં વેપારી અને ગેરવેપારીનો ફર્ક નથી. બધા માટે એક જ કાનૂન લાગુ પડે છે.

ઈસ્લામી શરીઅત સામાન્ય સંજોગો અને વેપારિક સંજોગોમાં કોઈ ફેરફાર કરતી નથી. જેમકે દેવાળુ ફૂંકવાની સૂરતમાં તે વ્યક્તિને દેવાળિયો સાબિત કરી તેના ઉપર દેવાળિયાને લગતા કાયદા જારી કરવામાં વેપારી અને ગેરવેપારી બધા જ માટે સરળ નિયમો લાગુ પાડે છે.



એ જ પ્રમાણે ઈસ્લામી શરીઅત સરકાર અને પબ્લીક બધા માટે એક જ પ્રકારના કાયદા લાગુ પાડે છે. જ્યારે માનવીય કાયદાઓમાં આ પ્રમાણે નથી. ફ્રાન્સમાં ''કાઉન્સિલ ઓફ સ્ટેટ'' (Council of State) નામે અલગ અદાલતો કાયમ કરવામાં આવી. જેનો મુખ્ય હેતુ એ હતો કે સામાન્ય અદાલતોમાં સરકાર વિરૂદ્ધ કેસ કરવામાં ન આવે બલ્કે સરકાર માટે સ્પેશિયલ કાનૂન બનાવી તેને સામાન્યજનોથી વિશેષ દરજ્જો આપવામાં આવે. એનું કારણ એ જ છે કે, માનવીય કાનૂનમાં કાનૂન સરકારોનો બનાવેલો હોય છે. માટે સરકાર કાનૂન બનાવતી વખતે પોતાના માટે અપવાદરૂપે અલગ કાનૂન રાખે છે. અને આ પ્રમાણે કાનૂનની એકતા બાકી રહેતી નથી. જ્યારે ઈસ્લામી સરકાર (બાદશાહ, વજીરો, ન્યાયાધિશો) ઈસ્લામી કાનૂનથી બને છે. માટે તેણે પોતે પણ કાનૂનના તાબે રહેવું જરૂરી બને છે.

## ❊ વિશ્વ શરીઅત ❊

ઈસ્લામી શરીઅત એ વિશ્વ શરીઅત છે. તે ફક્ત આરબો માટે કે ફક્ત મુસ્લિમો માટે નથી. સઘળા મનુષ્યોને તે સંબોધે છે. શરીઅત એકતાના કેન્દ્ર દ્વારા સઘળા મનુષ્યોથી સંબોધન કરે છે. કારણ કે બધાના બાપ એક 'આદમ' છે. બધાના સર્જક અને ઈબાદતને લાયક ફક્ત એક અલ્લાહ તઆલા છે. એટલા જ માટે શરીઅત જાતિ, રંગ, વર્ણ વગેરે બધા જ ભેદભાવોને રદ કરે છે. શરીઅતનો અસલ હેતુ માનવજાતિને એક કરવાનો છે. માટે કુર્આન શરીફમાં ફરમાવ્યું : ''હે લોકો ! બેશક, અમે તમને એક પુરૂષ અને એક જ સ્ત્રી (આદમ, હવ્વા)થી પૈદા કર્યા, અને અમે તમારા અનેક કૌમો અને કુટુંબો બનાવ્યા કે જેથી તમે એકબીજાને ઓળખી શકો. બેશક, અલ્લાહપાકને ત્યાં તમારામાંથી તે વધુ માનવંત છે, જે વધુ પરહેઝગાર હોય. બેશક, અલ્લાહ તઆલા સર્વજ્ઞ, ખબર રાખનાર છે.'' *(સૂ.હુજુરાત-૧૩, સૂ.આલે ઈમ્રાન-૬૪)*

## માનવીય હિતોની રક્ષા કરતી પાંચ બુન્યાદી મસ્લેહતો

ઈસ્લામી કાનૂનનો વિશેષ ગુણ એ છે કે, તેમાં માનવીય મસ્લેહતો (હિતો)ને કાનૂની બુન્યાદનો દરજ્જો પ્રાપ્ત છે. માનવીય હિતો, આવશ્યકતાઓ અને ઉદ્દેશોને ધ્યાનમાં રાખી ઈસ્લામી શરીઅતમાં પાંચ વસ્તુઓને પ્રાથમિકતા



આપવામાં આવી છે : (૧) દીન (ધર્મ) (૨) જાન (૩) નસ્લ (વંશવેલો) (૪) બુધ્ધિ અને (૫) માલ.

આ પાંચ વસ્તુઓની સુરક્ષાને લગતી બધી જ મસ્લેહતો માનવીય મસ્લેહતો ગણાય છે. આના દ્વારા વ્યક્તિ અને સમાજ તથા દીન (ધર્મ) દુન્યાને લગતા બધા જ પ્રશ્નો અને સમસ્યાઓની સુરક્ષા અને તેમનું નિરાકરણ થાય છે. આ પાંચ ક્રમવાર છે. જેમાં પ્રાથમિકતા શરીઅતના આધારે છે. શરીઅત જે વસ્તુઓને લાભકારક સમજે, તે મસ્લેહત (હેતુ લક્ષી) ગણાશે. અને શરીઅત જેને નુકસાનકારક સમજે, તે (મફસદહ) હાનીકર્તા ગણાશે. ફક્ત માનવ-બુદ્ધિનો એઅતેબાર કરી કોઈ વસ્તુને મસ્લેહત કે મફસદહ ગણવામાં આવશે નહીં. કારણ કે માનવી ઉતાવળીયો અને સંવેદનશીલ છે. તેની ખ્વાહિશો અને ભાવનાઓમાં વિરોધાભાસ પણ હોય છે. એટલા માટે કુર્આન શરીફમાં છે કે, "અને કદાચ સત્ય તેઓની મનેચ્છાઓ મુજબ થઈ જાત, તો આકાશો અને પૃથ્વી તથા જે કાંઈ એમાં છે, તે બધા હલાક થઈ જાત. બલ્કે અમે તેમની પાસે તેમની (લાભકારી) નસીહત પહોંચાડી, છતાં પણ તેઓ પોતાની (લાભદાયી) નસીહતથી પણ મોઢું ફેરવી રહ્યા છે." *(સૂ.મુઅમિનૂન-૭૧)*

અલ્લાહપાકે બધી જ વસ્તુઓ અને કામો બાબતે તેમના પરિણામો અને ફળોને આધાર બનાવી હુકમ લગાવ્યો છે. જે વસ્તુ પરિણામે ફાયદાકારક છે, તે જાઈઝ છે. અને જે પરિણામે નુકસાનકારક છે, તે નાજાઈઝ ઠેરવી છે. અને નફા-નુકસાનમાં પણ વ્યક્તિગત કરતાં સામૂહિક નફા-નુકસાનને પ્રાધાન્ય આપ્યું છે. એમ થઈ શકે છે કે, એક વસ્તુ સમાજ અને સામૂહિક ધોરણે ફાયદાકારક હોય અને વ્યક્તિગત રીતે નુકસાનકારક હોય. જેમકે ઈસ્લામી સજાઓ વ્યક્તિગત ગુનેહગારો માટે નુકસાનકારક માલૂમ પડે છે. પરંતુ સમાજના હિત માટે જરૂરી અને ફાયદાકારક છે. એ જ પ્રમાણે વ્યાજ, લૂંટફાટ, વ્યભિચાર, દારૂ વગેરે વસ્તુઓ અમૂક વ્યક્તિઓ માટે લજ્જતવાળી અને મઝેદાર છે. પરંતુ સમાજ માટે નુકસાનકારક છે.

ઈસ્લામમાં સજાઓનું સખ્ત હોવુ સમાજના હિત માટે જ છે. ચોરીની સજામાં હાથ કાપવો બાહ્ય દષ્ટિએ સખ્ત લાગે છે, પરંતુ પરિણામરૂપે તે ઘણી

જ હિતકારક છે. કારણ કે ચોરી થવી એ વાતનો પુરાવો છે કે, સમાજમાં માલ-સામાન અને પૈસાની સુરક્ષા માટે ખતરો પેદા થયો છે. અને ગમે તે વ્યક્તિના માલસામાનની ચોરી થઈ શકે છે. હવે દરેક વ્યક્તિ એ પોઝીશનમાં નથી કે તે પોતાના માલસામાનની સુરક્ષા માટે સંપૂર્ણ બંદોબસ્ત કરે કે સુરક્ષા ગાર્ડ નિયુક્ત કરી શકે, અને તેમનાથી પણ સુરક્ષાની ગેરન્ટી મળી શકે. કારણ કે ઘણી વખતે વોચમેન, સુરક્ષા ગાર્ડ, પોલીસ ખાતુ બલ્કે બેંકોના કેશિયર વગેરે પણ ચોરોથી મલી જાય છે. અને જ્યારે વાડ જ ચીભડાં ગળે, તો પછી કોની ઉપર વિશ્વાસ કરવો ?

માટે આવા પ્રકારના આતંક અને દહેશતનું વાતાવરણ ઉભુ કરનાર લોકોને એવી સખ્ત સઝા આપવામાં આવે કે, સમાજનો દરેક વ્યક્તિ આ પ્રકારનો ગુનોહ કરવાનું વિચારી પણ ન શકે. અને એ પ્રકારનો માહોલ બની જાય કે કોઈની પડી ગયેલ વસ્તુ પણ કોઈ ઉઠાવવાની હિંમત ન કરે. ચોરી કે લૂંટફાટનો તો સવાલ જ ઉપસ્થિત ન થાય. અને આ કોઈ શાબ્દિક ફિલોસોફી નથી, બલ્કે વાસ્તવિક રીતે અમલી સૂરતમાં આવું વાતાવરણ ઈસ્લામે ઉભુ કર્યું કે એક સ્ત્રી સોનાના ઘરેણાં પહેરી એકલી મદીના શરીફથી સેંકડો માઈલ દૂર સનઆ (યમન)નો સફર શાંતિ અને આરામથી કોઈની પણ લૂંટવાની બીક વગર કરતી થઈ ગઈ. બલ્કે આજના ચોરી, છેતરપીંડી અને લૂંટફાટના યુગમાં પણ સાઉદી અરબિયહમાં નમાઝના ટાઈમે દુકાનો ખુલ્લી રાખીને પણ વેપારીઓ નમાઝ પઢવા આવે છે. તેમને ચોરી-લૂંટની કોઈ બીક નથી હોતી. કારણ કે ત્યાં ઈસ્લામી સજા કાયમ છે. તેની તુલનામાં અમેરિકામાં લોસ એન્જલીસ શહેરમાં થોડીવાર માટે અચાનક વીજળી ચાલી ગઈ તો દુકાનોમાં લૂંટફાટ થઈ. અને મોટા મોટા સ્ટોરો થોડીક મિનીટોમાં જ સાફ થઈ ગયા. કારણકે લોકોને ફક્ત કેમેરાની બીક અને ડર હતો. કેમેરા બંધ થઈ ગયા તો લૂંટફાટ શરૂ થઈ ગઈ. કાનૂનનો કોઈ ડર ન હતો. એ જ પ્રમાણે ઝિના ''વ્યભિચાર'' જે એક થોડીવારનો અમલ છે, પરંતુ તેના પરિણામો ઘણા ખતરનાક છે. તેનાથી લોકોમાં અખ્લાકી (નૈતિક) સ્તર નીચે ઉતરવા સાથે બીજી ઘણી બુરાઈઓ જન્મ લે છે. માનવવંશ વારસાને સખ્ત નુકસાન

પહોંચે છે. એટલા માટે જે કૌમમાં વ્યભિચાર, બળાત્કાર વ્યાપક થઈ જાય છે, તે કૌમને અલ્લાહપાક ફના કરી દે છે.

વ્યભિચારની બૂરી અસરો ફક્ત બૂરી વ્યક્તિઓ સુધી મર્યાદિત નથી રહેતી, બલ્કે સમગ્ર માનવસમાજ સુધી પ્રસરી જાય છે. અમેરિકામાં નાની ઉંમરના ગુનેહગારોનું કારણ વ્યભિચાર (ઝિનાકારી) છે. સ્ત્રી-પુરૂષ પોતાની મનેચ્છાઓ પૂર્ણ કરવા ગેરકાનૂની રીતે સેક્સની મજા માણે છે. અને તેના પરિણામરૂપી થયેલ બાળકોને ત્યજી દે છે. જે સરકારી ખર્ચથી સરકારની દેખરેખ હેઠળ પરવરિશ પામે છે. પરંતુ માં-બાપના સંસ્કાર ન મળવાથી તે ઘણી નાની ઉંમરથી જ ગુનાહોમાં લિપ્ત થઈ જાય છે, અને સમાજ માટે બોજારૂપ થઈ જાય છે.

દારૂ (શરાબ) પીવાની સઝા પણ ઈસ્લામે સખ્ત રાખી છે. કારણ કે શરાબ બુધ્ધિને નુકસાન પહોંચાડે છે અને અક્કલ-બુધ્ધિ સમગ્ર સમાજની બુન્યાદી જરૂરત છે. માટે બુધ્ધિને નુકસાન કરનાર વ્યક્તિ પુરા માનવ-સમાજના નુકસાનનો સામાન પુરો પાડે છે. ઈસ્લામી કાનૂને પ્રથમ લોકોનું ઝહેન બનાવ્યું અને તેનાથી નફરત તથા દ્વેષ અને તેના દીની-દુન્યવી નુકસાનો બતાવ્યા. જેથી લોકોને શરાબથી સખ્ત નફરત થઈ ગઈ. તેની તુલનામાં અમેરિકાએ શરાબ ઉપર પાબંદી લગાડવાનો નિર્ણય કર્યો, તો ત્યાંની પબ્લિકે ગેરકાનૂની રીતે વધુ પ્રમાણમાં પીવાનું ચાલુ કર્યું. છેવટે સરકારે કાનૂની પાબંદી પાછી ખેંચી લીધી. દુન્યાની સૌથી કાનૂની કૌમે કાયદાનું આ પ્રમાણે ઉલ્લંઘન કર્યું.

એ જ પ્રમાણે ઈરાદાપૂર્વક કત્લ અને ખૂન કરવું એ સમગ્ર સમાજમાં જાનની સુરક્ષા બાબતે ડર અને ખૌફ પેદા કરે છે. એના પરિણામસ્વરૂપે એક વ્યક્તિનું ખૂન હકીકતમાં સમગ્ર માનવસમાજનું ખૂન કરવા સમાન છે. એટલા જ માટે તેની સજા 'કિસાસ' સઘળા માનવસમાજના જીવનની ગેરન્ટી આપે છે. કુર્આન શરીફમાં છે : "અને હે બુધ્ધિશાળી લોકો ! આ કિસાસ(ના હુકમ)માં તમારા જાનનો ઘણો બચાવ છે. અમને આશા છે કે, (એવા અમનના કાનૂનભંગથી) તમે બચતા રહેશો." *(સૂરહ બકરહ : ૧૭૯)*



મતલબ કે માનવસમાજના પાંચેવ બુન્યાદી મકસદ (હેતુઓ)ની જેટલા પ્રમાણમાં સુરક્ષા અને ખ્યાલ ઈસ્લામી કાનૂનમાં રાખવામાં આવ્યો છે, તે બીજા કોઈ કાનૂનમાં નથી.

## ❊ ગુનાહો પર અંકુશ મેળવવાની ઈસ્લામી પદ્ધતિ ❊

સમગ્ર વિશ્વમાં બે વસ્તુઓ બહુ ઝડપથી વધી રહી છે. એક મોંઘવારી અને એક ગુનાખોરી. ભલભલા લોકો આ માટે ચિંતાતુર જોવા મળે છે. કોઈ બળાત્કારીને ફાંસીની સજા આપવાની તરફેણ કરી રહ્યો છે, તો કોઈ વિદ્યાર્થીનીઓ માટે ગણવેશ (યુનિફોર્મ)માં સ્કર્ટ–ટોપના બદલે શર્ટ, શલવાર અને ઓઢણીને જરૂરી ઠરાવવાની વાત કરી રહ્યો છે. મોટા કે નાના શહેરોમાં ગુનાના જે આંકડાઓ બહાર આવી રહ્યા છે તેના લીધે દરેક માણસ વિચારવા માટે મજબૂર થઈ ગયો છે. આ કહેવાતા આધુનિકોએ આજ સુધી તેને અંકુશમાં લેવા માટે જે યુક્તિઓ સૂચવી છે, તે વાસ્તવમાં ગુના તથા સજા સબંધી ઈસ્લામી વિભાગના અને તેણે સૂચવેલા ઉકેલનો ખામોશ સ્વીકાર છે.

ઈસ્લામી પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જે સમાજમાં જન્મ્યા, તે ગુનાઓથી ખદબદતો સમાજ હતો. ચોરી, લૂંટફાટ, હત્યા, શરાબ તથા વ્યભિચારનું ચલણ હતું. ઉચ્ચ વર્ણ મેળવવા માટે પત્નીને અન્ય પાસે મોકલવામાં પણ તેમને છોછ ન હતી. એક સ્ત્રી સાથે અનેક પુરૂષો સહશયન માણતા. અને પછી પગીઓ દ્વારા વંશની ઓળખ કરાવતા હતા. *[બુખારી શરીફ, ૨/૭૬૯]* લોકો પોતાની બેહયાઈની દાસ્તાન કઅબા પર લટકાવતા. અને પોતાની કવિતામાં તેનો અનાયાસે ઉલ્લેખ કરતા. લડાઈ ઝઘડો તો જાણે તેમનો સ્વભાવ હતો. નાની અમથી વાતના લીધે પેઢીઓ સુધી લડતા રહેતા.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ સમાજની આવી બદતર સ્થિતિ સુધારવા માટે ત્રણ પદ્ધતિ અપનાવી. સર્વપ્રથમ તેમનો વિચાર શુધ્ધ કરવામાં આવ્યો. ત્યાર પછી તે કારણો તથા સાધનો પર પાબંદી લગાવી દેવામાં આવી, જે ગુના કરવા માટે સહાયક નીવડે છે. ત્રીજી રીત એ અપનાવી કે સંગીન ગુનાઓ પર કડક સજાઓની જોગવાઈ રાખવામાં આવી.





અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સર્વપ્રથમ લોકોના દિલમાં ખુદાનો ડર એવો બેસાડયો કે માણસ સમક્ષ જીવતે જીવ મૃત્યુ પછીનું જીવન આવી જાય. આ પરિવર્તનના કારણે જ સહાબાએ કિરામ મામૂલી મામૂલી ગુનાઓના કારણે બેચેન બની જતા હતા.

એક સહાબી હઝરત માઈઝ (રદી.) તથા એક સહાબીયા હઝરત ગામિદિય્યહ (રદી.)થી માનવીય નિર્બળતાઓના લીધે ભૂલ થઈ ગઈ. તો કોઈ તેનો સાક્ષી કે તેમની વિરૂધ્ધ કોઈ દાવેદાર ન હતો. તો પણ તેમની ઈમાનવાળી અંતરાત્મા અપરાધ ભાવનાના કારણે એટલી બેચેન બની ગઈ કે, તેઓ અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સેવામાં આવ્યા, અને પોતાનો ગુનોહ કબૂલી લીધો. અને કબૂલ્યો પણ કેવા શબ્દોમાં કે, ''હે અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! હું લૂંટાય ગયો, મને પવિત્ર કરી દયો.'' એટલે કે પાપાચારને એ લોકો પોતાની બરબાદી સમજતા હતા. તેમના એકરાર પછી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મોઢું ફેરવી લીધું. આમ એટલા માટે કર્યું કે તેઓ પોતાના એકરારને બીજું અર્થઘટન આપી આટલી સખત સજાથી બચી જાય. પરંતુ તેઓ પોતાના એકરાર પર અચળ રહ્યા. આખરે કાનૂની સાબિતી મળી જવાના કારણે તેમને દંડરૂપે સજા ફટકારવામાં આવી. યાદ રહે કે જે ગુનાઓ પર કોરડા વીંઝવાની કે પથ્થરો મારીને મારી નાંખવાની આકરી સજાઓ રાખવામાં આવી છે, હુઝૂર (સલ.)ના કાળમાં તેને લાગુ કરવાની છ–સાત ઘટના જ બની છે. આમ એટલા માટે બન્યું કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આવી સજાઓ લાગુ કરવા માટે બહુ ઉત્સાહી ન હતા.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) લોકોને ગુનાઓથી રોકવા માટે સામાવાળાની માનસિકતા સામે રાખી દાખલા દલીલો વડે પણ સમજાવતા હતા. એક માણસે કહયું કે, ''તે બધા ગુનાઓથી બચી શકે છે, પરંતુ વ્યભિચારથી રોકાવું તેના માટે શકય નથી.'' તો રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેને પ્રશ્ન કર્યો કે, ''કોઈ માણસ તમારી માં, બહેન, પત્ની કે પુત્રી સાથે વ્યભિચાર કરે તો તમને સારૂં લાગશે ?'' તેમણે કહયું,



"નહીં." આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કહયું કે, "તમે જેની સાથે વ્યભિચાર કરશો તે પણ કોઈની માં, બહેન કે બેટી હશે ને ?" તેમની સમજમાં વાત આવી ગઈ. અને તેમણે તેનાથી તૌબા કરી લીધી. અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યભિચારથી બચવાની એક યુક્તિ એ પણ બતાવી છે કે, "જો પારકી સ્ત્રી પર નજર પડી જાય, અને તેના પ્રત્યે આકર્ષણ થઈ જાય, તો ઘરે આવી જાઓ. કારણકે તમારી પત્ની પાસે પણ ઈચ્છાપૂર્તિનું તે જ સાધન છે, જે તે પારકી સ્ત્રી પાસે હતું."

ગુનાખોરી પાછળ માલો–દૌલતની લાલચ એક બહુ મોટું કારણ હોય છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વારંવાર એક વાત પ્રતિ પોતાના અનુયાયીઓનું ધ્યાન દોર્યું કે, "ખરું એશ–આરામ, મોજ–મજા તો આખિરતમાં મળશે–આવશે, અહીં નહીં." આપના આ અભિગમના કારણે લાલચનું નિર્મૂલન થાય છે.

એક કેસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સમક્ષ આવ્યો. જમીનનો ઝઘડો હતો. ગવાહો ન હતા. બન્નેની વાતો સાંભળી લઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લ)એ એક ભાઈના પક્ષે ચૂકાદો આપી દીધો. પરંતુ સાથે તેમને એમ પણ કહયું કે, "શક્ય છે કે તમારી વાકપટૂતાના કારણે મેં તમારી તરફેણમાં ચૂકાદો આપી દીધો હોય, જો કે જમીન વાસ્તવમાં તમારી ન હોય. જો આવું હશે તો આ તમારા માટે જમીનનો નહીં જહન્નમનો ટૂકડો હશે." આટલું સાંભળતાવેંત પેલા ભાઈ કહેવા લાગ્યા કે, "હું મારો અધિકાર જતો કરૂં છું." બીજો પક્ષ પણ જમીન લેવા તૈયાર ન હતો. આખરે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તે જમીન અડધી અડધી કરી બન્નેને આપી દીધી. જ્યાં સુધી દિલની દુનિયા નહીં બદલાય, ત્યાં સુધી સમાજને ગુનાઓથી મુક્ત કરવું શક્ય નથી.

## ❊ ગુનાહો સુધી દોરનાર સાધનો ઉપર પ્રતિબંધો ❊

બીજો મુદ્દો તપાસીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ગુનાઓ તો દૂર રહ્યા, પરંતુ ત્યાં સુધી દોરી જતા સાધનો, કારણો, માર્ગો ઉપર પણ પાબંદી લાદી. ઝિના (વ્યભિચાર) હરામ છે. તેને રોકવા માટે શરીઅતે શક્ય

એટલા પ્રયત્નો પણ કર્યા છે. પરદાની વ્યવસ્થા કરી, પારકી સ્ત્રીઓ સાથે એકલા રહેવાની મનાઈ ફરમાવી, સહશિક્ષણ તથા સ્ત્રી–પુરૂષની સાથે પ્રાર્થનાની મનાઈ કરી, શરાબ તથા કોઈપણ જાતનો નશો હરામ કર્યો. કારણકે નશો વ્યભિચારનું સૌથી પ્રબળ પ્રેરક છે.

નિકાહ–લગ્નને પ્રોત્સાહન આપવામાં આવ્યું. નિકાહમાં વિલંબ કે બ્રહ્મચર્યને પસંદ કરવામાં ન આવ્યું. અશ્લીલ સાહિત્યની કોઈ ગુંજાઈશ રાખવામાં ન આવી. સારાંશ કે તે બધા રસ્તાઓ બંધ કરી દેવામાં આવ્યા, જે માણસને વ્યભિચાર સુધી લઈ જતા હોય. આ કારણે જ્યારે ઝિનાનો નિષેધ થયો, તો તેના પર અમલ કરવાનું લોકોને મુશ્કેલ ન લાગ્યું. તેને અમલમાં મૂકવા માટે કોઈ ઝૂંબેશ ઉપાડવી ન પડી.

આવું જ શરાબ માટે પણ કરવામાં આવ્યું. તેને પીવા પર જ પાબંદી ન લગાવી, બલ્કે બનાવવા, વેચવા, ખરીદવા, લાવવા, લઈ જવાને પણ હરામ ઠેરવ્યું. આમ, શરાબ મળવી–મેળવવી જ મુશ્કેલ થઈ ગઈ. જે લોકો નશાખોરીમાં સપડાયેલા છે, જો આવું વાતાવરણ ઉભુ કરવામાં આવે તો પહેલાં આવા લોકો મજબૂરીથી વ્યસન છોડી દેશે. પછી ધીરે ધીરે વ્યસન છોડવાનું પણ વ્યસન થઈ જશે.

ગુનાઓ પર અંકુશ મેળવવાનો ત્રીજો રસ્તો છે કાનૂન. અમુક લોકો પ્રેમના પુષ્પના બદલે કાનૂનની તલવારથી જ વશ થાય છે. આવા લોકો માટે આકરી સજાઓ અનિવાર્ય છે. આજે ગુનેહગારો પ્રત્યે રહેમ દર્શાવવાની એક ફેશન ચાલી રહી છે. ગુનાઓની સાબિતી માટે એવા કાનૂનો ઘડવામાં આવ્યા છે, જેનાથી ગુનાઓ મુશ્કેલીથી પુરવાર થાય. અને સજાઓ મામૂલી રાખવામાં આવી છે. મતલબ કે ગુનેહગારોને બેવડો લાભ આપવામાં આવી રહ્યો છે. ઈસ્લામની ગુનાઓ વિશેની વિભાવના એ છે કે, સાબિતી માટે યોગ્ય પુરાવાઓ તો હોવા જરૂરી છે. જેથી નિર્દોષ સપડાય ન જાય. પરંતુ જ્યારે આરોપ પુરવાર થઈ જાય તો સજા એટલી સખત હોવી જોઈએ કે દાખલો બેસે. આવી સજા લાગુ કરવામાં કોઈપણ જાતનું નરમ વલણ અખત્યાર કરવામાં ન આવે. સિવાય કે કોઈ હકદાર પોતાનો હક્ક માફ કરી

દે. જો મોટા ગુનાઓની સજાઓ હળવી હશે, તો તેના લીધે ગુનેહગારોની હિંમત વધી જશે. આજકાલ મોટા મોટા ગુનાઓ પર બે–ચાર હજારનો દંડ કે એક–બે વર્ષની જેલ હોય છે. આ પુરતું નથી. આ કારણે એક જ માણસ એક જેવા ગુના વારંવાર આચરે છે. કારણ કે તેને ખબર છે કે જેલ તેના માટે "મહેમાનખાનું–અતિથિભવન" છે. ત્યાંથી કેવી રીતે બહાર આવવું એ પણ તેને ખબર છે.

જો ગુનાની સજા આકરી ન હોય અથવા સજાથી બચવાનું સરળ હોય તો ઝુલ્મ (અત્યાચાર)ના ભોગ બનનારને સંતોષ નથી થતો. તેના દિલમાં બદલાની ભાવના જાગે છે. અને તે અદાવત રાખી હુમલો કરે છે. આમ, સમાજમાં ગુનાખોરી વધે છે. કાનૂન હાથમાં લેવાની વૃત્તિ વધે છે. કુર્આનમાં છે કે, "મૃત્યુદંડમાં તમારા માટે જીવન છે." *[૨:૧૭૯]*

આપણે જો ગુનામુક્ત સમાજ બનાવવા માંગીએ છીએ, તો આપણે પાછળ જવું પડશે. આજે લોકોનું માનસ ઘડતર નથી થઈ રહ્યું. અંતરાત્માને સંકોરવાનો કોઈ પ્રયત્ન નથી થતો. સરકારીતંત્ર નખશિખ ભ્રષ્ટાચારમાં ડુબેલું છે. ગુનાઓના સાધનોની રોજબરોજ શોધ કરવામાં આવી રહી છે. ફિલ્મો, ટી.વી; વીડિયો ઓછા હતા કે હવે ઈન્ટરનેટ તથા મોબાઈલ વડે અશ્લીલતાનો પ્રચાર કરવામાં આવી રહ્યો છે. અખબારો પણ હવે તેમાં પાછળ નથી. સભ્ય આધારિત ક્રાઈમ સ્ટોરીઓ છપાય છે. જેથી યોગ જામે તો તે મોડસ ઓપરેન્ડીથી જે તે ગુનો આચરી શકાય. આવી પરિસ્થિતિમાં ગુનાઓથી મુક્ત સમાજનું સ્વપ્ન સાકાર થઈ શકશે ?



# યુરોપિય તથા ભારતિય વિદ્વાનો તરફથી વિવિધ આક્ષેપોનું ખંડન

## ❊ જિહાદ બાબતે આક્ષેપોનું ખંડન ❊

યુરોપી સીરત લેખક R.V.C. Bodley પોતાના પુસ્તક "The Messenger" પેજ-૨૬૨માં લખે છે કે, જિહાદના શિક્ષણ વિશે હઝરત મુહમ્મદ (સલ.) ઉપર ગલત પ્રોપેગન્ડા અને જૂઠા આક્ષેપો લગાડવામાં આવ્યા છે. અને ધાર્મિક લડાઈ (ધર્મયુદ્ધ)ના પ્રચારક આપને જ દર્શાવવામાં આવે છે. હાલાંકે તેમણે જો બાઈબલના જૂના કરારનું વાંચન કર્યું હોતે, તો ખબર પડતે કે, હઝરત મૂસા તથા હઝ. દાવુદ અલયહિસ્સલામે પણ જંગો કરી હતી. અને વધુ વાંચતે તો ખબર પડતે કે, ઈઝરાઈલી રાજાઓએ ધર્મના નામે લડાઈઓ સિવાય કાંઈ જ કર્યું નથી. અને એ પણ ખબર પડતે કે, આ લડાઈઓમાં કેટલા લોકો મરણ પામ્યા.

શ્રીમતિ કેરન આર્મસ્ટ્રોંગ *(Karen Armstrong)* પણ લખે છે કે, ઈસ્લામને યુરોપમાં તલવાર બાબતે બદનામ કરવામાં આવ્યો છે. હાલાંકે તે સમયે ખ્રિસ્તીઓએ ક્રોસની જંગોમાં મુસ્લિમ જગત ઉપર અત્યાચારો કર્યા છે. જેને તે (સલીબી જંગો)ના પવિત્ર નામથી સંબોધે છે.

*(Muhammad A Bigraphy of Prophet : P. 164 to 168)*

મે-૧૯૫૫ ના રીડર ડાયજેસ્ટ (અમેરિકી એડીશન)માં James A. Michenerનું લખાણ છે કે, યુરોપવાસીઓમાં આ વાત સામાન્ય પ્રચલિત છે કે, આપ (સલ.)એ ઈસ્લામને તલવારની તાકાતથી મનાવ્યો છે. પરંતુ વર્તમાન કાળનો કોઈ પણ સ્કોલર આ વાત માનવા તૈયાર નથી. અને કુર્આન શરીફ પોતે જ વિચાર-વાણી, સ્વતંત્રતાનું હિમાયતી છે.

*(The Misunderstood Religion)*

ડો. મોરિસ બોકાઈ પોતાના પુસ્તક ‘‘ધ બાઈબલ, ધ કુર્આન એન્ડ સાયન્સ’’ના પેજ ૧૧૦-૧૧૧ ઉપર લખે છે કે, યુરોપવાસીઓમાં ઈસ્લામ વિશે ગલત અને જૂઠા આક્ષેપો અમૂક વખતે અજાણતા અને અમૂક વખતે

એક ષડયંત્રનો હિસ્સો હોય છે. વિશ્વાસપાત્ર ઉંચા લેખકો તરફથી પણ આવા પાયાવિહોણા આક્ષેપો ચોક્કસ પરેશાનીનું કારણ બને છે.

ફ્રાન્સીસી વિદ્વાન મેલ ડરમંગમ જણાવે છે કે...

- યુરોપિય લેખકો પાયા વગર ઈસ્લામ વિરૂદ્ધ આક્ષેપોમાં હદથી આગળ વધી ગયા.
- યુરોપિય કવિઓ અને સાહિત્યકારોએ સ્પેનના મુસ્લિમો વિરૂદ્ધ ટીકા-ટીપ્પણી શરૂ કરી અને તેમણે આપ (સલ.)ને (નઉઝુબિલ્લાહ) લૂંટારા, ડાકુઓના સરદાર, ડંભી અને જાદુગર વગેરે ખરાબ શબ્દોમાં ચિતર્યા.

આ પ્રમાણે વર્તમાનકાળના સંખ્યાબંધ યુરોપિય લેખકોએ પોતે યુરોપિય સાહિત્યકારો અને ઈતિહાસકારોના હવાલા સાથે લખ્યું છે કે, તેમણે ઈસ્લામ ઉપર પાયાવિહોણા તદ્દન જુઠ્ઠા આક્ષેપો લગાડ્યા છે. જેમાં....

- **J. J. Sanunders**ના પુસ્તક **A History of Medieval Islam** (પેજ ૩૪-૩૫)માં,
- પ્રખ્યાત ઓરિયન્ટલ **Montgomery Watt**ના પુસ્તક **What is Islam** (પેજ : ૧-૨)માં,
- પ્રખર અમેરિકી ઈતિહાસકાર **S. P. Scott** પોતાના પુસ્તક **History of Moorish Empire in Europe** (પેજ : ૫૮-૫૯)માં,
- શ્રી **C. H. Becker** પોતાના પુસ્તક **Christianity and Islam**માં,
- પ્રોફેસર **T. W. Arnold** પોતાના પુસ્તક **The Preaching of Islam** (પેજ : ૪૨૬)માં,
- શ્રી **John Bagor Glubb** પોતાના પુસ્તક **The Life and Times of Muhammad** ના પેજ ૨૦૧ ઉપર,
- શ્રી **A. S. Tritton** પોતાના પુસ્તક **Islam** ના પેજ ૨૧ ઉપર,
- શ્રી **Duncan Greenless** પોતાના પુસ્તક **The Gospel of Islam** ના પેજ ૨૭ ઉપર,



- શ્રી **Venkata Ratnam** પોતાના પુસ્તક **An Essay on Islam** ના પેજ ૭ ઉપર
- શ્રી **Edward Gibbon** પોતાના પુસ્તક **The Decline and Fall of the Roman Empire** ***(Vol. IV, P. 193)***

આ બધા જ વિદ્વાનોએ આપ (સલ.) વિશે યુરોપમાં થયેલ ખોટા અપપ્રચારનો વિરોધ કર્યો છે.

આપ (સલ.)ના ઉચ્ચ અખ્લાક (સંસ્કાર) વિશે ઘણા બધા યુરોપિય વિદ્વાનોએ સાક્ષી આપી છે.

- શ્રી બોસ્વાર્થ સ્મિથ લખે છે કે, આપે પોતાના જીવનમાં કદી કોઈને તકલીફ પહોંચાડી નથી. આપને જોનારનું દિલ આપની મુહબ્બત અને સન્માનથી ઉભરાઈ જતું હતું. આપ કોઈથી મુલાકાત કરતા, તો સામે-વાળો જ્યાં સુધી હાથ પાછો ન કરતો, ત્યાં સુધી આપ પોતાનો હાથ પાછો ન લેતા હતા.
- સર વિલિયમ મ્યુર જેવા પક્ષપાતી અને દુશ્મન સાહિત્યકારે પણ મજબૂર થઈને લખવું પડ્યું કે, જ્યારે કોઈ માણસ આપની પાસે મળવા આવતો, તો આપનાથી તેનું દિલ મોહી પડતું અને દરેક પ્રકારના ડર અને ખૌફ વગર તે મુહબ્બત અને ભરોસાથી બદલાય જતું.
- શ્રી **Bodley** પોતાના પુસ્તક **'The Messenger'**ના પૃ-૧૩૭ પર તથા
- શ્રી **Arthur Gilman** પોતાના પુસ્તક **'The Saracens'**ના પેજ-૧૮૪ -૧૮૫ ઉપર ખ્રિસ્તીઓની યેરૂશલેમમાં મુસ્લિમો ઉપર થયેલ અત્યાચાર (૭૦ હજાર બાળકો-સ્ત્રીઓ-પુરૂષોની કત્લેઆમ)માં તથા તેની તુલના સુલ્તાન સલાહુદ્દીન અય્યુબી તરફથી યેરૂશલેમની જીત બાદ સામૂહિક ખ્રિસ્તીઓને માફ કરવાનું વર્ણન કરે છે.
- શ્રી **John Baggot Glubb** પોતાના પુસ્તક **'The Life of Muham-mad'**ના પેજ-૩૧૩ ઉપર તથા પેજ-૩૫૮ ઉપર યહુદીઓની મદીના મુનવ્વરહમાં થયેલ શરારતો-ષડયંત્રોનો ઉલ્લેખ કરી આ બધા બનાવોને



રાજકીય ગણાવે છે. તેમના ઉપર કોઈ પણ જાતનો ધાર્મિક દબાવનો ઈન્કાર કરે છે.

- એ જ પ્રમાણે શ્રીમતી **Karen Armstrong** પોતાના પુસ્તક **'A Biography of the Prophet'**ના પેજ ૨૨-૨૩ ઉપર યહુદીઓ તથા ખ્રિસ્તીઓને આપ (સલ.) તથા આપના બાદના મુસ્લિમ શાસનમાં જે રાજકીય, ધાર્મિક અને આર્થિક સહુલતો પ્રાપ્ત હતી તથા સ્પેનમાં પણ એમને સાંસ્કૃતિક તથા સાહિત્યિક સત્તાઓ પ્રાપ્ત હતી, તેનો વિગતવાર ઉલ્લેખ કર્યો છે. આ જ પ્રમાણે શ્રી **T. W. Arnold**એ પણ વિગતવાર લખ્યું છે.

## ❊ ધર્મમાં કોઈ બળજબરી નથી ❊

ઈસ્લામે ધર્મના પ્રચાર-પ્રસાર અંગે માત્ર માર્ગદર્શન ઉપર જ સંતોષ ન માન્યો, બલ્કે સ્પષ્ટ રીતે તેના અનુયાયીઓને એ દર્શાવી દીધું કે, ઈસ્લામના પ્રચાર-પ્રસારમાં કોઈ પણ પ્રકારની બળજબરી કે અત્યાચાર જાઈઝ નથી.

“ધર્મની બાબતમાં કોઈ બળજબરી નથી. સાચી વાતને ખોટી વાતથી જુદી પાડી દેવામાં આવી છે.” *(કુર્આન : ૨ : ૨૫૬)*

હકીકત એ છે કે, જે ધર્મએ પોતાના પ્રચાર-પ્રસાર માટે માત્ર આમંત્રણ અને આહ્‌વાનનો માર્ગ નિર્ધારિત કર્યો હોય, જેણે તે અંગેના સિદ્ધાંતો અને નિયમો દર્શાવ્યા હોય, જેણે બુદ્ધિ અને સમજ તથા વિવેક અને તત્વદર્શિતાની લોકોથી માંગ કરી હોય, ડગલેને પગલે તર્ક, દલીલ અને શિષ્ટાચારની તાકીદ કરી હોય, તે ધર્મ કેવી રીતે અત્યાચાર, અતિરેક અને બળજબરીની પદ્ધતિ અપનાવી શકે ? ઈસ્લામ એ સર્વપ્રથમ ધર્મ છે, જેણે ન માત્ર ધર્મના બળજબરી-પૂર્વકના પ્રસારને અપ્રિય ઠેરવ્યું, બલ્કે તેની ફિલસૂફી બતાવી કે ધર્મ બળજબરીની વસ્તુ જ નથી. ઈસ્લામનો આધારસ્તંભ “ઈમાન” (આસ્થા) છે. ઈમાન વિશ્વાસનું બીજું નામ છે અને વિશ્વાસનો સબંધ હૃદય સાથે છે. દુનિયામાં કોઈ શક્તિ કોઈના હૃદયમાં બળજબરીપૂર્વક વિશ્વાસનો એક અંશ પણ પેદા કરી શકતી નથી, બલ્કે તેજથી તેજ તલવારની ધાર પણ દૃઢ હૃદય ઉપર વિશ્વાસનો એક અક્ષર અંકિત કરી શકતી નથી.



કુર્આન શરીફમાં ફરમાવવામાં આવ્યું : "કહી દો, આ સત્ય છે તમારા રબ (પાલનહાર) તરફથી ! તો હવે જે કોઈ ચાહે, માની લે અને ચાહે તો ઈન્કાર કરી દે." *(કુર્આન : ૧૮ : ૨૯)*

સત્ય અને અસત્ય, ઈમાન અને ઈન્કાર બન્ને સ્પષ્ટ છે. માર્ગદર્શન અને પથભ્રષ્ટતા રજૂ કરી દેવામાં આવ્યા છે. બુદ્ધિ અને સમજ-બૂઝ રાખનારાઓ પોતે તેને સ્વીકારી લેશે અને અણસમજુઓ તેનાથી વંચિત રહી જશે. તેથી જ વારંવાર સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, પયગમ્બરનું કર્તવ્ય માત્ર લોકો સુધી સંદેશને ખૂબીથી સ્પષ્ટરૂપે પહોંચાડી દેવાનું જ છે, ન કે બળજબરીથી મનાવવાનું !

- "પયગમ્બર ઉપર સંદેશ પહોંચાડી દેવા સિવાય કોઈ જવાબદારી નથી. *(કુર્આન : ૫ : ૯૯)*
- "હવે જો તેઓ ધ્યાન ન આપે, તો અમે તમને તેમના ઉપર રખેવાળ બનાવીને તો મોકલ્યા નથી. તમારા ઉપર તો કેવળ સંદેશ પહોંચાડી દેવાની જ જવાબદારી છે." *(કુર્આન : ૪૨ : ૪૮)*
- "સારૂં, તો ઉપદેશ આપો. તમે તો માત્ર ઉપદેશ આપનાર છો. તમે તેમના ઉપર કંઈ બળજબરી કરનાર નથી." *(કુર્આન : ૮૮ : ૨૧-૨૨)*

કોઈ ધર્મને ફેલાવવામાં બળજબરી કરવી પડે અને તેને લોકો માની લે તે માટે અત્યાચાર કરવો પડે, તે બાબત જ તે ધર્મની અને તેના પ્રચારકની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડે છે. આ બાબતથી ઈસ્લામ અને નબીની શાન ખૂબ બુલંદ છે.

- કુર્આનમાં ફરમાવવામાં આવ્યું : "જો અલ્લાહપાક ઈચ્છતો હોતે, તો સૌને એક જ સમુદાય બનાવી દેતે." *(૪૨ : ૮)*
- "જો તમારો પાલનહાર ઈચ્છતો હોતે, તો ધરતી ઉપર જેટલા પણ લોકો છે, તે બધા જ ઈમાન લઈ આવતા. પછી શું તમે લોકોને મજબૂર કરશો કે તેઓ ઈમાનવાળા થઈ જાય ?" *(૧૦ : ૯૯)*

મદીના શહેરની ઘટના છે. મદીનાના મૂળ રહેવાસીઓ, જેઓ ઈસ્લામ



અંગીકાર કરીને મુસલમાન બની ગયા હતા, તેમનામાંથી એક વ્યક્તિના બે પુત્રો હતા. તેણે પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ની સેવામાં હાજર થઈને કહ્યું : "મારા પુત્રો ખ્રિસ્તી ધર્મ ત્યજવા રાજી નથી થતા, શું હું તેમને મજબૂર કરી શકું છું ?" આ ઘટનાના જવાબરૂપે કુર્‌આને પાકની આયત "ધર્મના મામલામાં કોઈ બળજબરી નથી" અવતરિત થઈ. તે સંદર્ભમાં પ્રસિદ્ધ ઈસ્લામી વિદ્વાન અને કુર્‌આનના ભાષ્યકાર અલ્લામા ઈબ્ને કસીર કહે છે કે, આ આયતના અનુસંધાનમાં ઈસ્લામની શિક્ષા એ છે કે, "કોઈને ઈસ્લામ ધર્મમાં દાખલ થવા મજબૂર ન કરો. કેમકે તે એટલો સ્પષ્ટ, ખુલ્લો, ચોખ્ખો અને બુદ્ધિગ્રાહ્ય છે તથા તેની દલીલો અને પ્રમાણો એટલા મૌજૂદ છે કે, કોઈ વ્યક્તિને તેમાં દાખલ થવા માટે મજબૂર કરવાની જરૂર નથી."

કુર્‌આને કરીમમાં આપ (સલ.)ને સંબોધન કરતાં ફરમાવવામાં આવ્યું કે, કદાચ તમે આ દુઃખમાં પોતાનો જીવ ગુમાવી બેસશો કે, આ લોકો ઈમાન નથી લાવતા. અમે ચાહીએ તો આકાશમાંથી એવી નિશાનીઓ ઉતારી શકીએ છીએ કે, આ લોકોની ગરદનો તેની સામે ઝૂકી જાય. *(૨૬ : ૩-૪)*

અંતિમ પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.) અને આપના પછી ઈસ્લામના ચાર ખલીફાઓના શાસનકાળમાં અને તે પછી મુસ્લિમ બાદશાહોના શાસન-કાળમાં, જ્યારે કે ઈસ્લામનો ધ્વજ દુનિયાના ત્રીજા ભાગ ઉપર લહેરાતો હતો, જો મુસલમાનોએ ઈચ્છ્યું હોત, તો બળપ્રયોગ દ્વારા દુનિયાના ઘણા લોકોને ઈસ્લામ અંગીકાર કરવા માટે લાચાર કરી દીધા હોત. પરંતુ ધરતી-વાસીઓ માટે દયા અને કૃપાના સાગર હઝરત મુહમ્મદ (સલ.)એ મક્કા વિજય વખતે તે વિધર્મીઓને જેઓ મક્કામાં આપના અને આપના સાથી-ઓના કટ્ટર દુશ્મન અને લોહીના તરસ્યા હતા, સૌને માફ કરી દીધા. હઝરત મુહમ્મદ (સલ.)ના સમગ્ર જીવનકાળ દરમ્યાન કોઈ એક એવું ઉદાહરણ મળવું અશક્ય છે કે, આપ (સલ.)એ કોઈ એક વ્યક્તિને મારી નાખવાની ધમકી આપીને ઈસ્લામ અંગીકાર કરવા માટે મજબૂર કર્યો હોય. આ સંદર્ભમાં ઈસ્લામના દ્વિતીય ખલીફા હઝરત ઉમર (રદી.)નો એક પ્રસંગ અત્રે પ્રસ્તુત છે, જે તેમના પોતાના સેવક અસ્બકનો છે :



અસ્બક કહે છે કે, હું હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.)નો ખ્રિસ્તી સેવક હતો. તેઓ મને ઈસ્લામનું આમંત્રણ આપતા, પણ હું તેનો ઈન્કાર કરી દેતો હતો. તેના ઉપર તેઓ ફરમાવતા કે, **"લા ઈકરાહ ફિદ્-દીન"** (ધર્મના મામલામાં કોઈ બળજબરી નથી.) પછી તેઓ કહેતા : હે અસ્બક ! જો તું ઈસ્લામ સ્વીકાર કરી લેતો, તો અમે તારાથી મુસલમાનોના કામોમાં મદદ લેતા. *(સંદર્ભ : ઈબ્ને અબી હાતિમ)*

તેના અસ્વીકારથી હઝરત ઉમર (રદી.) અપ્રસન્ન પણ ન થયા અને પોતાના મૃત્યુ સમયે પોતાના સેવકને ગળે લગાડીને તેને મુક્ત કરી દીધો.

## ઈસ્લામ પોતાની સાચી આકર્ષક શિક્ષાથી ફેલાયો છે

**ડો. સુરેન્દ્ર અજ્ઞાત** લખે છે કે, ઈસ્લામનો અર્થ તો છે ''શાંતિ'' અને ''સ્વૈચ્છિક સમર્પણ''. કોઈ લોખંડી તલવાર ચલાવનારો આ કામને ત્યાં સુધી અયોગ્ય કહે છે, જ્યાં સુધી તેના પાસે પ્રેમની તલવાર નથી હોતી. તેથી જ ડો. ઈકબાલ કહે છે કે, ઈસ્લામ જે શાંતિનો દ્યોતક છે, શાંતિ ફેલાવવા પણ માંગે છે અને શાંતિથી ફેલાય પણ છે. ઈસ્લામ જે આત્મસમર્પણની વાત કરે છે, તે તલવારથી પેદા થઈ શકતું નથી. હા, પ્રેમની તલવાર થઈ શકે છે. *(ક્રાંતિ, મે-૨૦૦૦)*

તેઓ આગળ લખે છે કે, ભારતમાં ઈસ્લામ પ્રથમ ઈસ્લામી સદીમાં જ આવી ગયો હતો. તે વેપારીઓની સાથે, જેઓ કેરાળા અને ગુજરાતના કિનારાઓ ઉપર વેપારી માલસામાન લઈને ઉતરતા હતા. જ્યારે કે ઉત્તર ભારતમાં ઈસ્લામ સૂફી-સંતોના માધ્યમથી લોકો સુધી પહોંચ્યો હતો. એ વાત પૂરા વિશ્વાસથી કહી શકાય છે કે, ઈસ્લામ મહમૂદ ગઝનવી, બાબર, અકબર, ઔરંગઝેબ અને નાદિરશાહથી નથી ફેલાયો. તેમની તલવારો સંભવતઃ એક વ્યક્તિને પણ ઈસ્લામ માટે જીતી શકી નથી. *(આખરી પયગમ્બર : પેજ-૧૪)*

જેમ્સ એ. મિચેનર પોતાના પુસ્તક "Islam, The Misunderstood Religion" (રીડર્સ ડાઈજેસ્ટ, અમેરિકી સંસ્કરણ, મે-૧૯૯૫)માં લખે છે



કે, "ઈતિહાસનો કોઈ બીજો ધર્મ નથી, જે ઈસ્લામની જેમ તિવ્ર ગતિથી ફેલાયેલ હોય... પશ્ચિમના લોકો એવું માને છે કે, ધર્મનો વિસ્તાર તલવારથી થયો છે, પરંતુ કોઈ આધુનિક વિદ્વાન આ વિચારને સ્વીકારી શકતો નથી. કુર્આન અંતઃકરણની સ્વતંત્રતાનો ખુલ્લો હિમાયતી છે."

## ❊ ઈસ્લામના તિવ્ર ઝડપથી પ્રસારનું કારણ ❊

**ડો. તારાચંદ** ઈસ્લામના તિવ્ર ઝડપથી પ્રસારનું કારણ દર્શાવતાં લખે છે કે, "ઈસ્લામમાં નિઃશંક એવી વિશેષતાઓ અને ગુણો મૌજૂદ છે, જેના કારણે તેને ઘણા ઓછા સમયમાં જ વધુથી વધુ પ્રગતિ સાંપડી. સાતમી સદીમાં, જ્યારે ઈસ્લામનો ધ્વજ લહેરાયો અને અરબસ્તાનના બધા કબીલાઓ તેના ઝંડા નીચે એકઠા થઈ ગયા, તો તે તેજીથી ચારે તરફ ફેલાવા લાગ્યો."

તેના સમર્થનમાં તેઓ આગળ લખે છે કે, "કોલમમાં મીતક નામના કબ્રસ્તાનમાં અલી બિન ઉસ્માનની કબર ઉપર ૨૦૪ હિજરી (૭૮૩ ઈ.)નો પથ્થર લાગેલો છે. જેનાથી ખ્યાલ આવે છે કે, આઠમી સદીમાં માલાબારના તટ ઉપર મુસલમાનો આબાદ થઈ ગયા હતા. મુસલમાનોનો પ્રભાવ ખૂબ ત્વરીત વધ્યો. હિન્દુ રાજાઓએ તેમનો ખૂબ આતિથ્ય-સત્કાર કર્યો. તેમને વેપારની સુવિધાઓ ઉપલબ્ધ કરાવી આપી, તેમને જમીનો ખરીદવાની અને મસ્જિદો બનાવવાની પરવાનગી આપી. માલાબારમાં આબાદ થતાં જ તેમણે પોતાના ધર્મના પ્રચારનો પ્રયાસ કર્યો. મુસલમાનો પાદરી કે પુરોહિત નથી હોતા, બલ્કે એકે-એક મુસલમાનનું કર્તવ્ય હોય છે કે, તે પોતાના ધર્મનો પ્રચાર કરે. આ પ્રચાર-પ્રસારના કાર્યમાં માત્ર પુરૂષોએ જ નહીં, બલ્કે સ્ત્રીઓએ પણ ભાગ લીધો. ત્યાં સુધી કે મુસલમાન કેદીઓ પણ ઈસ્લામના પ્રચારમાં હિસ્સો લેતા હતા. એક મુસલમાન કેદીએ સૌપ્રથમ યુરોપમાં ઈસ્લામ ફેલાવ્યો. શેખ અહમદ મુજદ્દિદીને જહાંગીરે કેદખાનામાં નાખી દીધા, તો તેમણે બે વર્ષમાં સેંકડો કેદીઓને મુસલમાન બનાવ્યા. આઠમી સદીમાં તો ઈસ્લામની ભરપૂર પ્રગતિ થઈ."



## ધનવાન પ્રચારક મિશનરીને બદલે સામાન્ય મુસલમાનો દ્વારા પ્રચાર

**સર થોમસ આર્નોલ્ડ** લખે છે કે, ‘‘વિશ્વવ્યાપી ધર્મોમાં ઈસ્લામ એક માત્ર એવો ધર્મ છે, જે વેતન મેળવનારા પ્રચારકો અને ધનવાન પ્રચારક મિશનરીના બદલે સામાન્ય મુસલમાનો દ્વારા ધરતીના એક છેડાથી બીજા છેડા સુધી ફેલાઈ ગયો. ઈસ્લામનો પ્રચાર મુસલમાન શાસકોએ નથી કર્યો, બલ્કે ધાર્મિક વિદ્વાનો, વડીલો, પ્રવાસીઓ અને વેપારીઓએ ઉત્તમ નમૂનો પ્રસ્તુત કરીને ઈસ્લામનો ફેલાવો કર્યો. મુસલમાન વેપારી ખૂબ જ સફળ પ્રચારક પુરવાર થયા. સૂફીઓનું આમ પણ એક મિશન હતું, પરંતુ વેપારીઓનું તો વેપાર દરમ્યાન એક વિશિષ્ટ પ્રકારનું ચરિત્ર અને વ્યવહાર રહેતો હતો કે, જેનાથી ઈસ્લામ આપમેળે લોકોના હૃદયોમાં ઉતરી જતો હતો. ઈસ્લામી સૈન્યએ કદી કોઈને ઈસ્લામ અંગીકાર કરવા માટે મજબૂર કરેલ નથી.’’

પ્રખ્યાત ઈતિહાસકાર **De Lacy O'Leary** પોતાના પુસ્તક **"Islam at the Crossroad"**માં નોંધે છે કે, ‘‘ઈતિહાસે હવે એ સ્પષ્ટ કરી દીધું છે કે, એ તદ્દન બેહૂદી અને ઉટપટાંગ કાલ્પનિક વાત છે કે, કેટલાક ધર્મઝનૂની મુસલમાનોએ વિશ્વમાં ફેલાઈ જઈને તલવારની અણી ઉપર પરાજીત જાતિ-ઓને ઈસ્લામ માટે મજબૂર કર્યા, જેને ઈતિહાસકારો વારંવાર દોહરાવતા રહે છે.’’

ફ્રાંસના વિદ્વાન **ડો. લીબાન** કહે છે કે, ‘‘આપણે જે વખતે આરબોના વિજયો ઉપર દૃષ્ટિપાત કરીએ છીએ અને તેમની સફળતાઓના કારણોને તપાસીએ છીએ, તો સ્પષ્ટ થાય છે કે, ધર્મના પ્રચારમાં તલવારથી કંઈ પણ કામ લેવામાં આવ્યું નથી. કેમકે મુસલમાનો હંમેશા પરાજિત જાતિઓને તેમના ધર્મના પાલનમાં સ્વતંત્ર છોડી દેતા હતા. જો ખ્રિસ્તીઓએ પોતાના વિજેતાઓના ધર્મને સ્વીકારી લીધો અને અંતે તેમની ભાષા પણ અપનાવી લીધી, તો આ માત્ર એ કારણે હતું કે, તેમણે પોતાના નવા શાસકોને પોતાના જૂના શાસકોથી વધુ ન્યાયશીલ અને તેમના ધર્મને પોતાના ધર્મથી વધુ સાચો અને સરળ જોયો.’’



માત્ર ૨૩ વર્ષોના ટૂંકા ગાળામાં તેણે અરબસ્તાનને જીતી લીધું. તે પછી અરબસ્તાનની સીમાઓ પાર કરતો તે ઈરાન અને રોમ જેવા 'સુપર પાવર'ને પરાજિત કરે છે, જેણે મનુષ્યોને ગુલામીની જંજીરોમાં જકડી રાખ્યા હતા. તે પછી તેના અનુયાયીઓ ઈસ્લામની શિક્ષાને લઈને સમગ્ર વિશ્વમાં ફેલાઈ જાય છે. પોતાના ચરિત્ર અને સદ્વ્યવહારથી લોકોના હૃદયોને જીતે છે.

મુસલમાનોએ સ્પેન ઉપર આઠ-નવ સદીઓ સુધી રાજ કર્યું. ત્યાર પછી ખ્રિસ્તીઓના હાથે તેમનો પરાજય થયો. જો બળપ્રયોગથી લોકોને ઈસ્લામ સ્વીકારવા માટે મજબૂર કર્યા હોત, તો સમગ્ર સ્પેન મુસલમાન હોત અને તેમનો પરાજય ન થયો હોત.

ભારતમાં એક હજાર વર્ષ સુધી મુસલમાનોએ સત્તા ભોગવી. જો તેમણે લોકો ઉપર મુસલમાન બની જવા બળજબરી કરી હોત, તો આજે અહીં મુસલમાનો લઘુમતીમાં ન હોત. આજે પણ ભારતમાં મુસલમાનોની વસ્તી માત્ર ૧૨% થી ૧૫% જ છે.

અબ્બાસી અને ઉમવી શાસનકાળમાં મુસલમાનો જગતના ત્રીજા ભાગ ઉપર રાજ કરતા હતા. જો તેમણે લોકોને તેમનો ધર્મ તબ્દીલ કરીને ઈસ્લામમાં દાખલ થવા મજબૂર કર્યા હોત, તો આજે વિશ્વનો નકશો જુદો જ હોત. આજે પણ દુનિયામાં ખ્રિસ્તીઓની વસ્તી વધારે છે. દુનિયામાં એવા ઘણા પ્રદેશો છે, જ્યાં ક્યારેય પણ કોઈ મુસ્લિમ સૈન્ય પહોંચ્યું જ નથી. ઈન્ડોનેશિયામાં આજે સૌથી વધુ મુસલમાનો વસે છે. મલેશિયામાં મુસલમાનો બહુમતીમાં છે. ત્યાં કઈ મુસ્લિમ ફૌજે ચડાઈ કરી હતી ? ઈસ્લામને તલવારની શક્તિથી પ્રસારિત થનાર ધર્મ કહેનારા લોકો એ હકીકતને ભૂલી જાય છે કે, બિનમુસ્લિમ તાતારીઓએ મુસ્લિમ શાસનને નેસ્ત-નાબૂદ કર્યા પછી તે જ ધર્મ અર્થાત્ ઈસ્લામને સ્વીકારી લીધો. આવી વિચિત્ર ઘટના કેવી રીતે ઘટે ? તલવારની શક્તિ તો વિજેતા તાતારીઓ પાસે હતી, તે ઈસ્લામથી પરાજિત કેવી રીતે થઈ ગયા ? સમગ્ર જગત મંગોલોના અત્યાચાર અને પશુતાભર્યા આચરણથી ધ્રુજી રહ્યું હતું. તેમને સભ્યતા અને સંસ્કૃતિનો પાઠ શીખવાડીને મનુષ્ય બનાવવાનો



શ્રેય ઈસ્લામને જ છે. શું ચીન, દક્ષિણ-પૂર્વ એશિયાના દેશો અને આફ્રિકામાં ઈસ્લામનો પ્રસાર તલવારથી થયો ?

## ❊ સંપૂર્ણપણે નૈતિકતા ❊

**એડવર્ડ ગીબોન** અને **સીમોન ઓકલે** સ્વીકારે છે કે, ‘‘હઝ. મુહમ્મદ (સલ.)ના જીવનની ઉત્તમ સફળતા સંપૂર્ણપણે નૈતિકતાને આભારી છે.

***(History of the Saracen Empire, London, 1870)***

આવું જ મંતવ્ય **Alphanse de LaMartine** આપતાં નોંધે છે કે, ‘‘જો ઉદ્દેશ્યની મહાનતા, સાધનોની અલ્પતા અને આશ્ચર્યજનક પરિણામ, આ ત્રણ માપદંડો કોઈ અદ્‌ભુત અને નૈસર્ગિક ગુણોવાળી વ્યક્તિના હોય, તો ઈતિહાસમાંથી કોની સરખામણી મુહમ્મદ સાથે થઈ શકે છે ?’’

***(Historie de la Turkie, Paris, 1854)***

ઈ.સ. ૧૯૮૬માં છેલ્લા પચાસ વર્ષોમાં અર્થાત્ ઈ.સ. ૧૯૩૪ થી ઈ.સ. ૧૯૮૪ સુધીમાં જગતના મહાન ધર્મોમાં વૃદ્ધિનું સર્વેક્ષણ કરવામાં આવ્યું હતું, જે **"Plain Truth"**નામની પત્રિકામાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. તે અનુસાર ઈસ્લામ તેમાં પ્રથમ સ્થાને હતો, જે ૨૩૫% વૃદ્ધિ દરથી જગતમાં પ્રસરી રહ્યો હતો. આ ગાળામાં વિશ્વયુદ્ધ થયું હતું અને અન્ય એવા યુદ્ધો થયા હતા, જેને ઈસ્લામથી કોઈ સબંધ નહોતો.

આજથી ૭૦ વર્ષ પહેલાં **Sir George Bernard Shaw**એ કહ્યું હતું કે, ‘‘આવતા સો વર્ષમાં જો કોઈ ધર્મને માત્ર ઈંગ્લેન્ડ ઉપર નહીં, બલ્કે યુરોપ ઉપર શાસન કરવાની તક મળશે, તો તે એક માત્ર ઈસ્લામ હોઈ શકે છે... હું મુહમ્મદના ધર્મને તેની અદ્‌ભુત જીવંતતાના કારણે ખૂબ આદર-ભાવથી જોઉં છું. આ એક માત્ર એવો ધર્મ છે, જે જીવનના પરિવર્તિત થતા તબક્કાની આવશ્યકતાઓને પહોંચી વળવાનું આધ્યાત્મિક (રૂહાની) બળ ધરાવે છે, જે પ્રત્યેક યુગમાં પોતાનું સામર્થ્ય પુરવાર કરી શકે છે. મેં તેનો અભ્યાસ કર્યો છે. એક અદ્‌ભુત વ્યક્તિ અને મારા મંતવ્ય પ્રમાણે ખ્રિસ્તી-વિરોધી હોવા કરતાં, તેમને માનવતાના ઉદ્ધારક કહેવા જોઈએ. હું માનું છું કે, જો તેના સમાન કોઈ વ્યક્તિને આજના આધુનિક યુગના

સરમુખત્યાર સમજી લેવામાં આવે, તો તે એવી રીતે જગતની સમસ્યાઓનો ઉકેલ શોધવામાં સફળ થશે કે, જે શાંતિ અને સલામતી લઈને આવશે. હું મુહમ્મદની આસ્થા વિશે આગાહી કરૂં છું કે, આવતા સમયમાં યુરોપમાં તે સ્વીકાર્ય હશે, જેમકે આજે તેનો સ્વીકાર થઈ રહ્યો છે.''

*(The Genuine Islam : Vol-1, No. 8, 1936)*

આજે મુસલમાનો જોઈ રહ્યા છીએ કે, પશ્ચિમ તરફથી વિભિન્ન પ્રકારના આરોપો ઈસ્લામ અને મુસલમાનો ઉપર મૂકવામાં આવી રહ્યા છે. ૯/૧૧ની આતંકવાદી ઘટના પછી તેમને વૈશ્વિક ગુનેહગારના કઠેડામાં ઉભા કરી દેવામાં આવ્યા છે. ચારે તરફથી ગેરસમજો અને જૂઠી વાતોને એ રીતે પ્રસારિત કરવામાં આવી રહી છે કે, તે લોકોને સત્ય ભાસે છે. તેમ છતાં અમેરિકા અને યુરોપના દેશોમાં ઈસ્લામ તિવ્ર ગતિથી ફેલાઈ રહ્યો છે.

## અમેરિકામાં સૌથી વધુ ઝડપથી ફેલાતો ધર્મ : ઈસ્લામ

**'Hillary Roadman Clinton, Los Angeles Times'**માં તા.૩૧ મે, ૧૯૯૬ના અંકમાં સ્વીકારે છે કે, ''ઈસ્લામ અમેરિકામાં સૌથી વધુ ઝડપે ફેલાતો ધર્મ છે.'' તે જ રીતે ૭ માર્ચ ૧૯૮૯ના **ABC News**માં ઉલ્લેખ છે કે, ''દેશમાં ઈસ્લામ એક એવો ધર્મ છે, જે તિવ્ર ગતિથી ફેલાઈ રહ્યો છે. **'New York Times'**ના ૨૧ ફેબ્રુઆરી ૧૯૮૯ના પૃ.૧ ઉપર નોંધ છે કે, ''ઈસ્લામ આજે અમેરિકામાં સૌથી વધુ ફેલાઈ રહ્યો છે.''

અહીં કઈ તલવાર છે ? આવા ઘણા ઉદાહરણો મળશે, જે એ બાબતને પુરવાર કરે છે કે, ઈસ્લામ પોતાની ખૂબીઓને કારણે લોકોના હૃદયોને જીતી લે છે. તેથી જ **A. S. Tritton** કહે છે કે, ''એક હાથમાં કુર્આન અને એક હાથમાં તલવારની મુસ્લિમ સૈનિકની છબી એક પૂર્ણ જૂઠાણું છે.''

*(Islam, London, P.21)*

**Charms of Islam** પુસ્તકમાં **A.M.L. Stoddard** લખે છે : ''માનવ ઈતિહાસમાં ઈસ્લામનો ઉદય એ સંભવતઃ સૌથી વધુ આશ્ચર્યજનક ઘટના છે. મહાસત્તાઓને ધૂળધાણી કરતો, લાંબા ગાળાથી સ્થાપિત અને સુદૃઢ ધર્મોને

પરાજિત કરતો, લોકોના હૃદયોને પુનઃ સુશોભિત કરતો, એ નવીન વિશ્વ ''ઈસ્લામી વિશ્વ''નું નિર્માણ કરતો ઈસ્લામ જમીનમાંથી ઝપાટાભેર નીકળીને અલ્પ પ્રમાણમાં માનવશક્તિ સાથે એક જ સદીમાં પૃથ્વીના અડધા ભાગ ઉપર પ્રસરી ગયો.

જ્યારે પણ તેની આ પ્રગતિનો નજીકથી અભ્યાસ કરીએ છીએ, તો તેમાં વધુને વધુ વિશેષતાઓ જોવા મળે છે. બીજા મહાન ધર્મો ધીમે ધીમે ફેલાયા. કષ્ટદાયક સંઘર્ષો વેઠ્યા અને છેવટે ધર્મ પરિવર્તિત શક્તિશાળી રાજા-મહારાજાઓ દ્વારા વિજેતા થયા. જેમ કે ખ્રિસ્તી ધર્મ માટે કોન્સ્ટન્ટીને, બૌદ્ધ ધર્મ માટે અશોકે અને જરથુષ્ટ્ર ધર્મ માટે સાયરસે પોતે સ્વીકારેલ ધર્મને શાસનની સમગ્ર શક્તિનું પીઠબળ પુરૂં પાડ્યું. ઈસ્લામ માટે એવું નથી. જેનો ઉદય એવા રણપ્રદેશમાં થયો, જ્યાં છૂટીછવાઈ રીતે વિચરતી જાતિ વસતી હતી. જેને માનવોના ઈતિહાસમાં કોઈ ઓળખતું નહોતું. ઈસ્લામ નજીવી માનવશક્તિના પીઠબળ સાથે જગતની ભારે મુશ્કેલીઓનો સાહસથી સામનો કરતાં આગળ વધ્યો અને પછી ઘણી પેઢીઓએ આ જવલંત ચંદ્ર (ઈસ્લામ)ને ફારસથી હિમાલય સુધી અને મધ્ય એશિયાના રણપ્રદેશથી મધ્ય આફ્રિકાના રણપ્રદેશ સુધી ઉદયમાન થતો નિહાળ્યો. *(શું ઈસ્લામ અસહિષ્ણુ ધર્મ છે ? પેજ-૫૨)*

## ❊ હઝ. મુહમ્મદ (સલ.) અને ભારતિય ધર્મગ્રંથો ❊

**ડો. એમ. એસ. શ્રીનિવાસ** લિખિત હિંદી ગ્રંથ ''હઝ. મુહમ્મદ (સલ.) ઔર ભારતિય ધર્મગ્રંથ''નું સંક્ષિપ્તિકરણ હાલમાં પ્રસિદ્ધ થયું છે. વિના મૂલ્યે વિતરિત કરવામાં આવતી આ નાનકડી પુસ્તિકા હિન્દુ-ઈસ્લામ ધર્મના સમન્વયનું ઉમદા ઉદાહરણ છે. આ પુસ્તિકામાં હિન્દુ ધર્મગ્રંથોમાં ઈસ્લામ અને મુહમ્મદ સાહેબના ઉલ્લેખો આધારો સાથે આપવામાં આવ્યા છે. વેદોમાં અતિ પ્રાચીન ઋગ્વેદમાં 'નરશંસ' શબ્દથી શરૂ થતા આઠ શ્લોકો છે. નર એટલે મનુષ્ય અને આશંસ એટલે પ્રશંસિત અર્થાત્ મનુષ્યો દ્વારા પ્રશંસિત. એ જ રીતે મુહમ્મદ શબ્દ હમ્દ ધાતુ પરથી આવ્યો છે. હમ્દ એટલે પણ પ્રશંસા અને મુહમ્મદ એટલે પ્રશંસાપાત્ર. ભવિષ્ય પુરાણમાં મુહમ્મદ સાહેબના

આગમનનું ભવિષ્ય ભાખતા લખ્યું છે : ''બીજા દેશના એક આચાર્ય પોતાના મિત્રોની સાથે આવશે. તેમનું નામ 'મહામદ' હશે. તેઓ રણપ્રદેશમાં આવશે.''

આ અધ્યાયના શ્લોક ૬,૭,૮ પણ મુહમ્મદ સાહેબ વિષયમાં જ છે. ભવિષ્ય પુરાણના પર્વ ૩, ખંડ ૩, અધ્યાય ૧, શ્લોક ૨૫,૨૬,૨૭ માં કહ્યું છે : ''તેઓના માણસોની ખત્ના થશે, તેઓ શીખા વગરના થશે, તેઓ દાઢી રાખશે, બુલંદ અવાજથી સ્તુતિ (અઝાન) કરશે. મંત્રથી પવિત્ર કર્યા વિના કોઈ પરમાટીનું સેવન કરશે નહીં (અર્થાત્ હલાલ માંસ જ ખાશે).'' આ રીતે તેઓના સંસ્કારોની ઓળખ થશે.

સંસ્કૃતના પ્રખર વિદ્વાન ડો. વેદપ્રકાશ ઉપાધ્યાય કહે છે : ''પયગમ્બરે ઈસ્લામ (સલ.)ના જન્મસ્થાન સહિત અન્ય સામ્યતાઓ કલ્કિ અવતાર સાથે પણ મળતી આવે છે.''

કલ્કિ પુરાણના બીજા અધ્યાયના ૧૫ મા શ્લોકમાં કહ્યું છે : ''જેમના જન્મ લેવાથી માનવજાતનું કલ્યાણ થશે. તેમનો જન્મ મધુમાસના શુકલ પક્ષ અને રવિ ફસલ (પાક)માં ચંદ્રની ૧૨મી તારીખે થશે.''

મુહમ્મદ સાહેબનો જન્મ ૧૨ રબીઉલ અવ્વલના રોજ થયો છે. રબીઉલ અવ્વલનો અર્થ થાય છે મધુમાસ અર્થાત્ હર્ષોલ્લાસનો મહિનો. કલ્કિના પિતાનું નામ વિષ્ણુયશસઃ છે. જ્યારે મુહમ્મદ સાહેબના પિતાનું નામ અબ્દુલ્લાહ હતું. વિષ્ણુ એટલે અલ્લાહ અને યશ એટલે બંદો. અલ્લાહનો બંદો. અબ્દુલ્લાહ એટલે પણ અલ્લાહપાકનો બંદો. ટૂંકમાં મુહમ્મદ સાહેબ (સલ.)ના આગમનનું ભવિષ્ય ભાખતા કલ્કિ પુરાણમાં કહ્યું છે : ''તેઓ ઘોડેસવાર અને તલવારધારી હશે, દુષ્ટોનું દમન કરશે, જગત્પતિ અર્થાત્ સંસારની રક્ષા કરનાર હશે, ચાર સાથીઓના સહયોગથી સભર હશે. (અર્થાત્ ચાર ખલીફા) અને અંતિમ અવતાર હશે. (અર્થાત્ અંતિમ પયગમ્બર હશે.) મહાન ઉપદેશક હશે, આઠ સિદ્ધિઓ અને ગુણોથી ભરપૂર હશે, તેમના શરીરમાંથી સુગંધ નીકળતી હશે, અનુપમ તેજસ્વીધારી હશે, ઈશ્વરીય વાણી (વહી)ના ઉપદેશક હશે.'' મુહમ્મદ સાહેબના આગમનની ભવિષ્યવાણી

ભાખતા આપવામાં આવેલા આ તમામ લક્ષણો મુહમ્મદ સાહેબના વ્યક્તિત્વ સાથે શબ્દશઃ મળતા આવે છે.

ઉપનિષદમાં પણ ઈસ્લામ અને મુહમ્મદ સાહેબના સંદર્ભ જોવા મળે છે. નાગેશ્વરનાથ બસુ દ્વારા સંપાદિત વિશ્વકોશના બીજા ખંડમાં ઉપનિષદના એ શ્લોકો આપવામાં આવ્યા છે. જેમાં ઈસ્લામ અને મુહમ્મદ સાહેબનો ઉલ્લેખ જોવા મળે છે. હિન્દુઓના વૈષ્ણવ સમુદાયમાં પ્રાણનાથી (પ્રણામી) સંપ્રદાય છે. એના સંસ્થાપક અને પ્રવર્તક મહામતિ પ્રાણનાથજી હતા. ઈ.સ. ૧૬૧૮માં જન્મેલા પ્રાણનાથજીનું નામ મહેરાજ ઠાકુર હતું. તેમણે સમાજને એકેશ્વરવાદનું શિક્ષણ આપ્યું. એ જ પ્રાણનાથજી કહે છે કે, **“બડે કહે પયગમ્બર, પર એક મહંમદ પર ખતમ”** અર્થાત્ ધર્મગ્રંથોમાં અનેક પયગમ્બરોને મોટા કહેવામાં આવ્યા, પણ મુહમ્મદ સાહેબ પર ઈશદૂતની શૃંખલા સમાપ્ત થઈ છે. રસૂલ મુહમ્મદ (સલ.) અંતિમ પયગમ્બર હતા. પ્રાણનાથજીએ એક જગ્યાએ કહ્યું છે : **“રસૂલ આવેગા તુમ પર, લે મેરા ફરમાન આયે મેરે અરસકી, દેખી સબ પહેચાન.”** અર્થાત્ મારો રસૂલ મુહમ્મદ તમારી પાસે મારો સંદેશ લઈને આવશે. તે સંસારમાં આવીને મારા અર્શ અથવા પરધામની બધી ઓળખ કરાવવા માટે કેટલાક સંકેત આપશે.

એ જ રીતે જૈન ધર્મના ગ્રંથકારોએ પણ કલ્કિ અવતારનું વર્ણન કર્યું છે. તેના આવવાનો સમય મહાવીર સ્વામીના એક હજાર વર્ષ પછીનો માન્યો છે. મહાવીર સ્વામીના જન્મનું વર્ષ ઈ.સ. પૂર્વે ૫૭૧ માનવામાં આવેલ છે. એ પછી એક હજાર વર્ષ પછી કલ્કિ અવતારનું આગમન થાય છે. એ મુજબ હઝરત મુહમ્મદ સાહેબનો જન્મ એ જ વર્ષમાં થાય છે. જૈન ગ્રંથ હરિવંશ પુરાણમાં આ જ ઉલ્લેખ જોવા મળે છે.

આમ, ઈસ્લામ અને તેના અંતિમ પયગમ્બરના ઉલ્લેખો હિન્દુ ધર્મ-ગ્રંથોમાં ઠેર ઠેર જોવા મળે છે. જે દર્શાવે છે કે, દરેક ધર્મ અન્ય ધર્મ પ્રત્યે આદર અને આસ્થા ધરાવે છે. પછી માનવી શા માટે તેમાં ભેદરેખાઓ તાણી દુનિયા અને સમાજમાં સમસ્યાઓ સર્જે છે ?

*(દિવ્ય ભાસ્કર : ૧૭-૫-૧૨, ડૉ. મેહબૂબ દેસાઈ સા.)*

## ❊ સમાનતાના પ્રચારક ❊

**સ્વામી વિવેકાનંદ** કહે છે કે, ''પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) સંસારમાં સમાનતાના સંદેશવાહક હતા. તેઓ માનવજાતિમાં સ્નેહ અને સહિષ્ણુતાના પ્રચારક હતા. તેમના ધર્મમાં જાતિ-બિરાદરી, સમૂહ, વંશ વગેરેનું કોઈ સ્થાન નથી.''

સ્વામી વિવેકાનંદ ઈસ્લામના ઘણા પ્રશંસક હતા અને તેના ભાઈચારાના સિદ્ધાંતથી પ્રભાવિત હતા. વેદાન્તી મસ્તિષ્ક અને ઈસ્લામી શરીરને તેઓ ભારતની મુક્તિનો માર્ગ માનતા હતા. અલ્મોડાથી ૧૦ જૂન, ૧૮૯૮ના રોજ પોતાના એક મિત્ર નૈનીતાલના મુહમ્મદ સરફરાઝ હુસૈનને મોકલેલ પત્રમાં તેમણે લખ્યું કે, ''અમારા અનુભવથી અમે એ જાણ્યું છે કે, વ્યવહારિક જીવન સ્તરે જો કોઈ ધર્મના અનુયાયીઓએ સમાનતાના સિદ્ધાંતને પ્રશંસનીય માત્રામાં અપનાવ્યો છે, તો તે માત્ર ઈસ્લામ છે. ઈસ્લામ સમસ્ત મનુષ્ય જાતિને એક સમાન રીતે જુએ અને વર્તે છે. તેથી અમારો એ વિશ્વાસ છે કે, વ્યવહારિક ઈસ્લામની સહાયતા વિના, એકતાનો સિદ્ધાંત ચાહે તે ગમે તેટલો ઉત્તમ અને ચમત્કારિક હોય, વિશાળ માનવસમાજ માટે તદન અર્થહિન છે.'' *(વિવેકાનંદ સાહિત્ય : ભાગ-૫, પૃ.૪૧૫)*

સ્વામીજીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે, ''ભારતમાં ઈસ્લામ તરફ ધર્મ પરિવર્તન તલવાર (બળપ્રયોગ) અથવા છળકપટ અથવા ભૌતિક સાધન આપીને નહોતુ થયું. *(વિવેકાનંદ સાહિત્ય : ભાગ-૮, પૃ.૩૩૦)*

## ❊ ઈસ્લામ પહેલાની સ્થિતિ ❊

**સ્વામી લક્ષ્મણ પ્રસાદ** લખે છે કે, ''આસ્થા, વિશ્વાસ, પૂજા-અર્ચના, નૈતિકતા, સામાજિકતાના સંપૂર્ણ આવાહક હઝરત મુહમ્મદ (સલ.)ના આગમનથી પહેલાં દુનિયામાં ક્યાંય કોઈ આશાનું કિરણ જોવા મળતું ન હતું. વિશ્વવ્યાપી પથભ્રષ્ટતાઓ અને ઘનઘોર અંધકારમાં ક્યાંય સભ્યતા અને સંસ્કૃતિનો પ્રકાશ દેખાતો ન હતો. જ્યારે સજજનતાનું નામો-નિશાન નષ્ટ થઈ ચૂક્યું હતું, જ્યારે પ્રકૃતિનું વાસ્તવિક સૌંદર્ય અને આધ્યાત્મિકતાની સુંદરતા

ઈશ્વરના નકાર, મિથ્યા કર્મોના અંધકારમાં છૂપાઈ ગયા હતા, મનુષ્ય ખુદા તઆલાની કદર અને મહત્તાને ભૂલીને પોતાના ગળામાં કુકર્મ અને મૂર્તિપૂંજાની ફિટકારની જંજીરો પહેરી ચૂક્યો હતો, ત્યારે એક વાર માનવતા મરીને ફરી જીવંત થઈ. એશિયા મહાદ્વીપના દક્ષિણ-પશ્ચિમમાં એક મોટું દ્વીપકલ્પ છે, જે અરબસ્તાનના નામથી પ્રસિદ્ધ છે. આ જ અજ્ઞાનતા અને બૂરાઈના કેન્દ્ર અરબસ્તાનના ફારાન પર્વતની ચોટીઓથી એક નૂર (દિવ્ય પ્રકાશ) ચમક્યું, જેણે દુનિયાની હાલતને સમગ્ર રીતે બદલી નાંખી. ખૂણે-ખૂણો અને પ્રત્યેક વિભાગ માર્ગદર્શનના અપ્રતિમ પ્રકાશથી ઝળહળી ઉઠ્યો.

આજથી તેરસો વર્ષ પહેલાં આ જ પથભ્રષ્ટ (ગુમરાહી) પ્રદેશ મક્કાની શેરીઓમાંથી એક ક્રાંતિકારી અવાજ બુલંદ થયો, જેણે જુલ્મ અને અત્યાચારના વાતાવરણમાં હલચલ મચાવી દીધી. અહીંથી જ માર્ગદર્શનનો તે સ્ત્રોત ફૂટ્યો, જેણે દિલોની મૂરઝાઈ ગયેલ ખેતીઓને હરિયાળી કરી નાખી. આ જ રેગિસ્તાની ફૂલવાડીમાં આધ્યાત્મિકતાનું તે ફૂલ ખીલ્યું, જેની આત્મિક મહેંકે નાસ્તિકતાની દુર્ગંધમાં ઘેરાયેલા મનુષ્યોના હૃદયો અને મસ્તિષ્કોને સુવાસિત કરી દીધા.

*(અરબકા ચાંદ પુસ્તકમાંથી)*

## ❊ સમસ્ત માનવજાતિના માર્ગદર્શક ❊

**લાલા કાશીરામ ચાવલા** ''એ મુસ્લિમ ભાઈ''માં લખે છે કે, ''સમસ્ત ધર્મોના પ્રણેતાઓ અને સંસ્થાપકો મોટા મોટા પરિવારોમાં પેદા થયા અને તેમના જન્મ ઉપર ખૂબ ધૂમધામ મચી. ઉદાહરણાર્થ હઝરત મૂસા (અલયહિસ્સલામ), હઝરત ઈસા (અલયહિસ્સલામ), માનવંત બુદ્ધ, શ્રી કૃષ્ણ, આદરણિય મહાવીર, ગુરૂ નાનક બધાનું બાળપણ અત્યંત લાડ-પ્યાર અને ઠાઠ-માઠથી વીત્યું, પરંતુ આપ (સલ.)ની મુશ્કેલીઓનો આરંભ જન્મથી પહેલાં જ થઈ ગયો હતો.

હજુ આપ માતાના ગર્ભમાં જ હતા કે, પિતાનો દેહાંત થઈ ગયો. છ વર્ષની અવસ્થામાં માતૃપ્રેમથી પણ વંચિત થઈ ગયા. બે વર્ષ દાદાની ગોદમાં રમ્યા અને આઠમા વર્ષે તેઓ પણ સ્વર્ગ સિધાવી ગયા અને પછી આપના કાકાએ સંભાળ્યા. આ રીતે બાળપણમાં શિક્ષા-કેળવણી અને સુખ-શાંતિના

બધા સાધનો લુપ્ત થઈ ગયા. શું આ ચમત્કાર નથી કે, આવી દશામાં ઉછરેલ વ્યક્તિ આજે માનવજાતિના એક વિશાળ સમૂહના માર્ગદર્શક અને નેતા સ્વીકાર કરવામાં આવી રહ્યા છે તથા તેમણે અરબસ્તાન જેવા બર્બર દેશથી નિરાશ્રિત હાલતમાં જગતના લોકોને માનવતાનો સંદેશ આપ્યો.

કોને ખબર હતી કે, આવા અપ્રસિદ્ધ પરિવારમાં જન્મ લેનાર અનાથ બાળક અરબસ્તાનથી અજ્ઞાનતાનું નામો-નિશાન મિટાવનાર સુધારક બનશે? સમગ્ર સંસારમાં ઈસ્લામી ધ્વજ લહેરાવનાર રસૂલ હશે, કુર્આન શરીફનો સંદેશ પહોંચાડનાર નબી હશે ? અજ્ઞાનીઓમાં મહત્વપૂર્ણ ક્રાંતિ આણનાર સુધારક હશે અને એક તદ્દન અનોખા અને નવિન ધર્મનો પ્રકાશ રેલાવશે ? અત્યંત અલ્પ સમયમાં પોતાના બૌદ્ધિક જ્ઞાનથી સમસ્ત જગતના એક ખૂબ મોટા ભાગને શિક્ષા અને જ્ઞાનથી પરિપૂર્ણ કરી દેશે ? એવા જ્ઞાનથી, જે વિશ્વના તમામ મનુષ્યો માટે એક અનુકરણીય આદર્શ છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઉદારતા અને સમતા, સત્ય અને ન્યાય તથા પાડોશી-ઓના અધિકારોનો જે આદર્શ જગતમાં સ્થાપિત કર્યો છે, તેને નિહાળીને આશ્ચર્યચકિત બની જવું પડે છે. આપ (સલ.)ના સદ્વ્યવહાર અને સમતા-ભાવની હાલત એ હતી કે, આપ (સલ.)એ પોતાના સંપૂર્ણ જીવનમાં ક્યારેય કોઈ સેવક કે બાળક કે પશુ સુદ્ધાંને ન માર્યું, ન કોઈને અપશબ્દો કહ્યા. એક વાર બિલાડી આપના બિસ્તર ઉપર સૂઈ ગઈ હતી. આપ (સલ.)એ તેને આ સુખથી વંચિત ન કરી. ચકલીઓ અને કીડીઓને મારવાના વિરૂદ્ધ આદેશ આપ્યા, કૂતરાઓને પાણી પીવડાવનારાઓને જન્નતની ખુશખબરી આપી. યુદ્ધના કેદીઓનું સન્માન કર્યું. અત્યંત મહત્વપૂર્ણ યુદ્ધ નિયમો બનાવ્યા. જેમાં સ્ત્રી, બાળક, વૃદ્ધ, સૂતેલા લોકો અને નિઃશસ્ત્ર લોકો ઉપર શસ્ત્ર ચલાવવાનો ઈન્કાર કર્યો. ખેતીઓના પાક અને મકાનોને નુકસાન પહોંચાડવાથી રોક્યા.

આપ (સલ.) અન્ય જાતિઓના સરદારોનો આદર-સત્કાર કરતા હતા. અન્ય ધર્મોના વિદ્વાનો અને પ્રતિષ્ઠિત માણસોથી સન્માનપૂર્વક મળતા હતા.

જ્યાં પોતાના પ્રિય અનુયાયીઓ માટે દિવસ-રાત દુઆઓ કરતા રહેતા હતા, ત્યાં વિરોધીઓ અને શત્રુઓ માટે પણ પ્રાર્થનાઓ કરતા હતા. જ્યારે ઉહુદના યુદ્ધમાં આપના મોઢા ઉપર પથ્થર મારવામાં આવ્યા અને આપના દાંત શહીદ થઈ ગયા, તો આપ (સલ.)એ ફરમાવ્યું : ''હે મારા અલ્લાહ ! તુ મારી જાતિના આ લોકોને માફ કર. કેમકે નિઃસંદેહ તેઓ નથી જાણતા (કે તેઓ શું કરી રહ્યા છે).''

પોતાની દાનશીલતા અને ઉદારતા અજીબ હતી. માંગનાર કોઈ પણ ધર્મ કે સંપ્રદાયનો હોય, આપના દ્વારેથી નિરાશ ન જતો. આપ (સલ.)નો એ આદેશ હતો કે, સૃષ્ટિના પ્રાણીઓ ઉપર દયા કરો, અલ્લાહ તઆલાથી ડરો. આપ કરજ લઈને પણ લોકોની જરૂરતો પૂરી કરતા હતા. આપની આજ્ઞા હતી કે, (યુદ્ધમાં) દુશ્મનની લાશને નષ્ટ કરવામાં ન આવે, મહિલાઓ અને બાળકોની હત્યા કરવામાં ન આવે, શરીરના અંગોને કાપી-કાપીને વધ કરવામાં ન આવે, ન તો શરીરના કોઈ ભાગને બાળવામાં આવે.

આપની સત્યપ્રિયતા, શુદ્ધ હૃદયતા, પ્રમાણિકતા અને ન્યાયશીલતાની પ્રશંસા માત્ર મુસલમાન નહીં, બલ્કે અબૂ જહલ અને અબૂ સુફિયાન જેવા લોહીના તરસ્યા દુશ્મનોએ પણ કરી. અને માણસની સાચી પ્રશંસા તે જ છે, જે વિરોધીઓને પણ માન્ય હોય અને સાચી બૂરાઈ તે હોય છે, જેને મિત્ર પણ નિઃસંકોચ કહી દે.

શું આ આપ (સલ.)નો ચમત્કાર નથી કે, અરબસ્તાનના અજ્ઞાની, બદ-મિજાઝ, લડાકુ, ઝઘડાળુ, અંધવિશ્વાસી, જુગારી, શરાબી, ડાકૂ, વ્યભિચારી, પ્રતિજ્ઞાભંગ, કન્યા વધ, સાવકી માતાઓથી લગ્ન કરનારા લોકો આજે સીધા સાદા, મુસાફરો અને અતિથિઓનો આદર-સત્કાર કરવાવાળા, મહેનતુ, પ્રમાણિક, સહયોગી, આજ્ઞાપાલક, સમતાવાદી અને ઈશ્વર પૂજક દેખાય છે. આ આપ (સલ.)ની શિક્ષાનો અલૌકિક ચમત્કાર છે કે, આટલા ઓછા સમયમાં આ લોકોના આચાર-વિચાર, સ્વભાવ, પ્રકૃતિમાં એક અસાધારણ ક્રાંતિ ઉત્પન્ન કરી દીધી.





## ❊ વિશ્વ બંધુત્વ અને માનવ સમાનતાના સંસ્થાપક ❊

દિલ્હીના પ્રસિદ્ધ રાષ્ટ્રીય નેતા અને દૈનિક સમાચારપત્ર 'તેજ'ના નિર્દેશક **લાલા દેશબંધુ** ગુપ્ત લખે છે કે, ''હઝ. મુહમ્મદ સાહેબ એક ધાર્મિક નેતા હતા. લગભગ તેમનું સંપૂર્ણ જીવન ઈસ્લામ પ્રચારમાં જ વ્યતિત થયું. તેથી તેમની શિક્ષાઓ વાસ્તવમાં ઈસ્લામની જ શિક્ષા છે. પરંતુ તેનો અર્થ એ કદાપિ નથી કે, મુસલમાનો સિવાય અન્ય બીજા લોકો તેમની શિક્ષાઓથી લાભ ઉઠાવી શકતા નથી. અરબસ્તાનના અર્ધ-બર્બર બદ્દુઓની ઉપર તેમણે જે ઉપકારો કર્યા છે, તેને ઈતિહાસ કદી ભૂલાવી નથી શકતો. જે દેશ હાલથી દોઢ હજાર વર્ષ પહેલાં સભ્યતા અને સંસ્કૃતિના નામથી પણ અજાણ હતો, જ્યાં કળા-કૌશલ્યની કોઈ પહોંચ ન હતી, જ્યાંના લોકોનો વ્યવસાય જ લૂંટફાટ, હત્યા અને રક્તપાત હતો, જ્યાં મૂર્તિપૂજા અને અંધવિશ્વાસોનું સામ્રાજ્ય હતું, તે દેશ આજે સભ્ય દેશોની પંક્તિમાં ઉભો નજરે પડે છે. આ ઉત્તમ આદર્શ સ્થાપિત કરીને તેમણે દુનિયામાં માનવ સમાનતાની સન્માનપૂર્ણ ભાવનાને પ્રોત્સાહિત કરી. અને આ એક એવું કામ હતું, જેણે ન માત્ર ઈસ્લામી દેશોની કાયાપલટ કરી નાખી, બલ્કે અન્ય દેશો ઉપર પણ મુખ્ય પ્રભાવ નાખ્યો. આપ (સલ.)ની એક અન્ય મહાન અને વિશેષ કૃતિ એ છે કે, આપ (સલ.)એ અરબસ્તાનમાંથી ગુલામીની માનવતાવિહિન પ્રથાનો અંત કરવામાં પ્રગતિ કરી અને ઈસ્લામના અનુયાયીઓને ઉપદેશ આપ્યો કે, ગુલામોને મુક્ત કરવું સૌથી મોટું પુણ્ય કાર્ય છે. અને એ કે કોઈ વ્યક્તિને જન્મજાત ગુલામ હોવાને કારણે ધાર્મિક નેતા અથવા ઉચ્ચ શાસક થવાથી વંચિત નહીં કરી શકાય. ઈસ્લામી ઈતિહાસ સાક્ષી છે કે, ઘણા જન્મજાત ગુલામોએ ''ખલીફા''નું ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું તેમજ પોતાના સુકર્મ અને ઉત્તમ ગુણોના કારણે પોતાના કાળમાં ઈસ્લામનું નેતૃત્વ કર્યું.''

## ❊ મારી આંખો ખૂલી ગઈ ❊

પ્રસિદ્ધ સ્વાતંત્ર્ય સેનાની **બાબુ મુકુટધારી પ્રસાદે** હઝ. મુહમ્મદ (સલ.) વિશે કહ્યું : ''આપ લોકોને માલૂમ હોય કે ન હોય, પરંતુ સત્ય એ છે કે, ઈસ્લામ અને મુહમ્મદ સાહેબના સબંધે મારા વિચારો પહેલા એટલા સારા



ન હતા, જેવા કે આજે તમે જુઓ છો. મારૂં દિલ તેમની તરફ દ્વેષથી ભરેલું હતું અને મને મુહમ્મદ સાહેબ અને તેમના ઈસ્લામમાં કોઈ ગુણ દેખાતો ન હતો. પરંતુ જ્યારે અસહયોગ આંદોલનમાં જેલમાં ગયો અને ત્યાં આપના જીવનચરિત્રનું અધ્યયન કર્યું, તો મારી આંખો ખૂલી ગઈ અને મારે મુહમ્મદ સાહેબના અપાર ગુણોને કબૂલ કરવા પડ્યા અને આ જ કારણે આજે મેં આ ઉચ્ચ પદ ગ્રહણ કરી લીધું છે.

આરબ દેશના ઈતિહાસથી સ્પષ્ટ છે કે, મુહમ્મદ સાહેબના ધર્મ પ્રચારથી પહેલા આરબ સમાજ અત્યંત અજ્ઞાનતા, બર્બરતા, પથભ્રષ્ટતા, દારૂ અને અનેક પ્રકારના કુકર્મોમાં લિપ્ત હતો. પરંતુ મુહમ્મદ સાહેબની શિક્ષાની એ અસર થઈ કે માત્ર ૨૩ વર્ષના અલ્પ સમયગાળામાં આ અજ્ઞાની અને બર્બર દેશની કાયાપલટ થઈ ગઈ. આપની શિક્ષાઓ અસંખ્ય છે. પરંતુ તેમાં વિશેષરૂપે જે મને અત્યંત પ્રિય છે અને જે પ્રત્યેક માટે લાભપ્રદ અને વ્યવહાર યોગ્ય છે, બયાન કરૂં છું :

હું સૌથી પહેલાં સમતાને લઉં છું. માલિક હોય કે સેવક, ધનવાન હોય કે નિર્ધન, ગોરો હોય કે કાળો, ઈસ્લામે દરેક મુસલમાનને બરાબરીનું સ્થાન આપ્યું છે. મુહમ્મદ સાહેબની તઅલીમમાં પારિવારિક ઉંચ-નીચ માટે કોઈ સ્થાન નથી, બલ્કે નામ અને પ્રતિષ્ઠાની કસોટી કર્મ અને માત્ર કર્મ છે.

સજ્જનો ! કહેવામાં આવે છે કે, "ઈસ્લામ તલવારના બળે ફેલાયો". આપને સાંભળીને આશ્ચર્ય થશે કે, મારો પણ આ જ વિચાર હતો. પરંતુ તે કઈ તલવાર હતી ? શું તે લોખંડની તલવાર હતી ? મુહમ્મદ સાહેબની તે જ અમૂલ્ય સદ્‌ચરિત્રતા, ક્ષમાભાવના, શુદ્ધ આચાર-વ્યવહાર, તેમના મહાન ગુણો અને તેમની ન મિટાવી શકાય તેવી આદર્શ શિક્ષાઓની ચમકતી-દમકતી તલવાર હતી, જેણે ગળા કાપવાની જગ્યાએ દિલોને એક ધાગામાં પીરોવી દીધા. ઈસ્લામની લોકપ્રિયતા અને પ્રસિદ્ધિના આ જ કારણો છે, અન્યથા કોઈ ચીજ જે બળપૂર્વક અને અત્યાચારના આધારે કાયમ કરવામાં આવે છે, સ્થાયી અને ફળદાયક નથી હોતી. (હઝ.) મુહમ્મદ સાહેબની અતિ ઉત્તમ શિક્ષા અને સદાચારનો જ એ ચમત્કાર છે કે, ઈસ્લામ હજુ સુધી કાયમ છે.

અને મને એ સ્વીકાર કરવામાં કોઈ પણ સંકોચ નથી કે, મુહમ્મદ સાહેબનો ધર્મ જ પોતાની શિક્ષાઓના આધારે આજે જગતમાં સૌથી અધિક લોકપ્રિય છે.'' *(જગત મહર્ષિ : પૃ.૬૨-૬૮)*

## ❊ અત્યંત સુગમ–સરળ ધર્મ ❊

**ડો. તારાચંદ મુહમ્મદ** (સલ.)ની શિક્ષાઓનો ઉલ્લેખ કરતાં કહે છે કે, ''જે ધર્મનો આપ (સલ.)એ પ્રચાર કર્યો, તે અત્યંત સરળ હતો. તેમાં ઓછામાં ઓછા ધાર્મિક વિધાનો અને રીતિ-રિવાજો માનવામાં આવતા હતા. કેમકે કુરૂઆન અનુસાર ઈશ્વર મનુષ્ય ઉપર પડેલા બોજાઓને હલ્કા અને આસાન કરવા માંગતો હતો. તેનો કેન્દ્રીય સિદ્ધાંત ઈશ્વરની એકતા (અર્થાત્ તે એક છે) અને સર્વાધિક મહત્વપૂર્ણ કાર્ય પ્રતિદિન પાંચ વખતની નમાઝ, વર્ષમાં રમઝાનમાં મહિનાભરના રોઝા, જમા-રાશિ ઉપર અઢી ટકાના હિસાબથી ઝકાત, જીવનમાં એક વાર શક્તિ રાખનાર વ્યક્તિઓને હજ્જ કરવું છે. આ ઈસ્લામના સ્તંભ છે. સામાજિક ક્ષેત્રે તેમની સર્વાધિક મનનીય વિશેષતા મુસલમાનોની સમાનતા અને બંધુત્વ ઉપર ભાર મૂકવાની બાબત છે તેમજ ઈસ્લામી સમાજમાં કોઈ ધાર્મિક વર્ગની અનુપસ્થિતિ છે.''

## ❊ સંતુલિત જીવન વ્યવસ્થા ❊

વરિષ્ઠ પત્રકાર **વિદ્યા પ્રકાશ,** જૌનપુર (ઉ.પ્ર.) લખે છે કે, ''હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ માનવસમાજને એક એવી વ્યવસ્થા પ્રદાન કરી, જે અતિવાદી આગ્રહોથી મુક્ત, સંતુલિત, સ્પષ્ટ અને સુનિયોજિત છે. જેમાં જીવનજગતનું કોઈ બિંદુ બાકી નથી દેખાતું, જેનું ગંભીરતાપૂર્વક નિરૂપણ ન કરવામાં આવ્યું હોય. આ એક એવી વ્યવસ્થા છે, જે ન્યાયપૂર્ણ, નૈતિક, શાંતિપ્રિય અને ઈન્સાફપ્રિય છે તેમજ જેમાં દેશ અને સમાજના નબળાથી નબળા દરેક પીડિત-જરૂરતમંદની દેખભાળ, સુરક્ષા અને પ્રગતિનો પાકો અને નક્કર ભરોસો આપવામાં આવ્યો છે. મહિલાઓની ઈઝઝત-આબરૂની શ્રેષ્ઠ સુરક્ષા અને સત્યનિષ્ઠાનો યોગ્ય પ્રબંધ કરવામાં આવ્યો છે. પાંચ વખતની નમાઝો અનિવાર્ય અને ઈદની નમાઝોથી લઈને

હજ્જ અને ઉમરહના વિભિન્ન તબક્કાઓ ઉપર વ્યક્તિથી સમાજને અને સમાજથી સમાજને જોડવાની ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી છે. ગૃહસ્થી અને સન્યાસ, દુનિયાદારી અને વૈરાગ્ય, ભૌતિકતા અને આધ્યાત્મિકતાનું આવું સાંમજસ્ય અદ્‌ભૂત અને વૈજ્ઞાનિક છે.

.....આજે સમાજમાં ચોતરફ અશાંતિ, અસંતોષ, આક્રોશ અને મનની વ્યાકૂળતાનો દાવાનળ ભભૂકી રહ્યો છે. તેનું કારણ એ છે કે, આપણે અલ્લાહ પાકના માર્ગદર્શનથી અજાણ છીએ, ભટકી રહ્યા છીએ અથવા અસલિયતને જાણી-સમજીને પણ તેનાથી બેખબર છીએ. આ નિશ્ચિત અને અટલ સત્ય છે કે, હઝરત મુહમ્મદ (સલ.)નો માનવતાવાદી અને કલ્યાણકારી સંદેશ જ આપણને સાચા અર્થમાં ભટકાવ, અશાંતિ અને કલેહથી બચાવીને આપણો ઉદ્ધાર કરી શકે છે. આપનું સંપૂર્ણ જીવનચરિત્ર અનુકરણીય અને શિક્ષાપ્રદ છે. પ્રત્યેક જાતિ, સમુદાય અને વર્ણ માટે આપની શિક્ષાઓ ઉપયોગી અને કલ્યાણકારી છે. હઝરત મુહમ્મદ (સલ.)ની શિક્ષાઓ ઉપર અમલથી જ વર્તમાન સમસ્યાઓનું સમાધાન અને શાંતિ સ્થાપના સંભવ છે. તેના સિવાય અન્ય કોઈ વિકલ્પ આપણી પાસે નથી.

## ❊ માનવસેવા ❊

**બાબુ બ્રિજબિહારી લાલ** (બી.એ; એલ.એલ.બી.) લખે છે કે, હઝરત મુહમ્મદ (સલ.)ની શાનમાં જાણકારી ન હોવાથી કે ધૃષ્ટતાથી એમ કહેવું કે, આપની શિક્ષાઓ કતલ અને ખૂનખરાબાની હતી, તદ્દન ખોટી અને પાયા-વિહિન વાત છે. જે વ્યક્તિનું હૃદય નાના બાળકના રડવાથી વ્યાકુળ થઈ જાય, જે હજારો ગાળો સાંભળીને પણ પોતાની નજર નીચી રાખે, બદતરીન દુશ્મનોને પણ માફ કરી દે, બધું જ ગરીબો ઉપર ન્યોછાવર કરી દે, જે સ્વયં પોતાના હાથોથી બિનમુસ્લિમોની સેવા કરે અને તેમની સાથે ઈઝઝતથી રજૂ થાય, શું તેમની શાનમાં આવું કહી શકાય છે ? હઝરત મુહમ્મદ (સલ.)ની તઅલીમ હંમેશા એ રહી છે કે, જે કાર્ય કરવામાં આવે, હંમેશા તે નિખાલસતા અને નિષ્ઠાથી કરવામાં આવે. આપની શિક્ષાનો ઉદ્દેશ્ય મનુષ્યની સેવા છે.



**માનવજાતના મુક્તિદાતા :**

- મુહમ્મદ (સલ.) જગતના સૌ માનવીઓમાં માનવજાત માટે સૌથી વધુ પ્રભાવશાળી વ્યક્તિ હતા. માનવજાતની મુક્તિ માટે સદ્ગુણી જીવનનો તેમનો સંદેશ હતો. *(જ્હોન વિલિયમ ડ્રેપર)*

**સંપૂર્ણ આદર્શમય :**

- મુહમ્મદ (સલ.) એક સંપૂર્ણ આદર્શમય માનવી "**Perfect Man**" હતા. બીજા કોઈ ધર્મના સ્થાપકને ઈસ્લામના પયગમ્બર જેટલું સન્માનપાત્ર સ્થાન પ્રાપ્ત થયું નથી. *(ડી. જી. હોગાર્થ)*

**સત્યવાદી મુસદ્દી :**

- તે એક મહા જ્ઞાની, પ્રમાણિક અને પવિત્ર આત્મા હતા. તે મહાન જ ન હતા, પણ સૌથી શ્રેષ્ઠ અને અતિશય સત્યવાદી, મહાન મુસદ્દી અને આધ્યાત્મિક વીર પુરૂષ હતા. તેમણે એક મહાન ધર્મની સ્થાપના કરી હતી. *(મેજર આર્થર ગ્લેન લ્યોનાર્ડ)*

**સૌથી વધુ સફળ :**

- મુહમ્મદ (સલ.) બધા પયગમ્બરોમાં સૌથી વધુ સફળ અને ધાર્મિક વ્યક્તિત્વના માલિક હતા. *(એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકા)*

**રાષ્ટ્રસંઘના સ્થાપક :**

- મુહમ્મદ (સલ.)એ જે સંયુક્ત રાષ્ટ્રસંઘની સ્થાપના કરી અને આંતર-રાષ્ટ્રિય એકતા અને માનવ બંધુત્વના સિદ્ધાંતનો જે વિશ્વસ્તરે પાયો નાંખ્યો હતો, તે બીજી પ્રજાઓ માટે માર્ગદર્શક છે. ***(Prof. Hargronje)***

**પશ્ચિમે વિચારવા લાયક બાબત :**

- જો આપણે મુહમ્મદ (સલ.)ને ઓળખવા હોય, તો જે વિશિષ્ઠ પ્રમાણિકતા અને આશયની વિશુદ્ધતા **Intregity**ના તેઓ હકદાર છે, તેનો આપણે સ્વીકાર કરવો પડશે. અને ભૂતકાળની આપણી ભૂલોનો આપણો વારસો સુધારવો પડશે. પોતાની શ્રદ્ધા-આસ્થા અને કર્તવ્ય માટે ગમે તેટલી




વિટંબણા સહન કરવાની તેમની તૈયારી, તેમની સિદ્ધિની મહાનતા. આ ઉચ્ચ ચારિત્ર્યવાળા ઐતિહાસિક મહાન પુરૂષની પશ્ચિમના દેશોમાં અવગણના કરવામાં આવી છે. *(W. Montegomery Wat)*

**પરમાત્માના મહાન શક્તિશાળી દૂત :**

- જે કોઈ વ્યક્તિ અરબસ્તાનના આ મહાન પયગમ્બરના જીવન ચરિત્ર-નો અભ્યાસ કરે અને તેમના શિક્ષણની જાણકારી પ્રાપ્ત કરે, તો તેને પરમાત્માના આ મહાન અને શક્તિશાળી દૂત માટે માન-સન્માનની લાગણી થાય જ. જ્યારે જ્યારે મેં તેમના વિશે વાંચન કર્યું, ત્યારે ત્યારે મને તેમના પ્રત્યે નવીનતમ સન્માનની ભાવનાનો અનુભવ થયો અને અરબસ્તાનના આ મહાન શિક્ષક અને મહાન શક્તિશાળી ઈશદૂત (પયગમ્બર) પ્રત્યે મેં આદરભાવ અનુભવ્યો છે. *(Mrs. Anne Besant)*

**માનવજાતના મુક્તિદાતા :**

- મેં આ માનવી (મુહમ્મદ)ની જીવનકથાનો અભ્યાસ કર્યો છે. મારા મત મુજબ તેમને માનવજાતના મુક્તિદાતા **Saviour** કહેવા જોઈએ. તેમના જેવા માણસ આધુનિક જગતની સર્વોપરિ રાજસત્તા હાથમાં લે, તો તે જગતની બધી સમસ્યાનો સફળતાપૂર્વક ઉકેલ લાવી શકે અને જગતને બહુ આવશ્યક એવી સુખ-શાંતિ આપી શકે. *(George Benard Shaw)*

**વાણી-વર્તનમાં વિરોધાભાસ ન હતો :**

- પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ની જીવનકથાના મારા અભ્યાસથી મારી આ માન્યતા વધુ દૃઢ અને મજબૂત બની કે, ઈસ્લામે જગતના માનવીઓ પર તલવારના બળે સત્તા સ્થાપી ન હતી, પણ ઈસ્લામના પયગમ્બરની અત્યંત સાદગી, તદ્દન નિઃસ્વાર્થ ભાવના, વચનબદ્ધતા, પોતાના સાથીઓ અને અનુયાયીઓ સાથેનો નિકટ સબંધ, નિડરતા, શૌર્ય અને પરમેશ્વર પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા ઈસ્લામની સફળતાના વાસ્તવિક કારણો છે.

હઝરત મુહમ્મદ (સલ.) એક મહાન ઈશદૂત હતા. તેમના વાણી




અને વર્તનમાં તલભાર વિરોધાભાસ ન હતો. તેઓ એક ફકીર (નિર્ધન) હતા. જો તેઓ ઈચ્છતા તો ધનપ્રાપ્તિ માટે હુકમ કરી શકતા. મેં જ્યારે તેમની, તેમના કુટુંબીજનોની અને સાથીઓની વિટંબણા અને તંગી, જે તેઓએ સ્વેચ્છાએ સહન કરી હતી, તે વિશે વાંચ્યું ત્યારે મારી આંખો અશ્રુભીની થઈ ગઈ. જે વ્યક્તિનું મન હંમેશા પરમેશ્વર પ્રત્યે ચોંટેલું હોય, જે વ્યક્તિ હંમેશા પરમેશ્વરથી ડરીને ચાલતી હોય અને જેના હૈયામાં માનવજાત માટે અમર્યાદિત અનુકંપા (રહેમ) હોય, એવા આ ઈશદૂત માટે મારા જેવા સત્યની ખોજ કરનારાના હૃદયમાં આદરભાવ છે. જે વ્યક્તિએ માનવજાતના લાખો અને કરોડો લોકોના હૃદયો પર પ્રભુત્વ મેળવ્યું છે, એવા આ માનવીના જીવન વિશે વધુ જાણકારી મેળવવાની મને પ્રબળ જીજ્ઞાસા થઈ છે. *(ગાંધીજી)*

**ઈતિહાસ બદલનાર :**

- એમ કહેવું અતિશયોક્તિ (મુબાલગો) નથી કે, જો કોઈ માનવીએ ઈતિહાસ બદલ્યો હોય, તો તે મુહમ્મદ પૈગમ્બર હતા. *(Charles Isawi)*

**ચર્ચ તથા વિજ્ઞાને આપની નુબૂવ્વતનો સ્વિકાર કરવો પડશે :**

- મુહમ્મદ (સલ.)એ જીવનના અંત સુધી ફક્ત એક જ વાત કહી હતી કે, તે પોતે ઈશદૂત છે, તેથી વધુ પોતે કાંઈ નથી. એક સમય એવો આવશે, જ્યારે ખ્રિસ્તી ધર્મ શિક્ષણે અને ઉચ્ચતમ તત્વજ્ઞાને આ તથ્યનો સ્વીકાર કરવો પડશે. *(બોસ્વાર્થ સ્મિથ)*

**નેતાઓના ત્રણ મુખ્ય કાર્યોમાં સમન્વય સાધ્યો :**

- પોતાના અનુયાયીઓને તેઓના હિત માટે દોરવણી આપવી.
- એવી સામાજિક વ્યવસ્થા કરવી કે જેથી લોકોને એવી લાગણી થાય કે, તેઓ સુરક્ષિત છે, અને
- માન્યતાઓ અને શ્રદ્ધાઓના એક શાસ્ત્ર (કિતાબ)ની જોગવાઈ પૂરી પાડવી.

લુઈ પેસ્ચર અને સુલ્ક પ્રથમ નિયમના અર્થમાં નેતા હતા. ગાંધી અને કોન્ફયુશીઅસ, એલેકઝાન્ડર અને રોમન સમ્રાટ કયસર બીજા નિયમના




અર્થમાં નેતા હતા. ઈસુ ખ્રિસ્ત અને ગૌતમ બુદ્ધ ત્રીજા નિયમના અર્થમાં નેતા ગણી શકાય. પણ બધા યુગોમાં સૌથી મહાન મુહમ્મદ પયગમ્બરે આ ત્રણે કાર્યોનો સમન્વય સાધ્યો હતો. *(Jules Messerman)*

## ❊ યુરોપે જનૂનપૂર્વકના જુઠાણા બંધ કરવા પડશે ❊

આ વીર પુરૂષને તેમના અનુયાયીઓ પરમેશ્વર કે દેવતા માનતા નથી, પણ ઈશદૂત (પયગમ્બર) માને છે. જગતના ઈતિહાસમાં તેમના જેવા મહાન માનવી કદાપિ પેદા થશે નહીં. સર્વશક્તિમાન પરમેશ્વર તરફથી પ્રેરિત દિવ્ય સંદેશથી તેમને સમજ મળી હતી. આપણે સૌએ પ્રથમ તેમની વાણી ધ્યાનપૂર્વક સાંભળવી જોઈએ.

પયગમ્બર મુહમ્મદ (સલ.) વિશે યુરોપમાં પ્રચલિત માન્યતા છે કે, તે જુઠ્ઠા અને દંભી હતા. અને તેમનો ધર્મ અર્થહીન બાબતોનો સમૂહ માત્ર હતો. આ વિધાન હવે કોઈના ગળે ઉતરી શકે એવું નથી. ઝનૂન-પૂર્વક જે જુઠ્ઠાણાં આ માનવી પર લાદવામાં આવ્યા છે, તે આપણા માટે ધૃણાસ્પદ છે. તે બધા સદંતર રદ કરવાનો સમય ખરેખર આવી ગયો છે. જે વાણી તેમણે કહી હતી, તે આજે (ઈ.સ.૧૮૪૦માં) અઢાર કરોડ (હવે દોઢ અબજ) માનવીઓ માટે આ ૧૨૦૦ વર્ષ દરમ્યાન જીવન માર્ગદર્શિકા છે. આજે આ કલાકે બીજા કોઈ માનવીના સંદેશ કરતા મુહમ્મદ (સલ.)ના સંદેશમાં શ્રદ્ધા રાખનારા પરમેશ્વરના પેદા કરેલ માનવીઓની સંખ્યા વધુ છે. શું આપણે એવું માની લઈએ કે, તેમનો સંદેશ એક અર્થહીન આધ્યાત્મિક ચાલબાજી હતી ? જેનું આટલા બધા માનવીઓ આચરણ કરે, તેના માટે જીવે અને મૌતને ભેટે. હું પોતે આવી કોઈ બાબત સ્વીકારવા તૈયાર નથી.

જે પ્રજાની જગતમાં કાંઈ જ ગણના થતી ન હતી, તેણે તેમનો સંદેશ સમજીને સ્વીકાર્યો અને ફક્ત એક જ સદીમાં આ પ્રજા મહાન બની ગઈ.

પરાક્રમ, શાંતિ અને પ્રતિભાનો પ્રકાશ પ્રકાશિત થયો અને જગત-ભરમાં ફેલાઈ ગયો. શ્રદ્ધા એક મહાન પ્રાણદાયક શક્તિ છે. તેના થકી એક પ્રજા પ્રગતિશીલ અને મહાન બને છે.





આ અરબો, મુહમ્મદ (સલ.) અને એક સદીનો સમય, જાણે એક ચીનગારી જગતમાં પ્રસરી વળી. અરબસ્તાનની રેતી ધડાકો કરનાર પાવડર સાબિત થઈ. દિલ્હીથી ગ્રેનેડા (સ્પેન) સુધીનું આકાશ ઝળહળી ઉઠ્યું. હું કહું છું કે, મહાન પુરૂષ પોતે જ દિવ્ય પ્રકાશ હોય છે.

## ✽ ઈતિહાસમાં આપની તુલનામાં કોણ છે ? ✽

મુહમ્મદ પયગમ્બર સિવાય બીજા કોઈએ આવા ઉચ્ચ આશયની પ્રાપ્તિ કરવાનું ભગીરથ કાર્ય માથે લીધું ન હતું. માનવી અને સર્જનહાર વચ્ચેના સબંધમાં ઉપસ્થિત કરાયેલ વહેમોનું નિકંદન, માનવી અને પરમેશ્વર વચ્ચેના ખરા સબંધો, બુદ્ધિગમ્ય સમાજની પુનઃ સ્થાપના, મૂર્તિપૂજા અને જડ વસ્તુ-ઓના દેવો-પૂજ્યોની ભરમારના (જે તેમના સમયમાં સર્વસામાન્ય હતી) અંધકારને નાબૂદ કરવાનું કાર્ય વગેરે ભગીરથ કાર્યો હતા. માનવશક્તિની મર્યાદાથી બહારના આ કાર્યો હતા, પણ પયગમ્બર મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ નિર્બળ અને સાધનસામગ્રીની તિવ્ર અછત હોવા છતાં પોતાના કર્તવ્યમાં સંપૂર્ણ શ્રદ્ધા સાથે અને રણપ્રદેશના એક ખૂણામાં રહેતા ગણ્યા-ગાંઠ્યા માણસોના સહકાર સિવાય બીજી કોઈ સહાય વગર કાર્યોની પૂર્ણાહુતિ કરી હતી.

કર્તવ્યની મહત્વતા, સાધનસામગ્રીની અછત અને પ્રાપ્ત પરિણામો, આ ત્રણ બાબતો કોઈ પ્રભાવશાળી માનવ વિભૂતિની મહાનતાનું માપદંડ (**Criteria**) હોય, તો આધુનિક ઈતિહાસમાં હઝ. મુહમ્મદ (સલ.)ની તુલનામાં ક્યો મોટો માણસ ઉભો રહી શકે ?

મુહમ્મદ (સલ.)એ જગતના એક તૃતિયાંશ વિસ્તારમાં વસવાટ કરતા કરોડો માનવીઓ, સૈન્યો, ધારાગૃહો, સામ્રાજ્યો અને રાજવંશોને હચમચાવી નાખ્યા હતા. અને તેથી પણ વધુ તો તેમણે યજ્ઞ કુંડો, સ્થાનકો, થાનકો, દેવી-દેવતાઓ, ધર્મો, વિચારધારા અને માન્યતાઓને સ્થાનભ્રષ્ટ કર્યા હતા.

તેમણે દરેક વંશ, ભાષા અને જાતિના લોકોને એકત્ર અને સમાવિષ્ઠ કરીને એક નવી આધ્યાત્મિક પ્રજા **"Spriritual Nationality"**ની સ્થાપના



કરી હતી. તેમણે આપણને જૂઠા પૂજ્યો (મઅબૂદો) પ્રત્યેનો ધિક્કાર અને એક સદા જીવંત (અમર) પરમેશ્વર પ્રત્યેના આદરભાવનો વારસો આપ્યો. આ એક અદ્‌ભૂત ચમત્કાર હતો. આ ચમત્કાર માનવીનો ન હતો, પણ બુદ્ધિનો હતો.

પયગમ્બર, તત્વજ્ઞાની, ચિંતક, રાજનીતિજ્ઞ, ધારાશાસ્ત્રી, સેનાપતિ, વિજેતા, એક અનોખી વિચારસરણીના પ્રણેતા, બુદ્ધિગમ્ય ધર્મ સિદ્ધાંતો અને મૂર્તિઓ વગરની ધાર્મિક પદ્ધતિના પુનઃસ્થાપક અને એક આધ્યાત્મિક સામ્રાજ્યના સંસ્થાપક, આ હતા પૈગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) !

તેમનું જીવન, ધ્યાનમસ્ત, ઈશ્વર ભક્તિ, વીર વાણી, દેશવાસીઓના જુલમ અને સંકટોમાં સહનશીલતા, વતન ત્યાગ, પ્રતિકૂળ સંજોગોમાં પણ સતત ધર્મ પ્રચાર, પરમેશ્વરમાં અડગ શ્રદ્ધા, એક આદર્શ પુરૂષને છાજે એવો આત્મવિશ્વાસ, ફતેહમાં ક્ષમાવૃત્તિ, સત્તાનો વિમોહ, પરમેશ્વર સાથેનો દૈવી સંવાદ, તેની સતત બંદગી અને મૃત્યુ પૂર્વેની તેમજ મૃત્યુ પછીની સફળતા, આ બધું પ્રતીતિ કરાવે છે કે, મુહમ્મદ (સલ.) કોઈ ઢોંગી માનવી ન હતા. તેમણે એક અખૂટ આત્મશ્રદ્ધાની શક્તિથી એક ધર્મ સિદ્ધાંતને સ્થાપિત કર્યો હતો.

***(La Martin : Historie de la Turquie, Volume-2, P. 276-277)***

## ❊ અંધકારયુગમાં માત્ર એક જયોતિ ❊

ઈસ્લામનો શ્રેષ્ઠ આશિર્વાદ જે પૂર્વ અને પશ્ચિમ બન્નેને નસીબ થયો છે, તે માનવ ઈતિહાસના કટોકટીના સમયે ઈસ્લામે દેવી એક્યતા **(Divine Unity)**ને જે અગત્યતા આપી છે, તે છે. પૂર્વ અને પશ્ચિમના ઈ.સ. ૬૦૦ થી ઈ.સ. ૧૦૦૦ના અંધકારયુગ દરમ્યાન એક ઈશ્વરવાદનો સિદ્ધાંત એવો ભયમાં હતો કે, હિન્દુવાદ અને ખ્રિસ્તી ધર્મમાં અસંખ્ય દેવો અને સંતોની પૂજાના બેહદ ઉમેરાથી તે ઢંકાય ગયો હતો. એક ઈશ્વરવાદના સનાતન અને મહાન સત્યને અંધકાર યુગના ધાર્મિક ભ્રષ્ટાચારમાંથી બચાવીને ઈસ્લામે એક અમૂલ્ય સેવા બજાવી છે. ઈસ્લામે આ પાયાના સિદ્ધાંતને માનવ વિચાર-સરણીમાં પુનઃ સ્થાપિત કરીને આજના બૌદ્ધિક જગતમાં એક અનોખું સ્થાન મેળવ્યું છે. ***(C. F. Andrews)***

## ❊ એકેશ્વરવાદના રક્ષક ❊

જુદાહ (યહુદ)ના હાથમાંથી ધર્મ સત્તાનો દંડક (Sceptre) ચાલ્યો ગયો, પણ અરબસ્તાનના યહુદી વસાહતીઓ હજી ગર્વપૂર્વક વિશિષ્ઠ ધાર્મિક હક્કોના ભૂતને વળગી રહ્યા છે. ખ્રિસ્તીઓ પણ ઈસુ ખ્રિસ્તે આપેલ શિક્ષણને વિસારે પાડીને એક ઈશ્વરવાદ (Unity of God) વિશે આપસમાં મોટા ઝઘડા કરે છે.

મુહમ્મદ (સલ.)એ આ બધી અવાસ્તવિક માન્યતાઓ અને આસ્થાનો સંપૂર્ણ સફાયો કરી નાખ્યો. પૂતળાં અને મૂર્તિઓની શી હકીકત છે ? લાકડા અને પત્થરના ટુકડાઓને ઈશ્વર માનવાનો ઢોંગ ! મુહમ્મદ (સલ.)એ આવા તત્વજ્ઞાન અને ધાર્મિક વિચારસરણીના જાળાંને નષ્ટ કરી દીધા. માત્ર એક પરમેશ્વર જ મહાન છે, બીજું કોઈ મહાન નથી. આ ઈસ્લામ છે. મુસલમાનોનો આ ધર્મ છે. માનવીએ પરમેશ્વરની ઈચ્છાને આધિન થવું અને તાબેદારી અને પરાધીનતામાં ઉચ્ચતમ્ સુખ પ્રાપ્ત કરવું અને રાજી રહેવું તે ઈસ્લામ. મુસલમાનોનું આવું જીવન છે. *(બોસ્વાર્થ સ્મિથ)*

## ❊ તદ્દન સરળ ધર્મ ❊

ઈસ્લામની એક ખાસ વિશિષ્ઠતા છે કે, તેમાં કોઈ પણ પ્રકારની બાંધ-છોડ વગરનો એક ઈશ્વરવાદ છે. ઈસ્લામ તદ્દન સરળ છે. તે ધર્મજ્ઞાનના ગૂંચવાડાથી મુક્ત છે. ઈસ્લામ પાદરીવાદ, બ્રાહ્મણવાદ અને અવેજી બલિદાનમાં બિલ્કુલ આસ્થા રાખતો નથી. તે સંપૂર્ણ પયગમ્બરી ધર્મ છે. બલિદાનની આસ્થા પુનઃ સ્થાપિત થાય તેવી બધી શક્યતાઓ અને સંભાવનાઓના દ્વાર તેણે સદંતર બંધ કરી દીધા છે. મુહમ્મદ (સલ.)એ તેમના મૃત્યુ પછી તેમને દૈવી સ્વરૂપ આપવાના પ્રયાસ અટકાવવા સાવચેતી-પૂર્વક પગલાં લીધા હતા. ઈસ્લામની તાકાતનું મૂળ સંપૂર્ણ સમાન, વિશ્વબંધુત્વ અને પરમેશ્વર સમક્ષ તેના બધા આજ્ઞાંકિત બંદાની કોઈ પણ જાત, રંગ, સ્થાન, કૂળ વગેરેના ભેદભાવ વગરની સમાનતાની આસ્થામાં છે.

*(H. G. Wells : Pilgrimage to Mecca, Introduction, P.xiii)*



## ✻ યુરોપની સમસ્યાઓનો ઉકેલ ✻

બ્રિટીશ વિદ્વાન, લેખક અને તત્વચિંતક જ્યોર્જ બર્નાડ શો કહે છે કે, યુરોપ ઈસ્લામ પ્રત્યે આકર્ષિત થઈ ચૂક્યું છે. મારૂં માનવું છે કે, હઝરત મુહમ્મદ (સલ.)નો ધર્મ જેમ તેની શરૂઆતમાં લોકોને સ્વિકૃત બન્યો હતો, તેવી જ રીતે તે કાલે (ભવિષ્યમાં) યુરોપના લોકોમાં સ્વિકૃત બનશે. આવતી સદીમાં યુરોપ તેના પ્રશ્નો અને સમસ્યાઓના ઉકેલમાં આ ધર્મની જરૂરિયાત ઓળખી શકશે. આ અર્થમાં તમારે મારી આ આગાહી સમજવી જોઈએ. મને તો હંમેશા મુહમ્મદ (સલ.)ના ધર્મ માટે ઉચ્ચ આદરભાવના રહી છે. કારણ કે તેમાં આશ્ચર્યજનક જીવનશક્તિ અને ચૈતન્ય છે. બદલાતા જતા પરિબળોને પોતાનામાં સમાવિષ્ટ કરવાની તેનામાં ક્ષમતા રહેલી છે, અને તે દરેક યુગ માટે પ્રભાવશાળી આકર્ષણ ધરાવે છે.

## ✻ રાજકીય પીઠબળ વગર ચમત્કારિક સફળતા ✻

ઈસ્લામનો ઉદય માનવજાતના ઈતિહાસમાં એક સૌથી વધુ આશ્ચર્યજનક બનાવ છે. એક સદીમાં તે અડધી દુનિયામાં ફેલાઈ ગયો. અસંખ્ય સામ્રાજ્યોને તેણે હચમચાવી નાખ્યા. સદીઓ પુરાણા ધર્મોને ઉથલાવી પાડ્યા. કેટલીયે જાતિઓના આત્માનું પુનઃ ઘડતર કર્યું અને એક નવા જગતનું નિર્માણ કર્યું.

બીજા ધર્મોનો પ્રસાર ધીમો અને વિટંબણાગ્રસ્ત હતો અને અંતે તેઓ શક્તિશાળી સમ્રાટોની સહાયથી સફળ થયા હતા. ખ્રિસ્તી ધર્મ માટે રોમન સમ્રાટ કોન્સ્ટંટાઈન, બૌદ્ધ ધર્મ માટે અશોક અને જરથુસ્ત ધર્મ માટે સાયરસની શક્તિશાળી રાજસત્તાનું પીઠબળ હતું, પણ ઈસ્લામ માટે તેવું કોઈ રાજનું પીઠબળ ન હતું. ઈસ્લામ તો થોડાક માનવીઓના પ્રયાસથી અતિ પ્રતિકૂળ સંજોગો છતાં એક અદ્‌ભૂત ચમત્કાર પેઠે સફળતા પ્રાપ્ત કરી શક્યો હતો.

***(A. M. Stoddard : Concept of the Universe)***

## ✻ કુર્આન શરીફ જ લોકોને સુખી બનાવી શકશે ✻

એક અલ્લાહપાકના અસ્તિત્વ વિશે પયગમ્બર હઝરત મૂસા (અલૈ.)એ



યહૂદી પ્રજાને, પયગમ્બર ઈસા (અલૈ.)એ રોમન સામ્રાજ્યના લોકોને અને પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)એ આખા જગતને શિક્ષણ આપ્યું અને સંદેશ પાઠવ્યો.

હઝરત મુહમ્મદ (સલ.)એ જાહેર કર્યું કે, એક પરમેશ્વર સિવાય અન્ય કોઈ પૂજ્ય નથી, અને પૂજવાને લાયક નથી. પરમેશ્વરના માં-બાપ અને સંતાન નથી, અલ્લાહપાકનો કોઈ સમોવડિયો નથી, બધી પ્રશંસા ફક્ત તેના માટે જ છે. કુર્આનનો આ સંદેશ છે.

હું આશા રાખું છું કે, સમય દૂર નથી કે, જ્યારે હું બધા દેશોના શાણા અને શિક્ષિત માણસોને એકત્ર કરીને ઈસ્લામના સિદ્ધાંતો પર રચાયેલ એક રાજતંત્રની સ્થાપના કરીશ. ફક્ત કુર્આન જ સત્ય છે. તેના પર આધારિત આવું રાજતંત્ર લોકોને સુખી બનાવી શકશે.

*(Cherfils; Neopolean Bornapate, Islam, Paris, P.105)*

## ❊ માનવીય બુદ્ધિથી વધુ સુસંગત ધર્મ ❊

જરથુસ્તના ધર્મ કરતાં વધારે શુદ્ધ અને પયગમ્બર મૂસા (અલૈ.)ના કાનૂન કરતાં વધારે ઉદાર, મુહમ્મદ (સલ.)નો ધર્મ કોયડા કે ભેદભરમ, વહેમ અને કલ્પિત બાબતોવાળા ધર્મો કરતાં માનવીની અક્કલ અને સમજ સાથે વધુ સુસંગત છે. *(એડવર્ડ ગીબોન)*

## ❊ ઈસ્લામ સમજવો જરૂરી છે ❊

આજના જમાના (ઈ.સ.૧૯૩૫)માં આ એક વિચિત્ર હકીકત છે કે, યુરોપ અને અમેરિકામાં *(અને ઘણા વિશાળ પ્રમાણમાં ભારતમાં પણ)* ઈસ્લામ વિશે ઘણી અજ્ઞાનતા પ્રવર્તે છે. આ બાબત અગત્યની છે કે, આપણે ખ્રિસ્તીઓ, યહુદીઓ, હિન્દુઓ, બૌદ્ધો, જૈનો, વગેરે સૌ પરધર્મીઓએ ઈસ્લામને સારી રીતે ઓળખવો જોઈએ. ઈસ્લામ વિશે કેટલીયે બેબુનિયાદ અને જૂઠી બાબતોનો પ્રચાર થાય છે. મુસલમાનો મોહમેડનો નથી. કારણ કે તેઓ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની નહીં, પણ ફક્ત એક અલ્લાહપાકની જ બંદગી કરે છે. મુહમ્મદ (સલ.) માનવી હતા. મુસલમાનો


તો તે લોકો છે, જેઓ એક પરમેશ્વરની ઈચ્છાને સ્વાધિન થનારા છે.

ઈસ્લામ બધા રંગો, જાતિઓ અને પ્રજાઓના બંધુત્વનું શિક્ષણ આપે છે. અને આ બધા જ લોકો મુસલમાનો છે. હબશીઓ, મોગલો, તુર્કો, અરબો વગેરે વિવિધ ચામડીના લોકો ઈસ્લામના અનુયાયીઓ છે.

ઈસ્લામમાં બ્રાહ્મણવાદ નથી, મૂર્તિપૂજા નથી, મૂર્તિપૂજા પ્રેરે તેવી ચિત્રકળા નથી. ઈસ્લામે માનવજાતના મહાન હિતવર્ધક કાર્યો કર્યા છે. તેથી તે એક મહાન ધર્મ છે. *(James A. Michener)*

## ❊ યુધ્ધના મેદાનમાં માનવતા ❊

- પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)એ બર્બરતાના જમાનામાં યુદ્ધના મેદાનને પણ માનવતાભર્યું આચરણ કરવાનું સ્થળ બનાવી લીધું હતું.
(પ્રો. કે. એસ. રામાકૃષ્ણ રાવ)
- પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)એ એક સફળ વિજેતા તરીકે યુદ્ધનું સંચાલન માનવતાપૂર્વક કરવાનો આદેશ આપ્યો હતો. *(જેમ્સ મિચનેર)*
- યુરોપમાં ધર્મ-તપાસના સમયમાં ખ્રિસ્તી દેવળે (એટલે ધર્મગુરૂઓએ, જે અત્યાચારો પરધર્મીઓ, મુસલમાનો અને યહુદીઓ પર) કર્યા હતા, તેની તુલનામાં મુસલમાનોના અત્યાચારોની વાતો પોકળ છે. *(સર વિલિયમ મ્યુર)*

## ❊ યુરોપનો અન્યાય ❊

- સદીઓ સુધી યુરોપે ઈસ્લામને અન્યાય કર્યો છે. મુસ્લિમોની સંસ્કૃતિની સિદ્ધિઓ પ્રત્યે દુર્લક્ષ બતાવ્યું છે. *(એ. જે. એબેરી)*
- જો મુસલમાનો જુલ્મી, અન્યાયી અને જંગલી હોત, તો તેઓ પરાજિત પ્રજાઓનું સંપૂર્ણ નિકંદન કરી નાંખતે. હુણ અને તાર્તેરોએ શું કર્યું હતું, તે ઐતિહાસિક છે.

ઈસ્લામ સ્વીકારી અભણ અને અસંસ્કૃત અરબો એક મહાન પ્રજા બની ગઈ. વિદ્યા, સંસ્કાર અને સંસ્કૃતિના ઝંડાધારી બની ગઈ. મુસલમાનો જ્યાં જ્યાં ગયા, ત્યાંની પ્રજાઓ સાથે ઓતપ્રોત થઈ ગયા. પરાજિત પ્રજાને


સંસ્કૃત બનાવી અને સમાન દરજ્જો આપી તેના દિલ જીતી લીધા. જીવનનો સત્ય માર્ગ બતાવ્યો.

મુસલમાન રાજઅમલમાં હિન્દુસ્તાનમાં જાહોજલાલી હતી. તાજમહાલ, કુતુબ મિનાર, લાલ કિલ્લો અને સ્થાપત્યકળાના બીજા અનેક સ્મારકોનો હિન્દુસ્તાનને વારસો આપ્યો છે. હિન્દુસ્તાનની સંસ્કૃતિના વિકાસમાં મુસલમાનોનો જવલંત ફાળો છે. જો મુસલમાનો જંગલી હોત, તો મોગલ સામ્રાજ્યની જાહોજલાલી ન હોત. ઈતિહાસની વિકૃત રજૂઆત કરીને આત્મસંતોષ અને ગર્વ કરવો મૂર્ખતા છે.

મુસલમાનો જંગલી હોત, તો સ્પેનને તેના સાતસો વર્ષોના રાજઅમલમાં ખેદાન-મેદાન, બરબાદ કરી નાખતે. મુસ્લિમ સ્પેનમાં કોરડોવા જગવિખ્યાત વિદ્યાધામ હતું. યુરોપના ખ્રિસ્તી રાજકુંવરો, ઉમરાવપુત્રો અને બિશપો જ્ઞાન મેળવવા સ્પેનના જ્ઞાન ધામોમાં પ્રવેશ મેળવતા. જ્યારે ખ્રિસ્તી યુરોપ અંધકાર યુગમાં અટવાતું હતું, ત્યારે સ્પેન સંસ્કૃતિના પ્રકાશનું કેન્દ્ર હતું. મુસ્લિમ સ્પેને યુરોપ પર અગણિત ઉપકારો કર્યા હતા. મુસ્લિમ સ્થાપત્યકાળના નમૂના સ્પેનના ભવ્ય ભૂતકાળની યાદ તાજી રાખે છે.

મુસલમાનોએ પૂર્વ આફ્રિકામાં સ્વાહીલી સંસ્કૃતિ અને પશ્ચિમ આફ્રિકામાં મંડીગો ફુલાની અને હવસા (હબશી મુસલમાનો)ની સંસ્કૃતિની સ્થાપના કરી, તેનો વિકાસ કર્યો. ઈસ્લામે વિશ્વ સંસ્કૃતિમાં ક્યો ફાળો આપ્યો છે, તે વિશેની જાણકારી યુનેસ્કો દ્વારા પ્રકાશિત ૮૦ પૃષ્ઠોના **"The Courier" (Aug-Sept. 1981)**ના અંકમાં આપવામાં આવી છે.

જંગલી પ્રજા સંસ્કાર અને સંસ્કૃતિનો વિકાસ સાધી ન શકે. સંસ્કૃતિના વિકાસ માટે શાંતિ, સલામતી અને ન્યાય આવશ્યક છે. જુલ્મ પર આધારિત તંદુરસ્ત રાજવ્યવસ્થા સમાજ અને કુટુંબ રચના થતી નથી. જો મુસલમાનો જુલ્મી હોત, તો સાતસો (૭૦૦) વર્ષો સુધી સ્પેન અને હિન્દુસ્તાનમાં રાજ્ય કરી શકતે નહીં. રાજ્ય વ્યવસ્થા, ન્યાય, સમાનતા, સહિષ્ણુતા અને માનવતા પર નિર્ભર છે.



પંડિત જવાહરલાલ નેહરૂ લખે છે : અરબો જાગૃત થયા ત્યારે તેઓ પોતાના ધર્મ પ્રત્યે ખૂબ ઉત્સાહિત અને સહિષ્ણુ હતા. તેના ઘણા દૃષ્ટાંત છે. ખલીફા ઉમર સહિષ્ણુતા માટે ખાસ આગ્રહી હતા. મુસ્લિમ સ્પેનમાં ખ્રિસ્તીઓની મોટી વસ્તી હતી. તેઓને દરેક પ્રકારની સ્વતંત્રતા હતી. સિંધમાં મુસ્લિમો બીજી પ્રજાઓ સાથે મૈત્રીભર્યો સબંધ રાખતા. આ સમયના ઈતિહાસમાં યુરોપનો ખ્રિસ્તીઓની અસહિષ્ણુતા અને મુસ્લિમ અરબોની સહિષ્ણુતા વચ્ચેનો વિરોધાભાસ એક નોંધનીય બાબત છે.

*(Glimpses of History)*

પ્રોફેસર એ. જે. એબેરી લખે છે કે, સદીઓથી યુરોપે ઈસ્લામને અન્યાય કર્યો છે. મુસ્લિમ સંસ્કૃતિની સિદ્ધિઓની અવગણના કરી છે. સર ડેનીસન રોસ લખે છે કે, ઈસ્લામમાં જે કાંઈ સારૂં છે, તે તદન છૂપાવવામાં આવ્યું અને જે કાંઈ ખ્રિસ્તીઓની દષ્ટિમાં સારૂં ન જણાયું, તેની અતિશયોક્તિ કરવામાં આવી અથવા તેની વિકૃત રજૂઆત કરવામાં આવી છે.

- મુસ્લિમ સૈનિકો એક હાથમાં કુર્આન અને બીજા હાથમાં તલવાર લઈને આગેકૂચ કરતા હતા, એવા ફોટા તદન જુઠાણું છે. *(E. S. Triton)*
- ખ્રિસ્તી લખાણોમાં જે બાબતોનો પ્રચાર કરવામાં આવ્યો છે કે, મુસલમાનો જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં તેઓએ લોકોને તલવારની અણીએ ઈસ્લામનો સ્વીકાર કરાવ્યો હતો. આ બાબત ઈતિહાસના પુરાવાના આધારે ખોટી છે. *(Lawrence E. Browne)*
- ઝનૂની મુસલમાનો દુનિયામાં ફરી વળ્યા અને તલવારના બળે પરાજિત પ્રજાઓને ઈસ્લામ સ્વીકાર કરાવ્યો, આ બાબત ઉપજાવી કાઢેલી તદન મૂર્ખતા ભરેલી બિન ઐતિહાસિક દંતકથા છે. જેનું પુનરાવર્તન કેટલાક ઈતિહાસકારોએ કર્યું છે. *(De Lacy O'lerry)*
- શસ્ત્રોથી હિંસા આચરીને અને જીદ્દી ધર્મ પ્રચારકોના દબાણથી ઈસ્લામનો ફેલાવો થયો નથી, પણ સત્ય બાબત તો એ છે કે, તેઓએ પરાજિત પ્રજાઓ સમક્ષ કુર્આન રજૂ કર્યું અને કહ્યું : ‘‘આનો સ્વીકાર કરો અથવા ઈન્કાર કરો, તમો સ્વતંત્ર છો.’’ *(Laura Veccia Baglieri)*





- હઝરત મુહમ્મદ (સલ.)ના સંદેશની બે અતિ મહત્વની બાબતો છે : એક પરમેશ્વરવાદ અને માનવ સમજમાં આવે એવો ધર્મ સિદ્ધાંત. આ બાબતો ઈસ્લામના ફેલાવા માટે અગત્યનું અસરકારક બળ છે. નહીં કે ગાઝી (યોદ્ધા)ની તલવાર.

  તાર્તર ટોળાં મધ્ય એશિયામાં અને મધ્ય પૂર્વમાં ફરી વળ્યાં અને શસ્ત્રોની મદદથી પ્રદેશો જીતી લીધા. મુસલમાનોને પરાજિત કર્યા અને કતલ કર્યા. મુસલમાનો આ તાર્તર અધર્મીઓનો પ્રતિકાર કરવા અસમર્થ હતા, પણ વિજેતા તાર્તરો ઈસ્લામથી પ્રભાવિત થયા અને મુસલમાન થયા. પછી તેઓએ રાજવંશોની સ્થાપના કરી. *(જ્યોર્જ સેલ)*

- મુસલમાનો પર એવો જુઠો આક્ષેપ કરવામાં આવે છે કે, તેઓએ તલવાર વડે બીજા ધર્મોનો વિનાશ કર્યો હતો. *(ગીબોન)*

- બીજા ધર્મોના અનુયાયીઓ પર ઈસ્લામ સ્વીકાર કરાવવા બળપ્રયોગ અને દબાણ કરવામાં આવ્યા ન હતા. ખ્રિસ્તીઓની ઈસ્લામ પ્રત્યેની દુશ્મનાવટભરી ઉશ્કેરણીથી મુસલમાનોને તલવારથી સજ્જ થવું પડ્યું હતું. ***(C-Baker, Christianity and Islam, P.83)***

- પશ્ચિમી ખ્રિસ્તી જગતમાં આ પ્રચલિત માન્યતા છે કે, ઈસ્લામના ઝડપી વિકાસનું મોજું તલવારના લીધે સંભવિત હતું, પણ કોઈ પણ આધુનિક વિદ્વાન આ વિધાન સાથે સંમત નથી. કુર્આન શરીફ અંતર આત્માની સ્વતંત્રતાના સમર્થનમાં સ્પષ્ટ છે. ***(James A. Michener)***

  ઈસ્લામના વિજળી વેગે પ્રબળ અને ઝડપી ફેલાવામાં આપણને ધર્માંધ, ઝનૂની અને યુદ્ધઘેલા માનવીઓની ક્રૂરતા લાગે, પણ એ વાત કદાપિ માની શકાય નહીં કે, ધર્મ પરિવર્તન જુલમથી થાય છે. જુલમથી તો એક બાળક પણ કહ્યું માનતું નથી. તો પછી લાખો માનવીઓનો સમૂહ માત્ર તલવારની ધાર જોઈને ધર્મ પલટો કરી બેસે, એ બાબત સામાન્ય સમજમાં ઉતરવી મુશ્કેલ છે. ક્રૂરતાનું પરિણામ દસકો બે દસકા કે એકાદ સદી સુધી નભે એમ માની લઈએ, તો પણ સદીઓ સુધી ચાલતા ધર્મનો પાયો




ક્રૂરતામાં મંડાયો હોય, એવી માન્યતા માનવ સ્વભાવની વિરૂદ્ધ છે. હૃદય પલટા વગર આવો વિશાળ ધર્મ પલટો થઈ શકે જ નહીં.

*(સાક્ષર રમણલાલ વસંતલાલ દેસાઈ : જીવન અને સાહિત્ય)*

- ખ્રિસ્તી યુરોપે ઈસ્લામ, પયગમ્બર મુહમ્મદ (સલ.) અને મુસલમાનો વિરૂદ્ધ સદીઓ સુધી ગંદો અને સદંતર જૂઠો પ્રચાર કરી ઈસ્લામની આગેકૂચમાં અવરોધ ઉપસ્થિત કર્યો, પણ નિષ્ફળતા મળી. આજે પૂરા વિશ્વમાં, દૂર દૂરના પ્રદેશો, દ્વિપો, જંગલો અને ધ્રૂવ પ્રદેશોમાં વગર તલવારે ઈસ્લામ પ્રત્યે પરધર્મીઓ આકર્ષાઈ રહ્યા છે. ***(Mourice Bucaille)***

## ❊ યહુદીઓનો અત્યાચાર ❊

- પ્રાચીન સમયમાં યહુદીઓએ મીડીનીઓ સાથે યુદ્ધ કરેલું. બધા પુરૂષોની કતલ કરેલી. તેઓના રાજાઓ, ઈવી, રેકેમ, ઝુર, હુર, રેબા, બલામ વગેરેને કતલ કરેલા. મીડીનીઓની સ્ત્રીઓ અને બાળકોને યુદ્ધ કેદીઓ બનાવીને તથા પાળેલા જાનવરો ઘેટાં, બકરાં, ગાયો વગેરે બધો માલમતા સાથે લઈ ગયેલા. શહેરોને બાળી નાખ્યા હતા. ***(The Holy Bible)***
- બની ઈસ્રાઈલ (યહુદીઓ)ના યાહવાહે ફરમાન કરેલું કે, તલવાર લઈ તૈયાર થઈ જાઓ અને છાવણીએ છાવણીએ જઈને કતલ કરો. એક જ દિવસમાં ૩૦૦૦ પુરૂષોની કતલ કરવામાં આવી. ***(The Holy Bible)***
- યહુદીઓએ હેશબોનના રાજા સીહોન સામે યુદ્ધ કર્યુ હતું. તેના રાજ્યના બધા પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોની કતલ કરી હતી. કોઈ બચી શક્યું ન હતું. આવા અનેક યુદ્ધો યહુદીઓ લડ્યા હતા. તેઓએ શત્રુઓની ભયંકર કત્લેઆમ કરી હતી અને તેઓની વસાહતોનો સંપૂર્ણ વિનાશ કર્યો હતો. ***(The Holy Bible)***
- એડવર્ડ ગીબન લખે છે કે, જો કોઈ વસ્તી તેઓનો પ્રતિકાર કરતી, તો તેની સંપૂર્ણ કતલ કરી દેવામાં આવતી. આવી રીતે કેનાનની સાત જાતિ-ઓનો સફાયો કરી દેવામાં આવ્યો હતો. પશ્ચાતાપ કે ધર્માંતર પણ તેઓને બચાવી શક્યા નહીં. *(એડવર્ડ ગીબન)*





- જ્યારે ખ્રિસ્તીઓએ મુસલમાનો પાસેથી સ્પેન જીતી લીધું, ત્યારે રાજા ફર્ડીનાન્ડ અને રાણી ઈસાબેલાએ મુસલમાનોનું અસ્તિત્વ ખતમ કરી દીધેલું. ધર્મ તપાસ (Inquisition)માં હજારો મુસલમાનો અને યહુદીઓ માર્યા ગયા હતા. તેઓને ખ્રિસ્તી ધર્મ અંગીકાર અથવા મૌત વચ્ચે પસંદગીનો વિકલ્પ આપવામાં આવ્યો હતો. *(જ્યોર્જ ઝેદાન)*
- ચૌદમી અને પંદરમી સદીનો ખ્રિસ્તી સ્પેનનો ઈતિહાસ ભયંકર ક્રૂરતાનો ઈતિહાસ છે. જેમાં મુસલમાનોનું નિકંદન કાઢી નાખવામાં આવ્યું હતું. *(Jane Soames Nickerson)*
- બે સદીના સમયમાં નવ ધર્મયુદ્ધોમાં લાખો મુસલમાનોને મારી નાખવામાં આવ્યા હતા. આવા તો કેટલાયે યુદ્ધોમાં ખ્રિસ્તીઓએ મુસલમાનોને કતલ કર્યા હતા.

## ❊ આર્યોનો અત્યાચાર ❊

- રોમીલા થાપર, એ. વી. થીઆગરાજ, પંડિત જવાહરલાલ નેહરૂ વગેરે લેખકો એક મતે જણાવે છે કે, આર્યો ઉત્તર-પશ્ચિમ એશિયામાંથી આ ઉપખંડમાં આવ્યા હતા. તે વખતે સિંધુ ખીણ પ્રદેશમાં દ્રાવિડ સંસ્કૃતિ હતી. આર્યોએ આ સંસ્કૃતિનો વિનાશ કરેલો.
- ઈ.સ. પૂર્વે બીજા સૈકાથી ઈ.સ. ચોથા સૈકા સુધી ભારતના લગભગ બધા જ મૂળ નિવાસીઓ બૌદ્ધ ધર્મ પાળતા હતા. *(ડૉ. આર. જી. ભંડારકર)*
- આર્યોએ ઈ.સ. પૂર્વે ૧૮૫માં પુશ્યામિત્રની આગેવાની હેઠળ બૌદ્ધ ધર્મ વિરૂધ્ધ અભિયાન ચલાવ્યું હતું. *(ડૉ. આંબેડકર)*
- શંકરાચાર્યના આદેશથી આર્ય રાજા દિગ્વિજયે રામેશ્વરથી હિમાલય સુધીના બૌદ્ધોનો સંહાર કર્યો હતો અને બૌદ્ધ મઠોનો નાશ કર્યો હતો.
- આર્યોએ સંસ્કૃતિ અને સભ્યતાના મહાન સ્મારકોનો નાશ કર્યો હતો અને ભારતના મૂળ નિવાસીઓને ગુલામ બનાવ્યા હતા. *(ડૉ. રાધાકમલ ચેટરજી)*

*(દિવ્ય પ્રકાશ : જનાબ હસન મૂસા રાવત)*





# માનવ શાંતિ બાબતે આપ (સલ.)નો દ્રષ્ટિકોણ

## ❊ ઈસ્લામ અને શાંતિ ❊

ઈસ્લામ શાંતિનો ધર્મ છે. ‘‘સ–લ–મ’’નો અર્થ ઝૂકવાની સાથોસાથ શાંતિનો પણ થાય છે. કુર્આન શરીફ અને હદીષ શરીફમાં આ શબ્દ આ અર્થમાં પણ ઘણી વખત પ્રયોજાયો છે.

એક હદીષ શરીફમાં આવ્યું છે કે, ‘‘મુસલમાન તે છે જેના હાથ તથા જીભથી લોકો સલામત (સુરક્ષિત) રહે.’’ ઈસ્લામ મુજબ મુલાકાત વેળા ‘‘અસ્સલામુ અલયકુમ’’ કહેવાનો આદેશ છે. જેનો અર્થ થાય છે : ‘‘તમે સલામત રહો.’’ જાણે કે સલામ કરનાર એમ કહે છે કે, ‘‘તું મારાથી સુરક્ષિત છે.’’ અને સામેવાળો તેનો જવાબ વાળી એ જ ભાવના દર્શાવે છે, જેનાથી સમાજમાં શાંતિને વેગ મળે છે.

એક હદીષ શરીફમાં છે કે, ‘‘શાંતિ ઈસ્લામનો એક અંશ છે.’’

ફરમાંબરદાર બંદાઓ માટે જન્નતનો વાયદો કરવામાં આવ્યો છે. તેનું એક નામ કુર્આન શરીફમાં ‘‘દારૂસ્સલામ’’ આવ્યું છે. અર્થાત્ સલામતીનું ઘર. જન્નતમાં જન્નતીઓને જે શબ્દ વડે આવકારવામાં આવશે તે શબ્દ હશે ‘‘સલામુન અલયકુમ’’ *અર્થાત્* તમારા પર સલામતીની વર્ષા થાય.

અલ્લાહ તઆલાના અનેક નામો કુર્આન શરીફ–હદીષ શરીફમાં આવેલ છે. તેમાં એક નામ છે, ‘‘અસ્સલામ’’ *અર્થાત્* સાક્ષાત સલામતી.

નમાઝ પૂર્ણ કર્યા પછી એક દુઆ માંગવામાં આવે છે, જેનો અર્થ થાય છે, ‘‘હે અલ્લાહ તઆલા ! તુ સાક્ષાત સલામતી છે. અને સલામતી તારી પાસેથી (જ મળે) છે. તુ બરકતવંત છે, હે અમારા પ્રભાવશાળી તથા સન્માનનીય પાલનહાર !’’

કુર્આન શરીફથી જાણવા મળે છે કે, દર વર્ષે એક મૂલ્યવાન રાત્રી ‘લયલતુલ કદ્ર’ આવે છે. તે આખી રાતે સલામતીની વર્ષા થતી રહે છે, એમ કુર્આન શરીફનું વર્ણન છે.



કુર્આન શરીફમાં ઈસ્લામને સલામતીનો માર્ગ કહ્યો છે. *[માઈદહ : ૭૧]* અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઘણાંખરા પત્રોમાં એવુ લખાણ છે કે, ઈસ્લામ સ્વીકાર કરી લ્યો, સલામતી મળશે.

ઉપરોકત પ્રયોગો જોતાં જણાય આવે છે કે, ઈસ્લામ વાસ્તવમાં સલામતી પ્રેરક ધર્મ છે.

જ્યારે એક સહાબીએ મક્કા શરીફની અજંપાભરી સ્થિતિની આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ શિકાયત કરી તો અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જવાબ આપ્યો કે, એક સમય એવો આવશે, જ્યારે 'સનઆ' (યમન)થી મદીના શરીફ સુધી એક વૃધ્ધા હાથમાં સોનું લઈ પ્રવાસ કરશે, અને તેને ખુદા સિવાય કોઈનો ભય નહીં હશે.

## ❊ શાંતિ પ્રાપ્તિના હકારાત્મક સાધનો પ્રાપ્ત કરવા ❊

આનાથી સાબિત થાય છે કે, ઈસ્લામ શાંતિ સ્થાપવા માંગે છે. દૂષણો ડામી અશાંતિ દૂર કરવા માંગે છે. અશાંતિને ઈસ્લામ સાંખી નથી લેતો. તેના પ્રત્યે તે દંભ નથી આચરતો. તે શાંતિ માટે નિષ્ઠાપૂર્વકના પ્રયાસો કરે છે.

કુર્આન શરીફ કહે છે, ''એક નિર્દોષને મારી નાંખવો સમગ્ર માનવજાતને મારી નાંખવા બરાબર છે. અને એક નિર્દોષની જાન બચાવવી સમગ્ર માનવજાતને જીવતદાન આપવા બરાબર છે.''

કુર્આન શરીફમાં છે કે, ''વિશ્વમાં દૂષણ (ફસાદ) ન ફેલાવો.'' તેમજ કહયું છે કે, ''અલ્લાહપાક ફસાદ ફેલાવનારાઓને પસંદ નથી કરતો.'' *[અઅ્રાફ : ૮૫]* બીજી એક આયતમાં છે કે અલ્લાહ તઆલા યુધ્ધની સ્થિતિને પસંદ નથી કરતો. તેથી જ લોકો જ્યારે યુધ્ધની આગ ભડકાવવા માંગે છે તો અલ્લાહપાક તેને ઘણી વખત બુજાવી દે છે. *[માઈદહ : ૬૪]*

## ❊ નકારાત્મક વસ્તુઓથી દૂર રહેવું ❊

આ આયતથી શીખ મળે છે કે જ્યારે અલ્લાહપાક યુધ્ધને નાપસંદ કરે છે, તો તેના ફરમાંબરદારોએ પણ અયોગ્ય યુધ્ધને નાપસંદ કરવું જોઈએ,



અને શાંતિ ઈચ્છવી જોઈએ. જો શાંતિ ન હોય તો તેને સ્થાપવાની કોશિશ કરવી જોઈએ. શાંતિ, યુધ્ધથી કોઈપણ સંજોગમાં બહેતર છે. શાંતિકાળમાં ઈસ્લામનો પ્રચાર–પ્રસાર કાર્ય શક્ય બને છે. કુર્આનમાં છે કે, ઝઘડો બંધ કરો અને દઅવત આપો. શબ્દો છે, "એ લોકો ધર્મભેદના મુદ્દે તારી સાથે બાખડવા ન લાગે (તેનું ધ્યાન રાખજે) અને તું પોતાના પરવરદિગાર તરફ બોલાવતો રહેજે. *[હજ્જ : ૬૭]*

ધર્મના પ્રચાર સબંધી એક આચારસંહિતા કુર્આન શરીફમાં એ છે કે, ડહાપણભરી તથા બોધપ્રદ શૈલીમાં લોકોને ખુદાના માર્ગે બોલાવો. જો ચર્ચામાં ઉતરવાની જરૂર પડે તો સ્વસ્થ–સુંદર ચર્ચા (જિદાલે અહસન) કરો.

જો કોઈ નકારાત્મક પ્રતિસાદ મળે તો પણ ઈસ્લામ જવાબી કારવાઈમાં શાંતિભંગને પસંદ નથી કરતો. તે બુરાઈનો ભલાઈ વડે પ્રતિકાર કરવાની વાત કરે છે. આ કાર્યશૈલીનો ફાયદો પણ તે દર્શાવે છે કે તેનાથી દુશ્મની મૈત્રીમાં બદલાય જાય છે. *[ફુસ્સિલત : ૩૪]*

કુર્આન શરીફમાં વારંવાર ધીરજ રાખવાની શીખ આપવામાં આવી છે. ધીરજ કે સબ્રનો અર્થ થાય છે, પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ શાંતિ જાળવવાનો પ્રયત્ન કરવો. તેમાં જો કંઈક વેઠવાનું આવે તો તેને વેઠી લેવું. સબ્ર નપુંસકતા નથી, સબ્ર બહાદુરી છે. સબ્ર દ્વારા કમજોર સ્થિતિને મજબૂત સ્થિતિમાં ફેરવવાનો સમયગાળો મળી રહે છે. સબ્રના કારણે કપરો સમય પસાર થઈ અનુકૂળતા મળી જાય છે.

સબ્ર બહુ મોટી શક્તિ છે. તે લાંબા ગાળાની શાંતિ માટે અત્યંત આવશ્યક કાર્યશૈલી છે. સબ્ર એક ખામોશ હથિયાર છે, તે શત્રુના હુમલાને નિષ્ફળ બનાવી મૂકે છે. સબ્ર મોટા હેતુ સિધ્ધ કરવા માટે માણસને તૈયાર કરે છે.

શાંતિને ચોક્કસ બનાવવા માટે ઈસ્લામે અન્ય હકારાત્મક સાધનો કે યુક્તિઓ પણ અખત્યાર કરી છે. દા.ત. શાંતિભંગ માટે ક્યારેક આર્થિક અસમાનતા પણ જવાબદાર હોય છે. એટલે ઈસ્લામે અસમાનતાને પણ સહ્ય બનાવવાની કોશિશ કરી. અને ગરીબો માટે ઝકાત સ્વરૂપે ફરજીયાત દાનની

વ્યવસ્થા કરી. શાંતિભંગ પાછળ એક જવાબદાર પરિબળ ધર્મઝનૂન પણ છે. તેને નિર્મૂળ કરવા તેણે નિયમ જ બનાવી કાઢયો કે, ધર્મની બાબતમાં કોઈ બળજબરી નથી. બીજી એક આયતમાં છે કે, સત્ય માર્ગ ખુદા તરફથી આવી ચૂકયો, જેણે માનવું હોય તે માને, જેણે ન માનવું હોય તે ન માને. *[સૂરએ કહફ : ૨૯]* એક અન્ય આયતમાં છે કે, આ કુર્આન શરીફ (ભૂલાય ગયેલું સત્ય) યાદ અપાવવા માટે તમારી ઉપર ઉતારવામાં આવ્યું છે અને તમારું કાર્ય માત્ર પહોંચાડવાનું છે. (બળજબરી કરવાનું તમારું કાર્ય નથી.)

ઈસ્લામ એક દઅવતી (પ્રચારલક્ષી) ધર્મ છે. એટલે તે સ્વભાવિક જ શાંતિ ઈચ્છે છે. યુધ્ધની સ્થિતિમાં પ્રચારકાર્ય ખોરંભે ચઢી જાય છે. એટલે ઈસ્લામમાં યુધ્ધ અનિવાર્ય થઈ જાય તે સ્થિતિમાં પણ યુધ્ધ ટાળવાનું અભિગમ જોવા મળે છે. કુર્આન શરીફમાં છે કે, ''સુલેહ (સંધિ) બહેતર છે.'' એક હદીષે પાકમાં છે કે, ''દુશ્મનથી મળવાની (ઘર્ષણની) તમન્ના ન કરો.'' એક હદીષે પાકમાં યુધ્ધને ફિત્નો કહેવામાં આવ્યો છે. અને એને જગાડનાર ઉપર ફિટકાર વરસાવવામાં આવ્યો છે.

ઈસ્લામમાં યુધ્ધ કરવું એ કોઈ અધિકાર નથી, બલ્કે અનિવાર્ય સંજોગોમાં અપાયેલી પરવાનગી છે. અને તે પણ કેટલીક શરતોને આધિન છે. કુર્આન શરીફમાં યુધ્ધના આદેશ સબંધી જે સર્વપ્રથમ આયત ઉતરી તેના શબ્દો આ છે કે, ''જે લોકો સાથે યુધ્ધ કરવામાં આવી રહયું છે તેઓને (યુધ્ધ કરવાની) પરવાનગી આપી દેવામાં આવી છે.'' *[હજ્જ : ૩૯]*

પરવાનગીનો શબ્દ સૂચવે છે કે ઈસ્લામે પોતાના અનુયાયીઓને એક સમય સુધી યુધ્ધથી રોકી રાખ્યા હતા. જો કે અન્ય સામાજિક નિયમો મુજબ પણ યુધ્ધ કરવાનું જરૂરી થઈ પડયું હતું.

ઈસ્લામે યુધ્ધની પરવાનગી આપતાં એવી પૂર્વ શરતો પણ લગાડી છે કે, યુધ્ધ ઈસ્લામી રાજ્યના વડા–ઈમામની આગેવાની હેઠળ લડાવું જોઈએ. રાજ્યના વડા (ઈમામ) વગર યુધ્ધ જાઈઝ નથી. હદીષ શરીફમાં છે કે, ''ઈમામ ઢાલ હોય છે. તેની પાછળ રહી યુધ્ધ કરવામાં આવે છે.'' એટલે

જ્યાં સુધી ઈમામ નિયુક્ત ન હોય ત્યાં સુધી યુધ્ધ કરી શકાય નહીં. તેમજ યુધ્ધની ઘોષણા કરવાનો અધિકાર પણ એવા ઈમામ પાસે છે, જેનો આદેશ લાગુ થતો હોય. યુધ્ધની આ પરવાનગી એક અપવાદ છે. એટલે કે તેની એક સીમા છે. યુધ્ધ ત્યાં સુધી જ છે, જ્યાં સુધી શત્રુ યુધ્ધ કરે. જો તે હારી જાય કે હથિયાર હેઠા મૂકી દે ત્યારે યુધ્ધ ખત્મ થઈ જશે.

જો યુધ્ધે ચઢેલ શત્રુ સંધિની પેશકશ કરે તો તેનો સ્વીકાર જરૂરી છે. કારણ કે સુલહ (સંધિ) દ્વારા જ શાંતિ સ્થપાય છે. *[જુઓ અન્ફાલ : ૬૧]*

ઈસ્લામ યુધ્ધ પહેલાં યુધ્ધને ટાળવાની કે યુધ્ધ પછી યુધ્ધને જલ્દી સમાપ્ત કરવાની કોશિશ કરવાનું કહે છે. જો ચાલુ યુધ્ધમાં કોઈ મુસલમાન કોઈ શત્રુને અમાન (સુરક્ષા કવચ) પુરૂ પાડી દે તો પછી કોઈ તેને હાથ અડાડી નહીં શકે. આનાથી જાણવા મળે છે કે, યુધ્ધ ઈસ્લામમાં કેટલું અનિચ્છનીય છે, અને શાંતિ કેટલી ઈચ્છનીય.

જો મુસ્લિમો સંયુક્ત સમાજમાં હોય ત્યારે તો યુધ્ધની જરા પણ ઈજાઝત નથી. મક્કા શરીફમાં આપ (સલ.)એ લોકોની ઈચ્છા હોવા છતાં યુધ્ધની પરવાનગી ન આપી. જો કે સામા પક્ષે દુશ્મનો હતા. અને સામા પક્ષે મુસ્લિમો હોય, યાને ગૃહયુધ્ધ ફાટી નીકળે ત્યારે પણ આપ (સલ.)એ તલવારને મ્યાનમાં રાખવાનો આદેશ આપ્યો છે, બલ્કે એક હદીષમાં તો એમ કહયું છે કે, ગૃહયુધ્ધ ટાણે જો કોઈ મુસ્લિમ હુમલો કરે તો તેનો પ્રતિકાર પણ ન કરે. અને આમ કરી આદમના બે પુત્રો પૈકી સારો પુત્ર બની જાય.

મુસ્લિમ શાસકોમાં જો સ્વાર્થવૃત્તિ કે અનિચ્છનીય વર્તણૂંક જુઓ તો પણ હુકમ એ છે કે, શાસકોના હક્કો તેમને અદા કરી દો. અને તમારા હક્કો ખુદાથી માંગો. *[બુખારી શરીફ]*

ઈસ્લામે શાંતિ જાળવવા માટે જે કેટલાક સૂચનો કર્યા છે, તેનાથી સાબિત થાય છે કે, ઈસ્લામ ખરેખર શાંતિનો ધર્મ છે. આ શાંતિ તલવારના જોરે નથી સ્થપાતી. તે ધીરજ તથા બલિદાન વડે સ્થપાય છે. આવી શાંતિ કાયમી હોય છે. અને તે જ શાંતિ ઈચ્છનીય છે.

## ❊ વિશ્વશાંતિ માટેનો કુર્આની ઉપાય ❊

ઈસ્લામ અરબી ભાષાનો શબ્દ છે, જેનો શાબ્દિક અર્થ "અમન અને શાંતિ" છે. શાંતિ અને ઈસ્લામ એકબીજાના પર્યાય છે. ખરેખર, ઈસ્લામ પોતાના શાબ્દિક અર્થને સાર્થક કરનાર એક પ્રાકૃતિક વિશ્વ ધર્મ છે. વિશ્વ શાંતિ સ્થાપનમાં તેના અમૂલ્ય યોગદાન ઉપર ઈતિહાસ સાક્ષી છે.

પરંતુ આજે કેટલાક સ્થાપિત હિતો અને અવૈધ હેતુઓના ઈચ્છુક પરિબળો દ્વારા ઈસ્લામની સાચી છબીને વિકૃત કરવામાં આવી રહી છે. વિશ્વ શાંતિ માટેના અભિયાન અને યોગદાન પ્રત્યે તેની નિષ્ઠા તથા વિશ્વાસ ઉપર કુર્આનની અનેક આયતો ગવાહ છે.

ઈસ્લામ નિર્દોષોની થતી હત્યાનું કયારેય સમર્થન કરતો નથી. આ રીતે થતી જાનહાનીનું પ્રમાણ ભલે ઓછું હોય, આવા અત્યાચારનો ભોગ બનનાર એક જ વ્યક્તિ કેમ ન હોય ? ઈસ્લામ તેને સમગ્ર માનવજાત માટે હાનિકારક ગણે છે. તેની દૃષ્ટિએ આવી વ્યક્તિગત હત્યા પણ સામૂહિક હત્યા સમાન છે. તેના સભ્ય સમાજમાં આવા કલંકિત કૃત્યનું કોઈ જ સ્થાન નથી. કુર્આને કરીમમાં સ્પષ્ટ આદેશ છે કે :

**મન કતલ નફ્‌સમ બિગયરિ નફસિન અવ ફસાદિન ફીલ અર્દિ ફ કઅન્નમા કતલન્નાસ જમીઆ. વ મન અહ્‌યાહા ફકઅન્નમા અહ્‌યન્નાસ જમીઆ.**

અર્થ : જેણે કોઈ વ્યકિતની, ખૂનના બદલે અથવા પૃથ્વી ઉપર અશાંતિ કે બગાડ સર્જવાના ગુનાહ સિવાય અન્ય કારણસર હત્યા કરી તો જાણે તેણે સમગ્ર માનવજાતની હત્યા કરી અને જેણે કોઈ એક વ્યક્તિની જિંદગી બચાવી તો જાણે તેણે સમગ્ર માનવજાતની જિંદગી બચાવી. *(અલ માઈદહ, આયત–૩૨)*

ઉપરોકત આયતથી ફલિત થાય છે કે વિશ્વ શાંતિ માટે ઈસ્લામ કેટલો સજાગ અને સભાન છે. કોઈ પણ ધર્મ કે જાતિભેદ વગર આ દિશામાં તેણે ઉઠાવેલ પગલાં કેટલાં અસરકારક છે. નિર્દોષની હત્યાને રોકવા અને સમાજની શાંતિ ડહોળવાના પ્રયાસ સામે શાંતિ સ્થાપવામાં રહેલી તેની

ચાવીરૂપ ભૂમિકા તથા એ દિશામાં થતાં પ્રયાસો પ્રત્યે તેની નિષ્ઠા, આ આયતમાં સ્પષ્ટ ઝળકે છે.

પૃથ્વી ઉપર થતી અનિચ્છનીય ઊથલ–પાથલ, અરાજકતા અને બગાડ વિશે તેના અનુયાયીઓ ઉપર થતા આક્ષેપોનું તે ભારપૂર્વક ખંડન કરે છે અને અશાંતિનું નિમિત્ત બનતા મૂળ પરિબળો તરફ અંગૂલિ નિર્દેશ કરે છે.

કુર્આને કરીમની એક આયતમાં છે કે : **''વ ઈઝા કીલ લહૂમ લા તુફ્ડસિદૂ ફીલ અર્દિ કાલૂ ઈન્નમા નહડનૂ મુસ્લિહૂન, અલા ઈન્નહુમ હૂમુલ મુફ્ડસિદૂન.**

અર્થ : જ્યારે એમને કહેવામાં આવે છે કે, પૃથ્વી ઉપર બગાડ ન સર્જો તો તેઓ કહે છે કે અમે તો સુધારકો છીએ. જાણી લો કે તેઓ જ બગાડના સર્જકો છે. *(સૂરહ બકરહ, આ. ૧૧)*

આયતમાં સ્પષ્ટપણે જણાવાયું છે કે બગાડના સર્જકો જ સુધારણાના નામ ઉપર આવા માનવતા વિરુદ્ધ કૃત્યો આચરી રહયા છે. શાંતિના લોભામણા નામ ઉપર અશાંતિ ફેલાવી રહયા છે, પણ પૃથ્વીનો મૂળ સર્જક અને માલિક તેમની આવી દ્વિઅર્થી વ્યાખ્યાઓથી અજાણ નથી. તે તેમની પોલ ખોલી હુકમ કરે છે કે પૃથ્વી ઉપર અશાંતિ અને અસામાજિક વાતાવરણ -નું મંડાણ ન કરો.

પૃથ્વી ઉપર થતા અત્યાચાર, આતંક, ભય અને અસામાજિક વર્તનો–વલણો, એ માનવજીવન માટે ખરેખર નુકસાનકારક છે. સભ્યતા એનો કદાપિ સ્વીકાર કરતી નથી.ઈસ્લામે સમાજના અંધકાર યુગનું પતન આણી તેને સભ્યતા–શાંતિના શિખરો સુધી પહોંચાડયો. માટે અંધકારયુગનું ફરી પુનરાગમન ન થાય એ પ્રત્યે તે ખૂબ જ સજાગ છે. તે આવા ઘૃણાપાત્ર પરિબળોને સ્પષ્ટ ચેતવણી આપે છે કે, આ ક્ષણભંગુર દુનિયા પછી સ્વર્ગ–આખિરતમાં પણ તમારું કોઈ જ સ્થાન નથી.

કુર્આનમાં કહેવામાં આવ્યું છે : **''તિલ્કદ્દારુલ આખિરતુ નજડઅલુહા લિલ્લઝીન લા યુરીદૂન ઉલુવ્વન ફીલ અર્દિ વલા ફસાદા.**

અર્થ : તે સ્વર્ગ (આખિરત)નું રહેઠાણ તો એવા લોકો માટે છે, જે પૃથ્વી ઉપર ઘમંડ કે અભિમાન ઈચ્છતા નથી અને ન તો ફસાદ–બગાડને પસંદ કરે છે. *(સૂરએ અલ કસસ, આ. ૮૩)*

મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કુર્આનના આદેશ અને માર્ગદર્શન ઉપર ચુસ્ત રીતે આચરણ કરી વિશ્વમાં એક શાંતિપ્રિય–સુંદર સમાજની સ્થાપના કરી. અને ભવિષ્યમાં આવા શાંતિ–પ્રયાસો સામે ઊભા થતા ખતરારૂપ પરિબળોને ચેતવણી આપવામાં આવી કે તેઓ શાંતિની સ્થાપના બાદ તેને ડહોળવાનો પ્રયાસ ન કરે.

કુર્આને કરીમમાં આદેશ છે કે : **''વલા તુફસિદૂ ફિલ અર્દિ બઅ્દ ઈસ્લાહિહા.** અર્થ : પૃથ્વી ઉપર બગાડ ન કરો, જ્યારે કે તેની સુધારણા થઈ ચૂકી છે. *(સૂરએ અલ અઅ્રાફ, આ. ૮૫)*

## આતંકવાદનું મુખ્ય કારણ (અન્યાય–અત્યાચાર) દૂર કરી ન્યાય સ્થાપવો

આતંકવાદના ફુલવા–ફાલવા પાછળનું એક કારણ ઝુલ્મ અને અન્યાય પણ છે. ન્યાય પ્રણાલી શાંતિ સર્જવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. નિર્દોષ લોકો ઉપર અત્યાચાર કરનારા નરાધમ તત્ત્વોને અદાલતમાં ઢસડી તેમનો ખટલો ચલાવવામાં આવે તો “આતંકવાદ” ઉપર આપોઆપ અંકુશ આવી શકે છે. ઈસ્લામે વિશ્વમાં સર્વોત્તમ ન્યાય પ્રણાલી રજૂ કરી છે. ન્યાય માટે તેનો આગ્રહ, ઉપદેશ, પ્રોત્સાહન અને આદેશો આ હકીકતને પુરવાર કરે છે.

કુર્આને પાકની એક આયત છે : **''ઈન્નલ્લાહ યઅ્મુરુ બિલ અદ્લિ વલ્ ઈહ્સાન...** અર્થ : અલ્લાહ તઆલા અદ્લ–ઈન્સાફ કરવાનો આદેશ આપે છે. *(સૂ. અન્નહ્લ–૯૦)*

અન્ય એક આયતમાં છે કે : **''વલા યજરિમન્નકુમ શનઆનુ કવ્મિન અલા અલ્લા તઅ્દિલુ ઈઅ્દિલુ.** અર્થ : અને કોઈ કોમની અદાવત તમને અન્યાય કરવા પ્રત્યે ન ઉશ્કેરે. તમે ઈન્સાફ કરો. *(સૂરએ માઈદહ, આ. ૮)*

ઉપરોક્ત આયત મુજબ કુર્આને એ વાતની પણ પોતાના અનુયાયીઓને

ખૂબ તાકીદ કરી છે કે પરધર્મીઓની અદાવત અને દુશ્મની પણ તમોને તેમના ઉપર અત્યાચાર કે અન્યાય તરફ દોરી ન જાય. ન્યાય અને ઈન્સાફનો હંમેશા ખ્યાલ રાખવામાં આવે.

વકરી રહેલો વંશવાદ કે જાતિવાદ પણ અશાંતિ સર્જવાનું નિમિત્ત બનતો હોય છે. એક બીજાથી ચડિયાતા કે શ્રેષ્ઠ હોવાનો ભ્રમ–ભાસ પણ અત્યાચાર તરફ લઈ જાય છે. ઈસ્લામે જાતિવાદ કે વંશવાદનું ભારપૂર્વક ખંડન કરતાં એક ખરી વાસ્તવિકતાનું ભાન કરાવ્યું છે કે, જ્યારે સમગ્ર માનવજાતનું સર્જન એક જ સ્ત્રી–પુરુષ દ્વારા થયું છે તો વંશવાદ કે જાતિવાદ એ કયા યુગની પેદાશ છે ?

કુર્આનની આયતમાં છે કે : ''**યા અય્યુહન્ના–સુ ઈન્ના ખલકડ઼નાકુમ મીન ઝકરિંવડ઼ વ ઉન્દ્દા વ જઅલ્નાકુમ શુઉબંવડ઼ વ કબાઈલ લિતઆરફૂ**

અર્થ : હે લોકો ! અમે, તમને સૌને એક જ પુરુષ (હઝરત આદમ અલયહિસ્સલામ) અને એક જ સ્ત્રી (હઝરત હવ્વા અલયહિસ્સલામ) વડે પેદા કર્યા અને તમને વિવિધ જાતિઓ અને કુટુંબોમાં વહેંચી નાખ્યા, જેથી તમો પરસ્પર એકબીજાનો પરિચય કેળવી શકો. *(સૂ. અલ હુજૂરાત, આ. ૧૩)*

શાંતિના ચાહક એવા મહાન પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)નું પવિત્ર કથન છે કે, "સમગ્ર સૃષ્ટિ અલ્લાહનો પરિવાર છે. અલ્લાહના નજીક સૌથી પ્રિય તે છે, જે તેના પરિવાર (પૃથ્વીજનો) માટે સૌથી વધુ લાભકારક હોય."

ઈસ્લામી આદર્શો–આદેશોના આ તો થોડાક નમૂના છે, જેનાથી તારણ કાઢી શકાય છે કે ઈસ્લામને શાંતિ સામે ભય અને ખતરારૂપ ચિતરનાર પ્રચાર માધ્યમો કે અન્ય પરિબળો કેટલી નક્કર વાસ્તવિકતાને નકારવાના નિષ્ફળ પ્રયત્નો કરી રહયાં છે. ઈસ્લામ તો એક માનવતાપ્રિય–માનવ મૂલ્યોનો રક્ષક છે. જેની દષ્ટિએ પૃથ્વી ઉપર અશાંતિ, આતંક અને અરાજકતા ધિક્કારપાત્ર કૃત્ય છે. સંપૂર્ણ અને નખશિખ હોય એવી ઈસ્લામી રાજ્ય વ્યવસ્થાના ૧૪૦૦ વર્ષના ઈતિહાસમાં શાંતિ સ્થાપનનું ઊજળું પ્રતિબિંબ સહેલાઈથી નિહાળી શકાય છે.

# શાંતિ સ્થાપવાના આર્થિક ઉપાયો

## ❊ ઈસ્લામી અર્થવ્યવસ્થાના સરળ નિયમો ❊

સંસારી જીવન છોડી સન્યાસી જીવન અપનાવવાને ઈસ્લામ બિલ્કુલ પસંદ કરતો નથી. ઈસ્લામે માણસની રોઝી-રોટીની કોશિશો અને તેના માટેની ફિકરો કરવાને ફક્ત જાઈઝ નથી કર્યું, બલ્કે તેને જરૂરી અને ફર્જ પણ ફરમાવ્યું છે. માણસની આર્થિક પ્રગતિને ઈસ્લામ પસંદ કરે છે અને હલાલ કમાઈને ઈસ્લામના બીજા મહત્વના ફર્ઝોની જેમ એક ફર્ઝ ફરમાવ્યો છે. પરંતુ આ બધી બાબતો સાથે આ હકીકત પણ એટલી જ સાફ અને સ્પષ્ટ છે કે, ઈસ્લામની નજરમાં માણસનો બુન્યાદી અને જરૂરી હેતુ ફક્ત રોઝી કમાવુ નથી.

ઈસ્લામી અર્થતંત્ર અને બીજા અર્થતંત્રો વચ્ચે બુન્યાદી અને મહત્વનો ફર્ક એ જ છે કે, બીજા અર્થતંત્રોએ રોઝી-રોટી કમાવાને જીવનનો બુન્યાદી હેતુ બનાવ્યો છે. અને ઈસ્લામી અર્થતંત્રમાં રોઝી-રોટી મેળવવા મહેનત કરવી જરૂરી છે, પરંતુ તેને જીવનધ્યેય અને હેતુ બનાવવો સહીહ નથી.

ઈસ્લામે આર્થિક મસાઈલમાં ભૌતિકતા (માદીયત)ની સાથે રૂહાનિયતનો પણ પૂરેપૂરો ખ્યાલ રાખ્યો છે. સૌપ્રથમ એ દર્શાવ્યુ કે માલ-દૌલત ઉપર પહેલી અલ્લાહપાકની માલિકી છે. **"વઆતૂહુમ મિમ માલિલ્લાહિલ્લઝી આતાકુમ"** અને ગરીબો-નાદારોને તે માલમાંથી આપો, જે અલ્લાહપાકે તમોને આપ્યો. આ પ્રમાણેની સંખ્યાબંધ આયતો છે, જેમાં માલ-દૌલત વિશે દર્શાવવામાં આવ્યુ કે, એ તમારી માલિકી નથી, બલ્કે તમારી પાસે અમાનત છે. તેનો વપરાશ શરીઅતે બતાવ્યા પ્રમાણે કરવાનો છે. કારૂનની જેમ પોતાનો માલ કહી તેના ઉપર કબ્ઝો જમાવવાનો નથી, બલ્કે તેમાં અલ્લાહ તઆલાએ નક્કી કરેલ ઝકાત, ઉશ્ર, સદકા, કુર્બાની, કફ્ફારા વગેરે હક્કો અદા કરવાના છે. તે સાથે દરેક વ્યક્તિએ કોઈના ઉપર બોજારૂપ થવાને બદલે પોતાની રોજી કમાવવા માટે પરસેવો પાડીને પણ મહેનત મજદૂરી કરવી જરૂરી છે. તેને એક શરઈ જવાબદારી દર્શાવી છે. અને તેની ફઝીલત પણ દર્શાવી છે. એક હદીષ શરીફમાં છે કે, "કોઈ માણસ પોતાની જાત મહેનતથી કમાઈને

જે ખાવા ખાય છે, તેનાથી વધુ સારૂ કોઈ ખાણું નથી.'' ખરેખર મજબૂરી સિવાય ભીખ માંગવાની સખ્ત વઈદ દર્શાવવામાં આવી છે. ધંધો કરવામાં સચ્ચાઈ અને નિષ્ઠા જરૂરી છે. પોતાનું વેચાણ વધારવા જૂઠી કસમો ખાવી મોટો ગુનોહ છે. ખામીવાળો કે બગડેલો માલ ચોખવટ કરી વેચવો જોઈએ. હદીષ શરીફમાં છે કે, જેણે ધોકો આપ્યો, તેનો મારી સાથે કોઈ સબંધ નથી. *(તિરમિઝી શરીફ)* ધંધામાં બધા જ વ્યવહારો વ્યાજ તથા જુગારથી સંપૂર્ણ પાક હોવા જરૂરી છે.

ઈસ્લામી અર્થવ્યવસ્થામાં વ્યાજ તથા સટ્ટાને હરામ ઠેરવવામાં આવ્યો. વ્યાજુ વ્યવહાર માટે ઈસ્લામે કોઈપણ પ્રકારની છૂટછાટ આપી નથી. કુર્આન શરીફમાં વ્યાજખોરોને અલ્લાહપાક તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તરફથી ખુલ્લી જંગ-લડાઈનું એલાન કરવામાં આવ્યુ છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજને અલ્લાહપાકના અઝાબનું કારણ દર્શાવ્યું અને ફરમાવ્યું કે, જે વસ્તીમાં વ્યાજ તથા ઝીના (વ્યભિચાર) ફેલાય છે, તો તે લોકો અલ્લાહપાકના અઝાબને દઅવત આપે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજુ વ્યવહારને પોતાની માં સાથે ઝીના કરવા કરતાં પણ સિત્તેર ઘણો મોટો ગુનોહ બતાવ્યો છે. *(હાકિમ, ઈબ્ને માજહ)*

એ જ પ્રમાણે સટ્ટો પણ ઈસ્લામમમાં બહુ મોટો ગુનોહ છે. કુર્આન શરીફમાં તેને હરામ દર્શાવ્યો છે. *(માઈદહ-૯૦)* એ જ પ્રમાણે ભવિષ્યના વાયદાના સોદાની આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મનાઈ ફરમાવી છે. આપે ફરમાવ્યું કે, જે માણસ અનાજ ખરીદે, તે તેને ત્યાં સુધી ન વેચે, જ્યાં સુધી તેના ઉપર કબ્ઝો ન કરી લે.

જુગાર, સટ્ટો, દારૂ, સ્વાર્થ, દગો, છેતરપિંડી, શોષણ, મિલાવટ, ખોટી અફવાહો, જૂઠ, સંગ્રહખોરી, ધોકાબાજી, ખિયાનત તથા વેચાનારી વસ્તુ ઉપર કબ્ઝો કર્યા વગર બીજાને વેચવાની ***(Forward)*** મનાઈ ફરમાવવામાં આવી છે. એ જ રીતે કોઈ એક પક્ષનો નફો ચોક્કસ નિશ્ચિત કરવો અને બીજાનો નફો અનિશ્ચિત તથા શંકાશીલ હોય તો તે પણ વ્યાજુ વ્યવહાર ગણાશે. એક

આયતમાં ફરમાવ્યું કે, તમો અંદરો-અંદર એકબીજાનો માલ ખોટી અને નાજાઈઝ રીતે ન ખાઓ. હાં, વેપાર કરી પરસ્પર એકબીજાની રાજીખુશીથી લઈ શકો છો. આ આયતમાં લાંચ, રૂશ્વત, ચોરી, ધાડ, લૂંટ, અત્યાચાર, મજબૂરીનો સોદો તથા અનિતિના બધા જ પ્રકારના સોદાઓથી મનાઈ ફરમાવવામાં આવી છે.

હાલની મૂડીવાદી વ્યવસ્થાના જે નિયમો ઈસ્લામની વિરૂધ્ધ છે, તેમાં વ્યાજ, સટ્ટો, ધોકાબાજી તથા જૂઠ પ્રથમ ક્રમે છે. ૧૯૩૧ની વિશ્વ આર્થિક મંદી બ્રિટીશ સામ્રાજ્યની પડતીનું કારણ બની. ૨૦૦૮નું આર્થિક સંકટ અમેરીકી સામ્રાજ્યના અંતની આગાહી કરી રહ્યું છે.

ઈસ્લામી આર્થિક વ્યવસ્થામાં "આખલા" અને "રીંછ"ની કોઈ આવશ્યક્તા નથી. અહિંયા તો ફક્ત મૂડી રોકવાવાળા હોય છે. જે લાંબા-ટૂંકા ગાળા માટે મૂડી રોકાણ કરે છે. જેનો હેતુ આર્થિક સફળતા પ્રાપ્ત કરવાનો તથા રાજકીય અને સામાજીક રીતે શાંત વાતાવરણ બાકી રાખવાનો છે. જ્યારે યુરોપિય વ્યવસ્થામાં સટ્ટોરીઓ માટે આખલા અને રીંછના ઉપનામો રાખવામાં આવ્યા છે. પોતાની પાસે કોઈ વસ્તુ ન હોવા છતાં બનાવટી રીતે વેચવા (રીંછ) અને પોતાની પાસે રકમ ન હોવા છતાં બનાવટી ખરીદારી (આખલા) દ્વારા શેર માર્કેટ અને બીજી વસ્તુઓના ભાવમાં ઉતાર-ચઢાવ કરવો.

ઈસ્લામી આર્થિક નિતિનો સૌથી જરૂરી હેતુ એ છે કે, તેનાથી એક એવી વ્યવસ્થા સ્થાપવામાં આવે જે સાદી, સરળ અને કુદરતી (નેચરલ) હોય. જેમાં દરેક વ્યક્તિ કોઈપણ દબાણ વગર કુદરતી રીતે પોતાની લાયકાત, સમજ અને અનુભવથી કામ લે. અને આ બાબત બજારમાં આવતી વસ્તુ (સપ્લાય) અને તેની માંગ (ડીમાન્ડ)ના વ્યવસ્થિત વપરાશ વગર શક્ય નથી.

બીજો હેતુ એ છે કે, હકદારને તેનો હક પૂરેપૂરો મળવો જોઈએ. જેમાં ધંધા-રોજગારમાં ભાગીદાર કે કર્મચારી વર્ગ સિવાય સમાજના અમૂક તે ગરીબ, નાદાર, બેવા, યતીમ વ્યક્તિઓ પણ શામેલ છે, જેમની લીસ્ટ કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં મૌજૂદ છે.



ત્રીજો હેતુ જેનું ઘણું મહત્વ છે. તે એ કે માલ-દૌલત ઉપર અમૂક ઉદ્યોગપતિઓ કે કંપનીઓની મોનોપોલી ન હોય, બલ્કે રૂપિયો સમાજમાં વધુથી વધુ ફરતો રહેવો જોઈએ. જેથી સમાજના બધા જ વર્ગો તેનાથી લાભ ઉઠાવે. એટલા જ માટે જંગલ, ખાણ, ઉજ્જડ જમીન અને સમુદ્રના શિકાર, ઘાસ, સમુદ્ર, નદીઓ વગેરે જે પેદાઈશના અસલ સ્ત્રોતો છે. તેના ઉપર કોઈની ઈજારદારી બાકી ન રાખતા બધા માણસોને તેનાથી લાભ ઉઠાવવાની પરવાનગી આપી. લાયસન્સ અને પરમીટ સિસ્ટમમાં મોટા ઉદ્યોગપતિઓ જ ફાયદો ઉઠાવી લે છે. એ જ પ્રમાણે બેંકોની લોન તથા વીમા કંપનીઓની મૂડીથી માલદારો જ વધુથી વધુ ફાયદો ઉઠાવે છે, અને નાના વેપારીઓ વંચિત રહે છે.

સાથે પ્રાઈવેટ ભાગીદારી (પૈસા આપી કે પૈસા અને ધંધામાં શરીક થઈ)ના ધંધાઓમાં નફા-નુકસાનની ભાગીદારી સાથે ધંધો જાઈઝ ફરમાવ્યો. જેથી વ્યાજની બુરાઈથી બચી શકાય. અને વ્યાજખોરો વધુથી વધુ ફાયદો ન ઉઠાવે તેનો ખાસ ખ્યાલ રાખ્યો. તથા મજૂરવર્ગને પસીનો સુકાતા પહેલાં મજૂરી અને યોગ્ય વળતર આપવાની તાકીદ કરી. તથા મજૂર કે કર્મચારી માટે કામચોરી કે ટાઈમચોરીથી બચવાને જરૂરી ઠેરવ્યુ. તેમાં ઉણપ રાખવાથી કમાઈ હરામ થઈ જશે, અને સખ્ત ગુનેહગાર થશે.

સંગ્રહખોરીને પણ સખ્ત નાપસંદ ફરમાવી છે. તેનું કારણ પણ એ જ છે કે, અમૂક લોકો વધારે નફો કમાઈને બીજા લોકોને નુકસાન પહોંચાડે છે. ઈસ્લામી આર્થિક નિતિમાં સમાજના કચડાયેલા વર્ગને ઉપર ઉઠાવવાના હેતુસર લોકોને સમજાવવામાં આવ્યું છે કે, તમારા માલ-દૌલત ઉપર હકીકતમાં તમારી માલિકી નથી, બલ્કે તેના અસલ માલિક અલ્લાહપાક છે. તેની તૌફીક અને ફઝલો-કરમથી જ તમે માલના માલિક થયા છો. માટે તેણે જે લોકો માટે ખર્ચ કરવાનું કહ્યું છે, તેમના ઉપર ખર્ચ કરવામાં આવે.

સમાજના વધુથી વધુ નાદાર-ગરીબ લોકો સુધી માલ પહોંચે એ હેતુસર અમૂક વસ્તુઓ ફર્જ તથા વાજિબ કરી દીધી.





- જેમાં સૌપ્રથમ **ઝકાત** છે. દરેક તે વ્યક્તિ જે સોનું, ચાંદી, પશુઓ અને વેપારનો માલ, જાયદાદ વગેરેનો ઈસ્લામી નિસાબ પ્રમાણે માલિક હોય. તેને વર્ષ પુરૂ થયા બાદ પોતાના માલમાંથી અઢી ટકા ઝકાત આપવી ફર્ઝ છે. જેમને આપવાની છે, તે આઠ પ્રકારના લોકો બધા જ નાદાર અને મુફલિસ હોવાને લઈ હકદાર સાબિત થાય છે.

- **ઉશ્ર** : જે જમીનો શરઈ દષ્ટિએ ઉશ્રી છે, તેમાં ખેતીવાડીની કુલ પેદાઈશનો દસમો ભાગ ગરીબોને આપવો જરૂરી છે. ઉશ્ર હકીકતમાં જમીનથી પેદા થતી વસ્તુઓની ઝકાત છે.

- **સદકએ ફિત્ર** : શરઈ દષ્ટિએ દરેક માલદાર વ્યક્તિ દીઠ પોણા બે કિલો ઘઉં અથવા તેની કિંમત ગરીબો, બેવાઓ, યતીમો ઉપર ખર્ચ કરવામાં આવે છે. આ રકમ પોતાના તરફથી તથા પોતાના નાબાલિગ (નાના બાળકો) અવલાદ તરફથી પણ આપવામાં આવે છે. આના માટે પૂરા વર્ષ (ઝકાતની જેમ) માલદાર હોવું પણ જરૂરી નથી. માટે ઝકાતથી વધુ આનો વિસ્તાર ફેલાયેલો છે.

- **કુર્બાની** : એ જ પ્રમાણે કુર્બાનીના ગોશ્ત, ચામડા વગેરેથી પણ ગરીબોને ઘણો મોટો લાભ થાય છે.

- **કફ્ફારો** : કોઈ વ્યક્તિ કારણ વગર રમઝાનના રોઝા ન રાખે અથવા તોડી નાંખે અથવા કોઈ મુસલમાનને ઈરાદા વગર કત્લ કરી દે, અથવા પતિ પોતાની પત્નીથી "ઝિહાર" કરે (પત્નીને પોતાની માંની જેમ હરામ કહે) અથવા સોગંદ (કસમ) ખાઈ તેને પૂરી ન કરે. આ બધા સંજોગોમાં તેણે ગરીબ, નાદારોને રૂપિયા અથવા ખાવા-કપડાંના રૂપમાં અમૂક રકમ કે ખાવા ખવડાવવાનું હોય છે.

- **નફકહ** (ખાધા ખોરાકીનો ખર્ચ) : પોતાના નાદાર સગા-સબંધીઓ અથવા જેમની જવાબદારી આપણા શિરે જરૂરી છે, એવા લોકોનો સંપૂર્ણ ખર્ચ ઉઠાવવો ફર્જ છે. જેમકે પત્ની, બાળ-બચ્ચાં વગેરે. અને અમૂકનો ખર્ચ માલદાર હોવાની શર્તે કે સગાઈનો સબંધ વધુ નજીક હોવાની શર્તે





પણ જરૂરી થઈ જાય છે. આની વધુ વિગત ફિકહની કિતાબોમાં સવિસ્તાર રજૂ થયેલ છે.

- **વારસા વહેંચણી :** આ મહત્વનો વિભાગ છે. જેના દ્વારા ઈસ્લામે દરેક સબંધીનો હક્ક ફરજીયાત નક્કી કરી દીધો છે. યુરોપના આર્થિક નિષ્ણાંતોએ પણ ઈસ્લામના આ વિભાગને અર્થતંત્ર માટે ઘણો લાભકારક અને સમાજમાં સમાનતા તથા માલ-દૌલતની બરાબર વહેંચણી માટે ખૂબ ફાયદાકારક ગણ્યો છે. દરેક નજીકના સબંધીને તેનો હક્ક મળે છે. સ્ત્રી વર્ગ પણ ખાસ મોટો હિસ્સો મેળવે છે. કારણકે એક જ સ્ત્રીને માં, પત્ની, બહેન, પુત્રી અને અમૂક સંજોગોમાં દાદી તરીકે પણ અલગ-અલગ રીતે હિસ્સાઓ મળે છે. નાની-મોટી અવલાદનો કોઈ ફર્ક નથી થતો. કોઈ વારિસને વંચિત નથી કરી શકતા. કોઈ વારિસ માટે તેના ભાગ સિવાયની વસીય્યત કરવાની મનાઈ છે. મૃત્યુ પામનાર પોતાના માલમાંથી ⅓ માલની વારસદારો સિવાય માટે વસીય્યત કરી શકે છે. આ પ્રમાણે માલ સમાજના બધા જ સભ્યો સુધી પહોંચાડવામાં આવે છે.

## ઝકાતના હેતુઓ અને સામૂહિક સામાજિક જીવન ઉપર તેની અસરો

ઝકાતના સામૂહિક હેતુઓ ઝકાતના હકદારો બાબતની આયત ઉપર વિચાર કરવાથી જ માલૂમ પડે છે. જેમાં ગરીબો, મોહતાજો, ગુલામો, કર્જદારો અને મુસાફિરોની મદદ થાય છે. જેના મારફતે સમાજમાંથી ગરીબી દૂર થાય છે.

ઝકાત ઈસ્લામી આર્થિક નિતીનો મહત્વનો અંગ છે. જે બાહ્ય તથા આંતરિક જીવનના બધા જ પાસાઓ (સંરક્ષણ, રાજકારણ, નૈતિકતા, ઈબાદતો (ઉપાસના), સંસ્કૃતિ અને અર્થતંત્ર) માટે મદદરૂપ થઈ બધી જ બાબતોએ પગભર થવા તથા સ્વાવલંબી બનવા માટે સહયોગ આપે છે.

ઝકાતનો બીજો ફાયદો આધ્યાત્મિક (રૂહાની) બાબતે પણ છે. ઈસ્લામે રૂહાની વ્યવસ્થાને પરિપૂર્ણ કરવા માટે ત્રણ બાબતોને મહત્વની ગણી છે :





- સમાજના બધા જ માણસોને સ્વતંત્રતા હોવી જોઈએ. અને કુર્આન પાકમાં ઝકાતના હકદારોમાંથી એક ''ગુલામોની મુક્તિ''ના શબ્દોથી સંબોધી તેને ઉચ્ચ દરજ્જો આપ્યો.
- સમાજની દરેક વ્યક્તિમાં એવી ભાવના અને જઝબો પેદા કરવામાં આવે કે તે પોતાનો કિંમતી માલ સમાજના અખ્લાકી અને ભૌતિક (માદ્દી) ફાયદાઓ માટે ખર્ચ કરવા તત્પર રહે. આ હુકમ ઝકાતવાળી આયતમાં ''કર્ઝદારો''ના શબ્દથી વર્ણન કરવામાં આવ્યો છે.
- તે અકીદાઓ (માન્યતા) અને શિક્ષણની રક્ષા કરવામાં આવે, જે માનવીની આધ્યાત્મિક (રૂહાની) સફાઈ માટે ઉતારવામાં આવ્યા છે. ખાસ કરીને અલ્લાહ તઆલાથી સબંધ મજબૂત કરનારા અહકામોથી એનો સીધો સબંધ છે. માટે તેને ઝકાતના હકદારો દર્શાવતી આયતમાં ''અલ્લાહ તઆલાના રસ્તામાં''ના પવિત્ર શબ્દોથી સંબોધવામાં આવ્યું છે.

ઝકાત જાહેરી દષ્ટિએ એક માલી વ્યવસ્થા છે. પરંતુ તેનો સબંધ માન્યતાઓ (અકાઈદ), ઈબાદતો (ઉપાસના), અખ્લાક (નૈતિકતા), રાજકારણ વગેરે બધાથી જ છે.

## ❊ માલદાર-ગરીબનો ફર્ક ❊

ઝકાતનો હેતુ ફક્ત મદદ કરી કોઈની ટાઈમપરવારી ગરીબી મોહતાજી દૂર કરવાનો નથી, બલ્કે માલિક બનાવવા *(Ownership)*ના કાયદાને વિશાળતા અર્પણ કરી વસ્તુના માલિકોની સંખ્યા વધારવી પણ ઝકાતનો ખાસ હેતુ છે. અર્થાત્ સમાજમાંથી ગરીબી દૂર કરી સમાજને માલદાર બનાવવો પણ છે.

## ❊ ઝકાત બાબતે ગેરમુસ્લિમોના મંતવ્યો ❊

**પ્રો. શ્રી થોમ્સ ઓર્નલ્ડ** પોતાના પુસ્તક ''ઈસ્લામી દઅવત''માં ઈસ્લામી શિક્ષણની વિશિષ્ટતા દર્શાવતા લખે છે કે, આપણે જોઈએ છીએ કે હજની વ્યવસ્થા સાથે એક બીજી વ્યવસ્થા ''ઝકાત'' અદા કરવાની પણ છે. જે મુસ્લિમોને કુર્આની આદેશ ''મુસ્લિમો આપસમાં ભાઈ-ભાઈ છે''ની યાદ તાજી કરાવે છે. આ એક દીની (ધાર્મિક) દષ્ટિકોણ છે. જે ઘણી જ



આશ્ચર્યજનક રીતે ઈસ્લામી સમાજમાં ઘણી સારી રીતે પ્રગટ થઈ રહ્યો છે. અને નવમુસ્લિમ માટે અમલી હમદર્દીનો સૌથી વધુ પ્રેરક છે. અને ચાહે તેનો સબંધ કોઈપણ કૌમ, રંગ અને વંશથી હોય તેને મુસ્લિમોના સમૂહમાં તરત કબૂલ કરી લેવામાં આવે છે. અને બંધુત્વભાવનાના આધારે તેને બીજા મુસ્લિમોના સમકક્ષ દરજ્જો પ્રાપ્ત થઈ જાય છે.

**ડો. લ્યુડરૂશ** લખે છે કે, મને ઈસ્લામમાં બે એવા સામાજિક પ્રશ્નોનો હલ (નિરાકરણ) મળી ગયો, જેણે વિશ્વને પરેશાન કરી નાંખ્યુ છે. એક કુર્આન શરીફનો આ આદેશ જેમાં ફરમાવ્યું કે, ‘‘મુસલમાન આપસમાં ભાઈ-ભાઈ છે’’ આ સામ્યવાદનો શ્રેષ્ઠ નિયમ છે.

અને બીજી દરેક માલદાર વ્યક્તિ ઉપર ઝકાત ફર્ઝ કરવાનો કાયદો જે સમાજમાંથી ગરીબી દૂર કરવામાં ઘણો અસરકારક પુરવાર થયો છે.

એક બીજા ગેરમુસ્લિમ લેખક લખે છે કે, માનવ ઈતિહાસમાં ઝકાતની આ અનોખી વ્યવસ્થાની બુન્યાદ સૌપ્રથમ ઈસ્લામે નાંખી. ઝકાતની વ્યવસ્થાએ ગરીબ અને વિકલાંગ લોકો માટે ઘણી મોટી રાહત કરી દીધી અને ન્યાયિક સામૂહિકતાના રસ્તામાં જે રૂકાવટ હતી, તેને દૂર કરી દીધી. એક જ દેશના વિવિધ વર્ગો દરમ્યાન માનવ એકતા કાયમ કરી સાબિત કરી દીધું કે ઈસ્લામની બુન્યાદ કુસંપ અને નફરત આધારિત નથી.

પ્રખ્યાત ફ્રાન્સીસી લેખક **મોસીન્યુન** લખે છે કે, ઈસ્લામની ખૂબી આ છે કે, તે સમાનતા અને બંધુત્વભાવનાને સખ્તી સાથે અમલમાં લાવવા માંગે છે. આ હેતુ માટે તેણે ઝકાત ફર્ઝ કરી દીધી છે. ઈસ્લામ વ્યાજુ કર્જની વિરૂધ્ધ છે. સાથે પ્રાથમિક જરૂરતની વસ્તુઓ ઉપર ટેક્ષ લગાડવાનો પણ વિરોધી છે. સાથે તે પ્રાયવેટ માલિકી હક્કો અને રોકાણકારી કરવાનો સમર્થક છે. આ પ્રમાણે તે મૂડીવાદ અને સામ્યવાદ બન્નેવના દૃષ્ટિકોણથી વિપરિત એક ન્યાયિક સમાનતાના આધારે ચાલે છે.

નોદાણી ટ્રસ્ટની રિપોર્ટ દાવો કરે છે કે, ભારતમાં લગભગ વીસ કરોડ લોકોને ભૂખા પેટે રાત્રિ પસાર કરવી પડે છે.


કેન્દ્ર સરકારના કહેવા પ્રમાણે દેશની વસ્તીના કુલ ૩૭ ટકા લોકો ગરીબીની રેખા હેઠળ જીવી રહ્યા છે.

સરકાર નિયુક્ત અર્જુનસીંગ ગુપ્તા કમિટીના રિપોર્ટ પ્રમાણે ૮૩ કરોડ લોકો વીસ રૂપિયા રોજથી જીવન પસાર કરે છે.

વર્લ્ડ બેંકના રિપોર્ટ પ્રમાણે ૭૬.૫% લોકો બે ડોલરથી ગુજરાન ચલાવે છે.

યુ.એન.ઓ.ની સંસ્થા વર્લ્ડ ફુડ પ્રોગ્રામની તાજા રિપોર્ટ પ્રમાણે જગતભરના સૌથી વધારે નાગા અને ભૂખા ભારતમાં છે. જેમની સંખ્યા ૩૩ કરોડ છે.

તેંડુલકર કમિટી પ્રમાણે ૩૭ ટકા લોકો ગરીબી રેખાથી પણ નીચલા સ્તરનું જીવન જીવી રહ્યા છે. જ્યારે એન. સી. સક્સેના કમિટીના રિપોર્ટ પ્રમાણે ૫૦ ટકા લોકો ગરીબ છે.

## ❊ સંયુકત સમાજમાં જવાબદારી ❊

ઈસ્લામમાં માનવીની જાન આદરપાત્ર છે, સુરક્ષાપાત્ર છે. કોઈને કોઈની જાન લેવાનો અધિકાર નથી. ત્યાં સુધી કે માણસને ખુદ પોતાની જાન લેવાનો પણ હક્ક નથી. જાન લેવાનો કે આપવાનો અધિકાર અલ્લાહપાકના હુકમ હેઠળ છે. જેને કુર્આન "હક્ક" કહે છે. હક્ક વગર, અધિકાર વગર કોઈની જાન લેવી જાણે કે સમગ્ર માનવજાતની જાન લેવા બરાબર છે. *(અલ માઈદહ-૩૨)*

યુદ્ધ એક અનિવાર્ય આવશ્યક્તા છે. આ ધાર્મિક આવશ્યકતાથી વધારે માનવીય આવશ્યકતા છે. માણસને સંરક્ષણની જરૂર પડે છે. અને એવું પણ થાય છે કે માણસ મુસીબતમાં ફસાયેલા પોતાના ભાઈની મદદ પણ કરે છે. આ માણસના મૂળભૂત અધિકારોમાં આવે છે. બધા વિચારકો તથા કાનૂન ઘડનારાઓ એ અધિકાર બાબતે સર્વસંમત છે કે, માણસને પોતાની ઉપર થતા સશસ્ત્ર હુમલાને સશસ્ત્ર પ્રતિક્રિયા આપવાની પરવાનગી છે. પ્રત્યેક ધર્મમાં પણ માણસના આ મૂળભૂત અધિકારને સ્વીકારવામાં આવ્યો છે. અને જરૂર વખતે હથિયાર ઉપાડવાની બધાએ પરવાનગી આપી છે. આ સ્વરક્ષણમાં જો સામા પક્ષે જાનની ખુવારી થાય તો તેને પણ અવગણવામાં આવે છે. ઈસ્લામે પણ વિશેષ સ્થિતિમાં કેટલીક પૂર્વ શરતો સહિત સશસ્ત્ર



પ્રતિક્રિયાની પરવાનગી આપી છે.

જિહાદનો અર્થ પુરૂષાર્થનો થાય છે. યુધ્ધ તેનો એક અર્થ છે ખરો, પરંતુ એકમાત્ર તે જ અર્થ નથી. કુર્આને પાકમાં ધર્મપ્રચારને 'જિહાદે કબીર' કહેવામાં આવ્યું છે. *[૨૫:૫૨]*

કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં યુધ્ધ સબંધી ઘણી સ્પષ્ટ સૂચનાઓ મળે છે. યુધ્ધ રમતની વાત નથી. યુધ્ધ તબાહીનું અંતિમ રૂપ છે. યુદ્ધ હંમેશ શાંતિની કિંમતે લડાય છે. ઈસ્લામ શાંતિનો ધર્મ છે, માટે તેણે ચોક્કસ જ શાંતિના પ્રચાર–પ્રસાર માટે સઘળા પ્રયત્નો કર્યા છે. અને શાંતિભંગના તમામ રસ્તાઓ બંધ કરી દીધા છે.

મક્કાનો સમાજ બહુધર્મી સમાજ હતો. ત્યાં મુસ્લિમો અને અનેક દેવપૂજકો સાથો–સાથ રહેતા હતા. મક્કાનો દઅવતીકાળ ૧૩ વર્ષનો છે. દઅવત (ધર્મ પ્રચાર)ના લીધે આપના ઉપર ઘણો જ અત્યાચાર ગુજાર–વામાં આવ્યો. પરંતુ આપ (સલ.)એ કોઈને હથિયાર ઉપાડવાની ઈજાઝત ન આપી. બલ્કે લોકોને માફ કરતા રહયા. હઝરત ઉમર (રદી.) તથા હઝરત હમઝા (રદી.) જેવા કેટલાક સહાબીઓ એમ ઈચ્છતા હતા કે, વિરોધીઓના હુમલાનો જલ્દી જવાબ આપવામાં આવે. પરંતુ આપ (સલ.) હંમેશ તેનો ઈન્કાર કરતા રહયા. અને પોતાના સાથીઓને પણ આપ સમજાવતા રહયા. બળપ્રયોગ ન પોતે કર્યો, ન અન્ય કોઈને બળપ્રયોગ કરવાની પરવાનગી આપી. કુર્આન શરીફમાં સિત્તેરથી વધુ જગ્યાએ આપને સબ્ર કરવાનો આદેશ આપવામાં આવ્યો.

હિજરતથી પહેલાં મદીનામાં મુસ્લિમોની એક મોટી સંખ્યા એકત્ર થઈ ગઈ હતી. તેમણે મક્કાવાળાઓની હેરાનગતિ જોતા તેમની સાથે યુધ્ધ કરવાની આપથી પરવાનગી ચાહી, તો પણ આપ (સલ.)એ તેમને મના ફરમાવી દીધું અને કહયું કે, ''મને યુધ્ધનો આદેશ આપવામાં આવ્યો નથી.''

આપ (સલ.)ની આદત હતી કે અત્યાચારને પણ માફ કરી દેતા હતા. હુઝૂર (સલ.)એ પોતાના સાથીઓ (સહાબાએ કિરામ રદી.)ને પણ એવી જ

રીતે કેળવ્યા હતા કે, ભલાઈની સામે ભલાઈ કરવામાં આવે. અને અત્યાચારને માફ કરી દેવામાં આવે. જો બદલો લેવાનો જ હોય તો માત્ર બદલો લેવામાં આવે. જવાબી કાર્યવાહીમાં અત્યાચાર ગુજારવામાં નહીં આવે. એક હદીષમાં છે કે, પોતાની જાતને એવી ટેવ પાડો કે જો લોકો તમારી સાથે સારું વર્તન કરે, તો તમે તેમની સાથે સારું વર્તન કરો. અને જો લોકો તમારી સાથે ખરાબ વર્તાવ કરે, તો તેમના પર જુલમ ન ગુજારો. એવી જ રીતે એક બીજી હદીષમાં છે કે, ''જે તારી સાથે સબંધ તોડે, તું તેની સાથે સબંધ બાંધ. તથા તે માણસને માફ કરી દે, જે તારા ઉપર અત્યાચાર કરે. અને એ માણસ સાથે સદ્‌વર્તાવ કર, જે તારી સાથે દુર્વ્યવહાર કરે છે.''

મક્કા શરીફના સમગ્ર જીવન દરમિયાન આપનો વર્તાવ ધીરજ તથા ક્ષમાપૂર્ણ રહયો. જાલિમોએ હદ વટાવી દીધી, પરંતુ આપે ધૈર્યનો પાલવ ન છોડયો. તે લોકો માત્ર હેરાનગતિ સુધી મર્યાદિત ન રહયા. તેઓ હિંસા પર ઉતરી આવ્યા. તેમણે હઝરત સુમય્યહ રદી.ને શહીદ કરી દીધા. આ ઘટના પર પણ આપે કોઈ નકારાત્મક પ્રતિક્રિયા ન આપી, બલ્કે આલે યાસિરને કહયું : ''હે યાસીરના સંતાનો ! સબર કરો, તમારુ ઠેકાણું જન્નત છે.''

મક્કામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નમૂનાથી સાબિત થાય છે કે, સંયુક્ત સમાજમાં યુદ્ધની પરવાનગી આપી શકાય એમ નથી. કારણકે આવી પરિસ્થિતિમાં યુધ્ધ સામાન્યપણે પરિણામલક્ષી નથી હોતું, બલ્કે જાનમાલ વેડફાય છે. તદુપરાંત દીનનું કાર્ય કરવાની તકો પણ ઝૂંટવાય જાય છે. દીનનું કામ કરવાના રસ્તાઓ બંધ થઈ જાય છે.

વર્તમાનકાળના સંયુક્ત સમાજની પણ લગભગ આ જ સ્થિતિ છે. આવા સમાજો માટે અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો મક્કીકાળ અનુસરણપાત્ર નમૂનો છે.

આપ (સલ.)એ ત્યાં સુધી મક્કા શરીફથી હિજરત નહીં કરી, જ્યાં સુધી મક્કાવાસીઓએ હુઝૂર (સલ.)ને પ્રચાર (દઅવત)થી ન રોકયા, તથા આપની હત્યાની કોશિશ ન કરી. જ્યારે દાઈ (પ્રચારક) તથા દઅતવ માટે

અસ્તિત્વનો પ્રશ્ન ઉભો થઈ જાય, ત્યારે હિજરતનો આદેશ છે. તેમજ જ્યાં સુધી પ્રચારકાર્યની સરળતા હોય, ત્યાં સુધી યુધ્ધની પણ ઈજાઝત નથી.

બહુધર્મી સમાજમાં યુધ્ધથી એક મોટું નુકસાન એ થશે કે ઘણા બધા નિર્દોષ–નિર્બળ લોકો માર્યા જશે. આ કારણોસર જ હુદયબિય્યહ સંધિ વખતે યુધ્ધ ન હોવાના ફાયદાઓમાં કુર્આને પાકે આ વાત ખાસ કરીને કહી છે કે, જો યુધ્ધ થતે તો મુસ્લિમો સફળતા તો મેળવી લેતે, પરંતુ એવા નિર્દોષ મુસ્લિમો માર્યા જતે, જેઓને ખુદ મુસ્લિમો પણ જાણતા ન હતા કે, તે મુસલમાન છે. *[જુઓ સૂરએ ફતહ : ૨૫]*

પચરંગી સમાજમાં યુદ્ધ બાબતે તે હદીષોથી પણ માર્ગદર્શન મળે છે, જેમાં વ્યાપક અશાંતિ કાળ વિશે વાત કરવામાં આવી છે. અને જેને હદીષ શાસ્ત્રીઓએ સામાન્યતઃ અબ્વાબુલ ફિતન (ફિત્ના સબંધી પ્રકરણો)માં નોંધી છે. તે પૈકી એક હદીષ નીચે મુજબ છે :

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) પાસે હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદી.)ની ઘટના વખતે બે માણસો આવ્યા અને કહયું કે, ‘‘હે ઈબ્ને ઉમર ! લોકો મરી રહ્યા છે. આપ અલ્લાહપાકના રસૂલના સહાબી છો. આપ આમાં શામેલ કેમ નથી થતા ?’’ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)એ જવાબ આપ્યો : ‘‘મારી ઉપર મારા ભાઈનું ખૂન હરામ છે. એટલે હું આમાં નથી જોડાતો.’’ તેમણે કહયું : અલ્લાહપાકનું ફરમાન છે કે, ‘‘તેઓની સાથે લડો, ત્યાં સુધી કે ફિત્નો બાકી ન રહે.’’ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)એ ઉત્તર આપ્યો કે, ‘‘અમે યુદ્ધ કર્યું, અહીં સુધી કે ફિત્નો નિર્મૂળ થઈ ગયો, અને દીન માત્ર અલ્લાહપાકનો થઈ ગયો. અને તમે યુધ્ધ એટલા માટે કરી રહ્યા છો કે ફિત્નો ઉભો થઈ જાય.’’ *[બુખારી શરીફ]*

બુખારી શરીફની એક બીજી રિવાયતમાં છે કે, આવી વિવાદાસ્પદ સ્થિતિમાં રસૂલુલ્લાહ (સલ.)નું સૂચન એ છે કે, આદમના બે પુત્રો પૈકી એક પુત્ર જેવા બની જાઓ. અર્થાત્ હથિયાર ન ઉપાડો, બલ્કે જાન આપી દો.

જો કે એ વાત કબૂલ કરવી રહી કે આ રિવાયતો મુસ્લિમ સમાજની

પૃષ્ઠભૂમિમાં છે. એટલે કોઈ એવો વાંધો ઉઠાવી શકે છે કે, ''તેનાથી બહુધર્મી સમાજ માટે દલીલ નહીં કરી શકાય. શક્ય છે કે કોઈ બહુધર્મી સમાજની સ્થિતિ એવી થઈ જાય કે ત્યાં યુધ્ધ કરવું પડે.'' પરંતુ તેની સાથે મજકૂર દલીલો ધ્યાનમાં રાખવામાં આવે, તો એ વાત બિલ્કુલ સ્પષ્ટ થઈ જશે કે, જિહાદ કોઈ અવ્યવસ્થિત કાર્યવાહી, અકારણ ખૂનામરકી કે આક્રમણનું નામ નથી, બલ્કે તે એક શાંતિપૂર્ણ પુરૂષાર્થના માર્ગે હિંસાપૂર્ણ અવરોધને દૂર કરવાનું નામ છે. જિહાદ એક પરિણામદાયી ક્રિયા છે, માત્ર જાન ગુમાવી દેવાનું નામ નથી. એટલે જિહાદનો પરિણામ સાથે સબંધ છે. ફુકહા (કાયદાવિદો)એ સ્પષ્ટતા કરી છે કે, જો જિહાદમાં હારી જવાનો ભય વધારે હોય તો જિહાદની પરવાનગી આપવામાં નહીં આવશે. બલ્કે યુધ્ધ ત્યારે જ થશે, જ્યારે સફળતાની શક્યતા વધારે હોય. એટલે બહુધર્મી સમાજમાં કોઈપણ સશસ્ત્ર કાર્યવાહીથી દૂર રહેવું જરૂરી છે. આવા સમાજમાં સશસ્ત્ર કાર્યવાહી શરીઅતના આદેશ વિરૂધ્ધ પણ છે, અને અવિવેકી કાર્ય પણ છે. આજ સુધીનો અનુભવ પણ એ જ છે કે આ પ્રકારની કાર્યવાહીથી નુકસાન સિવાય કોઈ ફાયદો નથી મળ્યો.

અલબત્ત, શાંતિપૂર્ણ પ્રયાસો માત્ર હિતકારી જ નહીં, બલ્કે તેનાથી બીજા પણ ફાયદાઓ થાય છે. દઅવતનું કાર્ય થઈ શકે છે. મુસ્લિમોની શક્તિ સચવાય છે. જે હકારાત્મક, રચનાત્મક તથા પરિણામલક્ષી કામોમાં ખર્ચ થઈ શકે છે. હિંસક પ્રયાસોના લીધે જે ખૂનખરાબા થાય છે, જે બરબાદી આવે છે, તેનાથી પણ બચી શકાય છે.

સારાંશ કે ઈસ્લામ શાંતિ તથા સલામતીનો ધર્મ છે. તેમાં યુધ્ધની હેસિયત એક અનિવાર્ય જરૂરતથી વધારે નથી. અને સંયુક્ત ધાર્મિક સમાજમાં તો હથિયાર ઉપાડવાની પરવાનગી નથી. વિવિધ ધાર્મિક સમાજો માટે ઈસ્લામનો પયગામ શાંતિપૂર્ણ પ્રચાર તથા સુધારણાનો છે.



## ❊ જિહાદ : વિશાળ ભાવાર્થદર્શક શબ્દ ❊

જિહાદનો અર્થ સામાન્ય રીતે લડાઈ અને યુદ્ધ માટે કરવામાં આવે છે, પરંતુ જિહાદનો આ પ્રમાણે ભાવાર્થ કરવામાં સંકુચિતતા તથા આ પવિત્ર શબ્દ સાથે સરાસર અન્યાય, અસત્યતાઈ અને અપમાન છે. જિહાદનો મૂળ અર્થ સખ્ત પરિશ્રમ અને સતત પ્રયત્નો કરવાનો છે. જિહાદનો ભાષાકીય ભાવાર્થ સત્યની શ્રેષ્ઠતા, તેનો પ્રચાર અને રક્ષણ માટેના દરેક પ્રકારના પ્રયત્નો કરવા, બલિદાનો આપવા અને સઘળી જાની-માલી, દિમાગી તાકાતો અને ક્ષમતાઓ જે માનવીને અર્પણ થયેલ છે, તે સત્યના રક્ષણમાં ખર્ચ કરવી. ત્યાં સુધી કે તેના માટે પોતાની, પોતાના સબંધીઓ, સ્નેહીઓ (બાળકો તથા કુટુંબ)ના લોકોની જાનનું બલિદાન આપવું અને સત્યના શત્રુઓના પ્રયત્નો વિખેરી નાખવા, એમની સમગ્ર વ્યૂહરચના અને ષડયંત્રો ખોરવી નાખવા, તેઓના આક્રમણને રોકવું અને એના માટે જો તેઓથી લડાઈના મેદાનમાં જઈ લડવું પડે, તો છેલ્લા માધ્યમ તરીકે તેના માટે પણ તૈયાર રહેવું. આ જિહાદની વ્યાખ્યા છે.

જિહાદનો અર્થ ફક્ત તીર-તલવારથી પ્રયત્નો કરવાનો નથી, બલ્કે સઘળા સારા કર્મો માટે ઉચિત (જાઈઝ) માર્ગે પ્રયત્નો કરવા જિહાદની વ્યાખ્યામાં આવે છે. જેમકે માનવીની પોતાની મનેચ્છાઓ વિરૂદ્ધ પ્રયત્નોને સર્વશ્રેષ્ઠ જિહાદ ગણવામાં આવ્યો છે. એક રિવાયતમાં છે કે, એક સમયે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ લડાઈના મેદાનથી પાછા ફરીને આવેલા પોતાના અનુયાયીઓનું આ શબ્દોથી સ્વાગત કર્યું કે, તમારૂં પધારવું શુભમય, તમે નાના જિહાદથી મોટા જિહાદ તરફ પધાર્યા છો. મોટો જિહાદ માનવીની પોતાની મનેચ્છાઓ વિરૂદ્ધ લડવાને કહે છે.

આ જ રીતે જ્ઞાન-શિક્ષણ મેળવવું પણ એક જિહાદ છે. કેમકે જ્ઞાનથી અંધકારનો અંત આવે છે. જે ઈસ્લામનો સૌથી મોટો શત્રુ છે. અમૂક ધાર્મિક કાનૂનશાસ્ત્રીઓએ તો શૈક્ષણિક જિહાદને જાન અને માલના જિહાદથી પણ ઉત્તમ ઠેરવ્યો છે.

જૂઠ, ધોકાબાજી, ચોરી, લૂંટ, અત્યાચાર, ઘમંડ, અભણતા, જડતા,

રૂઢીવાદ, અંધવિશ્વાસ, પક્ષપાત, નિરાધારો, યતીમો, બેવાઓના હક્કો દબાવવા, લોકોને તુચ્છ સમજવા, તે સિવાય બીજી શારીરિક, નૈતિક અને આત્મિય પરેશાનીઓ અને વિપત્તિઓ વિરૂદ્ધ પ્રયત્નો પણ જિહાદના બરાબર દરજ્જો રાખે છે. એક નબવી કથન આ પણ છે કે, અત્યાચારી સત્તાધીશો સમક્ષ ન્યાય અને (સત્ય) વાત કહેવી સર્વશ્રેષ્ઠ જિહાદ છે.

એક સહાબી યમન દેશથી સફર કરીને મદીના મુનવ્વરહ આવ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ આવીને ઈસ્લામી લશ્કર સાથે જોડાવાની ઈચ્છા વ્યક્ત કરી. આપે તેમનાથી પૂછ્યું કે, તમારા માં-બાપ જીવંત છે કે, મરણ પામ્યા છે ? તેમણે કહ્યું કે, જીવંત છે. તો આપ અલયહિસ્સલામે ફરમાવ્યું કે, તો પછી તમે તેઓની સેવામાં લાગેલા રહો. એ તમારા માટે જિહાદ સમાન છે.

## આપ (સલ.)ના અમલી જીવન દર્પણમાં જિહાદની વાસ્તવિકતા

પ્યારા અને પવિત્ર રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જે કપળા અને અસહનિય સંજોગોમાં જિહાદની પરવાનગી મળી, તેમના જીવનચરિત્ર ઉપર નજર (દૃષ્ટિ) ફેરવવાથી જિહાદની વાસ્તવિક્તા સંપૂર્ણ રીતે સમજમાં આવી જશે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતે જિહાદની આયતોનો શું ભાવાર્થ સમજ્યો અને તેને અનુલક્ષીને પોતાના શત્રુઓ સાથે ક્યા પ્રકારનો વ્યવહાર કર્યો ? કારણ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું પાક જીવનચરિત્ર પ્રત્યેક મુસ્લિમ માટે આદર્શ નમૂનો છે.

સાથે આ હકીકતનો પણ ખ્યાલ રાખવો પડશે કે, કુર્આન શરીફની કુલ ૬૬૬૬ આયતોમાંથી ફક્ત વીસથી પચ્ચીસ આયતોમાં જ જિહાદ વિશે ચર્ચા કરવામાં આવી છે. અને તેમાં પણ દરેક આયતમાં જિહાદની પરવાનગીના કારણો, તેની સીમાઓ, મર્યાદાઓ તથા શત્રુ સાથે વ્યવહાર કરતી વખતે નિય્યત અને ઈરાદાની શુધ્ધિનો ખ્યાલ રાખવાની ખાસ તાકીદ કરવામાં આવી છે. નિય્યતની જરા પણ ગરબડ તેની પવિત્રતાને ખંડિત કરી નાંખશે. સાથે આ

સવાલ પણ ઉપસ્થિત થાય છે કે, વીસથી પચ્ચીસ આયતો સિવાય બીજી લગભગ ૬૬૪૦ આયતોમાં શું વર્ણન કરવામાં આવ્યું છે ? આનો જવાબ કુર્આન શરીફના વિષયોના સંદર્ભમાં આપ જોઈ શકશો કે, સંપૂર્ણ કુર્આન નૈતિક મૂલ્યો, ઉચ્ચ સંસ્કારો, સદાચાર, શિષ્ટાચાર તથા ઈરાદા, અમલ અને આત્મશુદ્ધિ જેવા માનવઘડતર અને બ્રહ્માચારી જીવનલક્ષી મુખ્ય મહત્વના વિષયોથી ભરપૂર છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ચાલીસ વર્ષની ઉંમરે અલ્લાહ તઆલાના આદેશથી ખુદાઈ હુકમો લોકો સમક્ષ રજૂ કર્યા. તે પહેલાં આપ મક્કાના સૌથી વધુ લોકપ્રિય અને પ્રશંશાપાત્ર વ્યક્તિ હતા. સમગ્ર મક્કા શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી વધુ કોઈના ઉપર ભરોસો અને વિશ્વાસ ન હતો. સઘળા મક્કાવાસીઓ પોતાની કિંમતી વસ્તુઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે અમાનતરૂપે રાખતા હતા, બલ્કે જ્યારે મક્કા શરીફમાં આપનું રહેવાનું તંગ થઈ ગયું, શત્રુઓએ દુશ્મની અને ત્રાસ આપવામાં કોઈ કચાસ બાકી ન રાખી, તો ખુદાઈ આદેશથી આપે પોતાનું પ્યારૂ વતન, જ્યાં ૫૩ વર્ષનો લાંબો ગાળો ગુજાર્યો હતો, ઘણા જ રંજ અને ગમના વાતાવરણમાં છોડ્યું. દુશ્મનોને તેની જાણ હતી તેથી જ તો સૌએ આપના ઘરનો ચારે તરફથી ઘેરો ઘાલ્યો હતો, પરંતુ તે કપળા સમયે પણ મક્કાવાસીઓની કિંમતી અમાનતો આપની પાસે જ હતી. જો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પણ મૃત્યુ સામે હોવા છતાં શત્રુઓની અમાનત એના માલિકો સુધી પહોંચાડવાની વ્યવસ્થા પહેલેથી કરી રાખી હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ઉપનામ જ સાદિક (સાચા) અને અમીન (વિશ્વાસપાત્ર) હતું. કઅબા શરીફના પથ્થર (હજરે અસ્વદ)ને પોતાની જગ્યાએ રાખવા માટે લોકોની લડાઈએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. અને હથિયારોથી સજજ થઈ માંહોમાંહે ખૂનની નદીઓ વહેવાની તૈયારી હતી. અંતે એ નક્કી થયું કે, આવતી કાલે સવારે જે વ્યક્તિ કઅબા શરીફમાં પ્રથમ કદમ મૂકે અને તે જે ફેંસલો કરે તે સૌને મંજૂર રહેશે.

સંજોગવસાત આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સૌથી પ્રથમ દાખલ

થયા. ચારે તરફથી ખૂશી સાથે સૌ ઉછળી પડ્યા અને એકી અવાજે બોલી પડ્યા : "ઓહો ! આ તો અમીન આવી ગયા." હમો સર્વાનુમતે તેમના ફેંસલાથી રાજી છીએ.

નુબૂવ્વત મળ્યા બાદ ઈસ્લામના પ્રચારથી લઈ મક્કા શરીફના તેર (૧૩) વર્ષના રોકાણ દરમ્યાન આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તથા આપના અનુયાયીઓ માટે દુશ્મનો તરફથી રોજ રોજ તકલીફ, ઝુલ્મ, અત્યાચાર અને સતામણીની કલેજુ કંપાવી દે તેવી નવી નવી તરકીબો અજમાવાતી હતી. તેમાં દિવસે દિવસે વધારો જ થતો હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અનુયાયીઓ આ તકલીફોથી કંટાળી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવતા, તો આપ ધીરજ અને સબ્રનો આદેશ આપતા. છેવટે મક્કા શરીફ છોડી હિજરત કરવા ઉપર મજબૂર થયા. પોતાનું પ્યારૂ વતન અને જીવનભરની ખૂન-પસીનાની કમાઈ, ઘર, મિલ્કત, સગા-સબંધીઓને ત્યજીને અજાણી જગ્યાએ જવાનું કોને પસંદ હોય ? પરંતુ શત્રુઓની તકલીફો ઉપર સબ્ર અને ધીરજનો અંત આવ્યો હતો. અલ્લાહપાક તરફથી હિજરતના આદેશ ઉપર આપે અને આપના સાથીઓએ હિજરત કરી. દુશ્મનોને ખબર પડી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પકડી લાવવા માટે ૧૦૦ લાલ રંગી ઊંટોનું ઈનામ જાહેર કર્યું. પરંતુ અલ્લાહપાકે આપને શત્રુઓની આંખો પર પડદો નાંખી સહી સલામત સ્થળે પહોંચાડી આપ્યા.

મદીના શરીફ પહોંચ્યા બાદ શત્રુઓએ ચેન અને શાંતિથી બેસવા ન દીધા, તો અલ્લાહપાક તરફથી જિહાદની પરવાનગી મળી, જેમાં જિહાદના કારણો પણ દર્શાવ્યા કે, તે લોકોને લડાઈની પરવાનગી અને હુકમ આપવામાં આવે છે, જેમના ઉપર શત્રુઓ તરફથી લડાઈ જબરદસ્તી થોપવામાં આવે છે. પરવાનગી એટલા માટે મળી કે, તેમના ઉપર ઘણો ઝુલ્મ અને અત્યાચાર કરવામાં આવ્યો હતો. જે બિચારાઓને પોતાના ઘરોમાંથી વગર વાંકે કાઢી મૂકવામાં આવ્યા. ફક્ત એટલા જ માટે કે તે એક અલ્લાહપાકને પોતાનો સર્જનહાર અને માલિક માનતા હતા.

વાંચકવર્ગ ! વિચારો કે, તેર વર્ષની સખ્ત તકલીફો બાદ જિહાદની

પરવાનગીનું કારણ ઝુલ્મ અને અત્યાચાર દર્શાવી જિહાદની વાસ્તવિક્તા દર્શાવી છે. ન કે ગમે ત્યારે અન્યધર્મીઓ સાથે લડાઈ કરવાનું નામ જિહાદ છે. એટલા જ માટે આને પરવાનગી જેવા કોમળ શબ્દથી કુર્આન શરીફ સંબોધી રહ્યું છે. જ્યારે કે તે પહેલાં સિત્તેર વખતે કુર્આન શરીફમાં અલગ અલગ જગ્યાઓએ ધીરજ અને સહનશિલતાનો પાઠ ભણાવી શત્રુ સામે લડવાની મનાઈ કરવામાં આવી હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ત્યાર બાદ પોતાના ઉચ્ચ આદેશોનું શિક્ષણ આપવામાં લાગેલા રહ્યા, પરંતુ દુશ્મનો તરફથી લગાતાર ત્રણસો માઈલ દૂરનો પ્રવાસ ખેડીને પણ સતામણીનો સિલસિલો જારી રહ્યો. બદર, ઉહુદ અને ખંદક નામી મશ્હૂર લડાઈઓ પોતાના સ્થળો અને જગ્યાઓના નામથી જ દર્શાવે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને આપના અનુયાયીઓ તો મદીના શરીફમાં જ હતા, દુશ્મનો આ જગ્યાઓ સુધી આવ્યા, જેમાંથી બે તો મદીના શરીફમાં જ છે. બદર ફક્ત ૧૪૯ કિલોમીટર દૂર છે. ત્યાર બાદ સુલેહ-સમાધાનની ફોર્મ્યુલા નક્કી થાય છે. પરંતુ શત્રુ તરફથી તેનું પાલન ન કરવાને લઈ તે કરાર ભંગ થાય છે અને મક્કા શરીફ ઉપર મુસલમાનોનો વિજય થાય છે. પરંતુ માનવ ઈતિહાસમાં આવું કોઈ જ ઉદાહરણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને આપના અનુયાયીઓ (જેમાં પાંચમી સદી હિજરીની લડાઈઓમાં ખ્રિસ્તીઓના અમાનુષિ અત્યાચારો છતાં સુલ્તાન સલાહુદ્દીન ઐયૂબી તરફથી ખ્રિસ્તીઓને સામૂહિક ક્ષમાદાનનું એલાન કરવું શામેલ છે) સિવાય કોઈનું મળ્યુ નથી. લગાતાર એકવીસ વર્ષના જૂની અદાવત અને દ્વેષ રાખતા દુશ્મનો ઉપર જ્યારે સંપૂર્ણ કાબૂ મળે છે, તો શાબ્દિક બદલો પણ લેવાનું પસંદ કરતા નથી અને બધાને એક સાથે માફ કરી દે છે. શત્રુઓએ પણ આપની દરિયાદિલી પારખી આપથી આવા કપળા સંજોગોમાં પણ ક્ષમાની જ અપેક્ષા રાખી હતી, બલ્કે પોતાના તે મકાનો, મિલ્કતો અને જમીનો પણ દુશ્મનો પાસેથી પાછી નથી માંગતા, જેના ઉપર આઠ વર્ષ પહેલાં દુશ્મનોએ જબરદસ્તી કબ્જો કરી લીધો હતો, તે પણ માફ કરી તેમને તેના માલિક તરીકે બાકી રાખવામાં આવે છે. તેનાથી વધુ શું હોય

શકે કે, શત્રુના તે ચીફ કમાન્ડર અને સરદાર, જેમણે વર્ષો સુધી દરેક લડાઈની કમાન પોતાના હાથમાં લીધી હતી, આજે તેમના ઘરમાં આસરો લેનારને પણ માફ કરવાનું એલાન થાય છે. અને આટલા વર્ષોની લડાઈઓમાં પણ શત્રુઓ સાથે લડાઈ દરમિયાન જ્યારે પણ સુલેહની દરખાસ્ત થતી, તો તેને મંજૂર કરવામાં આવતી હતી. જેથી લડાઈમાં ખૂનામરકીની માત્રા ઓછામાં ઓછી થાય. દુશ્મન ફક્ત જાન બચાવવા હથિયાર ફેંકી દે અથવા માફી માંગી લે, તો પણ જાની દુશ્મનોને માફ કરવાનો આદેશ આપ્યો. જગતમાં કોણ એવો છે કે, લડાઈ દરમિયાન શત્રુના ફક્ત શબ્દો ઉપર ભરોસો કરી તેને કાબૂમાં આવ્યા બાદ છોડી મૂકે, પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના અનુયાયીઓને શત્રુની વાત ઉપર ભરોસો કરવાનો આદેશ આપ્યો. ચાહે કોઈ ષડયંત્ર અને ધોકાબાઝી હેઠળ આ કામો કરતા હતા. કારણ કે લડાઈ હેતુ નથી, બલ્કે ઉચ્ચ હેતુલક્ષી આકસ્મિક માધ્યમ છે.

## કુર્આન શરીફ અને હદીષ શરીફની રોશનીમાં
## ❊ જિહાદનો દ્રષ્ટિકોણ ❊

ઈસ્લામે પોતાની સચ્ચાઈ, સત્ય શિક્ષણ અને આદર્શ નિયમોના પ્રચાર માટે મનમોહક, જ્ઞાનથી ભરપૂર, વ્યવહારિક અને અનુકૂળ વાતાવરણમાં ખુલ્લા મને ચર્ચા-વિચારણા અને વાટાઘાટો મારફતે કામ લીધુ છે. પવિત્ર કુર્આન શરીફમાં સૂરએ નહલ, આયત નં.૧૨૫ માં ફરમાવ્યું છે : ‘‘અય નબી ! અલ્લાહપાકના માર્ગ તરફ યુક્તિ અને ઉચ્ચતમ ઉપદેશથી આમંત્રણ આપો અને લોકોની સાથે એ નિતી-નિયમો અને આચાર-વિચાર દ્વારા વાટાઘાટો કરો, જે સમજબધ્ધ, વિવેકપૂર્ણ અને ઉત્તમ હોય. કારણ કે ઈસ્લામ સ્વીકાર-વાનો સબંધ શરીર કે શબ્દો સાથે નથી, બલ્કે આત્મા અને રૂહ સાથે છે. અને તેના ઉપર ફક્ત બૌધ્ધિક અને આત્મિય દલીલો જ અસર કરી શકે છે. ઝોર-ઝબરદસ્તી અને બળજબરી નહીં.’’

### ઈસ્લામી આચારશાસ્ત્રમાં જિહાદનો ભાવાર્થ :

યુદ્ધની અનુમતિ ફક્ત તે લોકો વિરૂદ્ધ છે, જેઓ ઈસ્લામના શત્રુઓ છે.

જે મુસલમાનો સાથે યુદ્ધ કરતા હોય અને અલ્લાહપાકની આ ધરતી પર મુક્તપણે તેનું નામ લેવાવાળાઓની ઈઝઝત, જાન, આબરૂ, માલ-મિલ્કત વગેરે છીનવી લેવા તત્પર હોય. જ્યાં સુધી શાંતિપ્રિય લોકોની વાત છે, જે અલ્લાહપાકના બંદાઓને રંજાડતા નથી તથા તેમને કત્લ કરવાનું ઈચ્છતા નથી અને લોકોને પોતાના ઘરોમાં રહેવાની અનુમતિ આપે છે, તો આવા લોકો સાથે ઈસ્લામી શરીઅતમાં યુદ્ધની ઉચિતતા કે અનુમતિ કદાપી નથી આપવામાં આવી. આવા લોકો સાથે ઈસ્લામી શરીઅતમાં ન્યાયિક, બલ્કે સદ્‌વર્તાવ અને ભલાઈ સાથે વર્તાવ કરવાનું સમગ્ર કુર્‌આન શરીફમાં આગ્રહતાપૂર્વક જણાવવામાં આવ્યું છે.

## ✻ જિહાદના મૂળભૂત હેતુઓ ✻

- જિહાદનો એક મુખ્ય હેતુ ઝાલિમને વધુ અત્યાચાર અને અન્યાયથી રોકી (પોતાનો) સ્વબચાવ કરવો. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, એ લોકોને શત્રુઓ સાથે જિહાદ કરવાની અનુમતિ આપવામાં આવે છે, જે ઝુલ્મથી પિડિત અને નિઃસહાય છે. અને અલ્લાહ તઆલા તેઓની મદદ કરવાની તાકાત ધરાવે છે. આ તે નિઃસહાય લોકો છે, જેમને પોતાના ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને મારા (અલ્લાહપાકના) રસ્તામાં એમને સતાવવામાં આવ્યા. તેમનો દોષ ફક્ત એટલો જ છે કે, તેઓ કહે છે કે, અમારો પાલનહાર ફક્ત એક અલ્લાહપાક જ છે.
- જિહાદનો બીજો મુખ્ય હેતુ આ છે કે, મઝલૂમો તથા નિઃસહાય લોકોને ઝાલિમોના અત્યાચાર અને બર્બરતાથી બચાવવામાં આવે. એટલે કે જિહાદ નિઃસહાય (ઝુલ્મથી પિડિત) લોકોની વેદના ભરેલ દુહાઈનો માનવતાપૂર્વક વ્યવહારિક જવાબ છે.
- જિહાદનો ત્રીજો હેતુ પ્રાર્થના ઘરોનું રક્ષણ છે. પ્રાર્થના ઘરોમાં ફક્ત મસ્જિદ જ નથી, પણ બીજા અન્ય ધર્મોના પ્રાર્થના ઘરોનું પણ કુર્‌આન શરીફના સ્પષ્ટ શબ્દોમાં વર્ણન છે.
- જિહાદનો ચોથો હેતુ સમાજમાંથી ઉપદ્રવો, ઝુલ્મ, અત્યાચારો અને ફિત્ના


ફસાદના ષડયંત્રોનો સંપૂર્ણ નાશ કરી માનવસમાજને સુખ-શાંતિ અને સૌહાર્દભર્યું વાતાવરણ અર્પિત કરવાનું છે.

- અને અલ્લાહ તઆલાના નામનું રટણ તથા તેની ઝાત અને વિશેષણોનું વર્ણન કરી તેના જ ગુણ ગાવા તથા એકેશ્વરવાદનું શિક્ષણ અને તેની શ્રેષ્ઠતાદર્શક દલીલો સમજાવવાની છે.

વાંચક બંધુઓ ! ઉપરોક્ત હેતુઓ અને કારણો તથા મર્મો અને ભેદોને જ કારણે ઈસ્લામે જિહાદને પવિત્ર ગણી તેની પરવાનગી આપી છે.

આ કારણોસર કોઈ પણ ધર્મ શસ્ત્રો ઉઠાવવાને આતંકનું નામ આપતો નથી, બલ્કે બધા જ ધાર્મિક પુસ્તકોમાં એકી અવાજે આવા અનિવાર્ય સંજોગોમાં ઝાલિમો અને અત્યાચારીઓ વિરૂદ્ધ તત્પર રહેવાનો આદેશ અપાયો છે. ખ્વાજા કમાલુદ્દીને પોતાના પુસ્તક "આઈડીયલ પ્રોફિટ"માં લખ્યું છે કે, જગતના સઘળા ધર્મો અને દેશોના ઈતિહાસના વાંચનથી આ વાત ફલિત થાય છે કે, તલવારને કદી પણ હેઠી મૂકવામાં આવી નથી.

## ✼ અન્ય ધાર્મિક પુસ્તકોમાં લડાઈનું વર્ણન ✼

ચારેવ વેદોના અલગ-અલગ મંત્રોમાં આર્યો અને અનાર્યો (દ્રાવિડો) દરમ્યાન થયેલ લડાઈઓનું વર્ણન છે. ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણજીના અર્જુનને સંબોધીને આપેલા ઉપદેશો અને બોધપાઠોમાં લડાઈનું સવિસ્તર વર્ણન બલ્કે શરીર અને આત્માના સબંધોની (ઉદાહરણ અને તાર્કિક દલીલો સાથે) ચર્ચા કરેલી છે.

મનુ સ્મૃતિમાં પણ લડાઈનું વર્ણન અને તેની કાનૂની મર્યાદાઓ, હદબંદી વગેરેનું વર્ણન છે. તવરાત (યહુદીઓનું ધાર્મિક પુસ્તક)માં પણ ઘણી જગ્યા-ઓએ લડાઈનું વર્ણન છે. મોર્ડન યુગની નાની-મોટી લડાઈઓમાં જે વિશ્વ-યુદ્ધો થયા, તેની ખૂનામરકી અને તબાહીનો ચિતાર આપતા ઈન્સાઈક્લો-પિડિયા ઓફ બ્રિટાનીકાના વિદ્વાન સંશોધક અને મહાનિબંધ લેખકના જણાવ્યા અનુસાર પહેલા વિશ્વયુદ્ધનો મૃત્યુ આંક ૬૪ લાખ અને બીજા વિશ્વયુદ્ધનો મૃત્યુ આંક સાડા ત્રણથી છ કરોડની આસપાસ હતો.





આ બન્નેવ વિશ્વયુદ્ધોના હેતુઓ પર વિચારીશું તો માનવહક્કોના જૂઠા દાવેદારોના પોકળ શબ્દોની વાસ્તવિક્તાનો પણ ખ્યાલ આવશે.

## ❊ વિશ્વયુધ્ધોના કારણો ❊

બન્નેવ વિશ્વયુદ્ધોમાં ધર્મનો કોઈ સવાલ ન હતો. કારણ કે બધા જ ખ્રિસ્તી હતા. દેશના રક્ષણનો કોઈ સવાલ ન હતો. કારણ કે કોઈ પણ દેશે બીજા દેશ ઉપર ચઢાઈ કરી ન હતી. હક્કો છીનવાનો પણ સવાલ ન હતો. કારણ કે દરેક પોતાના હક્કોથી સંપૂર્ણ ફાયદો ઉઠાવી રહ્યા હતા. તો પછી કઈ વસ્તુ હતી, જેણે આટલી મોટી સત્તાઓને એકબીજાની વિરૂદ્ધ લડવા માટે તૈયાર કર્યા ?

ઈતિહાસ સ્પષ્ટ કરે છે કે, ફક્ત એક જ કારણ હતું, તે એ કે દરેક દેશ પોતાના પ્રદેશ અને હકથી વધુ લેવા માંગતો હતો. દરેકની એ ઈચ્છા હતી કે, બીજાને દબાવી અથવા ખત્મ કરી તેનાથી વધુમાં વધુ નફો અને લાભ ઉઠાવે.

દરેકનો દાવો હતો કે, પોતાના પવિત્ર હક્કો માટે લડી રહ્યો છે. પરંતુ લડાઈ દરમ્યાન અને ત્યાર પછી દેશોની (વિભાજન) વહેંચણી બતાવે છે કે, ક્યા પવિત્ર હક્કો હતા, જેને લઈ સમગ્ર જગતને લડાઈમાં સંડોવ્યું. ૧૯૧૭ની રશિયન સામ્યવાદી ક્રાંતિએ લડાઈના ઘણા ગુપ્ત કરારોનો ભાંડો ફોડ્યો.

## ❊ વિશ્વયુધ્ધોના હેતુઓ ❊

- પોતાના વેપારને વધારવો.
- પોતાના ધનદૌલત અને માલદારીનો ઈજારો (ઠેકો) બાકી રાખવો.
- કોઈ શત્રુ વેપાર-ઉદ્યોગમાં આગળ વધી રહ્યો હોય, તો તેના અર્થતંત્રને ખોરવી નાંખવું.
- પોતાના દૂરના કબ્જે કરેલ પ્રદેશોના રસ્તામાં જે દેશો આવેલા છે, તેમને પોતાના તાબા હેઠળ લાવવા.
- દેશોના ભાગલા પાડવા અને કમઝોર કૌમોને પોતાની ગુલામ બનાવવી.
- અગર કોઈ દેશથી લડાઈ થઈ જાય, ચાહે ગમે તે કારણથી હોય, તો તેને આર્થિક, સામાજિક અને માનસિક રીતે સતાવી તેની કમર તોડી નાંખવી.





## ❊ ઈસ્લામમાં માનવજીવનના રક્ષણની મહત્વતા ❊

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આગમન પહેલાં મનુષ્ય અપમાનજનક અને આત્મહિનતા તથા તિરસ્કારભર્યું જીવન ગુજારતો હતો. પોતાના અંગત લાભ માટે પ્યારા બાળકોની પણ હત્યા કરવામાં આવતી હતી. લૂંટમાર, પાશવી હત્યા તથા ખૂનામરકીને કૌમી પ્રતિક સમજવામાં આવતું. જેને લઈ બદલો લેવાની વૃત્તિ, કીના-કપટ, ઝુલ્મ વગેરે મામૂલી સમજવામાં આવતું. કુટુંબમાં વંશપરંપરાગત શત્રુતા ઉતરતી હતી. શત્રુને ગમે તે રીતે તબાહ અને બરબાદ કરવાની કોશિષો કરવામાં આવતી હતી.

લડાઈમાં શત્રુ અને ગેરશત્રુનો કોઈ ફર્ક કરવામાં ન આવતો હતો. શત્રુ પક્ષના દરેક માણસને શત્રુ સમજવામાં આવતા. જેમાં સ્ત્રી, બાળકો, માંદા, ઝખ્મી, કોઈ પણ અપવાદરૂપ ન હતો, બલ્કે શત્રુ પક્ષની સ્ત્રીઓ સુદ્ધાંની છેડતી કરવામાં આવતી હતી. દુશ્મનને આગથી પણ સજા કરવામાં આવતી. કેદીઓ સાથે પશુઓથી પણ ખરાબ વર્તન કરવામાં આવતુ હતું. તેમના હાથ, પગ, આંખ, કાન, નાક વગેરે અંગો કાપી નાંખવામાં આવતા હતા.

દુશ્મન ઉપર (લડાઈની જાણ કર્યા વગર) અચાનક રાત્રિના સમયે હુમલો કરવાને જંગી યુક્તિ-ચાલ સમજવામાં આવતી. બદલો લેવાની તિવ્ર વૃત્તિને લઈ શત્રુની લાશ મરણ બાદ પણ ન છોડવામાં આવતી. એના અવયવોને કાપી નાંખવામાં આવતા. શત્રુ સાથેના કરાર-સંધિને મોકો જોઈ રદ કરી નાંખવામાં આવતા.

હત્યા, ખૂનામરકી, હિંસા અને અશાંતિથી વધુ કોઈ વસ્તુ અલ્લાહપાકને નાપસંદ અને ધૃણાસ્પદ નથી. કુર્આની શિક્ષણ પ્રમાણે પયગમ્બરો (સંદેશકો)ને દુનિયામાં આવવાનો મૂળભૂત હેતુ જગતમાં શાંતિ સ્થાપવી તથા લોકોના જાનમાલ અને ઈઝઝતના રક્ષણની વ્યવસ્થા કરવી પણ છે.

## ❊ જિહાદના નિયમો અને શરતો ❊

જિહાદના સબંધમાં પહેલી શર્ત અલ્લાહ તઆલાના કલિમાને શ્રેષ્ઠતા સાબિત કરવા માટે હોય. શૌર્ય અને બહાદુરી બતાવવા કે આંધળો પક્ષપાત,



જાતિવાદ, જૂથવાદ તથા સત્તા મેળવવા માટે ન હોય. ઈસ્લામી જિહાદ હુકૂમત અને શરઈ ઈમામ-બાદશાહ અને કમાન્ડરના નેતૃત્વમાં જ થઈ શકે. કેમકે ઈમામ અને અમીર વિના જોશમાં આવીને અમૂક લોકો જિહાદ માટે તૈયાર થઈ જશે, તો નિશ્ચિતપણે મોટાપાયે ઉપદ્રવો અને દંગા થવાની શક્યતાને નકારી શકતા નથી. હા, જો કોઈ પોતાના ઉચિત હક્કો જાન-માલ, મિલ્કત, સ્ત્રી, બાળકો તથા સગા-સબંધીઓના રક્ષણ અને બચાવ કરતાં મૃત્યુ પામે, તો તેની ગણના પણ શહીદોમાં થશે અને સ્વરક્ષણ માટેના સઘળા પ્રયાસો પણ જિહાદના ક્રમમાં ગણવામાં આવશે.

**જિહાદ દરમ્યાનના કાયદાઓ :**

- કમઝોર, નિઃસહાય તેમજ પ્રાર્થના (ઈબાદત)માં મગ્ન રહેનાર લોકોની છેડછાડથી બચવું.
- લડાઈ દરમ્યાન આગ ચાંપવી, સ્ત્રીઓ, નાના બાળકો, વૃદ્ધો, લડી ન શકે તેવા લોકોની છેડછાડથી ઈસ્લામ સખ્તીથી રોકે છે.
- જે લડાઈમાં શામેલ હોય, તેનાથી જ લડવું.
- ઈસ્લામી માર્ગદર્શન શાસ્ત્રીઓએ તો સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને લડાઈ દરમ્યાન કત્લ કરવાની નિય્યતને પણ નાજાઈઝ ઠેરવેલ છે.
- ઈસ્લામે મોટા પ્રમાણમાં વિનાશનો પણ સખ્ત વિરોધ કરી પોતાના અનુયાયીઓને આ કૃત્યથી રોક્યા છે.
- દુશ્મન ગફલતમાં હોય, ખાસ કરીને રાત્રિના સમયે ઉંઘની હાલતમાં અચાનક હુમલો કરવાની પ્રથાને હઝરત મુહમ્મદ (સલ.)એ સખ્તીથી બંધ કરી અને કાયદો બનાવ્યો કે, સવાર થતાં પહેલા કોઈ પણ શત્રુ ઉપર હુમલો ન કરવામાં આવે. અને પોતે પણ અમલી સ્વરૂપે રાત્રિ સમયે જિહાદ નથી કર્યો, બલ્કે સવારની રાહ જોતા હતા. *(બુખારી શરીફ : ૨૯૪૫)*
- શત્રુને આગમાં નાંખવાની પ્રથા ઈસ્લામ પહેલાં પ્રચલિત હતી, આપ (સલ.)એ આ અમાનુષી હરકતને પણ સખ્તીથી રોકી અને ફરમાવ્યું કે,



અગ્નિનો અઝાબ (શિક્ષા) અલ્લાહ તઆલા વગર કોઈને માટે મુનાસિબ (યોગ્ય) નથી. *(અબૂ દાઉદ શરીફ : ૨૬૭૫)*

- દુશ્મનને બાંધી, તકલીફો આપીને મારી નાંખવાની પણ સખ્ત મનાઈ કરવામાં આવી. *(મુસ્નદે અહમદ : ભાગ-૫, પેજ-૪૨૨)*
- દુશ્મનના ઘરોમાં ઘૂસી તેમનો માલસામાન લૂંટી લેવાની પણ મનાઈ છે. ખયબરની લડાઈમાં યહુદીઓની શિકાયતને લઈ આપ (સલ.)એ તેમની સ્ત્રીઓને મારવાની અને તેમના ફળોને ખાવાની મનાઈ કરી. *(અબૂ દાઉદ શરીફ : ૩૦૫, ૨૭૦૫)*
- તે જ પ્રમાણે તેમના ઉભા પાકને વેરાન કરવા, ખેતીને તબાહ કરવી, બાગ-બગીચા, ફળદાર વૃક્ષો તોડવા વગેરેની પણ ઘણી જ સખ્તીથી મનાઈ કરવામાં આવી છે.
- દુશ્મનની લાશોને કાપકૂપ કરવી તથા તેના અવયવોનું અપમાન કરવાની પણ સખ્ત મનાઈ છે. *(બુખારી શરીફ : ૨૪૭૪, મુસ્લિમ શરીફ : ૧૭૩૧)*
- કેદીઓને કત્લ કરવાની પણ મનાઈ છે, બલ્કે કેદીઓ સાથે સદ્‌વર્તનનો આદેશ આપવામાં આવ્યો છે. સહાબાએ કેદીઓને પોતાનાથી સારૂં ખવડાવ્યું. કેટલાક સહાબી ખજૂર ખાતા હતા અને કેદીઓને રોટી-સાલન ખવડાવતા હતા. *(ફુતૂહુલ્બુલ્દાન : પેજ-૫૩)*
- દુશ્મનના એલચીને પણ મારવાની મનાઈ છે. *(અબૂ દાઉદ : ૨૭૬૧)*
- કરાર-વચનભંગ કરવાની પણ મનાઈ છે. *(બુખારી શરીફ : ૩૧૬૬, મુસ્લિમ શરીફ : ૧૭૩૮)*
- લડાઈ કરવા જતા રસ્તામાં લોકોને તંગ કરવાની તથા ભયનું વાતાવરણ ફેલાવવાની અને શોરબકોર કરવાની પણ મનાઈ છે. *(અબૂ દાઉદ : ૨૬૨૯, બુખારી શરીફ : ૨૯૨૯)*

હઝરત અબૂબક્ર (રદી.)એ સિરિયા ફૌજો મોકલતી વખતે નીચે મુજબ આદેશો આપ્યા હતા. સ્ત્રીઓ, બાળકો, ઘરડા માણસોને મારવા નહીં, કોઈ ફળવાળા ઝાડને કાપવા નહીં, વસ્તીઓને વેરાન કરવી નહીં, બકરી અને



ઊંટને મારવા નહીં, મધમાખીને સળગાવવી નહીં તથા ભગાવવી નહીં, અપ્રમાણિકતા ન દાખવવી, નિડર રહેવું. *(મુઅત્તા માલિક : ભાગ-૨, પેજ-૨૧)*

આ વિગતવાર વર્ણન કરેલ આદેશોને વાંચવાથી માલુમ પડે છે કે, કુર્આન શરીફ અને હદીષ શરીફમાં લડાઈના બધા જ અમાનુષિ કૃત્યોથી રોકીને દુન્યાને શિખવાડ્યું કે, લડાઈનો અર્થ ફક્ત એ જ છે કે, એક શરીર અને બહાદુર વ્યક્તિ શત્રુને ઓછામાં ઓછું નુકસાન પહોંચાડી તેની બૂરાઈને દૂર કરવાની કોશિશ કરે.

ઈસ્લામી પયગમ્બર અલયહિસ્સલામે માનવજગતને તલવારનો સત્ય અને યથાર્થ ઉપયોગ બતાવ્યો. અમૂક સમય એવા પણ હોય છે કે, જેમાં નિશ્ચિતપણે શસ્ત્રો ઉઠાવવા નૈતિક આવશ્યક્તા બની જાય છે. દા.ત. જ્યારે આપણી આઝાદી પર ચારે બાજુથી આક્રમણ થવા લાગે અથવા પ્રાર્થનાઘરો પર ભય તોળાવા લાગે અથવા માનવીઓની ઈઝઝત, જાન-માલનું કોઈ મૂલ્ય ન રહે, તો ફક્ત પ્રેક્ષક બની જોતા તો ન રહેવાય, પરંતુ દુર્ભાગ્યે તલવારનો પ્રયોગ વધુ પડતો અનિતીથી જ થયો છે.

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો આ ફર્ઝ હતો કે, તે શાંતિ અને લડાઈને વિભિન્ન કરી લોકોને બતાવે અને લડાઈના મેદાનની નૈતિકતાનો કાર્યક્રમ દર્શાવતું માર્ગદર્શન પણ માનવજગત સમક્ષ રજૂ કરે.

## ❊ જિહાદથી પ્રાપ્ત થયેલ પરિણામો ❊

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને દુશ્મનો સાથે અત્યંત લાચારી અને મજબૂરીને લઈ જે લડાઈઓ લડવી પડી, તે સઘળી લડાઈઓમાં જેટલી ખૂનામરકીઓ થઈ, તેની તુલના લડાઈઓના પૂરા ઈતિહાસ સાથે કર્યા બાદ સ્પષ્ટ થાય છે કે, આટલી ઓછામાં ઓછી ખૂનામરકી બીજી લડાઈઓના ઈતિહાસમાં ક્યાંય જોવા નથી મળતી. અને તેના જેવા ઉચ્ચ હેતુઓનો પણ અભાવ છે.

આ સઘળી લડાઈઓનો મૃત્યુ આંક અત્યંત આધારભૂત અહેવાલો અનુસાર એક હજાર અઢારથી વધુ નથી. જેમાં બન્નેવ પક્ષના ફૌજીઓ શામેલ

છે. પરંતુ આ સૌથી ઓછી સંખ્યાને માનવીના લોહીને તે અપમાન અને તિરસ્કારથી બચાવ્યું છે. જેનું સંપૂર્ણ સરવૈયુ અશક્ય છે. તેના ફળસ્વરૂપે અરબી સમુદ્રના ચારેવ ખૂણામાં એ રીતની સુખ-શાંતિ સ્થાપિત થઈ ગઈ કે, અરબસ્તાનના એક સુદૂરના પ્રદેશની એક સ્ત્રી પોતાના ઘરેણાંથી સજ્જ થઈ મક્કા શરીફમાં તવાફ કરી પાછી ફરતી અને અલ્લાહપાક સિવાય બીજા કોઈનો તેને ભય ન રહેતો. જ્યારે કે ઈસ્લામના ઉદય સમયે પણ આ દશા હતી કે, સમગ્ર અરબસ્તાનમાં હત્યા, ખૂનામરકી, બદલો લેવાની કાર્યવાહી તેમજ ગૃહયુદ્ધોની પરંપરા હતી. અને મોટી મોટી હુકૂમતોના યાત્રીદળો પણ અસાધારણ પહેરેદારો, સુરક્ષા કવચ અને અનુભવી લોકોની સહાયથી જ સલામત સ્થળે પહોંચી શકતા હતા.

લોકોમાં અલ્લાહપાકનો ડર અને પરલોક જીવનની શ્રદ્ધા એવી બેસી ગઈ કે, એક પુરૂષે આવેશમાં આવી વ્યભિચારનો ગુનોહ કર્યો, ત્યાર બાદ વારંવાર હુઝૂરે અકરમ (સલ.) પાસે આવી દરેક વખતે પોતાના ગુનાહનો સ્વીકાર કરી પોતાના ઉપર ઈસ્લામી કાનૂન પ્રમાણે સખ્ત સજા લાગુ પાડવાની વિનંતી અને કાકલૂદી કરે છે. આપ અલયહિસ્સલામે દરેક વખતે મોઢું ફેરવી લીધું. છેવટે તેમની માનસિક સ્થિરતા અને સમતુલતા વિશે તહકીક કર્યા બાદ તેમને ગુનાહની સજા આપી.

તે સમયની મહાસત્તા ઈરાનના રાજા કિસ્રાનો અબજો રૂપિયાની કિંમતનો તાજ (મુગટ) એક સામાન્ય સિપાહીને મળે છે. તે પોતાના કમાન્ડર પાસે સરકારી તિજોરીમાં જમા કરાવવા જાય છે. કમાન્ડર તેનું નામ પૂછે છે, તો જવાબ આપે છે કે, જે ઝાત (અલ્લાહપાક)ના ખૌફથી આ કામ કર્યું છે, તે મને સારી રીતે ઓળખે છે.

રાત્રિના અંધકારમાં એક વૃદ્ધાને ઘેર સાફ-સફાઈ અને પાણી ભરવાની બાબતે પ્રથમ ખલીફા અને તેમના નાયબ (બીજા ખલીફા) વચ્ચે એકબીજાથી પહેલા પહોંચવાની હરીફાઈ થતી હતી.

ત્યારે જ તો મહાત્મા ગાંધીજીએ સ્વતંત્રતા પહેલાંની વચગાળાની કોંગ્રેસ

સરકારને રાજકારભાર અને રામ રાજ્યની કેવી રીતે સ્થાપના કરવી, તેના ઉદાહરણરૂપે આ મહાન ખલીફાઓ (હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર રદી.)ના જીવનથી બોધ લેવાનું જણાવ્યું હતું.

મતલબ કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આગમન બાદ માનવજીવનના સઘળા પાસાઓમાં ક્રાંતિ આવી ગઈ હતી. નેકીઓ અને ભલાઈના પ્રત્યેક કામમાં તત્પરતા અને બૂરાઈ તથા ગુનાહિત પ્રવૃત્તિઓ પ્રત્યે લોકોને ધિક્કાર અને નફરતની ભાવના પેદા થઈ ગઈ હતી. જેનો સંખ્યાબંધ ઈતિહાસકારો અને વિદ્વાનોએ ખુલ્લા મને સ્વીકાર કર્યો છે.

## * શું ઈસ્લામ તલવારથી ફેલાયો છે ? *

ખ્વાજા કમાલુદ્દીને ''ધી આઈડિયલ પ્રોફેટ''માં લખ્યું છે કે, તલવાર કયારેય મ્યાનમાં રાખવામાં આવી નથી. હિંદુ અવતારો તથા ઈસ્રાઈલી સરદારો બન્નેએ તેને બહાર કાઢી છે. હઝ. ઈસા (અલૈ.)એ કહયું હતું કે, હું તલવાર ચલાવડાવવા આવ્યો છું. ખુદ ખ્રિસ્તી મતના સિધ્ધાંતો યુધ્ધની પરવાનગી આપે છે. ઈસ્રાઈલી પયગમ્બરોએ યુધ્ધો લડયાં છે. જો યોગ્ય સમયસંધિ હોત તો હઝ. ઈસા (અલૈ.) પણ યુધ્ધ કરત, પરંતુ આવુ થયું નહીં. પીટરને હઝ. ઈસા (અલૈ.)એ આમ કરતાં રોકયા તો પણ જે હઝ. ઈસા (અલૈ.) કરી ન શકયા, તે તેમના અનુયાયીઓએ કરી નાંખ્યુ છે. આજે પણ તેમના અનુયાયીઓ એવી શોધોમાં પોતાની શકિત લગાવી રહયા છે, જે સમગ્ર વિશ્વને આગ તથા તલવારના હવાલે કરી શકે.

ઈસ્લામી પયગમ્બરે તલવારનો ખરો ઉપયોગ શીખવ્યો–બતાવ્યો છે. અમુક સ્થિતિમાં હથિયાર ઉપાડવું એક નૈતિક આવશ્યકતા બની જાય છે. તે વખતે ખામોશ તમાશાઈ બનીને તો જોઈ ન શકાય ને ? પરંતુ બદકિસ્મતીથી તલવારનો ઉપયોગ હંમેશા ખોટો જ થયો છે. એટલે અલ્લાહપાકના રસૂલ (સલ.)ની ફરજ બની ગઈ હતી કે તેઓ શાંતિ તથા યુધ્ધના મોકાઓને જુદા જુદા કરીને બતાવે. અને વિશ્વના માર્ગદર્શન માટે કુરૂક્ષેત્ર (મેદાને જંગ)ની નીતિ (એથિકસ)ને લગતું એક સર્વગ્રાહી તથા સંપૂર્ણ બંધારણ આપી જાય.


ઈસ્લામે સત્યની હિમાયત તથા અસત્યના વિરોધ માટે યુધ્ધની પરવાનગી આપી છે. એટલે મજબૂર થઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પણ તલવાર ઉપાડી. પરંતુ તેનાથી એવું તારણ કાઢવું કે ઈસ્લામની સફળતાની કહાની અત્યાચારની કહાની છે. તેમજ મુસ્લિમોની ચઢાઈ પાછળ સત્તાની લાલસા સિવાય કશુંય નથી. બિલકુલ ખોટું છે. નર્યો આક્ષેપ તથા ઈતિહાસને નકારવાની નાપાક સાજિશ છે.

## ❊ ઈસ્લામનો સબંધ આત્માથી છે ❊

ઈસ્લામ દલીલ આધારિત ધર્મ છે. એટલે ઈસ્લામ પ્રચાર માટે સર્વપ્રથમ તર્કબધ્ધ દલીલો, ત્યાર પછી બોધવચનો અને છેક છેલ્લે તંદુરસ્ત ચર્ચાનો સહારો લેવાનું સૂચવે છે. ઈસ્લામી પયગમ્બર પર જે વાણી અવતરી તે માનવીય બુધ્ધિને સંબોધન કરે છે, તેમજ ચિંતન–મનનનો આદેશ આપે છે. જે ધર્મ વાંચવા વિચારવાની વાત કરતા હોય તે બળજબરી કેમ કરી શકે ? ઈસ્લામે ધર્મની બાબતમાં બળજબરીનો વિરોધ કર્યો, એટલું જ નહીં, બલ્કે તેણે એ મુદ્દો પણ ઉપસાવ્યો કે ધર્મ જે તે માણસની પસંદગી પર અવલંબે છે. તેનો સબંધ આત્મા સાથે છે અને આત્મા પર તલવાર વડે કાબુ મેળવી શકાય એમ નથી. કુર્આનમાં છે કે “આ તમારા પાલક તરફથી આવેલ એક સચ્ચાઈ છે તો જેને માનવું હોય તે માને અને જેને ન માનવું હોય તે ન માને.” *(અલ કહફ–૧૯)* ધર્મની બાબતે કોઈ બળજબરી નથી. *(સૂરહ બકરહ–૨૫૬)* પયગમ્બરનું કાર્ય લોકોને સત્યની જાણ કરવાની છે. તેને સ્વીકારવા માટે મજબૂર કરવાનું નથી. *(માઈદહ–૯૨)* જો બળજબરી કરવાની હોતે તો બધાને મુસલમાન જ બનાવી પેદા કરતે. બળજબરીની પણ જરૂર નહીં રહેત. પરંતુ એક વિશેષ આશયે ખુદાએ ધર્મની બાબતમાં આઝાદી આપી છે. જેથી સમજદારીને પ્રકાશ પ્રતિ માર્ગ મળે અને અણસમજુઓ અંધારાના ઊંડા ખાડામાં પડી જાય. *(સુ.યુનુસ–૯૯)* કુર્આન શરીફમાં એક પણ આયત નથી જેમાં જબરદસ્તીથી કોઈને મુસલમાન બનાવવાનો આદેશ હોય. બલ્કે તેનાથી વિપરિત તે યુધ્ધ વખતે પણ વિધર્મીઓને આશ્રય આપવાનો આદેશ આપી તેમને સમજાવવાનો જ હુકમ આપે છે. *(સુ.તૌબા–૬)* આપના જીવનકવનથી


પણ આવી કોઈ ઘટના જાણવા નથી મળતી કે આપે કોઈને ઈસ્લામ સ્વીકારવા માટે મજબૂર કર્યો હોય. હા, નમ્રતા, નૈતિકતા વડે લોકોના દિલ જીતવાના અનેક બોધદાયક કિસ્સાઓ આપના જીવનમાંથી મળી આવે છે.

ખયબરના યુદ્ધ વેળા જ્યારે હઝરત અલી (રદી.)ને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ખાસ ઝંડો એનાયત ફરમાવ્યો તો હઝ. અલી (રદી.) પૂછયું કે "શું યહૂદીઓને મારીને મુસલમાન બનાવી લઈએ ?" આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ જવાબ આપ્યો, "નહીં ! નરમીથી તેમની સામે ઈસ્લામ રજૂ કરજો. જો તમારા સમજાવવાથી એક માણસ પણ ઈસ્લામ સ્વીકારી લે તો એ તમારા માટે લાલ ઊંટથી પણ વધારે સારું છે."

એવી જ રીતે જ્યારે મક્કાની ફતેહ પછી હઝ. ખાલિદ (રદી.)ને બનુ જુઝૈમાં ભણી મોકલ્યા તો સ્પષ્ટ સૂચના આપી હતી કે, "માત્ર ધર્મ પ્રચાર માટે જાઓ, ધર્મયુદ્ધ માટે નહીં." તેમ છતાં હઝ. ખાલિદ (રદી.)એ તલવારનો ઉપયોગ કર્યો તો, આપે બહુ જ નારાજગી વ્યકત કરી અને કિબ્લા તરફ મોઢું રાખી આપે ફરમાવ્યું, "હે અલ્લાહપાક ! ખાલિદે જે કાંઈ કર્યુ તેની જીમ્મેદારી મારા ઉપર નથી" પછી આપે વળતર આપવા માટે હઝરત અલી (રદી.)ને રવાના કર્યા. અને તેમણે બધા જ મૃતકોનું વળતર ચૂકવ્યું. ત્યાં સુધી કે બાળકોને પણ ગણ્યા. અને જે કૂતરાઓ માર્યા ગયા હતા તેમનું પણ વળતર ચુકવ્યું. *(તારીખે તબરી)*

## ❊ એક વ્યકિત કેવી રીતે તલવાર ઉપાડે ? ❊

ઈસ્લામ તથા તલવારના વિષય પર વિચાર વ્યકત કરતા થોમસ કાર્લાઈલે લખ્યું છે કે "મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તલવારના જોરે ધર્મ ફેલાવ્યો તેની બહુ ચર્ચા થાય છે, પરંતુ તમને તલવાર કયાંથી મળશે ? પ્રત્યેક નવો વિચાર તેના પ્રારંભિક તબક્કામાં માત્ર એક વ્યકિતના મનમાં ઝબકે છે. વિશ્વમાં એક જ માણસને તેમાં વિશ્વાસ હોય છે. તે વખતે એકલો તે જ માણસ આખા જગત વિરૂદ્ધ ઊભો હોય છે. આવી સ્થિતિમાં જો તે તલવાર ઉપાડીને પોતાનો વિચાર ફેલાવવાની કોશિષ કરે તો


તે જરા પણ ફાયદાકારક નહીં નીવડી શકે.'' *(હિરોઝ એન્ડ હિરોવર્શિપ પૃ–૬૧)* અશાંતિ, ખૂનરેજીથી વધારે ખુદાને કોઈ બાબત નાપસંદ નથી. કુર્આન શરીફ અનુસાર પયગમ્બરોને મોકલવાનો એક ખાસ મકસદ દુનિયામાં શાંતિની સ્થાપના તથા જાનમાલની સુરક્ષા છે. *(માઈદહ–૩૨/બકરહ–૨૦૫)*

ઈસ્લામ માત્ર સત્ય અસત્યને નકકી નથી કરતો. સત્યને સ્થાપિત તથા અસત્યને વિસ્થાપિત કરવા માટે વ્યવહારિક પ્રયત્નની પણ માંગ કરે છે. માનવીની કમજોરી છે કે કયારેક માનવી સમજાવવાથી નથી માનતો. તેના માટે બાહુબળ વાપરવું પડે છે. ઘણી વખત શાંતિ માટે પણ યુદ્ધ કરવું પડે છે. આપ (સલ.) માટે પણ એવા સંજોગો ઉભા થયા જેમાં આપને સમજાવટની સાથો સાથ બળપ્રયોગની પણ જરૂર પડી. જો આવી સ્થિતિમાં પણ આપ હિંસાથી દૂર રહેત તો આપ એક એવો દૃષ્ટાંત છોડીને જત જે અવ્યવહારુ હોત.

ઈસ્લામ યુધ્ધની છૂટ આપે છે, તો તે એક શસ્ત્રક્રિયારૂપે છે. જાણે કે યુધ્ધ એક અનિવાર્ય અનિષ્ટ હોય. યુધ્ધ એક ઉચ્ચ હેતુ પાર પાડવા માટેની છેલ્લી યુકિત છે. આમ ઈસ્લામ યુધ્ધને જાનવરોની જેમ મારામારીમાંથી ઉપાડી ઈબાદત (ખુદાપાકની પૂજા)ના સ્થાને મૂકી દે છે. જે યુધ્ધ આ કસોટી પર પુરૂં ન ઉતરે તે યુધ્ધ પેલો જિહાદ નથી, બલ્કે તે ફસાદ છે જે સમાજને બદનામીના ખાડામાં ફેંકી દે છે.

## ❊ આપે તલવારનો યોગ્ય ઉપયોગ શિખવાડયો ❊

યુદ્ધ એક પાશવી હરકત છે, પરંતુ આપ (સલ.) એક પવિત્ર ફરજ રૂપે તલવાર ઉપાડવા માંગતા હતા, એટલે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ યુધ્ધમાં આચરાતી તમામ જંગલી હરકતોની મનાઈ ફરમાવી દીધી. અને એવા સુધારાઓ સૂચવ્યા જેથી બેદર્દીના બદલે હમદર્દીની ભાવના મેદાને જંગમાં પણ વિકસે.

અચાનક હુમલો કરી દેવો, હુમલામાં પહેલ કરવી યુધ્ધની સર્વશ્રેષ્ઠ નીતિરીતિ પહેલાં પણ સમજવામાં આવતી હતી, અને આજે પણ સમજવામાં આવે છે, પરંતુ આપની પધ્ધતિ જુદી હતી. તેમાં મકસદ એ હતો કે મુસ્લિમો


ઉપર પહેલ કરવાનો આક્ષેપ લાગે નહીં. અને સામે પક્ષે શત્રુને પણ યુધ્ધ તથા શાંતિના બધા પાસાંઓ પર વિચારવાનો મોકો મળી રહે. અને છેલ્લી ઘડીએ પણ જો તે શાંતિને પ્રાધાન્ય આપવા માંગે તો તેમાં કોઈ રૂકાવટ ના રહે.

એટલે જે યુધ્ધોમાં આપ નેતૃત્વ કરી રહયા હતા. તેમાં હરોળો વ્યવસ્થિત કર્યા પછી આપ તમામ મુજાહિદોને સ્પષ્ટ આદેશ આપતા હતા કે જ્યાં સુધી શત્રુ સૈન્ય બિલકુલ નજીક આવી ન જાય ત્યાં સુધી પોતાના સ્થાનથી આગળ કોઈ ન વધે. તેમજ જે યુધ્ધોમાં આપના સાથીઓને આપ કમાન સુપરત કરતા તો તેમને પણ સખત આદેશ આપતા કે જ્યાં સુધી તમારી ઉપર કોઈ હુમલો કરે નહીં ત્યાં સુધી તમે કોઈના ઉપર હુમલો ન કરતા. હઝરત અલી (રદી.)ને જયારે આપે યમન મોકલ્યા તો આવી જ સૂચના આપી હતી. *(સીરતુન્નબી ૧/૬૦૫)* હઝરત મુઆઝ બિન જબલ (રદી.) નોંધે છે કે એક યુધ્ધમાં લોકોએ શત્રુઓને ખોટી રીતે હેરાન કર્યા તથા લૂંટફાટ મચાવી આની જાણ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને થઈ તો આપે માણસ મોકલાવી ઘોષણા કરાવડાવી કે જે ઘરોમાં રહેતા લોકોને પરેશાન કરે તથા લૂંટ માર કરે તેનો જિહાદ કબૂલ નહીં થાય. *(એજન, પૃ–૬૧૨)*

એમ કહેવાય છે કે પ્રેમ તથા યુધ્ધમાં બધું જાઈઝ છે. પરંતુ જે હસ્તી જીવનના પ્રત્યેક તબક્કે જાઈઝ નાજાઈઝમાં સીમાંકન માટે આવી હોય તેની નજરમાં આવી કાવ્યમય ઉકિતઓની કોઈ કિંમત નથી હોતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ યુધ્ધ દરમિયાન કમજોરો, સ્ત્રીઓ, વૃધ્ધો, બાળકો, નોકરો, તથા ગુલામોને મારવાની સખ્ત મનાઈ ફરમાવી દીધી હતી. જયારે મુસ્લિમોનું સૈન્ય રહેણાંક વિસ્તારોમાં પ્રવેશે તો તેને એવો આદેશ આપવામાં આવતો કે જે લોકો ઘરોમાં બેસી રહે અથવા કોઈ પણ રીતે મુકાબલો ન કરવાનો ઈરાદો પ્રગટ કરે, તેઓને સંપૂર્ણ સુરક્ષા (અમાન) પ્રદાન કરવામાં આવે.

પહેલા ખલીફા હઝ. અબૂબક્ર (રદી.)એ જયારે સિરિયા ફોજ મોકલી તો તેમણે ફરમાન જારી કર્યુ કે, શત્રુ સાથે કરાર કરતી વખતે જૂઠ બોલશો નહીં, સાચું બોલજો, જેથી તમારી સત્યતા પૂરવાર થઈ જાય. વાયદો બરાબર

પૂરો કરો. વિધર્મીઓના સંતો, મહંતોની શાંતિ ભંગ કરો નહીં. તેમના ઘરો તોડો નહીં. *(તબરી)*

આ ફરમાન વિશે વિખ્યાત અંગ્રેજ લેખક બોસ્વર્થ સ્મિથ (Bosworth Smith) લખે છે કે, હઝ. અબૂબક્ર સિદ્દીક (રદી.)એ સિરિયા ખાતે પોતાની ફોજોને આદેશ આપ્યો હતો કે, પુરૂષોના ચહેરાઓ વિકૃત કરો નહીં. આબાલ, વૃધ્ધો તથા સ્ત્રીઓની કતલ ન કરો. ફળદાર જાડને ન કાપો, તેમના પ્રાણી–ઓને મારી ન નાંખો, આ નિયમોએ મુસ્લિમોના સમગ્ર યુધ્ધ ઈતિહાસમાં યુધ્ધ માટેની આચારસંહિતાની ગરજ સારી. *(ઈસ્લામ એન્ડ સિવિલાઈઝેશન)* અને ફિન્લેએ એવો મત વ્યકત કર્યો છે કે, મુસ્લિમોએ યહૂદીઓ તથા ખ્રિસ્તીઓને ન્યાય તથા સહિષ્ણુતા વાળા એવા નિયમોનો પરિચય કરાવ્યો, જેની ઉપર રોમન બાદશાહો કે રૂઢિચુસ્ત પાદરીએ કયારેય અમલ  કર્યો ન હતો.

*(ગ્રીસ અન્ડર ધ રોમન્સ, લે. ફિન્લે. પૃ. ૩૬૭)*

## ❊ પશ્ચિમી દેશોના યુદ્ધોની સરખામણી ❊

ઈસ્લામની શિક્ષા આ સબંધે શું છે, તે પહેલાં જોઈએ કે ક્રૂરતા અને આતંક કઈ તરફ છે. ઈસ્લામના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) જે સુરક્ષાત્મક યુદ્ધોમાં પોતે શામેલ થયા તેને અરબી ભાષામાં ''ગઝવાત'' કહે છે. આવા ગઝવાતની સંખ્યા ૨૭ અને સરાયા (જેમાં શરીક ન હતા)ની સંખ્યા ૫૬ છે, અને તેમાં મૃત્યુ પામનારાઓની કુલ સંખ્યા ૧૦૧૮ છે. જેમાં બન્ને પક્ષકારો સામેલ છે. મુસલમાનોમાં યુદ્ધથી થયેલ મૃત્યુનું પ્રમાણ મહિનામાં એકનું છે. નોંધનીય બાબત એ છે કે, ઈસ્લામના આ પ્રારંભિક કાળમાં હજુ દસ વર્ષ પણ પૂરા નહોતા થયા અને તેનો પ્રસાર દસ લાખ વર્ગ માઈલમાં થઈ ગયો હતો. શું આ તલવારનો પ્રભાવ હતો ?

હવે ચિત્રના બીજા પાસા તરફ એક દ્દષ્ટિપાત કરી લઈએ. વિશ્વમાં થયેલા ધાર્મિક અને રાજકીય યુદ્ધો અને સંઘર્ષોમાં અગણિત લોકોએ પોતાના પ્રાણો ગુમાવ્યા છે. યુદ્ધોમાં અને જે તે પ્રદેશો જીતી લીધા પછી સામાન્ય નાગરિકો સાથે જે પ્રકારે નિર્મમ અને પશુતાભર્યા અત્યાચાર ગુજારવામાં આવતા હતા, તેની અનેક હ્રદયદ્રાવક દાસ્તાનો ઈતિહાસમાં ભરેલી પડી છે.

જેને વાંચતાં જ શરીરના રૂંવાટા ઉભા થઈ જાય છે. આજે પણ અમેરિકા અને તેના સાથી પશ્ચિમી દેશોની જેલોમાં જે રીતે યુદ્ધ કેદીઓ અને નિર્દોષ પકડી લેવાયેલા લોકો સાથે અમાનવીય વ્યવહાર કરવામાં આવે છે, અને જેવી યાતનાઓ આપવામાં આવે છે, તેની કલ્પના જ કંપારી ઉપજાવે છે. ધરતી ઉપર થયેલા વિભિન્ન દેશો વચ્ચે થયેલા યુદ્ધોની વિગતો અધ્યયનના વિવિધ માધ્યમો દ્વારા જાણી શકાય છે.

પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮)માં મૃતકોની સંખ્યા ૮૫,૦૦,૦૦૦ બતાવવામાં આવે છે, અને બીજા વિશ્વયુદ્ધ (૧૯૩૭-૧૯૪૫)માં મૃતકોની સંખ્યા ૪,૦૦,૦૦,૦૦૦ છે. તે ઉપરાંત ગંભીર રીતે ઈજાગ્રસ્તો અને અપંગોની સંખ્યાની તો કોઈ ગણતરી જ નથી. અન્ય યુદ્ધો, જેનો વીસમી સદીના મોટા યુદ્ધોમાં સમાવેશ થાય છે, તેમાં કુલ મૃત્યુ આંક આશરે ૭૪,૪૦,૦૦૦ જેટલો છે. જેમાં કોરીયા, વિયેતનામ, ઈરાન-ઈરાક, અફઘાનિસ્તાન, ફ્રાન્સ, સ્પેન, મેક્સિકો વગેરેના યુદ્ધો તથા ચીન અને રશિયાના ગૃહયુદ્ધોનો સમાવેશ થાય છે. વીસમી સદીમાં અન્ય ઘણા યુદ્ધો થયા છે.

**Out of Control : Global Turmoil on the Eve of the Twenty-first Century, 1993** માં **Zbigniew Brzezinski** નોંધે છે કે, રાજકીય હેતુસરના હત્યાકાંડોમાં મૃત્યુ આંક આશરે ૧૬,૭૦,૦૦,૦૦૦, યુદ્ધ સબંધિત મૃત્યુ આંક ૮૭,૫૦,૦૦,૦૦૦, લશ્કરી મૃત્યુ ૩,૩૫,૦૦,૦૦૦, ગૃહયુદ્ધોમાં મૃત્યુ ૫,૪૦,૦૦,૦૦૦, અયુદ્ધ સબંધિત મૃત્યુ ૮,૦૦,૦૦,૦૦૦ તથા સામ્યવાદી ચળવળોમાં મૃત્યુ આંક ૬,૦૦,૦૦,૦૦૦ સુધી પહોંચે છે. બીજા વિશ્વયુદ્ધમાં અમેરિકાએ ૬ ઓગષ્ટ ૧૯૪૫ના દિવસે જાપાનના હિરોશિમા શહેર ઉપર ૨૦૦૦૦ ટી.એન.ટી. શક્તિ ધરાવતો અણુબોમ્બ ઝીંકીને આખા શહેરને જોતજોતામાં સ્મશાનમાં ફેરવી નાખ્યું. તે વખતે આ શહેરની કુલ વસ્તી ૩,૪૩,૦૦૦ની હતી, જેમાંથી ૬૬૦૦૦ તો તરત જ મોતને ઘાટ ઉતરી ગયા અને અન્ય ૬૯૦૦૦ ગંભીર રીતે ઝખ્મી થયા. ૬૭%થી વધુ મકાનો ખંડેર બની ગયા. જાપાનના બીજા શહેર નાગાસાકીની હાલત પણ આવી જ થઈ હતી. જ્યાં અમેરિકાએ બીજો અણુબોમ્બ ઝીંક્યો હતો. વિશ્વ-

યુદ્ધો અને અન્ય તમામ યુદ્ધોની આ ખુવારીની સામે મુસ્લિમ ઈતિહાસના આંકડા એકઠા કરીએ તો પણ તેની સરખામણી શક્ય નથી.

## ❊ યુદ્ધોના હેતુઓની સરખામણી ❊

વીસમી સદી પહેલાં અને વીસમી સદીમાં જે યુદ્ધો થયા, જેમાં અમેરિકા અને પશ્ચિમી દેશો શામેલ હતા, તે યુદ્ધો જે ઉદ્દેશ્યથી કરવામાં આવ્યા તેનાથી પણ આપણે સૌ વાકેફ છીએ. આઝાદ દેશો ઉપર કબ્જો કરીને લોકોને સામ્રાજ્યવાદી શક્તિઓના ગુલામ બનાવવા, તેમના કુદરતી સ્ત્રોતો ઉપર બળપૂર્વક કબ્જો કરવો, નબળા દેશોની પ્રજાના માનવ અધિકારોનું હનન કરવું અને અત્યાચાર-આતંક અને અતિરેકને પોતાનો જન્મસિદ્ધ અધિકાર સમજીને લોકો સાથે પશુ જેવો વ્યવહાર કરવો એ જ પશ્ચિમી દેશોનો આશય રહ્યો છે. પશ્ચિમી દેશોએ જમીનની ભૂખ માટે યુદ્ધો લડ્યા અને તેની અસરો આજે પણ દેખાઈ રહી છે.

તેનાથી વિપરીત ઈસ્લામી યુદ્ધોનો ઉદ્દેશ્ય જે તે દેશ-પ્રદેશની પ્રજાને ત્યાંના અન્યાયી અને અત્યાચારી શાસકોના બંધનમાંથી આઝાદ કરાવવાનો હતો, જેઓ મનુષ્યો સાથે પશુઓ જેવો વ્યવહાર કરતા હતા. મનુષ્યોને ગુલામ બનાવીને તેમનું જાનવરોની જેમ ખરીદ-વેચાણ કરતા હતા.

## ❊ ગેરમુસ્લિમ પ્રજાઓ (ઝિમ્મી)ના હક્કો ❊

ઈસ્લામે પોતાની ગેરમુસ્લિમ પ્રજાને જે હક્કો અને સહુલતો તથા તેમની દરેક બાબતોનો જે ખ્યાલ રાખ્યો છે, તે આજ સુધી કોઈ પણ ધર્મ કે સંસ્કૃતિએ પોતાની પ્રજાને આપ્યા નથી. ઈસ્લામ પોતાની ગેરમુસ્લિમ પ્રજા માટે સંપૂર્ણ રહમત સાબિત થયો છે. ઈસ્લામે જે હક્કો તેમને આપ્યા છે, તે તેમને પોતાના દેશ, પોતાની કૌમ અને પોતાના ધર્મવાળી સરકારોએ પણ આપ્યા નથી. બલ્કે તેમની હાલત ગુલામો-બંદીઓથી પણ બદતર હતી. તેમનું કામ પોતાનું લોહી-પસીનો વહાવી હાકેમો અને જાગીરદારોને એશ-આરામ પૂરો પાડવાનું હતું. તેમને નાના અને સામાન્ય ગુનાહોની દર્દનાક સજાઓ વેઠવી પડતી હતી. ઈરાન, રોમ અને ભારતના અછૂતોની દાસ્તાનોથી ઈતિહાસના પાનાઓ ભરેલા છે.



ઈસ્લામ તેમના માટે રહમત બનીને આવ્યો. તેમને બધી જ પ્રકારની સહુલતો અને હક્કો આપ્યા. ગેરમુસ્લિમ પ્રજાને ઈસ્લામે શું હક્કો આપ્યા, તેનો પ્રથમ દસ્તાવેજ ''નજરાન''ના ખ્રિસ્તીઓ સાથે થયેલ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કરારોથી માલૂમ પડે છે. જેમાં આ પ્રમાણે લખ્યું હતું.

**નજરાનના ખ્રિસ્તીઓ સાથે આપ (સલ.)ના થયેલ કરારો :**

- નજરાન અને તેની આજુબાજુના રહેવાસીઓની જાન, તેમનો ધર્મ, તેમની જમીનો, તેમના માલ-દૌલત, તેમના હાજરજનો, ગેરહાજરો, તેમના કાફલાઓ, તેમના એલચીઓ, તેમના ધર્મસ્થાનો અલ્લાહપાક અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની જવાબદારી હેઠળ છે.
- તેમની વર્તમાન પરિસ્થિતિમાં કોઈ ફેરફાર કરવામાં આવશે નહીં, અને તેમના હક્કોમાંથી કોઈ હક્ક છીનવી લેવામાં આવશે નહીં, અને મૂર્તિઓને બગાડવામાં આવશે નહીં.
- કોઈ સન્યાસીને તેના સન્યાસપણાથી અને કોઈ પાદરી તથા ચર્ચના કોઈ હોદેદારને તેના હોદ્દાથી હટાવવામાં આવશે નહીં.
- અને જે કાંઈ ઓછુ-વત્તુ તેમની પાસે ભંડોળ હશે, તે તેમના કબ્ઝામાં રહેવા દેવામાં આવશે.
- ઈસ્લામ પહેલાના આગલા કોઈ ગુનાહ અથવા ખૂનના બદલામાં તેમનાથી કોઈ બદલો લેવામાં આવશે નહીં.
- તેમની જમીનોનું ઉશ્ર (મુસ્લિમો પાસેથી લેવામાં આવતી ખેતીની ઝકાત) લેવામાં આવશે નહીં.
- ઈસ્લામી ફૌજ તેમની ખેતીવાડી તથા ઝાડ-છોડને નુકસાન કરશે નહીં.
- તેમની કોઈ વ્યક્તિ પોતાના કોઈ હક્કની માંગણી કરશે, તો તેમની સાથે ન્યાયનો વર્તાવ કરવામાં આવશે.
- તેમના ઉપર ઝુલ્મ-અત્યાચાર કરવાની બિલ્કુલ પરવાનગી આપવામાં આવશે નહીં.
- અને તે પણ કોઈના ઉપર અત્યાચાર કરશે નહીં.





- તેમનામાંથી જે વ્યક્તિ વ્યાજુ વ્યવહાર કરશે, તેની જવાબદારી મારા (આપ સલ.) ઉપર રહેશે નહીં.

આ પત્રમાં જે કાંઈ લખવામાં આવ્યું છે, તેની પૂરેપૂરી પાબંદી કરવા વિશે અલ્લાહ તઆલાની અમાન (રક્ષણ) અને (હઝરત) મુહમ્મદ (સલ.)ની જવાબદારી છે. જ્યાં સુધી આ બાબતે અલ્લાહપાક તરફથી બીજો કોઈ હુકમ કરવામાં ન આવે. જ્યાં સુધી આ લોકો મુસ્લિમોના હિતેચ્છુ અને ભલુ ચાહનાર રહેશે, તેમની સાથે ઉપર કરેલ શર્તોની પાબંદી કરવામાં આવશે. તેમની ઉપર જબરદસ્તી અત્યાચાર કરી કોઈ વસ્તુ ઉપર અમલ કરવા તેમને મજબૂર કરવામાં આવશે નહીં. *(કિતાબુલ્ખિરાજ, ફુતૂહુલ્બુલ્દાન : ૭૨)*

આ દસ્તાવેજી કરારથી નીચે પ્રમાણેના હક્કો સાબિત થાય છે :

- તેમની જાનની સુરક્ષાની ગેરન્ટી આપવામાં આવી.
- તેમની જમીન-જાયદાદ અને માલ-દૌલત તેમના કબ્ઝામાં રહેશે.
- તેમની કોઈ પણ ધાર્મિક ક્રિયાકાંડમાં ફેરફાર કરવામાં આવશે નહીં. ધાર્મિક હોદ્દેદારોને પોતાના હોદાઓ ઉપર કાયમ રાખવામાં આવશે.
- સલીબ (ક્રોસ) અને મૂર્તિઓને નુકસાન પહોંચાડવામાં આવશે નહીં.
- તેમની કોઈ વસ્તુ ઉપર કબ્ઝો કરવામાં આવશે નહીં.
- તેમનાથી ફૌજી સેવા લેવામાં (જબરદસ્તી કરવામાં) આવશે નહીં.
- તેમના ખેતીના પાકમાંથી ઉશ્ર (દસમો ભાગ જે મુસ્લિમો પાસેથી લેવામાં આવે છે) તે લેવામાં આવશે નહીં.
- ઈસ્લામી ફૌજ તેમના પ્રદેશોમાં (હુમલા અર્થે કે ડરાવવા માટે) મોકલવામાં આવશે નહીં, તેમનું રક્ષણ જરૂર કરશે.
- તેમના મુકદ્દમા અને વહેવારમાં સંપૂર્ણ ન્યાય કરવામાં આવશે.
- તેમના ઉપર કોઈ પણ પ્રકારનો ઝુલ્મ-અત્યાચાર કરવામાં આવશે નહીં.
- વ્યાજુ લેવડદેવડ કરનારની જવાબદારી હમો લેવાના નથી.
- કોઈ નિર્દોષને નાહક રંજાડવામાં આવશે નહીં.

ઉપરોક્ત કરારમાં તે બધા જ હક્કોનું વર્ણન આવી ગયું છે. જેની ઝિમ્મીઓને જરૂર હતી.



## હઝરત ઉમર (રદી.)ના સિરિયા તથા ઈરાકના ખ્રિસ્તીઓ સાથે થયેલ કરારો :

હઝરત અબૂબક્ર સિદીક (રદી.)ના યુગમાં ઈસ્લામ અરબસ્તાનથી બહાર ઈરાક તથા સિરિયામાં પ્રવેશ્યો, પરંતુ આપનો યુગ બે વર્ષનો હતો. અને તેની તુલનામાં સૌથી વધુ પ્રદેશો અને દેશો ઉપર હઝરત ઉમર (રદી.)ના યુગમાં ફતેહ અને સફળતા મળી. ઘણી કૌમો ઈસ્લામી હુકૂમતમાં શામેલ થઈ. તેમના સમયમાં ઈસ્લામી સંપૂર્ણ રાજ્ય વ્યવસ્થા સ્થપાઈ. એટલા માટે ઝિમ્મીઓ સાથેના વ્યવહાર અને વર્તાવ તથા કાયદા-કાનૂનની પરીક્ષાનો સહીહ અને સચોટ માપદંડ હઝરત ઉમર (રદી.)નો જ ખિલાફતકાળ છે. હઝરત ઉમર (રદી.)એ ઝિમ્મીઓ (ગેરમુસ્લિમ પ્રજા)ને જે હક્કો આપ્યા અને જીતેલા પ્રદેશોની પ્રજા સાથે જે કરારો થયા, તે ઈતિહાસના પૃષ્ઠોમાં હજુ સુધી સુરક્ષિત છે. તેમાંથી અમૂક નમુનારૂપી વર્ણન કરૂં છું :

હઝરત ઉમર (રદી.)એ ઝિમ્મી પ્રજાઓને જે હક્કો અર્પણ કર્યા હતા, તેની તુલના તે સમયના બીજા રાજ્યો સાથે કરવામાં આવે, તો કોઈ પણ રીતે મળતાપણું મળી આવશે નહીં. હઝરત ઉમર (રદી.)ના પાડોશમાં જે રાજ્યો હતા, તે રોમન અને ઈરાની રાજ્યો હતા. એ બન્ને રાજ્યોમાં ગૈર કૌમોના હક્કો ગુલામો કરતાં પણ વધુ ખરાબ હતા. સિરિયાના ખ્રિસ્તીઓ જો કે રોમનોના સ્વધર્મી હતા, છતાં પણ તેમને પોતાના કબ્જાની જમીનો પર કોઈ પ્રકારનો માલિકીપણાંનો હક ન હતો, બલ્કે તેમને પોતાને જ એક પ્રકારની મિલ્કત ગણવામાં આવતા હતા. કારણ કે જમીનની બદલીની સાથે તેઓને પણ લેનાર ધણીના નામે ચઢાવી દેવામાં આવતા હતા અને વેચનાર ધણી જે તેમના પર અધિકાર ભોગવતો હતો, તે જ અધિકારો લેનાર ધણીને મળતા હતા. યહુદીઓની દશા તો એથી પણ વધુ ખરાબ અને દયનીય હતી. તેઓ એવી હાલતમાં હતા કે, તેઓ રૈયત કહેવા પાત્ર પણ રહ્યા ન હતા. કારણ કે રૈયત તો અમૂક હક ધરાવે છે, અને યહુદી પ્રજા તો હકના નામથી અજાણ હતી. ઈરાનમાં જે પારસીઓ હતા, તેઓની સ્થિતિ એનાથી પણ વધુ દયાજનક હતી.

હઝ. ઉમર (રદી.)એ જ્યારે એ દેશોને જીત્યા ત્યારે એકાએક એમની

સ્થિતિ બદલાઈ ગઈ. જે હક્કો પરધર્મીઓને આપવામાં આવ્યા, તે જોતાં તેઓ જાણે રૈયત ન રહ્યા હતા, બલ્કે અરસપરસ કોલ-કરારો કરનારા બે સમોવડીયાના જે સબંધ હોય છે, તેવો બન્નેમાં સબંધ રહ્યો હતો. વિવિધ દેશોની જીતના સમયે જે કરારો લખવામાં આવ્યા, તેને અમે આ સ્થળે મૂળ રૂપે નકલ કરીએ છીએ કે, જેથી એ દાવાને પુરાવો મળશે. અને સાથે જ એ બાબતને સરખાવવાનો પ્રસંગ મળશે કે, યુરોપે પોતાના સુધારાનો દાવો કરવા સાથે એ પ્રકારના હક્કો કદી ગૈરકૌમને આપ્યા નથી. એ યાદ રાખવું જોઈએ કે, ઈતિહાસોમાં જે કરારો આપવામાં આવ્યા છે, તેમાં કેટલાક સવિસ્તર અને બાકીના સંક્ષિપ્ત છે. કારણ કે વિગતપૂર્વક શરતોનું વારંવાર પુનરાવર્તન કરવું તે લંબાણ આપવાનું કારણરૂપ હતું. તેથી ઘણાખરા કરારોમાં કોઈ વિગત-પૂર્વક કરારનો હવાલો આપવામાં આવ્યો છે. બયતુલ મુકદસનો કરાર, જે હઝ. ઉમર (રદી.)ની પોતાની હાજરીમાં અને એમના જ શબ્દોમાં લખાયો હતો, તે નીચે પ્રમાણે છે :

- આ તે રક્ષા છે કે, જે ખુદાપાકના ગુલામ અમીરૂલ મુઅમિનીન ઉમરે ઈલ્યા (સિરિયા)ના લોકોને આપી.
- એ રક્ષા તેમના જાન-માલ, ચર્ચો, ક્રોસ, તંદુરસ્ત, માંદા અને તેમના સર્વે ધર્મવાળાઓ માટે છે.
- આ રક્ષા એ પ્રકારની છે કે, ન તો તેમના ચર્ચોમાં વાસ કરવામાં આવશે, ન તેમને તોડી પાડવામાં આવશે.
- તેમને અને તેમની હદબંદીને હાની પહોંચાડવામાં આવશે નહીં.
- તેમના ક્રોસો અને તેમના માલમાં કાંઈ પણ ઘટાડો કરવામાં આવશે નહીં.
- ધર્મ સબંધી તેમના પર જબરદસ્તી કરવામાં આવશે નહીં.
- તેમનામાંથી કોઈને કાંઈ પણ નુકસાન પહોંચાડવામાં આવશે નહીં.
- ઈલ્યામાં તેમની સાથે યહુદીઓ રહેવા પામશે નહીં. ઈલ્યાવાળાઓની ફરજ છે કે, તેઓ બીજા શહેરોની જેમ જિઝિયો આપે.
- ગ્રીકોને કાઢી મૂકે અને ગ્રીકોમાંથી જે શહેરથી નીકળશે, તો તે સુરક્ષિત સ્થળે પહોંચી જાય ત્યાં સુધી તેના જાન-માલની રક્ષા કરવામાં આવશે.



- અને જે ઈલ્યામાં જ વાસ કરી રહે, તેને પણ રક્ષણ આપવામાં આવશે અને તેને જિઝિયો વેરો આપવો પડશે.
- ઈલ્યાવાસીઓમાંથી જે માણસ પોતાના જાન-માલ લઈ ગ્રીકો સાથે ચાલ્યા જવાની ઈચ્છા રાખે, તો તે સુરક્ષિત સ્થળે પહોંચી જાય ત્યાં સુધી તેમના ચર્ચોની, તેમના ક્રોસો અને તેમની રક્ષા કરવામાં આવશે.

અને જે કંઈક લખાણમાં છે, તેના ઉપર અલ્લાહપાકની, અલ્લાહપાકના રસૂલની, ખલીફાઓની અને મુસલમાનોની બાંહેધરી છે. પરંતુ એ શર્તે કે, એ લોકો ઠરાવેલ જિઝિયા વેરો ભરતા રહે. એ લેખ પર ખાલિદ ઈબ્ને વલીદ, અમ્ર ઈબ્ને આસ, અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ અને મુઆવિયા ઈબ્ને અબી સુફયાન (રદી.)ની સાક્ષીઓ છે. અને એ સને ૧૫ હિ.માં લખવામાં આવ્યો.

એ ફરમાનમાં સ્પષ્ટ રીતે ખુલાસો કરવામાં આવ્યો છે કે, ખ્રિસ્તીઓના જાન-માલ અને ધર્મ દરેક રીતે રક્ષિત રહેશે. અને એ સ્પષ્ટ છે કે, કોઈ પ્રજાને જેટલા પણ હક્કો મળી શકે છે, તે આ ત્રણ વસ્તુઓથી સબંધ ધરાવે છે. ખ્રિસ્તી દેવળો (ચર્ચો) સબંધી એવી વિગત છે કે, તેઓને તોડવામાં ન આવશે, ન તો તેમની ઈમારતને કંઈક નુકસાન પહોંચાડવામાં આવશે કે ન તેમની હદબંધીઓને કંઈક હરકત પહોંચાડવામાં આવશે. ધાર્મિક સ્વતંત્રતા સબંધી બે વાર ખુલાસો કર્યો છે કે, **'લા યુકરહુન અલા દીનિહિમ'** (તેમને ધર્મ બાબતે મજબૂર કરવામાં આવશે નહીં.) ખ્રિસ્તીઓના વિચાર પ્રમાણે હઝરત ઈસા અલયહિસ્સલામને યહુદીઓએ ક્રોસ પર ચઢાવી કત્લ કર્યા હતા. અને એ બનાવ ખાસ બયતુલ મુકદસમાં બન્યો હતો. તેથી ખ્રિસ્તીઓના લીધે એ શરત મંજૂર રાખવામાં આવી કે, યહુદીઓ બયતુલ મુકદસમાં રહેવા પામશે નહીં. ગ્રીકો જો કે મુસલમાનોથી લડતા હતા અને સાચુ જોતાં મુસલમાનોના મૂળ શત્રુ તેઓ જ હતા, છતાં પણ તેમના માટે એ છૂટ રાખવામાં આવી હતી કે, તેઓ બયતુલ મુકદસમાં રહેવા ચાહે તો તેઓ રહી શકે છે, અને નીકળી જવા ચાહે તો નીકળી શકે છે. બન્નેવ રીતે તેમને રક્ષણ આપવામાં આવશે. અને તેમના ચર્ચો અને તેમની વસ્તુઓને કંઈ પણ નુકસાન પહોંચાડવામાં આવશે નહીં. સૌથી મોટી વાત તો એ છે કે, બયતુલ મુકદસના ખ્રિસ્તીઓ જો



ચાહે તો વતન છોડી રોમનોથી મળી જાય, તો તે માટે પણ એમને કોઈ અટકાવનાર ન હતો, બલ્કે બયતુલ મુકદસમાં આવેલા એમના ચર્ચો વિગેરે સુરિક્ષત રાખવામાં આવશે.

શું કોઈ પ્રજા જીતેલા દેશો સાથે એવી શ્રેષ્ઠ વર્તણૂંક કરી શકે છે ? સૌથી શ્રેષ્ઠ બાબત તો એ છે કે, ઝિમ્મીઓના જાન-માલને મુસલમાનોના જાન-માલ બરાબર ઠેરવવામાં આવ્યા હતા. કોઈ મુસલમાન જો ઝિમ્મીને મારી નાંખતો હતો, તો હઝરત ઉમર (રદી.) તરત જ તેના બદલામાં મુસલમાનને કત્લ કરાવતા હતા. ઈમામ શાફઈ (રહ.)એ રિવાયત કરી છે કે, કબીલા બક્ર ઈબ્ને વાયલના એક માણસે હિયરાના એક ખ્રિસ્તીને મારી નાંખ્યો. હઝરત ઉમર (રદી.)એ લખીને મોકલ્યું કે, ''ખૂનીને મરનારના વારસોને સોંપી દો.'' એથી ખૂનીને મરનારના હુનૈન નામક વારસને સોંપી દીધો. અને એ વારસે તેને કત્લ કરી નાંખ્યો. માલ અને મિલ્કતને લગતા તેમના હક્કોનું રક્ષણ એનાથી વધુ શું થઈ શકે છે કે, જેટલી પણ જમીનો એમના કબ્જામાં હતી, તેમને તે જ ધોરણ પર તેમના કબ્જામાં રહેવા દીધી કે, જે ધોરણે દેશ જીતાયા અગાઉ તેમના કબ્જામાં હતી. વળી, એ ઉપરાંત મુસલમાનો માટે એમની જમીનોને ખરીદવાનું પણ ગેરકાયદેસરનું ઠરાવ્યું.

## ❊ ગેરમુસ્લિમોને આપેલ છૂટછાટો-સંધીઓ ❊

કાઝી અબૂ યૂસુફે ''કિતાબુલ ખિરાજ''માં જિઝિયાના પ્રકરણમાં લખ્યું છે કે, હઝરત ઉમર (રદી.) જ્યારે સિરિયાથી પાછા આવી રહ્યા હતા, ત્યારે કેટલાક માણસોને જોયા કે તેઓને તડકામાં ઉભા રાખ્યા હતા, અને તેમના માથા પર તેલ રેડાતુ હતું. લોકોને પૂછ્યું કે, શું બાબત છે ? લોકોએ કહ્યું કે, એ લોકોએ જિઝિયા વેરો ભર્યો નથી તેથી તેમને શિક્ષા કરવામાં આવે છે. હઝરત ઉમર (રદી.)એ પૂછ્યું કે, અંતે એ લોકો શું કારણ બતાવે છે ? લોકો બોલ્યા કે, નાદારી.

આથી હઝરત ઉમર (રદી.)એ કહ્યું કે, એમને છોડી દો, એમને કષ્ટ ન આપો. મેં રસૂલુલ્લાહ (સલ.)થી સાંભળ્યું છે કે, ''લોકોને કષ્ટ ન આપો. જે

લોકો દુનિયામાં લોકોને દુ:ખ આપે છે, તેઓને અલ્લાહપાક કયામતના દિવસે દુ:ખમાં નાંખશે.''

હઝરત અબૂ ઉબયદા પર સિરિયાની જીત પછી જે ફરમાન લખ્યું, તેમાં નીચેના શબ્દો હતા :

- ''મુસલમાનોને કહો કે તેઓ ઝિમ્મીઓ પર ઝુલ્મ ન કરવા પામે, કે ન તેમને નુકસાન પહોંચાડે, ન તેમના માલ વગર કારણે ખાવા પામે. જેટલી પણ શરતો તમે એમનાથી કરી છે, તે પૂરી કરો.''

હઝરત ઉમર (રદી.)એ વફાત સમયે ખલીફા થનાર માણસ માટે એક સવિસ્તર વસિય્યત કરી હતી. એ વસિય્યતનામાને ઈમામ બુખારી (રહ.), અબૂબક્ર બયહકી (રહ.) અને ઘણાખરા ઈતિહાસકારોએ નકલ કર્યું છે. એના અંતિમ શબ્દો નીચે પ્રમાણે છે :

- ''હું તે લોકોના હકમાં વસિય્યત કરૂં છું કે, જેમને અલ્લાહપાક અને રસૂલ (સલ.)ની બાંહેધરી અપાઈ છે (અર્થાત ઝિમ્મી) કે, તેમનાથી જે કરારો કર્યા હોય તે પૂરા કરજો. તેમના પક્ષમાં રહી લડજો અને તેને ગજા ઉપરાંત કષ્ટ આપશો નહીં.''

એનાથી વધુ શું હોય શકે કે, હઝરત ઉમર (રદી.) મરતાં સુધી પણ ઝિમ્મીઓને ન ભૂલ્યા.

ધાર્મિક બાબતોમાં ઝિમ્મીઓને પૂરેપૂરી છૂટ હતી. તેઓ દરેક પ્રકારના ધાર્મિક રિવાજો અદા કરતા હતા, શંખ વગાડતા હતા, ક્રોસો કાઢતા હતા, દરેક પ્રકારના મેળા ભરતા હતા, એમના ધાર્મિક આગેવાનોને જે ધાર્મિક અધિકારો હતા, તેમને સંપૂર્ણ રીતે કાયમ રાખવામાં આવ્યા હતા. મિસરમાં એલેકઝાન્ડ્રિયાના પેટ્રિઆર્ક બિન્યામીન તેર (૧૩) વર્ષ સુધી રોમનોના ડરથી આમ-તેમ નાસતો ફર્યો. હઝ. અમ્ર ઈબ્ને આસે જ્યારે મિસર જીત્યું, ત્યારે સને ૨૦ હિજરીમાં એને રક્ષણનો લેખિત પત્ર લખી મોકલાવ્યો. તેથી એ ઘણો જ ઋણી બની પાછો આવ્યો અને પેટ્રિઆર્કની ખુરશી પાછી એને મળી. અલ્લામા મુકરિઝીએ પોતાના પુસ્તકના પહેલા ભાગના પૃષ્ઠ ૪૯૨માં એ

બનાવની પૂરી વિગત લખી છે. અને કરારોમાં બીજી બાબતોની સાથે ધાર્મિક સ્વતંત્રતાના હકને ભારપૂર્વક લખવામાં આવતો હતો. આથી અમે કેટલાક કરારોના મૂળ શબ્દો આ સ્થળે ટાંકીએ છીએ. હુઝૈફા ઈબ્નુલ યમાને માહદીનારવાસીઓ સાથે જે સંધી કરી હતી, તેમાં નીચેના શબ્દો હતા :

- "આપણે એમનો ધર્મ પરિવર્તન કરાવી ન શકીશું તેમજ એમની ધાર્મિક બાબતમાં કાંઈ દખલગીરી કરવામાં આવશે નહીં."
- **જુરજાન**ની જીત વેળા થયેલા કરારમાં આ શબ્દો હતા : "એમના જાન-માલ અને ધર્મને રક્ષણ આપવામાં આવશે અને એમાંથી કોઈ બાબતમાં ફેરફાર કરવામાં આવશે નહીં."
- **આઝરબાઈજાન**ના કરારમાં સ્પષ્ટ હતું કે, "જાન, માલ, ધર્મ અને ધાર્મિક કાનૂનોને રક્ષણ આપવામાં આવશે."
- **મૂકાન**ના કરારમાં આ શબ્દો હતા : જાન, માલ, ધર્મ અને ધાર્મિક કાનૂનોને રક્ષણ આપવામાં આવશે."

હઝરત ઉમર (રદી.) જો કે ઈસ્લામ પ્રચાર માટે મહા પ્રયાસ કરતા હતા અને ખિલાફત પદવીની રૂએ એ એમની ફરજ હતી. પરંતુ એ કાર્ય તેટલું જ કરતા કે જેટલું બોધ અને ઉપદેશ દ્વારા થઈ શકતું હતું. તેઓ એ વિચાર હંમેશા પ્રદર્શિત કરતા રહેતા હતા કે, ધર્મ સ્વીકારવાની કોઈ ઉપર ફરજ પાડી શકાતી નથી. એમનો એક ખ્રિસ્તી ગુલામ હતો. એને હંમેશા ઈસ્લામ સ્વીકારવા માટે તેઓ સમજાવતા હતા, પરંતુ જ્યારે તેણે ના પાડી તો તેઓ બોલ્યા : **"લા ઈકરાહ ફી દીન"** અર્થાત્ : ધર્મમાં જબરદસ્તી નથી. આ પ્રકારના બનાવો પરથી સાર કાઢી શકાય છે કે, હઝરત ઉમર (રદી.)એ રાજકીય હક્કોમાં ઝિમ્મીઓ અને મુસલમાનો વચ્ચે કોઈ ભેદ રાખ્યો ન હતો. કોઈ મુસલમાન જો ઝિમ્મીને કત્લ કરતો હતો, તો તેના બદલામાં તેને કત્લ કરવામાં આવતો હતો. મુસલમાન જો ઝિમ્મી સાથે સખત વાણી બોલતો, તો તે શિક્ષાને પાત્ર ઠરતો હતો. ઝિમ્મીઓની પાસેથી જિઝિયા-વેરા અને જમીન મહેસૂલ સિવાય કોઈ પ્રકારનો વેરો લેવામાં આવતો ન હતો. એના મુકાબલામાં

મુસલમાનો પાસેથી ઝકાત લેવામાં આવતી હતી. જેનું પ્રમાણ બન્નેથી વધુ હતુ. ઉપરાંત મુસલમાનો પાસેથી મહેસૂલવેરો વસૂલ કરવામાં આવતો હતો. અલબત્ત, એનો દર ઝિમ્મીઓના મહેસૂલ દર કરતાં ઓછો હતો. બયતુલ-માલમાંથી સ્વયંસેવકોને જે ઘર બેઠાં પગાર મળતો હતો, એમાં ઝિમ્મીઓ પણ સમાન હક ધરાવતા હતા. સૌથી શ્રેષ્ઠ બાબત એ છે (અને ખરેખર ફક્ત એ જ એક દષ્ટાંત વડે આ તકરારનો નિવેડો થઈ શકે છે) કે, એક કાયદો એવો હતો કે, જો મુસલમાન અપંગ અને વૃદ્ધ થઈ જતો અને મહેનત-મજૂરીથી પોતાનું ગુજરાન ચલાવી ન શકતો હતો, તેને બયતુલમાલ-માંથી પેન્શન બાંધી આપવામાં આવતું હતું. એવા જ પ્રકારની બલ્કે એથી વધુ ઉદાર કૃપા ઝિમ્મીઓ પ્રતિ દાખવવામાં આવતી હતી. એ કાનૂન પ્રથમ હઝરત અબૂબક્ર (રદી.)ના સમયમાં ચાલુ થયો. એ માટે હઝરત ખાલિદ ઈબ્ને વલીદે હીરાની જીત વેળા જે કરાર કર્યો, તેમાં નીચેના શબ્દો લખ્યા હતા :

"અને મેં તેમને એ હક્ક આપ્યો છે કે, જો કોઈ વૃદ્ધ માણસ કામ કરવાથી અશક્ત થઈ જાય અથવા તેના પર આપત્તિ આવી પડે અથવા પહેલાં ધનવાન હતો અને હવે નિર્ધન થઈ ગયો હોય, તેથી તેના ધર્મવાળા તેને દાન આપવા લાગ્યા હોય, તો એવા માણસને જિઝિયાની માફી આપવામાં આવશે. અને તેને અને તેની અવલાદને મુસલમાનોના બયતુલમાલમાંથી ગુજરાન ખર્ચ આપવામાં આવશે. જ્યાં સુધી તે મુસલમાનોના દેશમાં રહેશે, પરંતુ જો તે બીજા દેશમાં ચાલ્યો જશે, તો મુસલમાનો પર એનો ગુજરાન ખર્ચ આપવો જરૂરી નથી."

એ કાયદો હઝરત ઉમર (રદી.)ના સમયમાં ચાલુ રહ્યો. એક વેળા હઝરત ઉમર (રદી.)એ એક અતિ વૃદ્ધને ભીખ માંગતો જોઈ પૂછ્યું : "ભીખ કેમ માંગે છે ?" તેણે કહ્યું : "મારા પર જિઝિયાવેરો નાંખવામાં આવ્યો છે, અને તે ભરવાની મારામાં શક્તિ નથી." હઝરત ઉમર (રદી.) તેને સાથે ઘેર બોલાવી લાવ્યા અને કંઈક રોકડ આપી બયતુલમાલના અધિકારીને કહેવડાવી આપ્યું કે, એ પ્રકારના અપંગો માટે બયતુલમાલમાંથી પગારો બાંધી આપવા જોઈએ. આ પ્રસંગે તેમણે આયતનો હવાલો આપ્યો અને એ પણ કહ્યું કે,

"વલ્લાહ ! આ ન્યાયની વાત નથી કે, એ લોકોની યુવાન અવસ્થાથી આપણે લાભ ઉઠાવીએ અને વૃદ્ધાવસ્થામાં એમને કાઢી મૂકીએ. ઝિમ્મીઓની ઈઝઝત-આબરૂની એટલી બધી કાળજી હતી, જેટલી મુસલમાનોની ઈઝઝત-આબરૂની. એમના સબંધી કોઈ પ્રકારનો ધિક્કારયુક્ત શબ્દ વાપરવો ઘણો જ ખરાબ ગણવામાં આવતો. ઉમૈર ઈબ્ને સઅદ જેઓ હિમ્સના ગવર્નર હતા અને પરહેઝગારી, પવિત્રતા અને સંસાર ત્યાગમાં સર્વે ખિલાફતના અધિકારીઓમાં અનુપમ હતા. એક વેળા એમની જીભે એક ઝિમ્મી માટે એ શબ્દો નીકળી ગયા કે, ખુદાપાક તને અપમાનિત કરે. આ વર્તનથી એમને એટલો બધો પસ્તાવો અને ખેદ થયો કે, તેમણે હઝરત ઉમર (રદી.)ની સેવામાં આવી નોકરીનું રાજીનામું આપી દીધું અને બોલ્યા કે, "એ નોકરીના પ્રતાપે મારાથી આ શબ્દનો ઉચ્ચાર થયો છે."

શું આજે કોઈ પ્રજા એવી ક્ષમા, દરગુજર અને સહિષ્ણુતાનું કોઈ દૃષ્ટાંત બતલાવી શકે છે ? ઝિમ્મીઓની સાથે જે કૃપા અને મહેરબાનીઓ કરવામાં આવી તેનો મહાન પુરાવો એ છે કે, ઝિમ્મીઓ દરેક પ્રસંગે પોતાના સ્વધર્મી રાજ્યોના મુકાબલામાં મુસલમાનોના પક્ષમાં રહ્યા. મુસલમાનોને સીધો સામાન પહોંચાડનારા ઝિમ્મીઓ જ હતા. છાવણીઓ આગળ બજાર તેઓ જ ભરતા હતા. પોતાની દેખરેખ અને નાણાં વડે સડકો અને પુલો તેઓ જ તૈયાર કરાવતા હતા. અને સૌથી મોટું કામ તો એ હતું કે, જાસૂસી અને સમાચાર પહોંચાડવાનું કામ પણ તેઓ જ કરતા હતા. મતલબ કે, શત્રુઓના દરેક પ્રકારના ગુપ્ત ભેદો મુસલમાનોને આવી કહેતા હતા. જો કે એ શત્રુઓ એમના જ ધર્મના ઈસાઈ કે પારસી હતા. મુસલમાનોની સદ્‌વર્તણૂંકે ઝિમ્મીઓના દિલોમાં જે પ્રેમ ઉત્પન્ન કર્યો હતો, તેનો અંદાજો આ વાતથી થઈ શકે છે કે, યરમૂકના યુદ્ધનો મામલો ઉપસ્થિત થતી વેળા જ્યારે મુસલમાનો હિમ્સ શહેરથી નીકળ્યા, ત્યારે યહુદીઓ તવરાત હાથમાં લઈને બોલ્યા કે, "જ્યાં સુધી અમે જીવતા છીએ, ત્યાં સુધી કદી રોમનો અહીંયા આવવા પામશે નહીં." અને ખ્રિસ્તીઓએ તો ઘણા જ નિરાશ થઈ કહ્યું : "ખુદાના સોગંદ ! તમે રોમનો કરતાં અમને કાંઈક વધુ પ્રિય છો."



## ❊ મુસ્લિમોનો ખ્રિસ્તીઓ ઉપર મહાન ઉપકાર ❊

સિરિયાના અંતાકિયા શહેરના યાકૂબી સંપ્રદાયના પીટર યાર્ક મીકાઈલ લખે છે કે, "જ્યારે ખુદાએ રોમનોનો ઉત્પાત જોયો કે, તેઓ જ્યાં પણ અધિકાર મળે છે, ત્યાં અમારા દેવળોને અપવિત્ર કરી દે છે. અને અમારા ઉપર અત્યાચાર કરે છે. તો તેણે પ્રદેશમાં ઈસ્માઈલના સંતાન (મુસલમાનો)ને નિયુક્ત કર્યા કે, તેઓ અમને રોમનોથી મુક્તિ અપાવે." તે જ રીતે એક નસ્તૂરી ઉસ્કુફ (ધર્મ નેતા) કહે છે : "આરબ મુસલમાનો ખ્રિસ્તીઓના ધર્મથી નથી લડતા, તેઓ અમારા પાદરીઓ અને ધાર્મિક વડીલોનું સન્માન અને અમારા ધર્મની રક્ષા કરે છે, તેઓ ખૂબ ઉદાર છે."

પયગમ્બર મુહમ્મદ (સલ.)ના ત્રીજા ઉત્તરાધિકારી હઝરત ઉસ્માન (રદી.)ના શાસનકાળમાં **Gesujah**, જે મરૂનો પીટર યાર્ક હતો. તેણે ઈરાનના લોર્ડ બિશપ સાઈમનને લખ્યું : "આરબો, જેમને ખુદાએ આ પ્રદેશ ઉપર બાદશાહત આપી છે, ખ્રિસ્તી ધર્મ ઉપર આક્રમણ નથી કરતા, બલ્કે તેનાથી વિપરીત અમારા ધર્મની સહાયતા કરે છે. અને અમારા દેવળો અને આશ્રમોને દાન આપે છે." *(હુકૂકુઝ્-ઝિમ્મીયીન, લે.શિબ્લી)*

મિસ્ટર હાલમ પોતાના ઈતિહાસ પ્રસિદ્ધ પુસ્તક "અંગ્રેજી સામ્રાજ્ય વિધાન"ના ભાગ-૧, અધ્યાય-૨માં લખે છે : "ઈસ્લામ ધર્મ લોકો સમક્ષ પ્રસ્તુત કરવામાં આવ્યો, પરંતુ તેમનાથી કદી અનિચ્છાપૂર્વક ગ્રહણ કરાવ-વામાં ન આવ્યો અને જે વ્યક્તિએ આ ધર્મનો પ્રસન્ન હૃદયે સ્વીકાર કરી લીધો, તેને એ જ અધિકાર મળ્યા, જે વિજેતા જાતિના હતા. આ ધર્મએ પરાજિત જાતિઓને એ શરતોએ મુક્ત કરી દીધી, જે જગતના આરંભથી ઈસ્લામના પયગમ્બરના સમયગાળા સુધી પ્રત્યેક વિજેતા ઉપર લાગુ થતી હતી. ઈસ્લામી નિયમ અનુસાર અન્ય ધર્મવાળાઓને, જેઓ ઈસ્લામી રાજ્યના આધિન અને આજ્ઞાકારી હતા, દરેક પ્રકારની ધાર્મિક સ્વતંત્રતા પ્રદાન કરવામાં આવી. જે એ દાવા ઉપર કે **"ધર્મના મામલામાં કોઈ બળજબરી નથી."** (કુર્આન) એક ખુલ્લું પ્રમાણ અને આધારભૂત દલીલ છે. ઈસ્લામમાં અન્ય ધર્મના લોકોને ધાર્મિક સ્વતંત્રતા આપવા અને તેમની સાથે સદ્વ્યવહાર કરવાના



આદેશ સબંધે આ આયતે કરીમા કોઈ પાગલની બકવાસ નથી, ન તો કોઈ દાર્શનિકનો નિરાધાર વિચાર છે, બલ્કે આ અલ્લાહપાક તરફથી તે વ્યક્તિનું કથન છે, જે એવા સામ્રાજ્યના શાસક હતા, જે એટલી શક્તિ ધરાવતા હતા અને જેમની વ્યવસ્થા એટલી ઉત્તમ હતી કે તે જેવો નિયમ ચાહતા, લાગુ કરી શકતા હતા.

સાચું એ છે કે, ઈસ્લામી શાસનમાં ક્યારેય પણ બિનમુસ્લિમોને પરંપરાગત ધાર્મિક દમનનો સામનો કરવો પડ્યો નથી. ઈસ્લામ ધર્મનો માન્ય નિયમ છે કે, આવા બિનમુસ્લિમો માટે પણ તે જ અધિકારો છે, જે મુસ્લિમોના છે. અને તેમના પણ તે જ કર્તવ્યો અને જવાબદારીઓ છે, જે મુસ્લિમોની છે.

પ્રસિદ્ધ ખ્રિસ્તી વિદ્વાન સર આર્નોલ્ડ પોતાના પુસ્તક **'Preaching of Islam'**માં લખે છે : ‘‘એ વાત કે આ લોકોનું ઈસ્લામ સ્વીકાર કરવું કોઈ તાકાત અથવા દબાણનું પરિણામ નહોતું, તે પરસ્પરના પ્રેમભર્યા સબંધોથી પણ સ્પષ્ટ થાય છે, જે તે જમાનામાં ખ્રિસ્તીઓ અને મુસલમાનો દરમ્યાન જોવા મળતા હતા. પ્રથમ સદી હિજરીના મુસલમાન વિજેતાઓએ આરબ વંશના ખ્રિસ્તીઓ પ્રત્યે જે ઉદારતા દાખવી અને જેનો ક્રમ તે પછી આવનાર વંશોએ જાળવી રાખ્યો, તેને જોઈને આપણે વિશ્વાસ સાથે કહી શકીએ છીએ કે, જે ખ્રિસ્તી કબીલાઓએ ઈસ્લામ સ્વીકાર કર્યો, તેમણે રાજીખુશીથી આવું કર્યું. જ્યારે મુસલમાનોની સેનાઓ જોર્ડનની ખીણમાં પહોંચી અને હઝરત અબૂ ઉબયદહ (રદી.)એ ફહિલના સ્થળે પોતાનો પડાવ નાંખ્યો, તો તે વિસ્તારના ખ્રિસ્તીઓએ આરબોને લખ્યું : ‘‘હે મુસલમાનો ! અમે તમને કેટલીક નીતિઓને લઈ પ્રાધાન્યતા આપીએ છીએ, જો કે તેઓ અમારા સહધર્મી છે. કેમકે તમે અમારા સાથે પોતાનું વચન સારી રીતે નિભાવ્યું છે, તમે અમારા ઉપર વધુ ઉદાર છો, કોઈ અન્યાય નથી કરતા અને અમારા ઉપર તમારૂં શાસન તેમના શાસનથી વધુ સારૂં છે. કેમકે તેમણે અમારો માલસામાન અને સંપત્તિ બધું જ લૂંટી લીધું.’’ *(પેજ-૪૮, ૫૧ અને ૫૫)*

સર આર્નોલ્ડ આગળ નોંધે છે કે, ‘‘આ હતી સિરિયા પ્રાંતમાં જન-ભાવનાઓની સ્થિતિ ! સને ૬૩૩-૬૩૯ ઈસ્વીના અભિયાન દરમ્યાન જ્યારે

આરબોએ રોમનોને ધીમે ધીમે સિરિયાથી બહાર તગેડી મૂક્યા, સને ૬૩૭ ઈસ્વીમાં દમાસ્કસના આરબોથી કેટલીક શરતોને આધિન સંધિ કરી લીધી અને આ રીતે જ્યારે તેમને ન માત્ર તેમના હુમલાઓથી બચાવી લીધા, બલ્કે કેટલાક વધુ ફાયદાઓ પણ મળ્યા. આ જોયા પછી તરત જ સિરિયાના અન્ય નિવાસીઓએ તે મુજબ અમલ કર્યો. હિમ્સ, આર્થૂસા, અરિથુસા, હીરો પોલિસ અને અન્ય શહેરો પણ એક-એક કરીને સંધિ દ્વારા આરબોના આધિન થઈ ગયા. યરૂશલમના વૃદ્ધ પાદરીએ પણ આ જ પ્રકારની શરતો ઉપર શહેર મુસલમાનોના હવાલે કરી દીધું. ખરાબ આસ્થાવાળા બાદશાહના ધાર્મિક દમનચક્રના કારણે તેમને રોમ રાજ્ય અને તેની ખ્રિસ્તી સરકારથી સબંધની સરખામણીમાં મુસલમાનોની ધાર્મિક ઉદારતા વધુ સારી લાગી. હુમલાખોર સૈન્ય વિશે પ્રારંભિક ભયની લહેર વિતી ગયા પછી આ લોકોમાં આરબ વિજેતાઓના પક્ષમાં એક ઊંડી ભાવનાત્મક પ્રતિક્રિયા શરૂ થઈ.'' *(પેજ-૫૫)*

## ❊ મુસ્લિમ દેશોમાં લઘુમતિ પ્રજા સાથેનો વર્તાવ ❊

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તથા હઝરત ઉમર (રદી.)ના બિનમુસ્લિમ પ્રજા સાથે થયેલ કરારો ઉપર વધુ પડતી ઈસ્લામી સલ્તનતો અમલ કરતી રહી. અને હાલની મુસ્લિમ સરકારો પણ પોતાની ગેરમુસ્લિમ પ્રજા સાથે ઘણો જ સારો વર્તાવ કરી રહી છે.

એનું મુખ્ય કારણ એ છે કે, વધુ પડતી મુસ્લિમ સરકારોના કાયદા-કાનૂન યુરોપ-અમેરિકાની જેમ સેક્યુલર છે. સમગ્ર અર્થતંત્ર બલ્કે સંસ્કૃતિ અને રહેણીકરણી પણ યુરોપિય સંસ્કૃતિથી રંગાયેલ છે. એટલા જ માટે ગેર-મુસ્લિમોને ત્યાં કોઈ પારકાપણું લાગતું નથી, બલ્કે ત્યાંના ધાર્મિક મુસ્લિમો સાથે ત્યાં ઓરમાયુ વર્તન રાખવામાં આવે છે.

મુસ્લિમ દેશોનો અભ્યાસક્રમ, શિક્ષણનિતી, પ્રચાર, પ્રસારણ માધ્યમો વગેરે બધા જ સેક્યુલરનીતિ અને યુરોપિય સંસ્કૃતિથી અંજાયેલા છે. ઈજીપ્તના કટ્ટર સેક્યુલર ભૂતપૂર્વ પ્રમુખ હુસ્ની મુબારકે સ્વીકારવું પડ્યું કે, અમેરીકા-ઈજીપ્તના યહુદીઓ અને ખ્રિસ્તીઓની જૂઠી મઝલૂમી અને લાચારીનું બહાનું

કાઢી ઈજીપ્ત ઉપર દબાણ કરી રહ્યું છે. હાલાંકે ઈજીપ્તના યહુદીઓ-ખ્રિસ્તીઓ (લઘુમતિઓ) સાથે ત્યાંની સરકારો તરફથી મુસ્લિમ બહુમતિ કરતાં પણ સારો વર્તાવ થઈ રહ્યો છે. સરકારી ઓફિસોમાં તેમની જ બોલબાલા છે. તેમના વિશે કોઈ પણ ટીકા-ટિપ્પણી કરી શકતા નથી, બલ્કે ઉચ્ચ હોદ્દાઓ ઉપર લઘુમતિ (ખ્રિસ્તીઓ-યહુદીઓ) જ બિરાજમાન છે. જેને લઈ સમગ્ર અર્થતંત્ર ઉપર પણ એમનો જ કન્ટ્રોલ છે. આ બધા જ મુસ્લિમ દેશોમાં મુસ્લિમોમાં ઈસ્લામની દઅવતો તબ્લીગ (પ્રચાર-પ્રસાર) ઉપર પાબંદી છે. તેની તુલનામાં ખ્રિસ્તી મિશનરીઓને ખુલ્લી છૂટ છે કે, તે પોતાના ધર્મનો ખુલ્લેઆમ પ્રચાર કરે. ઈન્ડોનેશિયા, પાકિસ્તાન અને બાંગ્લાદેશમાં ખ્રિસ્તી મિશનરીઓ પાસે વિમાનો છે. વ્યવસ્થિત રેડિયો સ્ટેશન અને ટી.વી. ચેનલોની ભરમાર છે. ઈન્ટરનેટથી સમગ્ર પ્રચાર માધ્યમો જોડાયેલા છે. અને તે ખ્રિસ્તમતના પ્રચાર માટે અબજો ડોલર ખર્ચ કરી રહ્યા છે. અમેરિકા, ઈંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મની, ઈટાલી અને પોર્ટુગલ વગેરેની સરકારો ડાયરેક્ટ મિશનરીના કામોથી દિલચસ્પી લઈ રહી છે. પાદરીઓના પહેરવેશ, જીવન વ્યવસ્થા, રહેણીકરણી અને ઈસ્લામ વિરૂદ્ધ ભડકાવનારા પ્રવચનો બાબતે કદી કોઈ દેશે તેમના ઉપર પાબંદી લગાવી નથી, અને ન તેમને આતંકવાદી કહ્યા છે. બલ્કે ખ્રિસ્તી મિશનરીઓના ૧૯૯૭ના રિપોર્ટમાં લખ્યું છે કે, ગયા વર્ષે સમગ્ર વિશ્વમાં બાઈબલની ૧૪૮ અબજ પ્રતો વહેંચવામાં આવી. ખ્રિસ્તી પ્રચારકો વિશે લખ્યું છે કે, ૮૫ લાખ પ્રચારકો સમગ્ર વિશ્વના વિવિધ દેશોમાં ધર્મ પ્રચારમાં લાગેલા છે. જેમાં ૪૭ લાખ પચાસ હજાર પાદરીઓ છે. રિપોર્ટ મુજબ ૧૯૯૭માં બસો હજાર મિલિયન ડોલર ખ્રિસ્તી ધર્મ પ્રચાર માટે વાપરવામાં આવ્યા. મિશનરી રેડિયો સ્ટેશનોની સંખ્યા ૨૪૦૦ છે. આ રિપોર્ટથી અંદાજો લગાવી શકીએ છીએ કે, આટલી મોટી સંખ્યામાં અને આટલા વિશાળ ધોરણે મિશનરીઓની પ્રવૃત્તિઓ યુરોપ-અમેરિકાના મૂંડી-વાદીઓ અને સરકારી મદદ વગર શક્ય છે ? હરગિઝ નહીં ! છતાં આ યુરોપિય દેશો સેક્યુલરઝિમના જૂઠા દાવાઓ કરી મુસ્લિમ સરકારો ઉપર ઈસ્લામ વિરૂદ્ધ દબાણ કરતા રહે છે.

# ❊ બિનમુસ્લિમો સાથેના સબંધો ❊

ઈસ્લામ વિરોધી પરિબળોએ ઘણો શોર (હંગામો) મચાવ્યો છે કે, ઈસ્લામ નફરતની શીખ આપે છે. આના પુરાવા માટે તેઓ કુર્આને પાકની કેટલીક આયતોનું ખોટું અર્થઘટન કરે છે. ખુદ મુસ્લિમોમાં પણ એવા તત્વો મૌજૂદ છે, જે અતિશયોક્તિમાં સરી જઈ કુર્આનની અમુક આયતોને બરાબર સમજી શકયા નથી. એ વાત સાચી છે કે, ઈસ્લામે મુસ્લિમોને બિનમુસ્લિમોથી એક અંતર રાખવાનો આદેશ આપ્યો છે, પરંતુ તેનો અર્થ એ નથી કે તેમની સાથે હમદર્દીપૂર્વક વર્તન કરવામાં ન આવે.

ઈસ્લામની બુનિયાદી તઅલીમ (શીખ) એ છે કે, બધા માનવો, તે કોઈપણ કુળના હોય, એક માતા-પિતાના સંતાન છે. *[હુજુરાત : ૧૩]* કુર્આનના મતે સમગ્ર માનવજાત એક સન્માનનીય સર્જન (મખ્લૂક) છે. *[ઈસ્રા : ૭૦]* એક વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બેઠા હતા. ત્યાંથી એક જનાજો પસાર થયો. આપ (સલ.) તેને જોઈને ઉભા થઈ ગયા. આપના માનવંત સાથીઓ પણ ત્યાં મૌજૂદ હતા. તેમણે આપ (સલ.)થી કહ્યું કે, આ એક યહૂદીનો જનાજો હતો. તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, "શું તે એક માણસ ન હતો ?" આપ (સલ.) પછી આપના કેટલાક સહાબાઓ પણ આ વાત પર અમલ કરતા હતા. *[બુખારી શરીફ : પૃ.૧૩૧૩, મુસ્લિમ શરીફ : પૃ.૯૬૧]*

ઈસ્લામે એ ભાવના જગાડી કે બધા જ માનવીઓ એકબીજાના ભાઈ છે. એક રિવાયતમાં છે કે, આપ (સલ.) નમાઝ પછી દુઆ માંગતા, તો હમ્દો ષના (પાલનહારના વખાણ) તથા ખુદની રિસાલતની ગવાહી પછી એ ગવાહી પણ આપતા હતા કે, "હે અલ્લાહપાક ! હે અમારો તથા દરેક ચીઝનો પાલનહાર ! હું સાક્ષી આપું છું કે, બધા બંદાઓ ભાઈ ભાઈ છે."

*[અબૂ દાવૂદ : ૧૫૦૮, મુસ્નદે અહમદ :૧૮૮૦૭]*

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ સમગ્ર મખ્લૂક પર રહેમ કરવાની તઅલીમ આપી. આપ (સલ.)એ ફરમાવ્યું : "રહેમ કરનારાઓ પર અલ્લાહ તઆલા રહેમ કરે છે. તમે જમીનવાળાઓ પર રહેમ કરો, આકાશમાં જે છે, એ તમારા પર રહેમ કરશે. *[તિરમિઝી : ૧૯૨૪, અબૂ દાવૂદ : ૪૯૪૧*



કુર્આન પાકે કરૂણાની તાલીમ આપતા કહયું છે કે, ''અફસોસ, આટલી બધી નેઅમતો (ખુદાપાકની કૃપાઓ) છતાં તે નિષ્ફળતાની ખીણ પાર કરી સફળતા નથી મેળવતો.'' આ ઘાટી પાર કરવાની તેમજ સફળતા મેળવ-વાની વિગત કુર્આન દર્શાવે છે : ''ગુલામ આઝાદ કરવા, દુકાળના દિવસોમાં ખવડાવવું, યતીમ સબંધીને અથવા એવા ગરીબને જે ગરીબીના કારણે ધૂળ -ધાણી થઈ ગયો હોય.'' આ છે સફળતાની સીડી.

ઈસ્લામે માણસ તો માણસ, દરેક પ્રાણી સાથે સદ્‌વર્તાવની શીખ આપી છે. *[બુખારી શરીફ : પૃ.૬૦૦૯]*

ઈસ્લામ ''એક કૌમ તથા વંશના બધા માનવીઓ વચ્ચે ભાઈભાઈનો સબંધ છે'' એ મૂલ્યને સ્વીકારે છે. તેમાં ધર્મભેદ આડે આવતો નથી. કુર્આને હઝરત હૂદ (અલૈ.), હઝરત સાલિહ (અલૈ.) અને હઝ. શુઐબ (અલૈ.)ને પોતપોતાની બિનમુસ્લિમ કૌમના ભાઈ કહ્યા છે. આમ, મુસ્લિમો તથા બિનમુસ્લિમો વચ્ચે ભ્રાતૃત્વના સબંધને સ્વીકાર્યો છે. આ પયગમ્બરો જ્યારે પોતપોતાની કૌમને સત્ય પહોંચાડવા જતા તો તેમને ''હે મારી કૌમ, હે મારી કૌમ'' કહી સંબોધન કરતા હતા. આજના કાળમાં પણ આ ભાવના મુસ્લિમો અને બિનમુસ્લિમો વચ્ચેના સબંધની એક મહત્વપૂર્ણ બુનિયાદ (પાયો) છે. આના જ આધારે એક દેશ તથા એક સામાજીક એકમમાં વસતા મુસ્લિમો તથા ત્યાંના બિનમુસ્લિમો વચ્ચે સબંધ સ્થપાવવો જોઈએ.

બિનમુસ્લિમો સાથે હમદર્દીપૂર્વક વર્તવાના અનેક આદેશો ઈસ્લામી શિક્ષાઓમાં તથા આપ (સલ.)ના જીવનમાં મળી આવશે. કુર્આનમાં છે : ''હિદાયત તમારા અખત્યારમાં નથી, અલ્લાહપાક જેને ચાહે છે, તેને હિદાયત આપે છે. (એટલે તમે ધર્મભેદ ભૂલી બધા માનવીઓ પર ખર્ચ કરો) તમે જે કાંઈ ખર્ચ કરશો, તો તેનો ફાયદો તમને મળી રહેશે.''*[સૂ. બકરહ : ૨૭૨]*

આ આયતનો સબંધ દર્શાવે છે કે, કોઈપણ માણસની આર્થિક મદદ કરતી વખતે એ જોવું જરૂરી નથી કે, કોણ ઈમાન કબૂલ કરે છે, કોણ નહીં. દરેક જરૂરતમંદ મદદનો હકદાર છે.





વિદ્વાન સહાબીઓ (રદી.) તથા તાબિઈન (રદી.)એ ઉપરોક્ત આયતનો અર્થ એ બતાવ્યો છે કે, બિનમુસ્લિમને સદકાથી મહરૂમ (વંચિત) રાખવામાં ન આવે. ઈમામ તબરી (રહ.)એ પોતાની તફસીરમાં એનો વિગતવાર ઉલ્લેખ કર્યો છે.

હઝરત ઉમર (રદી.)એ પોતાના ગવર્નરોને લખ્યું કે, ‘‘બિનમુસ્લિમ પ્રજાજનોમાં જે ગરીબ તથા જરૂરતમંદ હોય તેની જરૂરિયાત મુસ્લિમ લોકોના માલમાંથી પૂરી કરવામાં આવે.’’ *[કિતાબુલ ખિરાજ, અબૂ યૂસુફ : ૧૫૭]*

ઈસ્લામમાં લોહીના સબંધોની જાળવણી (સિલારહમી)ની ઘણી જ તાકીદ કરવામાં આવી છે. હદીષમાં એમ કહેવામાં આવ્યું છે કે, જે સ્વજનો સાથે સબંધ નથી રાખતો, અલ્લાહપાક તેની સાથે યુધ્ધની ઘોષણા કરે છે. *[બુખારી : ૫૮૯૭/૫૯૮૯, મુસ્નદે અહમદ : ૧૬૮૪]* સાફ સાફ કહી દેવામાં આવ્યું કે, ‘‘જન્નતમાં સબંધ વિચ્છેદ કરનારનું કોઈ સ્થાન નથી.’’ *[મુસ્લિમ : ૨૫૫૬]*

સિલારહમીનો આ આદેશ બધા સ્વજનો માટે છે. મુસ્લિમ હોય કે બિનમુસ્લિમ. ઈસ્લામ સબંધો જોડે છે, તોડતો નથી.

કુર્આનમાં છે કે, ‘‘જો કોઈના માતા–પિતા બિનમુસ્લિમ હોય અને તે સંતાનને ઈસ્લામ છોડી દેવા માટે મજબૂર કરતા હોય તો તેમની વાત માનવામાં ન આવે. છતાં તેમની સાથે દુર્વ્યવહાર નહીં બલ્કે સદ્‌વ્યવહાર જ કરો.’’

હઝરત અબૂ હુરૈરહ (રદી.)ની માતા બિનમુસ્લિમ હતી. તે આપ (સલ.)ને આડુંઅવળું કહેતી, તે બીચારા ધીરજ રાખતા. તેમણે રસૂલુલ્લાહ (સલ.)થી ફરિયાદ કરી. તો નફરતના બદલે દુઆ મળી, અને તે દુઆના પ્રતાપે તેમને હિદાયત મળી ગઈ.

હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદી.)ની માં બિનમુસ્લિમ હતી. એક પ્રસંગે જ્યારે તેમને કંઈક ભેટ-સોગાદ આપવાની જરૂર ઉભી થઈ, તો હઝરત અસ્મા (રદી.)એ આપ (સલ.)ને પૂછયું કે, ‘‘શું હું તેમની સાથે સિલારહમી કરૂં ? તેમને ભેટસોગાદ આપું ? તો આપ અલયહિસ્સલામે હઝરત અસ્માને આમ કરવાની છૂટ આપતાં કહયું કે, ‘‘તેમની સાથે સબંધ



જાળવો અને તેમને ભેટ આપી વિદાય કરો.'' *[બુખારી શરીફ : ૨૬૦૨]*

ઈસ્લામમાં પાડોશીઓ સાથે સદ્વર્તાવનો ઘણો ભારપૂર્વક આદેશ છે. પછી ભલેને તે બિનમુસ્લિમ હોય. આ બાબતે બેદરકારી દાખવવાથી ઈમાન પણ ખતરામાં આવી જાય છે, એમ એક હદીષમાં કહ્યું છે. આપ (સલ.)એ ત્રણ વખત કસમ ખાઈને કહયું કે, ''જેની હેરાનગતિથી તેનો પાડોશી સુરક્ષિત નથી, તે મુઅમિન–મુસ્લિમ નથી.'' *[બુખારી શરીફ : ૬૦૧૬]*

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદી.)ના ઘેર એક બકરી ઝબહ કરવામાં આવી. જયારે આપ ઘરમાં આવ્યા, તો સૌથી પહેલાં પૂછયું કે, ''આપણા યહૂદી પાડોશીને ત્યાં કંઈક મોકલ્યું કે નહીં ?'' પછી કહયું કે, મેં અલ્લાહપાકના રસૂલ (સલ.)થી પાડોશી સાથે સદ્વર્તાવની ઘણી તાકીદ સાંભળી છે. *[અબૂ દાવૂદ : પૃ.૫૧૫૨]*

એક વખત મક્કા શરીફમાં સખત દુકાળ પડયો. હઝરત અબૂ સુફયાન (રદી.) તે વખતે ઈમાન લાવ્યા ન હતા. તેમણે આપથી દુઆની દરખાસ્ત કરી. આપ (સલ.)એ દુઆ કરી દીધી. જેથી એ મુસીબત ટળી ગઈ. *[બુખારી શરીફ : ૪૮૨૪]* આમ, કોઈ બિનમુસ્લિમ કોઈ દુન્યવી તકલીફમાં હોય, તો તેની તકલીફ દૂર કરવાની દુઆ કરવાની છૂટ છે.

યહૂદીઓ ક્યારેક હુઝૂરે અકરમ (સલ.)ની મજલિસમાં આવતા અને તેમને છીંક આવતી, તો રસૂલુલ્લાહ (સલ.) તેમને દુઆ આપતા કહેતા : ''અલ્લાહ તબારક વ તઆલા તમને સીધો માર્ગ દેખાડે અને તમારી સ્થિતિ સુધારે.'' *[અબૂ દાવૂદ : ૫૦૪૦]*

મુસન્નફે ઈબ્ને અબી શયબા અને મુસન્નફે અબ્દુર્રઝઝાક (અને બુખારીમાં પણ) બિનમુસ્લિમ માટે દુઆ કરવા સબંધી ઘણી રિવાયતો (હદીષો) રીતસર એક પ્રકરણ હેઠળ લખી છે. બિનમુસ્લિમોની મગફિરત માટે દુઆ જાઈઝ નથી, પરંતુ તેમની કોઈ દુન્યવી તકલીફ દૂર કરવા માટે દુઆ જાઈઝ છે.

સહાનુકંપા (રહેમ) દર્શાવવા આપ (સલ.) બિનમુસ્લિમ બીમારોની

ઈયાદત (ખબર–અંતર પૂછવા) માટે પણ જતા હતા. *[બુખારી શરીફ : ૫૬૫૭]*

બિનમુસ્લિમોને ભેટસોગાદ આપવી કે તેઓ આપે તો લેવાનું પણ આપ (સલ.)થી સાબિત છે. એક બિનમુસ્લિમ શાસકે આપ (સલ.) માટે એક અત્યંત સુંદર ઝભ્ભો મોકલાવ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ સાભાર સ્વીકાર કર્યો. *[બુખારી શરીફ : ૨૬૧૬]* અને હઝરત જઅફર બિન અબી તાલિબને એમ કહી આપી દીધું કે, તેઓ તેને 'પોતાના ભાઈ' નજ્જાશી પાસે મોકલી દે. *[મુસ્નદે અહમદ : ૧૩૨૧૪]* ઈલહ્‌ના રાજાએ આપ (સલ.)ને કપડાં તથા સવારી મોકલી. જેનો ઉપયોગ પણ કરવામાં આવ્યો. *[બુખારી શરીફ, ૩૧૬૧]* રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના અનુગામીઓને પોતાની વફાત વખતે ખાસ ભારપૂર્વક કહયું હતું કે, જે મહેમાનો તથા મંડળો મુલાકાત માટે આવે છે, જેમાં ઘણાંખરા બિનમુસ્લિમો હોય છે, તેમને ભેટસોગાદ આપીને વિદાય આપશો. જેમકે મારો નિત્યક્રમ હતો. *[બુખારી : ૩૦૫૩, મુસ્લિમ : ૧૬૩૭]*

આપ બિનમુસ્લિમોને ખાવા માટે પણ આમંત્રણ આપતા હતા. મક્કા ખાતે શરૂમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ૧૩૦ માણસોની દઅવત કરી હતી. *[મુસ્નદે અહમદ : ૮૮૫]*

શરીઅતના આ અત્યંત સંક્ષિપ્ત હવાલાઓથી એ સિધ્ધ થાય છે કે, ઈસ્લામની મૂળ સુચના બિન-મુસ્લિમો સાથે પ્રેમપૂર્વક સદ્‌વર્તાવ કરવાની છે. અર્થાત્ જો બિનમુસ્લિમ છે, ઈસ્લામ શત્રુ તથા મુસ્લિમો વિરૂદ્ધ જંગે ચઢેલો કે ષડયંત્રખોર નથી, તો ઈસ્લામ તેને માનવીય બિરાદરીનો એક સભ્ય સમજી તેને સન્માન તથા સહાયનો હકદાર સમજે છે.

## પરંતુ ઈસ્લામી ઓળખ બાકી રહેવી જોઈએ :

પરસ્પર હમદર્દી તથા મદદની આ શિક્ષાનું સૌંદર્ય તે વખતે છતું થાય છે, જ્યારે એ હકીકતને પણ યાદ રાખવામાં આવે કે વિશ્વના સિધ્ધાંત વગરની કૌમોથી વિપરિત ઈસ્લામ મુસ્લિમોને ભારપૂર્વક આદેશ આપે છે કે, તે દુનિયામાં ખાસ વિચારના ધારક તથા પ્રચારક છે. બીજાઓની જેમ માત્ર મોજમજા તેમનો જીવનહેતુ નથી. એટલે પોતાની આ મૂળ હેસિયત

તથા નૈતિક ઓળખને બિનમુસ્લિમો સાથે મેળમેળાપ દરમિયાન હરગિજ ગુમાવવી ન જોઈએ. ઈસ્લામ પોતાના અનુયાયીઓને આ મુદ્દે બહુ સંવેદનશીલ બનાવવા માંગે છે. એટલે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઘણી વખત એવી સુચનાઓ આપી છે, જેનો સારાંશ એ છે કે, બિનમુસ્લિમો સાથે સન્માન તથા હમદર્દીપૂર્વક વર્તવા છતાં તેમની સાથે સમરૂપતા-મુશાબિહત ધારણ કરવામાં ન આવે. જ્યારે કોઈ મુસ્લિમ અન્યો સાથે સમરૂપતા ધારણ કરે છે, ત્યારે તે અલ્લાહ તઆલાના દીનને તુચ્છ સમજે છે. વાસ્તવમાં તેને એવો વિશ્વાસ નથી હોતો કે, તેની પાસે દુનિયાને આપવા માટે કોઈ પયગામ તથા નિયમ છે. આ આદેશોનો આશય એ છે કે, મુસ્લિમો કોઈપણ સ્થિતિમાં હોય, અન્ય કૌમમાં સંમ્મિલિત ન થઈ જાય. અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દાઢી વધારવાની તેમજ મૂંછો કાતરવાની જે વાત કરી છે, તેનો આશય એ જ છે કે, મુસ્લિમો અન્ય કૌમોથી જુદા તરી આવે. કેટલીક હદીષોમાં આ આશય સ્પષ્ટપણે વર્ણવવામાં પણ આવ્યો છે કે, ''યહૂદીઓ તથા ખ્રિસ્તીઓના વિરોધ માટે આમ નહીં, તેમ કરો.'' પરંતુ આ વિરોધ, વિરોધ ખાતર ન હતો કે, તેનો આશય કોઈ અકારણ જીદ પણ નથી. તે અને આ વાત પાછલા હવાલાઓથી સાબિત થઈ જાય છે કે, તેમાં બિનમુસ્લિમો સાથે કેટલી હમદર્દીપૂર્વક વર્તવાની તાલીમ છે.

અન્ય કૌમોનો વિરોધ કરવાનો આદેશ પણ મર્યાદિત છે. અર્થાત્ એવી બાબતો અપનાવવી જ મનાઈ છે, જે અન્ય કૌમોની વિશેષતા હોય. જેમાં તેઓ બધાથી જુદી પડતી હોય. જ્યારે આવી તદન જુદી પડતી બાબતો પણ મુસ્લિમો અપનાવશે, તો એ તેમના પ્રભાવિત થવાની નિશાની લેખાશે.

અન્ય કૌમોથી જુદા દેખાવાનો મકસદ નફરત કે ધૃણા ઉત્પન્ન કરવાનો નથી, બલ્કે પોતાની સૈધ્ધાંતિક તથા નૈતિક સુરક્ષા માટે છે. આ વાત ઈબ્ને તયમિય્યહ (રહ.)એ લખી છે. *[અલ ફતાવલ કુબરા : ૯/૨૩૫]* જો કે ઈબ્ને તયમિય્યહ (રહ.)નું વલણ અન્ય કૌમો સાથે સમરૂપતા ધારણ કરવાની બાબતમાં બહુ કડક છે.



ઈસ્લામ કોઈ પ્રદેશ કે વંશ આધારિત ધર્મ નથી. તે વૈશ્વિક ધર્મ છે. એટલે તે એમ ઈચ્છે છે કે, પ્રત્યેક મુસલમાન દીનનો દાઈ (પ્રચારક) બને. અને આ કાર્ય ત્યારે જ થઈ શકે, જ્યારે ખુદ દાઈને ઈસ્લામ પર સંપૂર્ણ વિશ્વાસ હોય. તે અન્ય ધર્મ કે કૌમથી પ્રભાવિત ન હોય. એટલે જ મુસ્લિમોને અન્ય કૌમોની નકલખોરીથી સાવધાન રહેવાની શિક્ષા આપવામાં આવે છે. કારણકે નકલખોર ડરેલો, ગભરાયેલો, પ્રભાવિત હોય છે. અને પ્રભાવિત થઈ જવું એ પોતાના સિધ્ધાંતોની હત્યા સમાન છે. આ શિક્ષા માત્ર એટલા માટે આપવામાં આવી છે કે, અન્ય કૌમોથી જુદા તરી આવીને મુસ્લિમો પોતાના ધર્મ પ્રત્યે અતૂટ વિશ્વાસને પ્રગટ કરે. આમ કરી તેઓ પોતાની દીની વિશેષતાઓને સાચવવાનો આગ્રહ રાખે.

આ શીખ કૌમી અસ્મિતા કે ગર્વને પોષવા માટે નથી. આ તો ખુદ પોતાના સિધ્ધાંતોની સાચવણી માટેનું એક સાધન છે. અને પોતાના સિધ્ધાંતોની સુરક્ષા કરવી કાંઈ ખોટી વાત નથી.

## ધર્મના આધારે માનવ અધિકારો પ્રભાવિત થતા નથી

ધર્મના ભેદભાવોના આધારે કોઈના માનવ અધિકારો પ્રભાવિત થતા નથી. પ્રત્યેક મનુષ્યના પ્રાણ, સંપત્તિ અને ઈઝઝત-આબરૂની સમાન સુરક્ષાની ઈસ્લામ તાકીદ કરે છે. તેમાં ધર્મ, જાતિ-જ્ઞાતિ, વર્ણ-વંશનો કોઈ ભેદ નથી.

**શ્રી સુંદરલાલજી** કહે છે કે, ‘‘શાસકની હેસિયતે મુહમ્મદ સાહેબે બિનમુસ્લિમોને ત્યાં સુધી કે મૂર્તિપૂજકોને પણ પોતાના શાસનમાં રહીને તેમની ધાર્મિક રીત-રસમો અદા કરવાની પૂરેપૂરી છૂટ આપી તેમજ તેમના ધર્મગૃહોની સુરક્ષા મુસલમાનો માટે અનિવાર્ય ઠેરવી. **‘‘લા ઈકરાહ ફિદ્-દીન’’** અર્થાત્ ધર્મના મામલામાં કોઈ બળજબરી ન હોવી જોઈએ. એ મદીનામાં અવતરિત (કુર્આનની) આયત છે. અને મુહમ્મદ સાહેબનું સમગ્ર જીવન આ આયતનું જીવંત ઉદાહરણ છે. તેના પુરાવારૂપે ખ્રિસ્તીઓ, યહુદીઓ અને અન્ય ધર્મોને માનનારાઓના સાથે વખતો વખત મુહમ્મદ સાહેબે જે સંધિઓ કરી, તેની નકલો આજ પર્યંત મૌજૂદ છે.’’ *(સામયિક ‘વિશાલ ભારત’, કલકત્તા, નવે.-૧૯૩૩)*





આવા તો અસંખ્ય ઉદાહરણો ઈતિહાસના પાનાઓમાં સુરક્ષિત છે. જે દર્શાવે છે કે, પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલલમ) અને તેમના પછી મુસ્લિમ ખલીફાઓના કાળમાં અન્ય ધર્મનું પાલન કરનારાઓને દરેક પ્રકારની ધાર્મિક સ્વતંત્રતા પ્રાપ્ત હતી. તેઓ પોતાની રીતે બંદગી અને ઉપાસના કરી શકતા હતા તેમજ પોતાના ધર્મની રસમો અદા કરી શકતા હતા. જો કે ઈસ્લામથી પહેલાં પરાધીન સમૂદાયોને બંદગીનો અધિકાર તો દૂર, ઉફ કરવાની પણ પરવાનગી નહોતી.

ભારતના પ્રસિદ્ધ ચિંતક અને ઈતિહાસકાર **શ્રી એમ. એન. રોય** પોતાના લેખમાં નોંધે છે કે, ''યરૂશલમ ખ્રિસ્તીઓનું એક પવિત્ર સ્થળ અને તીર્થસ્થાનની હેસિયત ધરાવે છે. મુસલમાનો જો સંકુચિત દષ્ટિવાળા અને ધર્માંધ હોત, તો તેનું પરિણામ એ આવતું કે, તેઓ યુરોપ અને આફ્રિકાના ખ્રિસ્તીઓને ત્યાં જવાથી ચોક્કસ રોકી લેતા, પરંતુ એવું કરવામાં ન આવ્યું. બલ્કે તે જમાનાના ઈતિહાસના અધ્યયનથી ખ્યાલ આવે છે કે, ત્યાં ખ્રિસ્તી દર્શનાર્થીઓની સંખ્યા ખૂબ વધી ગઈ હતી અને મુસલમાનો તેમના આરામ અને સુરક્ષાનો ખ્યાલ રાખતા હતા. પરંતુ જ્યારે આશરે છસ્સો (૬૦૦) વર્ષ પછી યરૂશલમ ઉપર કેટલાક સમય માટે પુનઃ યુરોપના ખ્રિસ્તીઓનો કબ્જો થઈ ગયો, તો ''ડિક્લાઈન ઓફ રોમન એમ્પાયર''ના પાનાંઓ સાક્ષી પૂરે છે કે, યરૂશલમને જીતી લીધા પછી ખ્રિસ્તી આગેવાનો અને ધર્મયુદ્ધોના ઝંડાધારીઓ દરમ્યાન એ સંધિ થઈ હતી કે, પ્રજા અને સરકારની સંપત્તિ લૂંટવામાં જે વ્યક્તિ પણ જે વસ્તુ ઉપર પ્રથમ કબ્જો કરે, તે વસ્તુ તેની મિલ્કત સમજવામાં આવશે. કોઈ અન્ય વ્યક્તિ તે છીનવી લેવાની કોશિશ નહીં કરે. અર્થાત્ લૂંટફાટની ખુલ્લી આઝાદી આપી દેવામાં આવી ! તે ઉપરાંત તે ભ્રષ્ટ વિજેતાઓએ પોતાના આકાશી પિતાને ખુશ કરવા માનવોની કુરબાનીઓ કરી અને તેમાં ઉંમર અને જાતિનો કોઈ ખ્યાલ રાખવામાં ન આવ્યો. તેઓ ત્રણ દિવસ સુધી આ જંગલી કતલ અને ખૂનામરકીમાં બરાબર વ્યસ્ત રહ્યા હતા અને સિત્તેર હજાર (૭૦૦૦૦) મુસલમાનોને તલવારથી કાપી નાખ્યા અને નિર્દોષ યહુદીઓને પોતાના ઉપાસનાગૃહોમાં જીવતા બાળી નાખ્યા પછી



જે હજારો લોકો શેષ બચી ગયા હતા, તેમને તેમણે ગુલામ બનાવી લીધા. જ્યારે આ લોકોના વ્યવહારની સરખામણી આપણે મુસલમાનોના ચારિત્ર્ય સાથે કરીએ છીએ, તો આપણા હૃદયોમાં મુસલમાનોની સહિષ્ણુતા, બિનપક્ષપાતી વલણ, શાંતિપ્રિયતા અને સામુદાયિક વિવેકશીલતાની અનુભૂતિ ખૂબ જ વધી જાય છે.''

## ❊ મુસ્લિમોની સહિષ્ણુતાના ઐતિહાસિક દાખલાઓ ❊

બિનમુસ્લિમો સાથે પ્રેમ, સમતા, સમાનતા, ન્યાય અને સહિષ્ણુતાની ઘટનાઓથી ઈસ્લામી ઈતિહાસ ભરપૂર છે. કેટલાયે પ્રસંગો એવા છે, જેને બધા જાણે છે. જેમકે મક્કા વિજયની ઘટના. હિજરી સન ૮માં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલલમ) મદીનાથી મક્કામાં પ્રવેશ કરી રહ્યા હતા. તે વખતે ઈસ્લામી સેનાના યોદ્ધાઓ જોશમાં પોકારી ઉઠ્યા : ''આજે બદલાનો દિવસ છે.'' તેના વિશે આપ (સલ.)એ ફરમાવ્યું : ''આજે મહેરબાની અને પ્રેમનો દિવસ છે.''

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલલમ)એ મક્કા વિજય પ્રસંગે તમામ શત્રુઓને એકઠા કરીને પૂછ્યું : ''બતાવો, હું તમારી સાથે શું વ્યવહાર કરૂં ?'' બધાએ કહ્યું : ''તમે એક સજ્જન ભાઈ છો.'' તે અંગે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલલમ)એ જવાબ આપ્યો : ''આજે મારે તમને કંઈ કહેવું નથી, કોઈ બદલો નહીં અને હું તમારા સાથે એવું જ કરીશ, જે યૂસુફ (અલૈ.)એ પોતાના ભાઈઓ સાથે કર્યું હતું.''

મક્કાના વિજય પછી હિજરી સન ૯માં નજરાનના ખ્રિસ્તીઓનું એક પ્રતિનિધિમંડળ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલલમ)ની સેવામાં હાજર થયું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલલમ)એ તેમને તેમની રીત મુજબ મસ્જિદે નબવીમાં જ ઉપાસના કરવાની અનુમતિ આપી. ત્યાર પછી તેમની સાથે જે સમજૂતિ કરવામાં આવી, તે સર વિલિયમ મૂરના શબ્દોમાં આ પ્રમાણે છે : ''પયગમ્બરે બિશપો, પાદરીઓ અને સન્યાસીઓને એ લેખિત નોંધ આપી કે, તેમના દેવળો અને આશ્રમોમાં દરેક નાની-મોટી વસ્તુઓ

જેમની તેમ જ રાખવામાં આવશે. ખુદાના રસૂલે વચન આપ્યું કે, કોઈ બિશપ પોતાના હોદ્દાથી બરતરફ નહીં થાય અને ન તેમની સત્તાઓ, અધિકારો અને દિનચર્યામાં કોઈ ફેરફાર કરવામાં આવશે. જ્યારે તેઓ શાંતિ, સુલેહ અને પ્રમાણિકતાથી રહે, તો ન તેમના ઉપર બળજબરી અને અત્યાચાર કરવામાં આવશે, ન તેઓ કોઈના ઉપર બળજબરી અને અત્યાચાર કરશે.

***(Prophet Muhammad : P.158)***

હઝરત મુહમ્મદ (સલ.)એ મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) અને કાફિરો (ઈસ્લામના વિરોધીઓ)ની સાથે જેટલા પણ કરારો કર્યા, તે બધામાં આ કલમ શામેલ હતી કે, ''તેઓના જાન-માલ, વેપાર, જમીનો, સંપત્તિ સુરક્ષિત રહેશે. તેમના પાદરીઓ અને પૂજારીઓ તેમના પદો ઉપરથી હટાવવામાં નહીં આવે. *(મકાલાતે શિબ્લી : ભાગ-૧, પેજ-૧૯૭)*

હઝરત ઉમર (રદી.)ના શાસનકાળમાં જેરૂસલેમના પ્રસિદ્ધ વિજય પછી જ્યારે હઝરત ઉમર (રદી.) ગિરજાઘરને જોઈ રહ્યા હતા, ત્યારે નમાઝનો સમય થઈ ગયો. પાદરીએ કહ્યું : ''તમે અહીં જ નમાઝ પઢી લો.'' પણ તેમણે કહ્યું કે, ''હું અહીં એટલા માટે નમાઝ નથી પઢતો કે, ક્યાંક પછીથી આવનારા મુસલમાનો મારા આ અમલના હવાલાથી આ ગિરજાઘરને મસ્જિદમાં બદલવાની કરવાની કોશિશ ન કરે.''

ભૂતકાળમાં લશ્કરી હુમલા કરવા અને વધુમાં વધુ પ્રદેશો પોતાના આધિન કરી લેવા એ રાજાઓ, સમ્રાટો અને શાસકોનો પસંદગીનો શોખ હતો. પ્રદેશ જીતી લીધા પછી વિજેતા કૌમ દાનવ બનીને ભૂખ્યા વરુઓની જેમ પરાજિત કૌમો ઉપર તૂટી પડતી હતી. મહિલાઓ સાથે અભદ્ર વ્યવહાર તથા બાળકો, વૃદ્ધો અને અશક્તો સુદ્ધાંની કત્લેઆમ જાણે તેમનો અધિકાર બની જતો. તેના સામે ઈસ્લામના અનુયાયીઓ સામાન્ય પરિસ્થિતિમાં તો ખરૂં જ, યુદ્ધકાળમાં પણ તેઓ એ વાતનું હંમેશા પાલન કરતા રહ્યા કે, કોઈ બિનમુસ્લિમ સાથે ધાર્મિક મામલાઓમાં બળજબરી ન કરવામાં આવે અને ધર્મ પરિવર્તન માટે કોઈને મજબૂર કરવામાં ન આવે. આ સંદર્ભે એક પ્રસંગ જોઈએ :



"ઈસ્લામના દ્વિતીય ખલીફા હઝરત ઉમર (રદી.)ના શાસન વખતે મિસર (ઈજીપ્ત)માં વિભિન્ન પ્રદેશોમાં હજારો કિબ્તી કબીલાઓના લોકો ગિરફતાર થયા હતા. તેમના સંદર્ભે ખલીફા તરફથી આદેશ આવ્યો કે, તેમને અધિકાર આપવામાં આવે કે, તેઓ ઈચ્છે તો ખ્રિસ્તી જ રહે અને ચાહે તો ઈસ્લામ સ્વીકારી લે. તે વખતના સેનાપતિ હઝરત અમ્ર બિન આસ (રદી.)એ બધાને કતારબંધ ઉભા રાખ્યા. સાથે ખ્રિસ્તી સરદારોને પણ બોલાવ્યા. ત્યાર પછી એકે-એકથી પૂછવામાં આવ્યું કે, તમે ક્યો ધર્મ સ્વીકારવાનું પસંદ કરશો ? જ્યારે તેમનામાંથી કોઈ વ્યક્તિ ઈસ્લામ અંગીકાર કરવાનું એલાન કરતો, તો મુસ્લિમ સૈનિકો 'અલ્લાહુ અકબર' (અલ્લાહ મહાન છે) કહીને તેને વધાવી લેતા અને જો કોઈ પોતાના ધર્મ ઉપર કાયમ રહેવાનું કહેતો, તો ખ્રિસ્તીઓ ખુશીથી ઉછળી પડતા અને મુસલમાનો ગમગીન થઈ જતા. કોઈના ઉપર કોઈ પણ પ્રકારની બળજબરી કરવામાં ન આવી." *(ફત્હે ઈસ્કંદરિયા)*

ભૂતકાળમાં ઈરાનમાં અગ્નિપૂજકોનું શાસન હતું. ડગલેને પગલે તેમની અગિયારીઓ હતી. પરંતુ હંમેશા તે સુરક્ષિત રહ્યા. મુસલમાનોએ ઈરાન જીતી લીધાને ત્રણસો વર્ષ પછીના ઈતિહાસકારો અનુસાર ઈરાક, ઈરાન, કિરમાન, ખુરાસાન, આઝરબૈજાનમાં અગ્નિમંદિરો મૌજૂદ હતા. એક વખતે બાદશાહ મોઅતસિમના શાસનમાં એક જનરલે મસ્જિદના એક ઈમામ (નમાઝ પઢાવનાર) અને અઝાન આપનારને કોરડાઓથી ફટકા માર્યા. કેમકે તેમણે એક અગિયારીને મસ્જિદમાં પરિવર્તિત કરવાનો પ્રયત્ન કર્યો હતો. શિરાઝમાં ૧૧મી અને ૧૩મી સદી સુધી બિનમુસ્લિમ પ્રજાના તહેવારો પ્રસંગે બજારને સજાવવામાં આવતું હતું અને આ તહેવારો ખૂબ જ ધૂમધામથી ઉજવાતા હતા. ***(The Caliphs and Their Non Muslim Subjects : P.107)***

**એડવર્ડ ગિબન** લખે છે કે, "ઈસ્લામે કોઈ પણ ધર્મના મામલામાં દખલ કરી નથી, કોઈને તકલીફ નથી આપી, વિધર્મીઓને સજા આપવા કોઈ ધાર્મિક અદાલત કાયમ કરી નથી તેમજ ઈસ્લામે લોકોના ધર્મને બળજબરી પરિવર્તન કરવાનો ક્યારેય ઈરાદો કર્યો નથી. ઈસ્લામ સ્વીકારવાથી લોકોને વિજેતાઓની બરાબર અધિકારો મળી જતા હતા અને પરાજિત પ્રદેશો એ



શરતો અને બંધનોથી પણ સ્વતંત્ર થઈ જતા હતા, જે પ્રત્યેક વિજેતા જગતના પ્રારંભથી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જમાના સુધી હંમેશા લાગુ કરતા રહેતા હતા.

ઈસ્લામના ઈતિહાસના દરેક પાના ઉપર અને દરેક દેશમાં, જ્યાં તેમને આધિપત્ય પ્રાપ્ત થયું ત્યાં અન્ય ધર્મોથી કોઈ ઘર્ષણ જોવા મળતું નથી. ત્યાં સુધી કે ફલસ્તિન (પેલેસ્ટાઈન)માં એક ખ્રિસ્તી કવિએ આ ઘટનાઓ વિશે બારસો વર્ષ પછી જાહેરમાં કહ્યું હતું કે, માત્ર મુસલમાનો જ ધરતી ઉપર એક એવી કૌમ છે, જે અન્ય ધર્મના અનુયાયીઓને દરેક પ્રકારની સ્વતંત્રતા આપે છે. *(ઝવાલે રૂમતુલકુબરા : પેજ-૧૫૮)*



## ❊ માનવહક્કોનો ઈતિહાસ ❊

માનવહક્કોના ઈસ્લામી દૃષ્ટિકોણ વિશે ચર્ચા કરતાં પહેલાં વર્તમાન-યુગના હક્કોનો ઈતિહાસ તબક્કાવાર સર્વે કરવું યોગ્ય લેખાશે. જેથી માનવ કોશિશોની કમી તથા ક્ષતિ અને ખુદાઈ આદેશોની સંપૂર્ણતા તથા પરિપૂર્ણતાની હકીકત સ્પષ્ટ થાય.

- બુન્યાદી હક્કોની કોશિશોની શરૂઆત ૧૧મી સદીમાં ઈંગ્લેન્ડથી શરૂ થઈ, જ્યાં ૧૦૩૭ ઈ.માં રાજા **(Conrad-II)**એ એક આદેશ જારી કરી પાર્લામેન્ટના અધિકારો નક્કી કર્યા. આ આદેશ પછી પાર્લામેન્ટે પોતાના અધિકારો વિસ્તારવાની શરૂઆત કરી.
- ૧૧૮૮ ઈ.માં ઈંગ્લેન્ડમાં **King Alfonso-ix** ના સમયથી કારણ વગર જેલમાં પૂરવાનો કાયદો નક્કી કરાવવામાં આવ્યો.
- ઈંગ્લેન્ડમાં **King John** એ ૧૨૧૫ ઈ.માં ‘‘મેગ્નાર્કાટો’’નો આદેશ જારી કર્યો હતો. તે અમીરોના દબાણનું પરિણામ હતું. કારણ કે તેમાં અમીરો (પ્રધાનો)નો જ લાભ સમાયેલો હતો. જેના વિશે **'Henry Marsh'**નું કહેવું છે કે, ‘‘મોટા મોટા જાગીરદારોના કાયદા સિવાય તેની વિશેષ કોઈ હેસિયત ન હતી.’’ ***(Documents of Liberty : P.51)***
- ૧૩૫૦ ઈ.માં બ્રિટિશ પાર્લામેન્ટે ‘‘મેગ્નાર્કાટો’’ના પુષ્ટિકરણરૂપે ન્યાય યાચનાનો કાયદો પાસ કરાવ્યો. જેને લઈ કોઈ વ્યક્તિને ન્યાયિક કાર્યવાહી કર્યા વગર જમીન-જાગીરથી બેદખલ કરી શકાતી નથી.
- ૧૬૭૯ ઈ.માં બ્રિટીશ પાર્લામેન્ટમાં કારણ વગર કોઈને જેલમાં ગોંધી રાખવાની વિરોધ કાનૂન પાસ કરવામાં આવ્યો. જેનાથી સામાન્ય નાગરિકોને રક્ષણ મળ્યું અને ૧૬૮૯ ઈ.માં પાર્લામેન્ટે **(Bill of Rights)** (હક્કોનો કાનૂન) મંજૂર કર્યું.
- ફ્રાન્સની ક્રાંતિ પછી માનવહક્કોનું ચાર્ટર **Declaration of Human Rights** (૧૭૮૯ માં) રજૂ થયું. જેમાં પબ્લીકનો માલિકીહક્ક, સ્વતંત્રતા, સમાનતા, મતનો અધિકાર અને કાયદાની પ્રક્રિયા વગેરે અધિકારો



માનવામાં આવ્યા. આના અનુસંધાનમાં અમેરિકાની સ્વતંત્રતાનું એલાન કરવામાં આવ્યું.

- ૧૭૮૯ ઈ.માં ફ્રાન્સની જનરલ એસેમ્બલીએ માનવહક્કોનું ચાર્ટર મંજૂર કર્યું.
- ૧૭૯૨ ઈ.માં 'Thomas Paine'એ એક બુક The Rights of Man નામી પ્રગટ કરી. જેને પ્રથમ વિશ્વયુદ્ધ બાદ જર્મની અને બીજા યુરોપિય દેશોના બંધારણમાં શામેલ કરવામાં આવ્યું.

આ બધા હક્કોનો સબંધ નાગરિક કરારોથી છે. આ એક કાલ્પનિક વિચારધારા છે, જે વ્યક્તિ અને સમાજના સબંધોને સ્પષ્ટ કરવા માટે રાજકીય પંડિતોએ રજૂ કરી છે. કારણ કે રાજ્યની સ્થાપના માટે નાગરિક કરારો ઘડવામાં આવતા નથી, બલ્કે રાજ્યની સ્થાપના પ્રાકૃતિક (નેચરી) રીતે એક કુટુંબ-કબીલાની જેમ પ્રારંભિક જૂથબંધીઓથી કાયમ થાય છે.

આ જ કારણસર જ્યારે યુરોપી સરકારોએ ચાહ્યું ત્યારે ઉપરોક્ત માનવ અધિકારોને ઈરાદાપૂર્વક ભૂલી જઈ અત્યાચારી કૃત્યો કર્યા.

વર્તમાનકાળમાં અમેરિકાએ પ્રાથમિક માનવહક્કોને અશક્ત-વિકસિત કૌમો કે દેશો વિરુદ્ધ હથિયાર તરીકે વાપર્યા. તેમને લગાતાર દબાવમાં રાખી રાજકીય અને આર્થિક લાભો પ્રાપ્ત કર્યા અને મહાસત્તા હોવાના આધારે આ હક્કોથી પબ્લીકને વંચિત રાખી.

- ૧૯૪૦ ઈ.માં 'H. G. Wells'એ પોતાના પુસ્તક 'The New World Order'માં માનવહક્કોનું એક ઘોષણાપત્ર જારી કરવાનો ઠરાવ રજૂ કર્યો. અને ૧૯૪૧માં Atlantic Charter ઉપર સહીઓ થઈ. જેનો હેતુ ચર્ચિલના કહેવા પ્રમાણે માનવહક્કોની રેહબરી હેઠળ લડાઈનો ખાત્મો કરવાનો હતો.
- ૧૯૪૬ ઈ.માં ફ્રાન્સે ૧૭૯૮ના ઘોષણાપત્રને પોતાના બંધારણમાં શામેલ કર્યું અને તે જ વર્ષે જાપાને પણ માનવહક્કોને બંધારણમાં શામેલ કર્યા.
- ૧૯૪૭માં ઈટાલીએ પણ માનવહક્કોને બંધારણમાં શામેલ કર્યા. છેવટે





U.N.O.એ અમૂક હકારાત્મક અને સુરક્ષા પ્રદાન કરનાર હક્કો વિશે ઠરાવ પાસ કર્યા. અને તેને માનવહક્કો (વિશ્વ ઘોષણાપત્ર)ના નામે જારી કરી યુરોપિય દેશોના વિવિધ બંધારણીય કાયદાઓને તેમાં શામેલ કર્યા.

યુનોની જનરલ એસેમ્બલીમાં એના બન્નેવ હિસ્સાઓ (૧) આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક હક્કો તથા (૨) નાગરિક અને રાજકીય હક્કોને મંજૂરીની મહોર લગાવી દીધી.

આ હક્કો ઉપર રાષ્ટ્રીય સરકારો પોતે કેટલો અમલ કરે છે, તેનું એક ઉદાહરણ છે કે, રાજકીય કેદીઓ વિશેની આંતરરાષ્ટ્રીય સંસ્થા "એમ્નેસ્ટી ઈન્ટરનેશનલ"ની પ્રગટ થયેલ રિપોર્ટ પ્રમાણે યુનોના ૧૪૦ મેમ્બર દેશોમાંથી ૧૧૩ દેશોમાં પ્રારંભિક હક્કોનું સંગીન ઉલ્લંઘન થયું. અને શક્તિનો જરૂરત વગર વપરાશ, વગર કારણે ધરપકડો, રાજકીય કેદીઓ ઉપર અત્યાચાર, મૌતની સજાઓ, પ્રેસ ઉપર પાબંદી, ન્યાયાલયના અધિકારો ઉપર તરાપ વગેરે સંખ્યાબંધ હક્કો ઉપર અમલ કરવામાં આવતો નથી.

## ❊ યુનોની સલામતી સમિતિ અમેરિકાની કઠપૂતળી ❊

અમેરિકા અને ઈઝરાઈલ યુનોની સલામતી સમિતિના ઠરાવો પ્રત્યે દુર્લક્ષ સેવે છે. યુનોની સલામતી સમિતિ તો અમેરિકાની કઠપૂતળી છે. તે ઈચ્છે તેમ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં વર્તન કરી શકે છે. અમેરિકા ગમે તે દેશની આંતરિક બાબતમાં હસ્તક્ષેપ કરવા મનગમતો ઠરાવ પસાર કરાવીને સૈન્ય મોકલી તેને દબડાવે છે. તેના એક હાથમાં ડોલર અને બીજા હાથમાં દંડો છે. તે જગતનો પોલીસમેન છે. અફઘાનિસ્તાન, ઈરાક, પનામા, હૈટી અને નીકારાગુઆ તેના દૃષ્ટાંતો છે. અમેરિકાએ પોતાના પ્રતિસ્પર્ધી સોવિયેટ રશિયાને ઠેકાણે પાડવાના હેતુથી અફઘાન મુજાહિદોને શસ્ત્રોની મદદ કરવા પાકિસ્તાનનો ઉપયોગ કર્યો. રશિયા ખોખરૂં થઈ ગયું. અફઘાનિસ્તાનમાં તેની હાર થઈ. અમેરિકાનો હેતુ પાર પડ્યો. હવે અમેરિકાને પાકિસ્તાનની અને અફઘાન મુજાહિદોની જરૂર ન રહી. એટલે બન્નેને સહાય બંધ કરી દેવામાં આવી અથવા ઓછી કરી દેવામાં આવી.




સોવિયેટ રશિયાના વિભાજન બાદ હવે અમેરિકા એકમાત્ર સુપર પાવર છે. કોઈ પ્રતિસ્પર્ધી દેશ ન હોવાથી આંતરરાષ્ટ્રીય રાજકારણમાં તેનો કક્કો ચલાવવા માટે તે મનમાની કરે છે. નાના રાજ્યોને તેણે સામ, દામ, દંડ અને દંડાનો ઉપયોગ કરીને ખંડિયા **Banana Republic** બનાવી દીધા છે.

ભૂતપૂર્વ પ્રમુખ બુશે **'New World Order'**ની આંતરરાષ્ટ્રીય રાજ-નીતિની જાહેરાત કરી હતી. તેનો હેતુ ઈસ્લામને ખ્રિસ્તી જગતનો પ્રતિસ્પર્ધી ગણવો, મુસ્લિમ રાજ્યોમાં આંતરવિગ્રહ સળગાવવો, રાજકીય અસ્થિરતા પેદા કરવી, સુધારાવાદી મુસ્લિમ રાજકારણીઓને સહાય કરી ઈસ્લામી રાજવ્યવસ્થાની સ્થાપના થતી અટકાવવી, ઈસ્લામિક રાજવ્યવસ્થાના હિમાયતીઓને આતંકવાદી મૂળભૂતવાદીઓ **Fundamentalists** તરીકે બદનામ કરી પરધર્મીઓનું મુસલમાનો અને ઈસ્લામ વિરૂદ્ધ માનસ તૈયાર કરવું, મુસ્લિમ રાજ્યોની એકતા સંગઠનમાં વિક્ષેપ પાડવો, જીહજુરીયા રાજકર્તાઓને સહાય કરી પંપાળવા, જો મુસલમાનો પોતાની સ્વતંત્રતા, હિતોની રક્ષા અને માનવઅધિકારો માટે અભિયાન ચલાવે, તો તેઓ પર ત્રાસવાદના જૂઠ્ઠા આક્ષેપો મૂકવા અને જેલભેગા કરવા, ગુપ્તચર સંસ્થા દ્વારા હિંસક બનાવોની યોજના કરી સંડોવવા, જો કોઈ મુસ્લિમ દેશ જીહજુરીયા થવાની ના પાડે અને સ્વતંત્ર રાજનીતિ પર અમલ કરવાનો પ્રયાસ કરે, તો તેની આર્થિક અને નાણાંકીય સહાય બંધ કરીને અને તેના પર વેપાર-વાણિજ્યના પ્રતિબંધો લાદીને ઢીલો કરવો-ઘુંટણીયે પાડવો. એવા મુસ્લિમ દેશોને કાળી યાદીમાં મૂકવા (ભલે પશ્ચિમી ખ્રિસ્તી દેશો અને ઈઝરાઈલ અણુશસ્ત્રોનો ભંડાર રાખે) પણ મુસ્લિમ દેશો પાસે અણુ અને પરમાણુ શસ્ત્રો, તેની ટેકનોલોજી અને ક્ષમતા હોવાં ન જોઈએ. અને જો કોઈ દેશ આ દિશામાં પ્રયાસ કરે, તો તેના અણુમથકો નષ્ટ કરવા, તેના પર પ્રતિબંધો લાદવા અને ધમકીઓ ઉચ્ચારવી. જરૂર પડે આક્રમણ કરવું. ઈસ્લામ અને મુસલમાનોના હિતો વિરૂદ્ધની બાબતોમાં સહકાર અને ઉત્તેજન આપવું. એક બાજુ ઈસ્લામના વખાણ કરી મુસલમાનોને ગફલતમાં રાખવા અને ઈસ્લામ વિરૂદ્ધ પ્રચાર માટે સલમાન રૂશ્દીઓ અને તસ્લીમા નસરીનોને ઉત્તેજન પુરૂં પાડવું અને


તેઓની સલામતી, માનદ્ ઉપાધીઓ, પુરસ્કાર અને પ્રચાર પાછળ સરકારી તિજોરીમાંથી લખલૂંટ ખર્ચ કરવો વગેરે આ હેતુ સિદ્ધ કરવાના સાધનો છે.

તેની આ નીતિનો અમલ તેણે ઈરાક, ઈરાન, અલ્જીરીયા, અફઘાનિસ્તાન, નાઈજીરીઆ, સુદાન, લીબીઆ વગેરે દેશોમાં તાજેતરના વર્ષોમાં કર્યો છે. સી.આઈ.એ. સ્કોટલેન્ડ યાર્ડ અને મોસાદ તેની આ કુટ નીતિ પર વ્યવસ્થિતપણે અમલ કરે છે.

## ❊ અમેરિકા તરફથી માનવહકકોનું ખુલ્લુ ઉલ્લંઘન ❊

આ વિશ્વ સાથે અત્યંત ભૂંડી મજાક નથી તો બીજુ શું છે કે, એવી વ્યક્તિ જેને પ્રમુખ તરીકે ચૂંટાયાના નવ મહિના પછી જ શાંતિના નોબલ પારિતોષિકથી નવાજવામાં આવ્યો હતો, તેના હોદાની ચાર વર્ષિય મુદ્દત પૂરી થયા પછી તેનું સૌથી મોટું કારનામું ખૌફનાક "ડ્રોન હુમલાઓ"ને ઠરાવવામાં આવી રહ્યો છે. જે પૈકી માત્ર પાકિસ્તાનમાં ૨૮૫ ડ્રોન હુમલાઓ કરવામાં આવ્યા. જેમાં ૨૬૩૩ લોકો મૌતને ભેટ્યા. તેઓમાં ઘણાખરા નિર્દોષ નાગરિકો, વૃદ્ધો, સ્ત્રીઓ અને બાળકો હતા. એવું લાગે છે કે, તેમના મતે શાંતિનું ઈનામ અંધાધુંધ ખૂનામરકી કરવા માટેનું પરવાનગીપત્ર હતું. તેમના પુરોગામી પ્રમુખ બુશના સત્તાકાળ દરમિયાન ડ્રોન હુમલાઓનો સિલસિલો પાકિસ્તાનથી શરૂ થયો હતો. તેમના શાસનકાળ દરમિયાન ૨૦૦૪ થી ૨૦૦૯ સુધી ૪૬ ડ્રોન હુમલાઓ થયા હતા. જેમાં ૫૪૪ લોકો મૃત્યુ પામ્યા. ઓબામાકાળમાં માત્ર પાકિસ્તાનમાં જ ડ્રોન હુમલાઓમાં ૬ ગણો વધારો નોંધાયો. એવું નથી, બલ્કે સોમાલિયા અને યમનને પણ આ હુમલાઓના નિશાન બનાવવામાં આવ્યા. પ્રમુખ ઓબામાને જો ડ્રોન હુમલાઓના કારણે યુદ્ધ સબંધી અદાલત સમક્ષ રજૂ કરવામાં આવશે, તો તે એ બહાનું આગળ ધરી નહીં શકશે કે, આ હુમલાઓ માટે સી.આઈ.એ. અને જોઈન્ટ સ્પેશિયલ ઓપરેશન્સ કમાન્ડ જવાબદાર છે. કારણ કે પાછલા દિવસોમાં એ વાતનો ઘટસ્ફોટ થયો છે કે, ખુદ પ્રમુખ ઓબામા ડ્રોન હુમલાઓની જગ્યાઓ મંજૂર કરી હુમલાનો આદેશ આપે છે. અને તે હુમલાઓમાં માર્યા ગયેલા કહેવાતા ત્રાસવાદીઓની સંખ્યાની ઘોષણા પણ વ્હાઈટ હાઉસના ઉચ્ચ અધિકારીઓ કરે છે. જે માત્ર

અનુમાન પર આધારિત હોય છે. કારણ કે વઝીરિસ્તાનના આ અંતરિયાળ વિસ્તારોમાં જે લોકોને લક્ષ્ય બનાવવામાં આવે છે, તત્કાલ તેમના મૃત્યુ આંકની પુષ્ઠિ મળી શકે એમ નથી. કોઈને ખબર નથી અને ન કોઈ એ વાતને અનુમોદન આપી શકે છે કે, આ હુમલાઓમાં કેટલા ત્રાસવાદીઓ માર્યા ગયા. અને શું મૃતકોમાં કોઈ ત્રાસવાદી હતો પણ કે નહીં, કે પછી માત્ર નિર્દોષ નાગરિકોનું લોહી વહ્યુ છે ? આ માર્યા ગયેલાઓની ન અમેરિકી સરકાર ઓળખ આપી શકે છે, ન પાકિસ્તાની શાસકો. એ પણ રહસ્ય છે કે, ડ્રોન હુમલાઓના લક્ષ્યો સબંધે સી.આઈ.એ. અને ઓબામાને માહિતી કોણ પૂરી પાડે છે કે, ફલાણી જગ્યાએ અંતિમવાદીઓ છે. પાકિસ્તાની સૈન્ય તો આ માહિતી આપી નથી શકતું, કારણ કે સેનાને જો આની જાણ હોતે, તો એ પોતે તેમની વિરૂદ્ધ કાર્યવાહી કરવા ઈચ્છશે. એનાથી પૂરવાર થાય છે કે, ડ્રોન હુમલાઓના લક્ષ્યો સ્થાનિક બાતમીદારોની બાતમીના આધારે નક્કી કરવામાં આવે છે. અને આ બાતમીદારો ચોક્કસપણે સાચી માહિતી આપે છે તેની કોઈ ગેરંટી નથી. અને સમસ્યા માત્ર મૃત્યુ આંકની નથી, આ હુમલાઓના કારણે સમગ્ર કબીલાઈ વિસ્તારોમાં જે ભય તથા દહેશત ફેલાઈ છે, તેને આતંકવાદ સિવાય બીજું કાંઈ નહીં કહી શકાય. લોકો લક્ષ્ય બનાવવામાં આવતા વિસ્તારોમાંથી પોતાના ઘર-જમીન છોડી બીજી જગ્યાએ હિજરત કરી રહ્યા છે. આમ, તેઓનું આખુ જીવન બરબાદ થઈ ગયું છે. પોતાના જ વિસ્તારમાં આ કબાઈલીઓ ભયના ઓથાર હેઠળ વણજારા જેવું જીવન જીવી રહ્યા છે. અને એક વિચિત્ર પ્રકારની માનસિક બેચેનીના ભોગ બનેલા છે. માનવ અધિકાર માટે પ્રયત્નશીલ બ્રિટીશ સંગઠન **Reprieve**ના એક તપાસકર્તાને દક્ષિણી વઝીરિસ્તાનના એક નાગરિક તારિક અઝીઝે, જે માર્ચ ૨૦૧૧માં ડ્રોન હુમલામાં માર્યો ગયો હતો, આ હુમલા પહેલાં કહ્યું હતું કે, સપ્તાહમાં એક કે બે ડ્રોન હુમલા નથી થતાં, બલ્કે દરરોજ દસથી બાર હુમલાઓ થાય છે. અને સૌથી ખતરનાક વાત એ છે કે, આ હુમલાઓ રાતના સમયે થાય છે. જેના લીધે લોકો રાતભર સૂઈ પણ નથી શકતા કે કોણ જાણે તેઓ ક્યારે ડ્રોન હુમલાનો ભોગ બની જાય.



આ ડ્રોન યુદ્ધમાં અમેરિકાએ પાકિસ્તાન અને અફઘાનિસ્તાનમાં હુમલાઓનો ભોગ બનેલાઓ સાથે સમજમાં ન આવી શકાય એવા ભેદભાવની નીતિ અખત્યાર કરી રાખી છે. અફઘાનિસ્તાનમાં અમેરિકાની બોમ્બવર્ષાથી જે લોકો મરે છે, તેમના સબંધીઓને અમેરિકનો ભારે વળતર ચૂકવી રહ્યા છે, પરંતુ પાકિસ્તાનમાં ડ્રોન હુમલાઓમાં જાન ગુમાવનારાઓના સગાઓને અમેરિકા એક રૂપિયો પણ આપતું નથી. પાકિસ્તાની સરકાર વળતરના મામલામાં પોતાનો પાલવ ઝાટકીને સાફ શબ્દોમાં સુણાવી દે છે કે, મૃતકોના સબંધીઓને કોઈ વળતર આપવાનો પ્રશ્ન જ ઉભો નથી થતો. કારણ કે આ હુમલા માટે પાકિસ્તાની સરકાર જવાબદાર નથી. પોતાના દેશના નાગરિકો સાથે પાકિસ્તાની સરકારની આ વર્તણૂંક એટલી જ અત્યાચારપૂર્ણ છે, જેટલા કે અમેરિકી ડ્રોન હુમલા.

અમેરિકા આંતરરાષ્ટ્રીય કાનૂન હેઠળ આ ડ્રોન હુમલાઓનું ઔચિત્ય સાબિત કરી શકતું નથી. અમેરિકાની એ દલીલ જો માની લેવામાં આવે કે અમેરિકા પોતાના શહેરોના બચાવમાં આ ડ્રોન હુમલાઓ કરી રહ્યા છે, તો સૌથી પહેલાં તો એ પૂરવાર નથી થતું કે તે ઉગ્રવાદીઓ તરફથી, જેમને આ હુમલાઓનું નિશાન બનાવવામાં આવી રહ્યા છે, અમેરિકાના શહેરો પર હુમલાઓનો કોઈ ખતરો હતો. એ બાબત વિશે પણ કોઈ પુરાવો નથી કે આ ડ્રોન હુમલાઓમાં જે લોકો માર્યા જાય છે એમાં સાચે જ તે અંતિમવાદીઓ શામેલ છે, જે અફઘાનિસ્તાનમાં અમેરિકી સેના સાથે લડી રહ્યા છે. આ ક્યાંનો ન્યાય છે કે, કોઈને પણ એમ કહી મારી નાંખવામાં આવે કે તે આતંકવાદી હતો ? પછી પાકિસ્તાન, જ્યાં આ હુમલાઓ કરવામાં આવી રહ્યા છે, એ તો અમેરિકાનો દુશ્મન નથી. અમેરિકાએ પાકિસ્તાન વિરૂદ્ધ યુદ્ધની ઘોષણા કરી નથી અને ન તેની સાથે યુદ્ધની સ્થિતિમાં છે, બલ્કે તેનાથી વિપરીત પાકિસ્તાન ખુદ આતંકવાદ વિરૂદ્ધ યુદ્ધમાં અમેરિકાનું સહયોગી છે. એ હિસાબથી પાકિસ્તાનમાં અમેરિકાના ડ્રોન હુમલાઓ સંપૂર્ણપણે આંતરરાષ્ટ્રીય અને સંયુક્ત રાષ્ટ્રસંઘના ઘોષણાપત્રની વિરૂદ્ધ છે.

પ્રમુખ ઓબામાના આ ખૌફનાક યુદ્ધ વિશે અમેરિકી વ્યવસ્થાતંત્ર,



ન્યાયતંત્ર અને કોંગ્રેસ બધાએ મળીને એવી રહસ્યમય ચૂપકીદી સેવી રાખી છે કે, જેને માત્ર ગુનાહિત ચૂપકીદી ઠરાવી શકાય. આજ સુધી માત્ર એ કહેવામાં આવતું રહ્યું છે કે, હુમલાઓ માટે સી.આઈ.એ. જવાબદાર છે. પરંતુ આ હુમલાઓમાં પ્રમુખ ઓબામા અને જોઈન્ટ સ્પેશિયલ ઓપરેશન્સ કમાન્ડની કઈ ભૂમિકા છે, તેના વિશે વ્હાઈટ હાઉસ એક શબ્દ બોલવા માટે તૈયાર ન હતું. અલબત્ત, પાછલા દિવસોમાં એ વાત બહાર આવી છે કે, પ્રમુખ ઓબામા ખુદ આ હુમલાઓ પર મંજૂરીની મહોર મારે છે. તદુપરાંત અદાલતોએ પણ ડ્રોન હુમલાઓની બાબતમાં પોતાનું મોઢુ સીવી લીધું છે. તેણે આ હુમલાઓને ગેરકાનૂની કે અનુચિત ઠરાવવાનો ઈકરાર કર્યો છે. કોંગ્રેસમાં પણ લોકશાહીના કોઈ ઝંડાધારીમાં એટલી હિંમત નથી કે તે આ હુમલાઓના કાનૂની તથા નૈતિક ઔચિત્ય (**Justification**) ઉપર ચર્ચાની માંગણી કરે.

માનવ અધિકારોનું સંગઠન **Repricve**ના સંસ્થાપક ક્લાઈવ સ્ટીફર્ડ સ્મિથએ પ્રમુખ ઓબામાને એક પત્ર પાઠવ્યો છે કે, તેઓ એ વાતની બાહેંધરી આપે કે ઉત્તર-પશ્ચિમી પાકિસ્તાનમાં ''તહરીકે ઈન્સાફ''ના વડા ઈમરાન ખાનના નેતૃત્વમાં આયોજિત આંતરરાષ્ટ્રીય રેલી દરમિયાન ડ્રોન હુમલાઓ કરવામાં નહીં આવે. ક્લાઈવ સ્ટીફર્ડ સ્મિથનું કહેવું છે કે, આ રેલીનો હેતુ ડ્રોન હુમલાઓના કારણે ઉક્ત વિસ્તારોમાં જે ભય ફેલાયો છે તથા તેની જે અવળી અસરો થઈ છે, તેને વિશ્વ સમક્ષ રજૂ કરવાની છે. આ ડ્રોન હુમલા-ઓમાં ૧૭૪ બાળકો શહીદ થઈ ગયા છે. સ્ટીફર્ડ સ્મિથએ લખ્યું છે કે, રાજકારણીઓ માટે માફી માંગવી બહુ મુશ્કેલ હોય છે, પરંતુ હું તમારા તરફથી વઝીરિસ્તાન ખાતે ડ્રોન હુમલાનો ભોગ બનેલા નિર્દોષ લોકોથી માફી માંગીશ. જેમાં તે ૧૫ વર્ષિય વિદ્યાર્થી 'સઅદુલ્લાહ' પણ શામેલ છે. જે સપ્ટેમ્બર ૨૦૦૯ના ડ્રોન હુમલામાં પોતાના બન્નેવ પગ તથા એક આંખ ગુમાવી ચૂક્યો છે. તેમજ તેના ઘર પર હેલ ફાયર મીઝાઈલના હુમલાના કારણે તેના બધા સપનાઓ ભાંગી ચૂક્યા છે.





# માનવસમાજની એકતામાં હઝ. મુહમ્મદ (સલ.)નું મહાન યોગદાન

## વિવિધ કૌમો અને દેશોમાં અલગતાવાદને ધાર્મિક પીઠબળ

ઈસ્લામ પૂર્વે અમુક કૌમો અને કુટુંબો પોતાને માનવજાતિથી શ્રેષ્ઠ સમજતા હતા. કુર્આન શરીફમાં યહુદીઓ અને ઈસાઈઓ (ખ્રિસ્તીઓ)નો દાવો નકલ કરવામાં આવ્યો છે, તેઓ પોતાને અલ્લાહપાકના પુત્રો સમાન સમજતા હતા. (નઉઝુબિલ્લાહ) *[માઈદહ : ૧૮]*

ઈજીપ્ત (મિસર)ના ફિરઓનો (રાજાઓ)ની માન્યતા હતી કે તેઓ સૂરજ દેવતા ''રાઅ'' (**RE**)નો અવતાર છે. ભારતમાં બે કુટુંબો પોતાના સૂર્યવંશીય અને ચંદ્રવંશીય હોવાનો દાવો કરતા હતા.

ઈરાનના (રાજાઓ) કિસ્રાનો દાવો હતો કે તેમની નસોમાં ખુદાઈ લોહી વહી રહ્યું છે. રોમન (ઈટાલી)ના કયસરનો લકબ (ઉપનામ) જ **August** (મહાન) હતો.

ચીની લોકો પોતાના રાજાને આકાશવંશીય સમજતા હતા.

ભારતમાં જાતિવાદ તથા વર્ણભેદને ધાર્મિક પીઠબળ પ્રાપ્ત હતું. જેમાં વારસાગત, વ્યવસાય (ધંધો) અને કૌટુંબિક વ્યવસ્થાને આધાર બનાવી માવનજાતને વિભિન્ન જ્ઞાતિઓમાં વહેંચવામાં આવી હતી. તેમાં અમુક જ્ઞાતિઓને કેન્દ્રિયતા અને મહાનતા પ્રાપ્ત હતી. તે ગમે તેવા અત્યાચાર અને કુકર્મો કરે તો પણ તે નજાત (મોક્ષ) પામનાર સમજવામાં આવતા, જ્યારે અમુક જ્ઞાતિઓને શહેરી જીવનથી વંચિત રાખવામાં આવતી હતી.

***(Manu Yanjnavalkya : p.85)***

આરબો પોતાના સિવાય બીજી જાતિને 'અજમી' (મુંગા) સમજતા હતા.

ભારતમાં મુસ્લિમો પોતાની સાથે સૌથી વધુ જે આશ્ચર્યજનક વસ્તુ લાવ્યા, તે માનવ એકતા અને સમાનતાની ફિલોસોફી છે. જેનાથી ભારતવંશ સદંતર અપરિચિત હતુ. આ ઐતિહાસિક હકીકતનો સ્વીકાર પ્રથમ વડાપ્રધાન પંડિત જવાહરલાલ નેહરૂએ પણ કર્યો છે. પંડિતજી લખે છે કે, ''ભારતના



ઈતિહાસમાં ઉત્તર પશ્ચિમથી આવનાર બાદશાહો વિશેષ કરીને ઈસ્લામ ધર્મને ઘણી મહત્વતા પ્રાપ્ત છે. ઈસ્લામે વર્ણભેદ, જ્ઞાતિભેદ, અછૂતપણુ વગેરે સામાજિક બદીઓ આપણા સમક્ષ જાહેર કરી. ઈસ્લામી બંધુત્વ અને સમાનતા જેના ઉપર મુસ્લિમોનો દ્રઢ વિશ્વાસ અને ઈમાન હતું. આ બાબતોએ હિંદુઓના માનસ ઉપર ઘણી સારી અસરકારક છાપ પાડી. ખાસ કરીને સમાજનો કચડાએલો વર્ગ ઈસ્લામથી ઘણો જ પ્રભાવિત થયો. જેના ઉપર ભારતીય સમાજે સમાનતા અને માનવ હક્કોનો માર્ગ બંધ કરી રાખ્યો હતો. ***(Discovery of India : P.225)***

આ જ પ્રમાણે ડો. તારાચંદે પણ લખ્યું છે.

***(Society and State the Mughal Period)***

પ્રખ્યાત પ્રોફેસર **(Gibb)** ગિબ વિશ્વ કલ્ચર માટે ઈસ્લામની જરૂરત ઉપર ભાર મૂકતા લખે છે કે, અલગ અલગ સંપ્રદાયો, વર્ણો અને સમાજો દરમિયાન સમાનતા કાયમ રાખવામાં ઈસ્લામ જેવી ભવ્ય સફળતા કોઈ ધર્મ કે સમાજ મેળવી શકયો નથી. આફ્રિકા, ભારત, ઈન્ડોનેશીયા અને જાપાનના મુસ્લિમ સમાજથી આ વાત ફલિત થાય છે કે, ઈસ્લામે કેવી રીતે વિભિન્ન જ્ઞાતિઓ અને તેમના રીતરિવાજો તથા સખ્ત વિરોધાભાસી વિચારધારા-ઓને પોતાના દામનમાં સમેટી લીધા છે. જો પૂર્વ અને પશ્ચિમની વિશાળ સોસાયટી અને સમાજોમાં દુશ્મની અને નફરતની જગ્યાએ આપસી સુમેળ, મદદ અને બંધુત્વની ભાવના જન્માવવી હોય તો તેના માટે ઈસ્લામની સેવાઓ હાસિલ કરવી જરૂરી છે. ***(H.A.R. Gibb Whither Islam : P.379)***

## જૂથવાદ અને સામાજિક ભેદભાવ દૂર કરવો ઈસ્લામની મહાન સિદ્ધિ

ઈંગ્લેન્ડના પ્રખર ફિલોસોફર અને ઈતિહાસકાર **A. J. Toynbee** ઈસ્લામી સમાનતાનો સ્વીકાર કરતા લખે છે કે મુસ્લિમ સમાજમાંથી જૂથ-વાદ અને સામાજિક ભેદભાવ દૂર કરવો ઈસ્લામની ભવ્ય સિધ્ધિઓમાંથી એક મહાન સિધ્ધિ અને કાર્ય છે. વર્તમાન યુગમાં ઈસ્લામની આ ભવ્ય અને શાનદાર સફળતાની આપણને તાતી જરૂરત અને આવશ્યકતા છે. અમુક

અંશે યુરોપીય કૌમોની સફળતાઓ માનવતા માટે ફાયદાકારક સાબિત થઈ છે. પરંતુ આ વાતનો ઈન્કાર નથી કરી શકતા કે જાતિવાદ અને જ્ઞાતિવાદના રાફડાને ડામવામાં યુરોપીય પ્રગતિ પણ તદ્દન અસમર્થ અને દુર્ભાગ્યપૂર્ણ રહી છે. *(Civilizan of Trjal : P.205, A. J. Toynbee)*

શ્રીમતિ સરોજીની નાયડુ ઈસ્લામી ભાઈચારા અને બંધુત્વની ભાવનાનો ખુલ્લા મનથી સ્વીકાર કરતાં લખે છે કે, ઈસ્લામ પ્રથમ ધર્મ છે જેણે સાચા અર્થમાં લોકશાહીનો પ્રચાર કરી તેને વ્યવહારિક સ્વરૂપ આપ્યું. મેં નમાઝ વગેરે બાબતોમાં મહસૂસ (અનુભવ્યું) કર્યુ કે ઈસ્લામ કાર્ય એકતાથી એક માનવીને બીજા માનવીનો ભાઈ બનાવે છે. જ્યારે તમો લંડનમાં કોઈ મિસ્રી, અલ્જીરયાઈ, ભારતીય અને તુર્કી મુસલમાનથી મળો તો આ બાબતને તે મહત્વની નથી સમજતા કે મારૂં વતન મિસર, આનું વતન ભારત કે તુર્કી છે.

*(Spfeches & Writings of Sarojne Naido : P.167)*

**ગાંધીજી :**

ગાંધીજી પોતાની લાક્ષણિક શૈલીમાં લખે છે કે હમણાં કોઈએ કહયું કે સાઉથ આફ્રિકાના લોકો ઈસ્લામના ફેલાવાથી ગભરાય રહયા છે. તે ઈસ્લામ જેણે સ્પેનને સભ્યતા શીખવી, તે ઈસ્લામ જે રોશનીની મશાલને મોરોક્કો સુધી લઈ ગયો, તે ઈસ્લામ જેણે વિશ્વને ભ્રાતૃત્વનો પવિત્ર પયગામ પહોંચાડયો. સાઉથ આફ્રિકાના લોકો ઈસ્લામના પ્રચારથી એટલા માટે ડરી રહયા છે કે ઈસ્લામ આવશે તો કાળા–ગોરા વચ્ચે સમાનતાની ઘોષણા કરશે. તેઓએ તેનાથી ભયભીત થવું જ જોઈએ, જો ભ્રાતૃત્વ ભાવ કોઈ પાપ હોય ! વિવિધ વંશોમાં સમાનતા તે બાબત છે જેનાથી તેઓ ડરી રહયા છે અને તેમનો ડર બિલકુલ વાજબી છે.

દર વર્ષે હજજની મોસમમાં વિશ્વના લોકો ઈસ્લામની તે હેરતભરી આંતરરાષ્ટ્રીય ઘટના જુએ છે જે વર્ણ તથા રંગના બધા ભેદ ભૂંસી નાખે છે. યૂરોપીયન, આફ્રિકન, ઈરાની, ભારતીય, ચીની મુસ્લિમો એક કુટુંબના સભ્યોના હેસિયતથી જયારે એકબીજાથી મળે છે, ત્યારે બધાએ એક જ વસ્ત્ર પરિધાન કર્યુ હોય છે. યાને દરેક માણસ વગર સિવેલાં સફેદ કાપડના

બે ટુકડામાં વીંટળાયેલો હોય છે. એક ટૂકડો કમરના ભાગે અને બીજો ટૂકડો ખભા પર. સાથો સાથ ઉઘાડે માથે, કોઈ પણ ક્રિયા વગર તથા કોઈ પણ ધામધૂમ વગર, એમ પોકાર કરતા કરતા કે, હું હાજર છું હે ખુદાપાક ! હું હાજર છું. હું હાજર છું. તારો કોઈ ભાગીદાર નથી હું હાજર છું'' નાના મોટા વચ્ચે ભેદ પાડનારી બધી બાબતોની અહીં બાદબાકી થઈ જાય છે. અને દરેક હાજી એવી પ્રતીતિ સહિત પાછો ફરે છે કે ઈસ્લામ એક આંતરરાષ્ટ્રીય ધર્મ છે. પ્રોફેસર હરગુરૂવંશજીના શબ્દોમાં, ''પયગમ્બરે ઈસ્લામે જે એકતા સ્થાપી તથા તેને આંતરરાષ્ટ્રીય સ્તરે જેવી રીતે સિધ્ધ કરીને બતાવી તે બીજી કૌમોને રાહ ચીંધનારી છે. વાસ્તવિકતા એ છે કે અન્ય કૌમો એકતા બાબતે તેના જેવી મિસાલ પેશ કરી શકતી નથી.''

પયગમ્બરે ઈસ્લામ (સલ.)એ લોકશાહી રાજય વ્યવસ્થાને તેના સર્વશ્રેષ્ઠ રૂપમાં સ્થાપિત કરી. ખલીફા હઝ. ઉમર (રદી.) તથા હઝ. અલી (રદી.) જે પયગમ્બર (સલ.)ના જમાઈ પણ હતા, ખલીફા મન્સૂર અબ્બાસી જે ખલીફા મામૂનના પુત્ર હતા. અને બીજા ઘણાં બધા બાદશાહો ઈસ્લામી અદાલતોમાં સામાન્યજનોની જેમ હાજર થયા. આજે પણ આપણે બધા જાણીએ છીએ કે કાળા નિગ્રો સાથે સુસભ્ય ગોરી પ્રજાનો વર્તાવ કેવો હોય છે. હવે હઝ. બિલાલ (રદી.) વિશે વિચારો, જે ચૌદસો વર્ષ પહેલા પગયમ્બરે ઈસ્લામના કાળમાં એક કાળા ગુલામ હતા. નમાઝ માટે અજાન આપવાનું કામ ઈસ્લામની શરૂઆતના જમાનામાં એક સન્માનભર્યુ કામ સમજવામાં આવતું હતુ. તોય આ માનભર્યુ કાર્ય આ નિગ્રો ગુલામને સોંપવામાં આવ્યું હતુ. મક્કાની ફતેહ પછી, પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેઓને હુકમ આપ્યો કે, તેઓ નમાઝ માટે અજાન આપે. તો આ નિગ્રો ગુલામ, પોતાના કાળા રંગ, તથા પોતાના જાડા હોઠ સહિત કઅબાની છત પર ચઢયો, જે ઈસ્લામી દુનિયાનું સૌથી વધારે ઐતિહાસિક તથા સૌથી વધારે પવિત્ર સ્થાન છે. તે વખતે કેટલાક ઘમંડી આરબો પીડા અનુભવીને બોલ્યા હતા. ''ઓહ ! આ કાળીયો હબ્શી ગુલામ, તેનું ભલું ન થાય. તે પવિત્ર કઅબાની છત પર અજાન આપવા ચઢી ગયો છે.''



ઘમંડ તથા ભેદભાવની માનસિકતા પયગમ્બરે ઈસ્લામ ખત્મ કરવા માંગતા હતા. એટલે આપે તેનો જવાબ આપતા કહયું કે "અલ્લાહ માટે જ બધી સ્તૃતિ છે, તથા તેનો શુક્ર છે કે જેણે અમોને અજ્ઞાનકાળના ઘમંડથી મુકિત આપી. હે લોકો ! યાદ રાખો બધા માણસો માત્ર બે ખાનામાં વહેંચાયેલા છે. સંયમીઓ, તેઓ અલ્લાહના માનીતા છે. બીજા ગુનેગારો જે અલ્લાહ તઆલાની નજરોમાં તુચ્છ તથા મુલ્યવિહિન છે. બધા માણસો આદમ (અલૈ.)ના સંતાન છે. અને આદમને ખુદાએ માટીથી બનાવ્યા હતા." આ જ વાત કુર્આનમાં એમ કહેવામાં આવી છે કે, "હે લોકો ! અમે તમને એક પુરૂષ તથા એક સ્ત્રીથી પેદા કર્યા છે અને તમારી વિવિધ જાતિઓ તથા કબીલાઓ બનાવ્યા જેથી તમે એકબીજાને ઓળખો. તમારા પૈકી અલ્લાહની નજરોમાં સૌથી સન્માનનીય વ્યકિત તે છે જે ખુદા તઆલાથી સૌથી વધારે ડરનારી હોય. અલ્લાહપાક બધી બાબતોને જાણે છે તથા ખબર રાખે છે." *(હુજુરાત)*

પયગમ્બરે ઈસ્લામ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આમ કરી એટલું જબરદસ્ત પરિવર્તન આણ્યું કે એવા લોકો જેઓ શુધ્ધ આરબ હતા, અને ઉચ્ચકુળથી સંબંધ ધરાવતા હતા, તેઓએ પોતાની પુત્રીઓ આ નિગ્રો ગુલામ સાથે શાદી માટે પેશ કરી. ઈસ્લામના બીજા ખલીફા જે ઉમર ફારૂક (રદી.)ના નામથી મશહૂર છે. જયારે તેઓ આ નિગ્રો ગુલામને જોતાં તો તરત જ તેમના માનમાં ઉભા થઈ જતા અને આ શબ્દોમાં તેમને આવકારતા કે "આ અમારા ગુરૂ આવી ગયા, આ અમારા સરદાર આવી ગયા." કુર્આન તથા હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દ્વારા કેવી હેરતભરી ક્રાંતિ હતી જે આરબોમાં સર્જાઈ. તે આરબો જે તે વખતે સૌથી વધારે ઘમંડી પ્રજા તરીકે પંકાયલા હતા. એટલે જ મહાન જર્મન શાયર ગેટેએ કુર્આન શરીફ પર વિચાર વ્યકત કરતાં કહયું કે "આ કિતાબ (યાને કુર્આન) દરેક જમાનામાં સૌથી વધારે પ્રભાવી કિતાબની હેસિયતથી બાકી રહેશે."

ઈસ્લામની આ લોકશાહી તરફી નીતિના કારણે જ સ્ત્રીને પુરૂષની ગુલામીમાંથી છૂટકારો મળ્યો. સર ચાર્લ્સ એડવર્ડ આર ચીબાલ્ડ હેમિલ્ટને કહયું છે કે "ઈસ્લામ એમ દર્શાવે છે કે માનવી જન્મે નિર્દોષ છે. તે એમ



દર્શાવે છે કે સ્ત્રી પુરૂષ સમાન તત્વ ધરાવે છે. બન્નેમાં એક સરખો આત્મા છે. અને બન્ને માનસિક, ચૈતસિક (રૂહાની) તથા નૈતિક ઉન્નતિની સરખી ક્ષમતા ધરાવે છે. આરબોને ત્યાં એવી પરંપરા ચાલી આવતી હતી કે વારસાઈનો હકદાર માત્ર તે છે જે ભાલો ચલાવતો હોય, અને તલવારના હાથાને પકડવાની તાકાત ધરાવતો હોય. પરંતુ ઈસ્લામ અબળા નારીના હિમાયતી તરીકે પ્રગટયો. અને સ્ત્રીને વારસાઈ હક્ક આપ્યો. ઈસ્લામ તો ઘણા સમય પહેલાં સ્ત્રીને આ અધિકાર આપી ચૂકયો હતો કે તે જાયદાદની માલિકણ બની શકે છે. તેની બાર શતાબ્દીઓ પછી ઈ.સ. ૧૮૮૧માં શકય બન્યું કે ઈંગ્લેન્ડ, જેને લોકશાહીની ગંગોત્રી સમજવામાં આવે છે, ઈસ્લામની આ તાલીમને અપનાવી. અને ત્યાં એક કાનૂન પસાર થયો, જેનું નામ હતું વિવાહિત સ્ત્રીઓનો કાનૂન (ધી મેરિડ વિમેન્સ એકટ) પરંતુ સદીઓ પહેલાં પયગમ્બરે ઈસ્લામ એવું એલાન કરી ચૂકયા હતા કે ‘‘સ્ત્રીઓ પુરૂષોની પૂરક છે. તેમનો અધિકાર દરેક સંજોગોમાં આદરપાત્ર છે. જોતા રહો કે સ્ત્રીઓને તે અધિકારો મળતા રહે જે તેણીઓને આપવામાં આવ્યા છે.’’

મશહુર આફ્રિકી લીડર નવમુસ્લિમ માલકમ એકસ (**Malcom-X**) પણ મુસ્લિમ સમાજ વિશે વર્ણન કરે છે કે અગિયાર વર્ષ સુધી મેં એક જ પ્લેટમાં મુસ્લિમો સાથે ખાધું, અને એક જ ગ્લાસમાં પાણી પીધું, એક જ બિસ્તર પર એમની સાથે સૂતો. અસ્પૃશ્યતાનું ઈસ્લામી ડીક્ષનરીમાં નામ જ નથી. અમો બધા ભાઈ હતા, કારણકે અલ્લાહ તઆલા ઉપર ઈમાને હમારા ખ્યાલમાંથી કાળા–ગોરાનો ફર્ક મિટાવી આપ્યો હતો. મારી સમજમાં આવી ગયું કે અમેરિકાના લોકો પણ જો ઈસ્લામ સ્વીકારી લે તો કદાચ માનવએકતા પણ તે કબૂલ કરી લે. અને રંગભેદને પણ સદાને માટે ત્યજી આપે. મેં દઢ નિશ્ચય કર્યો છે કે અમેરિકાવાસીઓને બતાવીશ કે મુસ્લિમ દેશોમાં દરેક રંગના માણસોમાં સાચો ભાઈચારો છે. અહિંયા કોઈ પોતાને અસ્પૃશ્ય સમજતો નથી અને ન કોઈ લઘુતાગ્રંથિથી પિડાય છે.

***(The Autobiography of Malcom-X : P.419/420)***

**Hamilton A. R. Gibb** પોતાના પુસ્તક **STudies on Civilization**


of Islam તથા Wilfred Smithએ પોતાના પુસ્તક Islam in Modern Historyમાં આ સત્ય ઐતિહાસિક હકીકતનો સ્વીકાર કરતાં લખ્યુ છે કે ઈસ્લામ એક એવી વિચારધારા છે, જે વિભિન્ન વિચારશૈલીઓ ધરાવવા છતાં અનેકતામાં એકતાનું પ્રદર્શન કરે છે. મુસ્લિમોની ભવ્ય સિધ્ધિ છે કે તેમણે બધી જ સંસ્કૃતિઓને એક કરી દીધી. આ એકતા સલામત રાખવામાં ધાર્મિક કાનૂન અને શરીઅતને કેન્દ્રનું સ્થાન પ્રાપ્ત છે. શરીઅતે પોતાની મહાન મજબૂત તાકાત અને ચોક્કસ વિચારધારાથી રીતરિવાજો અને ઈબાદતોથી લઈ હુકૂમત સુધીની દરેક બાબતોને સાંકળી લીધી છે. શરઈ કાનૂને મુસ્લિમ સમાજને કુર્તુબા (સ્પેન)થી લઈ મુલ્તાન સુધી એકતા અર્પણ કરી. આ એકતા ફકત મુસ્લિમ સમાજમાં જ સ્થાપિત નથી કરી, બલ્કે માનવજીવનના સઘળા પાસાઓ અહિંયા સુધી કે સમાજને એક બિંદુ ઉપર જમાવી ઈતિહાસ અને યુગને પણ એકતા અર્પણ કરી. બાદશાહો અને સરકારો બદલાઈ જવાથી સામાન્ય જીવન ધોરણ ઉપર કોઈ અસર પડતી ન હતી.

સ્વામી વિવેકાનંદે પોતાના પત્ર નં. ૧૭૫ માં લખ્યું છે કે મારો અનુભવ છે કે જો કોઈ ધર્મે અમલી સ્વરૂપે માનવ એકતાની ગણનાપાત્ર સેવા બજાવી હોય તો તે ઈસ્લામ અને ફકત ઈસ્લામ જ છે.

## ❊ ઈસ્લામી ઈતિહાસની આશ્ચર્યજનક કહાણી ❊

કુર્આન શરીફ, હદીષ શરીફ, ફિકહ, અકાઈદ, ઈતિહાસ, તર્કશાસ્ત્ર, વ્યાકરણ, વિજ્ઞાન, તત્વજ્ઞાન અને ફિલોસોફીના જેટલા મહાન કુશળ અને અનુભવી આલિમો તથા વિદ્વાનો થયા તે વધુ પ્રમાણમાં આરબો સિવાય બીજી કૌમોમાંથી જ થયા. કારણ કે આરબોએ આ હકીકત ધ્યાનમાં રાખી હતી કે ઈસ્લામ સમગ્ર માનવજાતનો સામૂહિક અધિકાર અને સંયુકત પૂંજી છે. કોઈ કૌમ, રાષ્ટ્ર કે યુગ પુરતો મર્યાદિત નથી. ઈસ્લામમાં બીજા ધર્મો જેવો કોઈ એક કુટુંબ કે જાતિને ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરવાનો વિશિષ્ટ અધિકાર નથી. આરબોની આ ઉદારતાએ મુસ્લિમ સમાજના દરેક વર્ગમાં ઈલ્મી, અમલી અને અખ્લાકી ક્રાંતિ જન્માવી.





## ❊ માનવતાવાદના ત્રણ મહત્વના આધારસ્તંભો ❊

ઈસ્લામના ત્રણ આધારસ્તંભો છે : (૧) તવહીદ યાને એકેશ્વરવાદ, (૨) રિસાલત યાને પયગમ્બરવાદ અને (૩) આખિરત એટલે પારલૌકિક જીવન. આ ત્રણેય આધારસ્તંભો માનવજાતના કલ્યાણ માટે છે. એટલે એમ કહેવામાં સ્હેજે ખચકાટ નથી કે, ઈસ્લામ એક માનવતાવાદી ધર્મ છે.

ઈસ્લામ માનવતાવાદી ધર્મ છે કે નહીં, તેના વિશે પ્રશ્ન એટલા માટે ઉભો થયો કે કેટલાક નાદાન તત્વોએ ઈસ્લામના નામે હિંસક માર્ગ અપનાવ્યો. આજે પણ જો ઈસ્લામનો સૈધ્ધાંતિક બલ્કે વ્યવહારિક અભ્યાસ કરશો તો જણાય આવશે કે, ઈસ્લામ એક માનવતાવાદી ધર્મ છે. વ્યવહારિક અભ્યાસ એમ કહે છે કે, ઈસ્લામ જ્યાં પણ પ્રવેશ્યો, ત્યાં સુખ-શાંતિ સ્થપાઈ અને માનવજાતને એકબીજાના અત્યાચારથી નજાત મળી. જ્યાં ખ્રિસ્તીઓ તથા યહૂદીઓ વસતા હતા, ત્યાં ક્યારેક ખ્રિસ્તીઓ યહૂદીઓ પર અત્યાચાર ગુજારતા, તો ક્યારેક તેનાથી ઉલટુ. ભારતમાં ઉચ્ચ વર્ગ નીચલા વર્ગ પર અત્યાચાર ગુજારતો. ઈસ્લામ જ્યાં પણ પ્રવેશ્યો, ત્યાં તેણે ગૃહયુદ્ધોમાં સપડાયેલી માનવજાતને મુક્તિ અપાવી. એટલે જ જ્યારે હઝરત મુહમ્મદ બિન કાસિમને સિંધમાંથી બોલાવી લેવામાં આવ્યા ત્યારે ત્યાંની સ્થાનિક હિન્દુ પ્રજાએ તેમને રડતી આંખોએ વિદાય આપી હતી. આ ઈતિહાસ સિધ્ધ હકીકત છે. પરંતુ અત્યારે મારે વ્યવહારિક દાખલાઓ વડે નહીં, થોડીક સૈધ્ધાંતિક ચર્ચા વડે આ વાત રજૂ કરવી છે.

ઈસ્લામનો એકેશ્વરવાદનો વિચાર વાસ્તવમાં માનવજાત માટે હિતકારી છે. ખુદા એક જ છે. કોઈ બીજો ખુદા નથી. માનવી સર્વશ્રેષ્ઠ જીવ છે એ વાત ખરી, પરંતુ તે ખુદા નહીં બની શકે. બધા જ માનવીઓ ખુદાપાકના બંદા છે, કોઈ માનવી ખુદા નથી. એટલે કોઈ માનવી બીજા માનવીનો ઈશ્વર કે ખુદા બની તેના પર અત્યાચાર ગુજારી શકે એમ છે જ નથી. આમ, એકેશ્વરવાદ માનવતાવાદ માટે સહાયક સિધ્ધ થાય છે.

ઈસ્લામમાં જેવી રીતે એકેશ્વરવાદને કેન્દ્રિય વિચાર તરીકે રજૂ કરવામાં



આવ્યો છે, તેવી જ રીતે એકમાનવવાદને પણ એક બુન્યાદી વિચાર તરીકે પેશ કરવામાં આવ્યો છે. કુર્આને પાકમાં છે : ''હે લોકો ! અમે તમને એક સ્ત્રી તથા એક પુરૂષથી સર્જ્યા. અને અમે તમારી જાતિઓ તથા કબીલાઓ બનાવ્યા, જેથી તમે એકબીજાને ઓળખો. સાચી વાત તો એ છે કે, તમારામાં સૌથી વધારે સન્માનનીય અલ્લાહપાકના મતે તે છે, જે તમારામાં સૌથી વધારે અલ્લાહ તઆલાથી ડરનાર હોય.'' *(હુજુરાત)*

આમ, ઈસ્લામે ભદ્રતાનો આધાર કર્મ પર રાખ્યો, જન્મ પર નહીં. ઈસ્લામે નાત, જાત, રંગ, ભાષા, પ્રદેશ, કોઈના પણ આધારે માનવજાત વચ્ચે વહેંચણી નહીં કરી. ઈસ્લામની આ એક એવી આગવી વિશેષતા છે, જેના લીધે તે માનવતાવાદના ઉચ્ચ શિખરે પહોંચી શક્યો છે. આજે માનવજાત વર્ણવ્યવસ્થા તથા રંગભેદના કારણે અનેક વિભાગમાં વહેંચાય ચૂકી છે. તેને ઈસ્લામનો એકમાનવવાદ જ નિર્મૂળ કરી શકે છે.

તદુપરાંત, હદીષ શરીફમાં છે કે, ''માનવી માનવીનો ભાઈ છે.'' આ ભ્રાતૃત્વની ભાવના જ માનવતાવાદનો પાયાનો પથ્થર છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ આવીને બધા જ માનવીઓના અધિકારો દર્શાવ્યા. ત્યાં સુધી કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ કાફિરોના અધિકારો પણ દર્શાવ્યા.

ઈસ્લામ એમ કહે છે કે, કાફિરો (બિનમુસ્લિમો)ને દીનની વાત પહોંચાડો, પરંતુ દીનની બાબતમાં બળજબરી નથી. તેમજ જો તેઓ તમારી રાજકીય સર્વોપરિતા સ્વીકારે તો તેમને 'ઝિમ્મી' તરીકે રાજ્યાશ્રય આપો. એ સમયે પણ તેઓ પર ઈસ્લામ સ્વીકાર માટે દબાણ ન નાંખો. કુર્આન શ.માં કાફિરો સાથે યુધ્ધની જે પરવાનગી આપવામાં આવી છે, તે એવા કાફિરો છે, જે મુસ્લિમ રાષ્ટ્ર પર હુમલો કરતા હતા. બીજા શબ્દોમાં એ વાસ્તવમાં સ્વ-બચાવની પરવાનગી હતી. અને દુનિયાના બધા જ ધાર્મિક કે બિન-ધાર્મિક કાનૂનોમાં સ્વબચાવ અર્થે કરવામાં આવેલ પ્રતિહિંસાને યોગ્ય ઠરાવવામાં આવે છે, તો જો ઈસ્લામ આવી પરવાનગી આપે છે, તો એમાં ખોટું કશું પણ નથી. ઈસ્લામમાં રંગભેદ નથી. ત્યાં હઝરત બિલાલ (રદી.)ને એટલું જ માન આપવામાં આવતું, જેટલું હઝરત અબૂબક્ર (રદી.)ને આપવામાં આવતું. બલ્કે

માનવજાતની અર્ધાંગિની સ્ત્રીઓ સાથે અનુચિત ભેદભાવને પણ ઈસ્લામ પ્રોત્સાહન નથી આપતું.

ઈસ્લામ એક માનવતાવાદી ધર્મ છે. એની સૌથી મોટી સાબિતી એ છે કે, ઈસ્લામમમાં પ્રાણીઓ સુધ્ધાંના અધિકારો દર્શાવવામાં આવ્યા છે. હદીષ શરીફમાં છે કે, જાનવરને તિક્ષ્ણ છરીથી ઝબહ કરો. એક જાનવરને બીજા જાનવર સામે ઝબહ ન કરો. તેમના દાણાં-પાણીની બરાબર વ્યવસ્થા કરો, વિગેરે. આ બધા જ અહકામ અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મારફત માનવજાતને મળ્યા. એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પવિત્ર હસ્તી માનવતાવાદના પ્રેરણાસ્ત્રોત સમાન હતી.

ઈસ્લામ એમ પણ કહે છે કે, માનવીનું સર્જન હેતુ વગરનું નથી. તેને કસોટી કરવા માટે અહીં મોકલવામાં આવ્યો છે. જ્યારે માનવીને મૃત્યુ પછી બીજી વખત માટી (કે રાખ બની ગયો હશે, તો તે)માંથી ઉભો કરવામાં આવશે. ત્યારે જેવી રીતે તેની તવહીદ તપાસવામાં આવશે, એવી જ રીતે એ પણ તપાસવામાં આવશે કે, એ ક્યાં સુધી બીજા માનવીઓ સાથે સદ્વ્યવહાર રાખતો હતો. મતલબ અકાઈદની સાથોસાથ મુઆમલાત વિશે પણ પૂછવામાં આવશે. જો આ હકીકત કોઈ માણસના મનમાં બેસી જાય, તો ચોક્કસ તેનું વર્તન માનવતાવાદી થઈ જશે. કારણકે એક માનવી સાથે દુર્વ્યવહારનો પણ અલ્લાહપાક સમક્ષ જવાબ આપવો પડશે. કહેવાનો આશય એ કે આખિરતનો અકીદો પણ એક મુસલમાનને માનવતાવાદી વલણ અપનાવવાની પ્રેરણા આપે છે.

સાર એ છે કે, તવહીદ હોય, રિસાલત હોય કે આખિરત, ઈસ્લામના ત્રણેય અકીદા માનવીને માનવતાવાદી બનાવે છે. એટલે ઈસ્લામ સંપૂર્ણપણે એક માનવતાવાદી ધર્મ છે.

## ❊ માનવહકકોનું રક્ષણ–તુલનાત્મક અભ્યાસ ❊

ન્યુ વર્લ્ડ ઓર્ડર (આધુનિક જગતની પ્રણાલિકા)ના ઝંડાધારી અમેરીકા તરફથી બગદાદના કેદીઓ (જેમાં મહિલા કેદીઓ પણ શામેલ છે) સાથે

થયેલ અત્યંત શરમજનક અને અમાનવીય વર્તાવ તથા અફઘાનિસ્તાન અને ગ્વાન્તાનામો (કયુબા)ના કેદીઓ સાથે તેનાથી પણ બદતર વ્યવહારની ઘણી સત્ય હકીકતો વિશ્વ સમાજ સમક્ષ આવી, અને તેનાથી પણ વધુ ચોંકાવનારી વિગતો તલસ્પર્શી તપાસ પછી  આવી શકે છે, જેનાથી પોતાને આધુનિક સંસ્કૃતિના જનેતા કહેનારાઓ, માનવ હક્કોના રક્ષણના પોકળ દાવેદારો અને યુધ્ધ કેદીઓ વિશે કરારો (Resolutions) પાસ કરવાવાળાઓની નગ્ન તસ્વીર અને કલંકિત સંસ્કૃતિનો ભાસ થયો.

એની તુલનામાં શાંતી અને રહમતના સાગર સમા ધર્મ ઈસ્લામ (જેને આતંકવાદ સાથે જોડવાની ફેશન થઈ ગઈ છે) ની એક સાફ અને સ્પષ્ટ છબી ચૌદસો વર્ષથી સમસ્ત માનવ જગત સમક્ષ ખુલ્લી કિતાબ સમાન છે. જેમાં માનવતાના આઈડીયલ (નમૂના) હઝરત મુહમ્મદ સ.અ.વ. નો ઈસ્લામના સર્વ પ્રથમ કેદીઓ (બદ્રના યુધ્ધ) સાથેનો સદવર્તાવ આજે પણ ઈતિહાસના પાનાઓમાં સૂવર્ણ અક્ષરે અંકિત થયેલ છે. આ કેદીઓમાથી એક અબુ અઝીઝ પોતાની આપવીતી સંભળાવે છે કે, જ્યારે મને બદ્રની જગ્યાએથી કેદી બનાવી લાવવામાં આવ્યો, તો મદીનાના એક અન્સારી કુટુંબમા રાખવામાં આવ્યો. તે લોકો પોતાના ખાણામાથી મને રોટી આપતા. અને પોતે ખજુરથી ગુજરાન ચલાવતા. એમને રોટીનો ટુકડો કોઈ જગ્યાએથી મળી આવતો, તો એ લોકો તે રોટીનો ટુકડો મને આપતા. અને  પોતે ખજુરથી પેટ ભરી લેતા. મને શર્મ–સંકોચ થતો, અને હું પાછો આપતો તો પણ તે લોકો જબરદસ્તી મને રોટીનો ટુકડો પાછો આપી દેતા હતા.

આપ (સલ.)એ આ કેદીઓ સાથે માફી અને દરગુજરનો વર્તાવ કર્યો. માલદાર કેદીઓ પાસેથી મામૂલી રકમ (ફિદિયો) લઈ તેમને છોડી મૂકયા. ગરીબ કેદીઓની રકમ (ફિદિયો) પોતાના તરફથી આપી દીધી. અમૂક કેદીઓ જે લખવા વાંચવાનું જાણતા હતા, તેમને ફિદિયામાં મુસલમાનોના બાળકોને શિક્ષણ આપવાનું નક્કી કર્યુ. ત્યાર બાદ તેમને છોડી મૂકવામાં આવ્યા. હઝરત ઝૈદ બિન સાબિત (રદી.)એ આ પ્રમાણે જ શિક્ષણ મેળવ્યુ હતું.


માનવ હક્કોના દાવેદારો જે ઈસ્લામી તઅલીમને હ્યુમન રાઈટસના વિરોધી સમજે છે, અને મુસ્લિમ દેશોમાં હ્યુમન રાઈટસના બહાના હેઠળ તેમના ઉપર આર્થિક તથા સામાજીક દબાવ નાંખે છે. શું તેઓ પોતાની સોસાયટીમાં બદ્રના કેદીઓ સાથેના વર્તાવનો દાખલો રજુ કરી શકે છે ? જે કેદીઓએ પંદર વર્ષ સુધી લગાતાર આપ (સલ.) અને આપના સહાબાએ કિરામને શારીરિક, માનસિક અને ધાર્મિક પીડાઓ આપી સામાજિક બહિષ્કાર કર્યો. અને છેવટે પવિત્ર વતન મક્કા શરીફ છોડવા ઉપર મજબૂર કર્યા હતા.

શ્રી સર વિલિયમ મ્યુર આ સત્ય હકીકતનો સ્વિકાર કરતા લખે છે કે, આ યુધ્ધ કેદીઓમાંથી એક મુસલમાનોના આ વર્તાવથી પ્રભાવિત થઈ કહેવા માંડયો કે, મદીના વાસીઓ ઉપર રહમતની વર્ષા થાય, તેમણે હમોને ઉંટ ઉપર સવાર કર્યા અને પોતે પગપાળા ચાલતા હતા. તે હમોને ઘઉંની રોટી ખવડાવતા હતા. અને પોતે ખજૂરથી પેટ ભરતા હતા.

*(લાઈફ ઓફ મુહમ્મદ સલ. : ભાગ–૩, પેજ–૧૨૨)*

હઝરત મુહમ્મદ (સલ.)ના આ ઉચ્ચ અખ્લાકનો નમૂનો હુઝૂરે અકરમ (સલ.)ને માનનારા બાદશાહોએ દરેક યુગમાં અપનાવ્યો, અને હંમેશા દુશ્મન કેદીઓ સાથે સારો વર્તાવ કર્યો.

મિસ્ટર લીનપોલ સુલતાન સલાહુદ્દીન ઐયુબી વિશે લખે છે કે, સલાહુદ્દીનના કામોમાં ફકત આજ કામની લોકોને ખબર પડે કે તેમણે કેવી રીતે યેરૂશલમ (૪ જુલાઈ ૧૧૮૭) ને ફતહ કર્યુ, તો આજ મહાન કારનામુ એ વાત સાબિત કરવા માટે પૂરતુ છે, કે તે ફકત પોતાના યુગના જ નહી બલ્કે, બધાજ યુગના સૌથી રહમ દિલ,ઉચ્ચ સંસ્કારિક અને ચારિત્ર્યવાન બાદશાહ છે.

હાલાંકે આજ યેરૂશલમ શહેરને પાછુ મેળવવાના નેવુ વર્ષ પહેલા (ઈ.સ.૧૦૯૯) યુરોપે જયારે આ શહેરને ફતહ કર્યુ હતુ, ત્યારે જે ખુનામરકી, અત્યાચાર અને ઝૂલ્મનું વાતાવરણ સર્જયુ હતુ, તેની સુલ્તાન સલાહુદ્દીનને ખુબ સારી રીતે ખબર હતી. પરંતુ સુલતાને તેનો બદલો ન લઈ પોતાના પ્યારા આકા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની


ફત્હે મક્કાની યાદ તાજી કરી, જેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાના ખુનના પ્યાસા દુશ્મનોને માફ કર્યા હતા.

પ્રખ્યાત અંગ્રેજ ઈતિહાસકાર **Stanley Lane Poel** ખ્રિસ્તીઓના ઝુલ્મ અને બર્બરતાની દાસ્તાનમાં લખે છે કે, યેરૂશલમમાં મુસ્લિમોની કત્લેઆમને લઈ સલીબીઓ (ખ્રિસ્તી આતંકવાદીઓ)ના ઘોડાઓ મસ્જિદે ઉમરમાં ઘૂંટણ સુધી ખૂનમાં ડૂબેલા હતા. નાના બાળકોની જાંગ પકડીને દીવાળથી અથડાવી તેમને મારી નાંખતા હતા.

*(Encyclopaedia Britannica Vol, art Crusades)*

માનવ હક્કોના રક્ષણનો દ્રષ્ટીકોણ કોઈ નવો નથી, પરંતુ યુરોપિય મિડિયાએ લોકોના માનસમાં આ વાત ઠસાવી દીધી છે કે, માનવ હક્કોના રક્ષણનો સૌ પ્રથમ ખ્યાલ અને તેનુ અમલીકરણ યુરોપની જ ભેટ છે, હાલાંકે માનવ ઈતિહાસના પ્રમાણિક આધારભૂતોથી આ વાત સ્પષ્ટ છે કે, યુરોપમાં આસ્માની પયગામ અને હિદાયતની તઅલીમ પણ પાછલી અમૂક સદીઓથી ( સેન્ટપોલ અને ત્યાર બાદ રાજા કોન્સ્ટોનટિનોપલના હાથે ભ્રષ્ટ થયેલ) ખ્રિસ્તી ધર્મ મારફતે જ આવી. ત્યાર પહેલા કોઈ પણ જાતના અખ્લાકી નિઝામ (સંસ્કારિક વ્યવસ્થા)વાળા સમાજનુ ત્યાં અસ્તિત્વ ન હતુ. વધુ વિગત માટે **H. W. Lecky**ના પુસ્તક **"Histry of Eeuroopean Morols"**માં વાંચી શકાય છે.

માનવહક્કોના વિષયને યુરોપે એક રાજકીય હથિયાર બનાવી દીધુ છે. તેને બુન્યાદ બનાવી વિભિન્ન દેશો અને સમાજો ઉપર આર્થિક પ્રતિબંધો અને પાબંદીઓ લગાડવામાં આવે છે, બલ્કે ઘણા દેશો ઉપર પોતાનો સામ્રાજયવાદી પંજો જમાવવાની કોશીષો થાય છે.

## માનવહકકોની દુહાઈ દેનારાઓનો પાછલા ત્રણસો વર્ષનો ઈતિહાસ

આજે માનવ સમાજના બુધ્ધિશાળી અને ઈતિહાસનું સામાન્ય જ્ઞાન ધરાવનાર દરેક વ્યકિત જાણે છે કે, માનવ હક્કોના રક્ષણની દુહાઈ દેનારા તે જ દેશો અને સામ્રાજ્યવાદી તાકાતો છે જેમણે પાછલી ત્રણ ચાર સદીઓથી

સમગ્ર માનવ જગતને પોતાના સામ્રાજયવાદી તથા સામ્યવાદી ઝુલ્મ અને અત્યાચારના લોખંડી પંજા વડે કચડી નાંખ્યુ હતું.

આ માનવતા પૂંજારીઓ કોના હક્કોના રક્ષણની વાતો કરી રહ્યા છે ? શું આફ્રીકાના કાળા માનવીઓના હક્કોની વાતો કરે છે ? જેમને રંગભેદને લઈ ગોળાઓની વસ્તીથી દૂર રહેવાનો આદેશ હતો. અને જેમની પાસે જીવનભર મજૂરી કરાવી અથવા અમેરીકાના **Red Indian** તથા ઓસ્ટ્રેલીયાના અસલી વતનીઓને, જેમને આજ સુધી તેમના દેશોમાં સતાવવામાં આવ્યા છે ?

બગદાદની જેલના ઈરાકી કેદીઓની તકલીફો અને પરેશાનીઓ ઉપર તો રડવુ આવવુ સ્વભાવિક છે જ, પરંતુ તેનાથી વધારે રહમ તો જીનિવા કરાર ઉપર સંધી કરનારા, માનવ હક્કોના જુઠા રક્ષણવાદીઓ તથા પોતાની સંસ્કૃતિને ઉચ્ચ સંસ્કૃતિ દર્શાવી સમગ્ર વિશ્વમાં સાંસ્કૃતિક લડાઈનું રણશિંગુ ફૂંકનાર યુરોપ અને અમેરીકાના આકાઓની અક્કલ ઉપર હમોને વધુ રહમ આવે છે, જે ઈસ્લામના ચમકતા અને ઝળહળતા સુર્યથી આંખો બંધ કરી પોતાને આધુનિક યુગના વૈચારિક અને બૌધ્ધિક કેદી બનાવી નફસ અને શયતાનની માયાજાળમાં ફસાઈ ગયા છે. કાશ કે, આ રસ્તો ભૂલેલા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ)ની તઅલીમથી પોતાને ઝળહળિત કરી સહીહ અને સાચા માનવતાના રસ્તા ઉપર આવી જાય અને સમગ્ર વિશ્વને પણ શાંતીથી જીવન પસાર કરવા દે.

## ❊ માનવ અધિકારો ❊

ઈન્સાયકલોપીડીયા ઓફ બ્રિટાનિકા (૧૯૮૪)માં માનવીય અધિકારો **[Human Rights]** પર એક વિગતવાર નિબંધ છે. તેના પહેલા પેરેગ્રાફમાં દર્શાવવામાં આવ્યું છે કે, માનવ અધિકારોનો વિચાર જો કે પ્રાચીનકાળથી કવિઓ, દાર્શનિકો તથા રાજપુરૂષોને ત્યાં જોવા મળતો રહે છે, પરંતુ વ્યવહારિકરૂપે તે માત્ર અઢારમી સદીના અંતે અમેરિકી તથા ફ્રાન્સીસી ક્રાંતિ પછી પ્રગટ થયો. *[૮/૧૧૮૩]*

એક માણસ જો માત્ર આ શોધ નિબંધને વાંચે, તેનાથી વધારે જાણકારી

મેળવવાની તેને તક નહીં મળી શકે તો તે આ વિષય સંબંધે બહુ મોટી ગેરસમજનો ભોગ બનેલો રહેશે. કારણ કે હકીકતમાં માનવ અધિકારોની ક્રાંતિ પશ્ચિમી ક્રાંતિના પ્રાગટયથી એક હજાર વર્ષ પૂર્વે અરબસ્તાનમાં પોતાના સંપૂર્ણ સ્વરૂપે અમલીરૂપ ધારણ કરી ચૂકી હતી. પશ્ચિમી દેશોમાં માનવ અધિકારોનો સ્વીકાર તે ઈસ્લામી ક્રાંતિનું પરિણામ હતું.

ખુદ પશ્ચિમી વિદ્વાનોમાં એવા લોકો છે, જેમણે સ્પષ્ટપણે આ ઘટનાને સત્ય સ્વરૂપે સ્વીકારી છે. દા.ત. વિખ્યાત અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સ (૧૮૬૬–૧૯૪૬)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના વિદાય હજ્જ વેળાના પ્રવચન (ખુત્બએ હજ્જતુલ વિદાઅ્)ના હવાલાથી લખ્યું છે કે, આ વાંચનારને પ્રતીતિ થશે કે, તેનો પહેલો પેરેગ્રાફ મુસ્લિમો વચ્ચે માલ તથા લોહી સંબંધી બધા ઝઘડાઓને નિર્મૂળ કરે છે. તેનો અંતિમ ભાગ એક શ્યામવર્ણ હબ્શીને ખલીફાની તોલે દરજ્જો આપી રહયો છે. તેમણે (મુહમ્મદ સલ.એ) વિશ્વમાં ન્યાયી વ્યવહારની મહાન પરંપરા સ્થાપી. તેમણે લોકોને વિશાળ હૃદયતા શીખવી. તેમણે એવો સમાજ ઘડયો, જે ઈતિહાસના કોઈપણ પાછલા સમાજથી વધારે ક્રુરતા તથા સામુહિક અત્યાચારથી પાક હતો.

આ વિશ્વમાં હકીકતથી ઈન્કારની મિસાલો પણ છે. સાથો સાથ હકીકત સ્વીકારવાના દાખલાઓ મોજૂદ છે.

## ❊ યુનોનું ઘોષણાપત્ર ❊

વીસમી સદીનો પ્રારંભકાળ અત્યંત પીડાદાયક તથા ભૂલી ન શકાય એવો કાળ રહયો છે. જેમાં ઈતિહાસના બે મોટા યુધ્ધો થયા. જેને વિશ્વયુધ્ધોના નામે યાદ કરવામાં આવે છે. આ યુધ્ધે નવી દુનિયા અમેરિકાથી લઈ દૂર પૂર્વના જાપાન સુધીને પોતાની લપેટમાં લઈ લીધું હતું. યુધ્ધનો આ દૈત્ય ભૂત ત્યાં સુધી શાંત નહીં થયો, જ્યાં સુધી તેણે લાખો લોકોનું લોહી નહીં પી લીધું. એમ કહેવામાં આવે છે કે જ્યારે કોઈ વસ્તુ અંતિમ હદે પહોંચી જાય છે, તો તેની પડતી શરૂ થવા માંડે છે. આ કારણે જ જ્યારે યુધ્ધનું આ ગાંડપણ પોતાની અંતિમ હદે પહોંચી ગયું અને માનવતા ચિત્કારી ઉઠી તો પાશવતાની

તે જ અંધકારભરી રાત્રો પછી માનવતાના એક કિરણનો ઉદય થયો. અને તે એ કે વિવિધ દેશોમાં માનવીય અધિકારો સબંધે કાનૂન ઘડવાની પ્રક્રિયા શરૂ થઈ. અને વિશ્વભરના ન્યાયપ્રિય લોકોએ એવો અવાજ ઉઠાવ્યો કે કેટલાક એવા પાયાના માનવીય અધિકારો હોવા જોઈએ, જેમનો આદર યુધ્ધ કે શાંતિ બન્ને સ્થિતિમાં થવો જરૂરી હોય. આખરે આ સ્વપ્ન એવી રીતે સાકાર થયું કે ૧૦ ડિસે. ૧૯૪૮ના દિવસે સંયુક્ત રાષ્ટ્રસંઘની જનરલ એસેમ્બલીએ માનવીય અધિકારોનું ઘોષણાપત્ર બહાર પાડયુ, જે વ્યવહારતઃ એક રમકડાં કરતાં વધારે હેસિયત નથી ધરાવતું. કારણકે સર્વપ્રથમ તો સભ્ય દેશો આ ઘોષણાપત્ર પર હસ્તાક્ષર કરવા માટે બંધાયેલા નથી. બીજું કે આ ઘોષણાપત્ર કોઈ સભ્યને એટલો અધિકાર નથી આપતો કે તે આ સબંધે પોતાના કેસને આંતરરાષ્ટ્રીય અદાલતમાં લઈ જઈ શકે. પરંતુ આ પણ એક બહુ મોટી સફળતા છે. અને આશા રાખી શકાય એમ છે કે એમાં જે કાંઈ ખામીઓ રહી જવા પામી છે તે ધીરે ધીરે દૂર થઈ શકશે.

આ ઘોષણાપત્રમાં ત્રીસ કલમો છે. જેમાં જીવન અધિકાર, સ્વતંત્રતા, સન્માનનો અધિકાર, અધિકારોની બાબતે સમાનતા, વંશ, વર્ણ, ભાષા તથા ધર્મ આધારે ભેદભાવ નહીં રાખવાનો અધિકાર, અદાલતી કાર્યવાહીનો અધિકાર, કારણ વગર ધરપકડ અથવા તડીપારની મનાઈ, આરોપ વિરૂદ્ધ સફાઈ આપવાનો અધિકાર, ખાનગી બાબતોમાં સ્વતંત્રતાનો અધિકાર, દેશની અંદર અંદર આવવા જવાનો અધિકાર, પોતાના દેશમાં પાછા ફરવાનો, નાગરિકતા મેળવવાનો, પોતાની મરજીથી લગ્ન કરવાનો, મિલ્કત ધરાવવાનો, વિચાર તથા વાણીનું સ્વાતંત્ર્ય, રાજકારણમાં ભાગ લેવાનો, પોતાની પસંદનો ધંધો કરવાનો, શિક્ષણ લેવાના અધિકારનો ઉલ્લેખ છે. તે સિવાય અવારનવાર સ્ત્રીઓ તથા બાળકોના અધિકારો તદ્દુપરાંત વંશીય ભેદભાવ તથા ગુલામી પ્રથા રોકવા માટે રાષ્ટ્રસંઘે વિવિધ ઠરાવો મંજૂર કર્યા છે, જે એમ કહો કે તે જ ઘોષણાપત્રની પૂર્તિ છે.

જો પ્રમાણિકતાપૂર્વક આ ઘોષણાપત્ર પર અમલ થતો હોત તો તે માનવજાત માટે રહેમતની વર્ષા સમાન પુરવાર થઈ શકયો હોત. પણ

અફસોસ, આમ નહીં થઈ શકયું. એક તો આ ચળવળ સ્વૈચ્છીક છે, બીજું વિવિધ દેશોએ માનવીય અધિકારોના જુદા જુદા ધોરણો નક્કી કરી લીધા છે. સંયુક્ત રાષ્ટ્રસંઘની વિવશતાનો ખુલ્લો પુરાવો નજીકના ભૂતકાળમાં યુરોપના હાર્દસમા ‘‘બોસ્નિયા’’માં સમગ્ર વિશ્વે જોયો છે. ૩૦ નવેમ્બર ૧૯૭૩ના દિને જ્યારે સંયુક્ત રાષ્ટ્રસંઘની જનરલ એસેમ્બલીએ વંશીય ભેદભાવને શિક્ષાપાત્ર ગુનો ઠરાવવા માટે એક સૂચના પસાર કરી, તો અમેરિકા તથા બ્રિટને તિવ્રપણે તેનો વિરોધ કર્યો હતો. આનાથી અંદાજો મળે છે કે સ્વયં કાનૂન ઘડનારાઓની નજરમાં આ કાનૂનોની શું હેસિયત છે. વાસ્તવિકતા એ છે કે આજકાલ આ વિકસીત રાષ્ટ્રો તરફથી વિકાસ-શીલ કે પછાત રાષ્ટ્રોને ડરાવવા ધમકાવવા તથા તેમનું શોષણ કરવાનું એક સાધન છે, બસ !



# આતંકવાદ બાબતે ચોખવટ

## આતંકવાદ અને ઈસ્લામ પરસ્પર વિરોધાભાસી દ્રષ્ટિકોણ

હું સાક્ષી આપુ છું કે સઘળા મનુષ્યો ભાઈ-ભાઈ છે. *(હઝ. મુહમ્મદ સલ.)*

આતંકવાદ કોઈ પણ દેશની સુખ શાંતિ, સમૃધ્ધિ અને સુરક્ષા માટે અત્યંત ખતરનાક બલ્કે ઝેર સમાન છે. જે સમાજ સુરક્ષિત ન હોય, જે સમાજમાં માનવજાતને પોતાને પોતાની જાન, માલ પ્રત્યે ખતરો લાગેલો રહે, અને જયાં દરેક સમયે માનવી પોતાની સુરક્ષા પ્રત્યે ચિંતિત રહેતો હોય ત્યાં શૈક્ષણિક પ્રગતિ અટકી પડે છે. સંસ્કૃતિ, વારસો અને પરંપરાગતોનો નાશ થવા લાગે છે. દુષ્ટાચાર ઉત્પન્ન થવા લાગે છે. અને અસુરક્ષિત હોવાનો એહસાસ (ભાસ) જીવનના દરેક વિભાગોમાં પ્રગતિ માટે અવરોધરૂપ બની જાય છે. એટલા માટે આતંકવાદથી ચિંતિત અને ભયભીત થવું સ્વાભાવિક છે.

ઈસ્લામ એક એવો ધર્મ છે કે સુખ શાંતિ, સહિષ્ણુતા, સદ્ભાવના, સહનશીલતાની મૂલ્યવાન પરંપરા અને સુરક્ષા તેના ખમીરમાં રહેલી છે. પોતાના અનુયાયીઓ માટે તેણે બે શબ્દો વાપર્યા છે. ''મુઅમિન'' અને ''મુસ્લિમ''. આ બન્નેવ વિવરણો ઈસ્લામ ધર્મની શાંતિપ્રિયતા સૂચવે છે. મુઅમિન અમન શબ્દથી પ્રકટ થયેલ છે, એટલે કે એવો માણસ જે બીજાઓને શાંતિ અર્પણ કરે. અને મુસ્લિમ સલમથી નીકળેલ શબ્દ છે. જેનો અર્થ સુલેહ અને સુરક્ષા છે. આ રીતે મુસ્લિમનો ભાવાર્થ એવી વ્યકિત કે જે સુલહ-વાળો હોય અને જેનાથી બીજા માનવીઓને બલ્કે મૂંગા પ્રાણીઓ, કીડા-મકોડા સુધ્ધાંને રક્ષણ મળે. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના પ્રવચનોથી આ વાસ્તવિકતાને જાહેર ફરમાવી છે કે વાસ્તવમાં મુઅમિન તે છે જેનાથી તેનો પાડોશી સુરક્ષિત હોય.

પરંતુ સર્વપ્રથમ આ જાણવાની જરૂરત છે કે આતંકવાદની વ્યાખ્યા શું છે ? આતંકવાદ (Terrorism) ફ્રાન્સીસી ભાષાનો શબ્દ છે. જેનો ભાવાર્થ લોકોમાં ડર અને ભયનું વાતાવરણ પેદા કરી તેમના જીવનની ખુશી અને સુરક્ષા છીનવી લેવું એ છે.


અંગ્રેજી ભાષાની પ્રખ્યાત ડીક્ષનરીમાં *(The New Shorter Oxford English Dictionary)* એની એ વ્યાખ્યા કરતાં લખ્યું છે કે, ***Terrorism - Terrorist principles and practises.***

***The systematic employment of violence and intimidation to coerce a government or community, esp. into acceding to specific political demands.***

## ❊ આતંકવાદીઓના નિયમો અને યોજનાઓ ❊

પોતાની રાજકીય માંગો માટે કોઈપણ સરકાર કે સમાજ પર આયોજનબધ્ધ રીતે હિંસા કે અત્યાચાર (સખતાઈ)નું આચરણ એટલે આતંકવાદ.

ઓક્ષફોર્ડની ડીક્ષનરી અને પ્રો. કલીમુદ્દીન અહમદની લખેલ ડીક્ષનરીના વાંચનથી માલૂમ પડે છે કે, આ શબ્દ *(Terrorism)* આતંકવાદ ફ્રાન્સીસી ભાષાનો શબ્દ છે અને સૌપ્રથમ ફ્રાન્સીસી લોકશાહી ચળવળ દરમ્યાન એક રાજકીય ક્રાંતિકારી ગૃપ ''જેકોબી''ની એક વ્યકિત માટે આ શબ્દ પ્રયોગમાં આવ્યો. તે પહેલાં કોઈ આ શબ્દને જાણતું ન હતું. ત્યાર બાદ રશિયાના સામ્યવાદીઓ માટે પણ આ શબ્દ વપરાશમાં આવ્યો, કારણ કે તેઓ પણ આતંકવાદી ઢબે જ રશિયામાં ક્રાંતિ લાવ્યા.

આતંકવાદ બીજાઓ પર અત્યાચાર, દમન શોષણ અને અન્યાયનું નામ છે. પરંતુ શું અત્યાચારના વિરૂધ્ધ અવાજ ઉઠાવવો અને અત્યાચારને ડામવાના પ્રયત્નો કરવા પણ આતંકવાદ છે ? કોઈ પણ ન્યાયિક માણસ આ વાત નકારી કાઢશે કે અત્યાચાર ઉપર વિરોધ વ્યકત કરવાને પણ આતંકવાદ કહી શકાય. જગતની અલગ અલગ કૌમોએ આવી અત્યાચારી અને ક્રૂરતા વરસાવનાર કૌમોનો સદા વિરોધ કર્યો છે. જે લોકોએ બીજા દેશો અને ત્યાંની પ્રજાને પોતાના ગુલામ બનાવી તેમનુ દમન અને શોષણ કર્યું, આઝાદીની લડાઈમાં કેટલાય લોકોનું લોહી વહાવ્યુ, અને તેઓના ખૂનથી પોતાની સત્તાની તરસ બુઝાવી. શું આ ક્રાન્તિ અને ઈન્કિલાબના આવા વીરો અને હીરોને પણ આતંકવાદી કહી શકાય? આપણા ભારત દેશમાં ૯૦ વર્ષ સુધી


આઝાદી માટે હિંસક લડાઈઓ થઈ. આ લડાઈઓ એટલા માટે જ લડવામાં આવી કે આપણે અંગ્રેજોની ગુલામીમાંથી મુકિત પામીએ. શું આઝાદી માટેના પ્રયત્નો અને ચળવળોની પણ આતંકવાદમાં ગણતરી થશે? જગતમાં કોઈ ધર્મ એવો નથી કે જેણે ઝાલિમ સામેની લડાઈને અત્યાચાર અને આતંકનું નામ આપ્યુ હોય. હિન્દુ ઈતિહાસમાં કૌરવો અને પાંડવોની પ્રખ્યાત લડાઈમાં શ્રી કૃષ્ણએ અર્જુનને જે હુકમો આપ્યા તે આજે પણ ગીતામાં સુરક્ષિત છે, નિશ્ચિતપણે તેમાં આ સંદેશો છે કે, પોતાના ઉચિત અને વ્યવહારિક હક્કો માટે લડવુ અને ઝાલિમ અન્યાયી વિરૂધ્ધ બળ પ્રયોગ કરવો આતંકવાદ નથી, બલ્કે પવિત્ર જિહાદ છે. પવિત્ર કુર્આનેપાક પણ ઘણા કોમળ અને સૂક્ષ્મ વિવરણમાં કહે છે કે કોઈ ધૃણાસ્પદ, બુરી વાત જાહેરમાં કહેવી પણ અલ્લાહપાકને પસંદ નથી, પરંતુ જે માણસ અત્યાચારોથી પિડિત હોય તો જરૂર એને આવા અત્યાચાર વિરુધ્ધ અવાજ ઉઠાવવાનો અધિકાર છે.

આ વાતની સ્પષ્ટતા જરૂરી છે કે, ઈસ્લામ એ માણસને પણ અનીતિ અને ઉચિત હદોથી આગળ વધવાની અનુમતિ નથી આપતો, જેના પર અત્યાચાર થયો હોય એના માટે કુર્આને સીમા અને નિયમો નક્કી કર્યા છે.

## ❊ આતંકવાદ ડામવાનો ઉપાય ❊

આતંકવાદ ડામવાના ઉપાય માટે યથાર્થ માર્ગ એ છે કે સર્વ પ્રથમ તેના કારણો પર વિચાર કરવામાં આવે. અને તે વસ્તુઓનો નાશ કરવામાં આવે જે શિષ્ટ, વ્યવહારિક અને શિક્ષિત લોકોને પણ આતંકવાદી બનાવી દે છે. વાસ્તવમાં પોતાના મૂળભૂત, વ્યાજબી અને વ્યવહારૂ હક્કોથી વંચિતતાનો અહેસાસ, અનુભવ, પોતાના હક્કોનું રક્ષણ અને ન્યાય મળવાથી હતાશા અને નિરાશા આતંકવાદ ઉત્પન્ન કરે છે. કદીક આર્થિક નિષ્ફળતા, ધનિક વર્ગ વિરૂધ્ધ ઉત્તેજિત કરે છે. આપણા દેશમાં નકસલવાદી ચળવળ આના આધારે જ ઉત્પન્ન થઈ છે. વંચિત હોવાના એહસાસ અને અનુભવે બેરોજગાર વર્ગની એક મોટી ટીમ તેની આજુ બાજુ ઊભી કરી દીધી છે. કદીક રાજકીય અસફળતા પણ અસામાજિક તથા વિઘ્નસંતોષીઓનું પીઠ-બળ મળવાથી આતંકવાદનુ કારણ બનતું હોય છે. દેશના સરહદી રાજ્યોની

સંવેદના અને આતંકમાં દિવસે દિવસે વધારો તેનું ઉદાહરણ છે. કોઈકવાર આતંકવાદનું કારણ કોમી અન્યાય અને જ્ઞાતિવાદ પણ બને છે, આ કારણો પર ધ્યાન ન આપવુ, અને તેનાથી ઉત્પન્ન થતી પ્રતિક્રિયાને આતંકવાદ કહી બળપ્રયોગથી તેને ખતમ કરવાના પ્રયત્નો કરવા, જળમૂળને છોડી ડાળીઓ ઉપર પાણી વહેડાવવા સમાન છે, જેનાથી અખંડ ભારતના વૃક્ષના પાયા હચમચી ઉઠયા છે.

ઈસ્લામ ધર્મની પ્રણાલિકા એ છે કે, તે કાયમ પરેશાનીઓના મુખ્ય કારણો શોધે છે. અને અસલ બીમારી પારખીને તેના ઉપાય તરફ સર્વ પ્રથમ ધ્યાન કેન્દ્રિત કરે છે.

ઈસ્લામ પૂર્વે અરબોની અજ્ઞાનતા, લૂંટફાટ, આતંકવાદ અને અનીતિથી કદાચ જ કોઈ અપરિચિત હશે, આપ સલ્લલ્લાહુ અલયહિ વલ્લમના આગમન પહેલાં મનુષ્ય અપમાનજનક અને આત્મહિનતા તથા તિરસ્કારભર્યું જીવન ગુઝારતો હતો. પોતાના અંગત લાભ માટે પ્યારા બાળકોની પણ હત્યા કરવામાં આવતી હતી. લૂંટમાર, પાશવી હત્યા તથા ખૂનામરકીને કોમી પ્રતિક સમજવામાં આવતું, જેને લઈ બદલો લેવાની વૃત્તિ, કીના–કપટ, ઝુલ્મ વગેરે મામુલી સમજવામાં આવતાં. કુટુંબમાં વંશપરંપરાગત શત્રુતા ઉતરતી હતી. શત્રુને ગમે તે રીતે તબાહ અને બરબાદ કરવાની કોશિષો કરવામાં આવતી હતી. પરંતુ ઈસ્લામે તેનો ઘણી જ સીફત અને સમજદારી-પૂર્વક ઉપાય કર્યો, અને તે લોકો જેમની અભણતા, જડતા, બર્બરતા અને પાશવી અત્યાચારો ઉદાહરણરૂપ હતા, તેમને આખા જગતના શાંતિના સંદેશવાહક બનાવી દીધા. ઈસ્લામને આ સફળતા આતંક ઉત્પન્ન કરનાર કારણો પર ધ્યાન કેન્દ્રિત કરવાને લઈ મળી છે. સૌથી વધુ જે વસ્તુ માનવીને આતંકવાદી બનાવે છે તે આર્થિક અને માનસિક નબળાઈનો અનુભવ છે. ઈસ્લામે સર્વ પ્રથમ પરલોક (આખિરત) પ્રત્યે વિશ્વાસ પેદા કર્યો, અને જણાવ્યું કે આ દુન્યાની રાહતો નષ્ટ પામવાની છે. દુન્યાની માયાજાળમાં ન ફસાવવાની વારંવાર તાકીદ કરી આત્મશુદ્ધિ ઉપર ખાસધ્યાન આપ્યું અને હક વસૂલ કરવા કરતાં અદા કરવાની પ્રેરણા આપી.



હત્યા, ખૂનામરકી, હિંસા અને અશાંતિથી વધુ કોઈ વસ્તુ અલ્લાહપાકને નાપસંદ અને ધૃણાસ્પદ નથી. કુર્આન શ.ના શિક્ષણ પ્રમાણે પયગમ્બરો (અ.સ.)ને દુન્યામાં મોકલવાનો મૂળભૂત હેતુ જગતમાં શાંતિ સ્થાપવી, તથા લોકોના જાનમાલ અને ઈજ્જતના રક્ષણની વ્યવસ્થા કરવી પણ છે.

ઈસ્લામ ધર્મ સંપૂર્ણ રહમત, સુખ અને શાંતિ ચાહક છે. તે જીવનની પ્રત્યેક પળોમાં ન્યાય અને ઈન્સાફને પ્રાધાન્ય આપે છે. તેની ડિક્ષનરીમાં મહેરબાની, માફી અને ક્ષમાથી વધુ કોઈ વસ્તુ પ્રિય અને માન્ય નથી. ઝુલ્મ, અત્યાચાર અને અન્યાયથી વધુ કોઈ વસ્તુ તેના સમક્ષ ધૃણાસ્પદ નથી. તેણે અલ્લાહપાકના જે નામનું વારંવાર રટણ કરાવ્યું, તે રહમાન (દયાળુ) અને (કૃપાળુ) રહીમ છે. તેણે પોતાના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જે ઉપનામ આપ્યુ તે "સમગ્ર વિશ્વ માટે રહમત" છે. જેમને લગાતાર એકવીસ વર્ષના જૂની અદાવત અને દ્વેષ રાખતા મક્કાના દુશ્મનો ઉપર જયારે સંપૂર્ણ કાબૂ મળે છે, તો શાબ્દિક બદલો પણ લેવાનુ તે પસંદ કરતા નથી, અને બધાને એક સાથે માફ કરી દે છે. બલ્કે પોતાનાં તે મકાનો, મિલ્કતો અને જમીનો પણ દુશ્મનો પાસેથી પાછી નથી માંગતા, જેના ઉપર આઠ વર્ષ પહેલા દુશ્મનોએ જબરદસ્તી કબજો કરી લીધો હતો. તેને પણ માફ કરી તેમને તેના માલિક તરીકે બાકી રાખવામાં આવે છે. તેનાથી વધુ શું હોય શકે કે શત્રુના તે ચીફ કમાન્ડર અને સરદાર જેમણે વર્ષો સુધી દરેક લડાઈની કમાન પોતાના હાથમાં લીધી હતી. આજે ફતેહના દિવસે તેમના ઘરમાં આશરો લેનારને પણ માફ કરવાનુ એલાન થાય છે.

## આતંકવાદી ગૃપોને યુરોપ-અમેરિકાના છૂપા આશિર્વાદ

પાછલા પચાસ સાઈઠ વર્ષનો ઈતિહાસ સાક્ષી આપે છે કે, વિશ્વમાં અમુક આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ છે, જે પ્રગતિશીલ અને પ્રગતિપ્રાપ્ત દેશોમાં પોતાની રાજકીય વગ કાયમ રાખવા માંગે છે. એના માટે તેઓ અમુક આતંકવાદી ગૃપોથી છૂપી રીતે મદદ લઈ રહ્યા છે. તેમને ધનદોલત તથા હથિયારોથી સજ્જ રાખે છે. તેમનાથી સરકારોની તોડફોડ કરાવી તે દેશોમાં પોતાની કઠપૂતળી સરકારો કાયમ કરે છે. અત્યંત વિશ્વાસપાત્ર રિપોર્ટો



દર્શાવે છે કે પ્રગતિશિલ દેશોમાં ધનિક દેશોની છૂપી એજન્સીઓ જેમાં અમેરિકાનો પ્રથમ નંબર આવે છે, આ કામ કરવા તે દેશ અથવા સમાજના બેકાર યુવાનોને પોતાના હાથા બનાવી પોતાનો હેતુ પાર પાડે છે. સમાજની નિર્દોષ વ્યકિતઓ જ આવા આતંકવાદી હુમલાઓનું નિશાન બને છે. પોતાનો હેતુ પાર પાડવા આવા નિર્દોષોની જાનથી રમત રમવામાં એમને મજા આવે છે. અમુક સરકારો કે રાજકીય પાર્ટીઓ તો પોતાનો રાજકીય લાભ પામવા આવી નીચ પ્રકારની હરકતો કરીને કહે પણ છે કે, મોટા ફાયદાઓ માટે નાની કુર્બાની તો આપવી જ પડે છે. હકીકતમાં આ ગંદી વિચારધારા યહુદીઓની છે. એમનો પાંચ હજાર વર્ષનો ઈતિહાસ ખાસ કરીને છેલ્લા બે હજાર વર્ષનો ઈતિહાસ સાક્ષી આપે છે કે, જગતમાં ફકત યહુદીઓનું વર્ચસ્વ જ બાકી રહે તેના માટે દરેક યહુદીએ સદા તત્પર રહેવું જોઈએ. એવી તેમની માન્યતા છે. પ્રથમ વિશ્વયુધ્ધનું કારણ પણ યહુદીઓના હથિયારના કારખાના જ બન્યા હતા. ત્યાર બાદ અમેરિકામાં એમના આર્થિક વર્ચસ્વએ આ હેતુ પાર પાડવામાં મહત્વની ભૂમિકા ભજવી છે. એમના પ્રોટોકોલ અને છૂપા એજન્ડા જે એમની વિવિધ મીટીંગોમાં રજુ કરવામાં આવ્યા છે. તે વિશ્વ સમક્ષ આવી ચૂકયા છે. એ બધાનો સારાંશ એ જ છે કે વિશ્વ ઉપર ફકત યહુદીઓનું જ વર્ચસ્વ રહે. કારણ કે યહુદી કૌમ જ ફકત (નઉઝુબિલ્લાહ) અલ્લાહપાકની અવલાદ અને પ્યારી કૌમ છે. માટે જગતની પ્રજાઓ, સંપ્રદાયો અને આર્થિક કે સામાજિક વર્ચસ્વ ધરાવતી કોઈ કૌમ પ્રગતિ ન કરે. એમને અંદરોઅંદર લડાવી પોતાનો હેતુ પાર પાડવો. જગતની બે મોટી ધાર્મિક જાતિઓ ખ્રિસ્તીઓ અને મુસ્લિમોને અંદરો અંદર લડાવવા માટે બોસ્નીયા–સર્બીયાના યુધ્ધને વધુથી વધુ લંબાવવાની અનથક કોશિષો કરી, જેથી મુસ્લિમ દેશો અને યુરોપીય દેશોમાં ઘર્ષણ થાય. હાલમાં પણ યુરોપ તથા અમેરિકામાં મુસ્લિમોની વધતી જતી વસ્તી તથા આર્થિક સધ્ધરતાને લઈ ત્યાંના વાતાવરણને પ્રદૂષિત કરવા અમુક ગૃપો અને છૂપી એજન્સીઓ મારફતે ત્યાં તોડફોડ કરાવવી, જેનો જીવંત દાખલો વર્લ્ડ ટ્રેડ સેન્ટરનો હુમલો છે. જેને ખુદ યુરોપના જ પ્રખર વિદ્વાનોએ યહુદીઓનું કાવત્રુ હોવાના પુરતા પ્રમાણો

સાથે પુસ્તકો લખી જાહેર કર્યુ છે. ભારતમાં પણ અમુક વિધ્નસંતોષીઓ જેમણે દેશના સ્વતંત્રતા સંગ્રામમમાં એક પાણીનું ટીપુ (પરસેવો) પણ નથી વહાવ્યું, બલ્કે અંગ્રેજી સામ્રાજયના છૂપા એજન્ટો બની કામ કર્યું છે. તેવી શકિતઓ દેશની પ્રગતિમાં તથા હિંદુ–મુસ્લિમ ભાઈચારામાં પોતાનું અહિત સમજે છે. તે પણ યહુદી લોબીના કહ્યા પ્રમાણે દેશનું વાતાવરણ ડહોળી દેશને આર્થિક, સાંસ્કૃતિક તથા સામાજિક પડતીના માર્ગે લઈ જવા માંગે છે. તેના માટે તેઓ વર્લ્ડ ટ્રેડ સેન્ટર જેવા નાટકો ભારતમાં પણ કરી રહ્યા છે. પરંતુ દેશનો સામાન્ય નાગરિક પણ હવે તેમને સારી રીતે ઓળખી ગયો છે. આમા દુર્ભાગ્યે જાણે અજાણે અમુક મુસ્લિમ યુવાનો પણ ગેરમાર્ગે દોરવાઈ તેમના ષડયંત્રનો ભોગ બની જાય છે. સામાન્ય મુસ્લિમો એમના આવા દુષ્કૃત્યો બિલ્કુલ પસંદ કરતા નથી. અને ન ઈસ્લામ નિર્દોષોને મારવાની પરવાનગી આપે છે. ખાસ કરીને ધાર્મિક સ્થળોની તોડફોડને તો અત્યંત ધૃણાસ્પદ સમજે છે.

## ❊ આતંકવાદનો ભોગ સૌથી વધારે કોણ બન્યું છે ? ❊

નાઈન ઈલેવન જેના વિશે પ્રમાણભૂત રીતે એ નક્કી નથી થઈ શકયું કે તેની પાછળ જવાબદાર કોણ છે ? પરંતુ આ ઘટનાને કારણે વિશ્વ સમાજમાં ભય, અસુરક્ષા તથા અજંપાની લાગણી પ્રસરી ગઈ છે. પશ્ચિમી યહૂદીત્વવાદી મીડિયાના અસરકારક પ્રોપેગન્ડાના પ્રભાવમાં આવી જઈ લગભગ દરેક માણસ એવો વિશ્વાસ ધરાવતો થઈ ગયો છે કે આતંકવાદનો ભોગ સૌથી વધારે અમેરિકા બને છે. અને એ કારણે જ તે તેને કચડવા માટે પોતાના બધા સાધનો કામમાં લગાડી દરેક મોરચે લડી રહયું છે. આ આતંકવાદે સમગ્ર વિશ્વને હચમચાવી મૂકયું છે. આતંકવાદ સબંધી ઘટના-ઓને હકીકતોની રોશનીમાં તપાસી એ જાણવાનો પ્રયત્ન કરવો યોગ્ય હશે કે તેનો ભોગ કોણ વધારે બની રહયું છે ? અને કોને જાનમાલનું નુકસાન વેઠવું પડી રહયું છે ? તેનો અંદાજો નીચે આપેલ તે આંકડાઓથી થઈ શકે છે. જેને મેમોરિયલ ઈન્સ્ટીટયુટ ફોર પ્રિવેન્શન ઓફ ટેરરિઝમ, ઓકલા-હામા, અમેરિકાએ જાન્યુ. ૨૦૦૨ ઈ.સ.થી ઓકટો. ૨૦૦૭ સુધી દુનિયાના

વિવિધ ભાગમાં આતંકવાદ સબંધી ઘટનાઓના આધારે રજૂ કર્યા છે.

ઉક્ત આંકડાઓ મુજબ ૯/૧૧ પછીના પાંચ વર્ષમાં વિશ્વભરમાં કુલ ૨૦૬૫૬ ઘટનાઓ આતંકવાદની નોંધાઈ છે. તેમાં સૌથી વધારે ૧૧૩૦૨ ઘટનાઓ માત્ર મધ્યપૂર્વમાં ઘટી છે. અને સૌથી ઓછી ૬૦ ઘટનાઓ અમેરિકામાં ઘટી છે. મૃતકોમાં સૌથી વધારે ૩૯૩૫ લોકાનુ મૃત્યુ મધ્યપૂર્વમાં થયું છે અને સૌથી ઓછા ૪ (ચાર) માણસોનું મૃત્યુ ઉત્તર અમેરિકામાં થયું છે. ઈજાગ્રસ્તોમાં જુઓ તો ૪૪૪૩૪ લોકો મધ્યપૂર્વના છે. અને સૌથી ઓછા યાને આઠ લોકો ઉત્તર અમેરિકાના છે.

શું આ વાત અત્યંત આશ્ચર્યજનક નથી કે આતંકવાદીઓ પોતાના જ દેશમાં પોતાના જ સહધર્મીઓને નિર્દયતાપૂર્વક રહેંસી રહ્યા છે ?

મધ્યપૂર્વ હોય કે અન્ય કોઈ મુસ્લિમ વિસ્તાર, શું ત્યાંની પ્રજાને એ હક્ક પ્રાપ્ત નથી કે તે આ આતંકવાદી હુમલાઓને ખાળવા પોતાની સ્થિતિને નજરમાં રાખી પોતાની મરજીથી નીતિ ઘડે ? અમેરિકાને કોણે એ અધિકાર આપ્યો કે તે આતંકવાદના સફાયાના નામ પર કોઈપણ દેશમાં ઘૂસી જઈ તેને બરબાદ કરી નાંખે. જો કે અમેરિકા પોતે તો સુરક્ષિત હોય !

આ એક સર્વસ્વીકૃત આંતરરાષ્ટ્રીય નિયમ છે કે વિશ્વના કોઈ પણ ખૂણે ઉભી થતી અવ્યવસ્થાને સ્થાનિક સત્તાઓએ જ ઓછામાં ઓછી જાનમાલની ખુવારી સાથે દૂર કરવી જોઈએ. પરંતુ જગતના પોલિસદાદા શાંતિ સ્થાપવા જ્યાં જાય છે, ત્યાં અશાંતિ ફેલાય જાય છે. અને લોકો ભૂખે મરવા માંડે છે.

મીડિયા દ્વારા આતંકવાદી ઘટનાઓને સારુ એવું કવરેજ આપવામાં આવે છે. પરંતુ અમેરિકા હોય કે તેના હિમાયતી પ્રસાર માધ્યમો હોય, કોઈ આતંકવાદ પાછળના વાસ્તવિક કારણોની તપાસ કરી તેને નિર્મૂળ કરવાની કોશિશ નથી કરતા.

અફઘાનિસ્તાન–ઈરાકમાં અમેરિકાએ જે કાળો કેર વર્તાવ્યો છે, તેનાથી આતંકવાદમાં ઓર વધારો થશે અને તેની અસર પાડોશી રાષ્ટ્રો ઉપર પણ પડશે.

મધ્યપૂર્વ જે આતંકવાદનો સૌથી વધારે ભોગ બને છે, બલ્કે લેટિન

અમેરિકા પણ (જ્યાં આતંકવાદી ઘટનાઓ નોંધાય છે) એટલી કાગારોળ નથી મચાવતા, જેટલી અમેરિકા મચાવે છે.

મુસ્લિમો હવે એવું માનવા લાગ્યા છે કે, મુસ્લિમ દેશોમાં કે વિસ્તારોમાં જે આતંકવાદી ઘટનાઓ ઘટી રહી છે, તેની પાછળ મુસ્લિમ વિરોધી તત્વોની સાજિશ છે.

ભારત–પાકિસ્તાન વચ્ચે તનાવપૂર્ણ સ્થિતિના સર્જન માટે પણ અમેરિકા જ જવાબદાર મનાય છે. તે બન્ને વચ્ચે યુદ્ધ કરાવીને બન્નેને બરબાદ કરવા માંગે છે.

વેનેઝુએલા, ક્યૂબા, નિકારાગોવા વગેરે દેશોએ અમેરિકા પર રાજ્યપ્રેરિત આતંકવાદના આક્ષેપો કર્યા છે. અફઘાન મુજાહિદોને પણ અમેરિકાએ જ પોષ્યા હતા. સેન્ટ્રલ અમેરિકા અને કેરેબિયન દેશોના યુદ્ધમાં પણ તે અનુચિત દખલગીરી કરી ચૂકયું છે. આંતરરાષ્ટ્રીય અદાલત 'હેગ'એ નિકારાગોવાના વિદ્રોહીઓને મદદ કરવાના મામલે અમેરિકાને દોષી ઠરાવ્યું છે.

ન્યૂયોર્ક ટાઈમ્સ (૯, જાન્યુ. ૨૦૦૪)ના અંકમાં છપાયેલ એક રિપોર્ટ મુજબ અમેરિકાની સી. આઈ. એ. ઈરાકના એક વિદ્રોહી સંગઠન 'અલાવી ગ્રૂપ' ને ૧૯૯૨ થી ૧૯૯૫ દરમિયાન બોંબ ગોઠવવા તથા ભાંગફોડીયા પ્રવૃત્તિઓ કરવા માટે વ્યવસ્થિત ટ્રેનિંગ તથા મદદ આપી હતી.

આતંકવાદને ખત્મ કરવા માટે બેફામ રીતે બળપ્રયોગ પણ સમસ્યાને સળગતી રાખવા માટે કરવામાં આવે છે. માટે વિશ્વભરના શાંતિ ચાહકોએ એ જાણવાની કોશિશ કરવી જોઈએ કે આ ઘટનાઓ પાછળ જવાબદાર પરિબળ કોણ છે ? શું આપણે સાચા ગુનેહગાર પર હાથ નાંખી શકીએ છીએ ? શું મધ્યપૂર્વ અને દક્ષિણ એશિયાની કિસ્મતમાં એ જ લખ્યું છે કે તે બીજાઓના હાથે બરબાદ થતા રહે.

## ❊ નાટકીય ઘટનાઓ માટે મીડિયાનો પ્રોપેગન્ડા ❊

ચાર વર્ષ પહેલા સ્પેનમાં થયેલ ધમાકાઓનું વિશ્લેષણ કરતા જર્મન ગુપ્તચર પોલિસના એક વડાએ લખ્યું હતું કે અમે ગુપ્તચર પોલીસકર્મીઓ

જયારે કોઈના વિરૂધ્ધ ષડયંત્ર રચીએ છીએ, તો પોતાની હોશિયારીનો ૨૦% ભાગ ષડયંત્ર ઘડવામાં અને ૮૦% હોશિયારી તે ષડયંત્રથી ફાયદો ઉઠાવવાની તરકીબો પર ખર્ચ કરીએ છીએ. જર્મન ગુપ્તચર પોલીસના આ વડાએ ૧૧ સપ્ટેમ્બરની નાટકીય યોજનાનું વિશ્લેષણ કરતા આ બાબત તરફ પણ ધ્યાન દોર્યુ કે યોજના ઘડવાવાળાઓએ ઘણી જગ્યાઓ પર મોટી મૂર્ખામી અને બેવકૂફીનો પરિચય આપ્યો છે, પરંતુ પ્રોપેગન્ડા એટલા અસાધારણ અને વિસ્તૃત હતા કે અસલ સત્ય સુધી પહોંચવામાં ઘણું મોડુ થયું. તેમણે લખ્યું છે કે દસ અરબ ડોલર ફકત પ્રોપેગન્ડા પાછળ ખર્ચ થયા.

## ❊ યુરોપ-એશિયામાં આતંકવાદીઓની હારમાળા ❊

પ્રખ્યાત યહૂદી મુફકિકર (વિચારક) તાઉમ ચુસ્કીએ પોતાના નવા પુસ્તકમાં પણ આ વાતના ઠોસ પૂરાવા અને દલીલો રજૂ કરી છે કે, દુનિયામાં આતંકવાદની જેટલી મોટી મોટી ઘટનાઓ બને છે, તેને સરકારી આતંકવાદ અથવા બીજા શબ્દોમાં અમેરીકી ઈસ્રાઈલી આતંકવાદ પણ કહી શકાય છે.

પ્રથમ વાત તો એ છે કે ત્રાસવાદ કોઈ નવી વાત નથી. ઈ.સ. ૧૮૮૧માં તોફાનીઓએ રશિયાના સર એલેકજાન્ડર બીજા અને તેના એકવીસ (૨૧) સાથીદારોની કત્લ કરેલી. ઈ.સ. ૧૯૦૧માં અમેરિકન પ્રમુખ મેકકન્લે અને ઈટાલીના રાજા હેમબ્રીટ પ્રથમને તોફાનીઓએ કત્લ કર્યા. ઈ.સ. ૧૯૧૪ના પ્રથમ વિશ્વયુધ્ધની શરૂઆત એ રીતે થઈ કે ઓસ્ટ્રિયાના આર્ક ડેવીક ફર્ડીનન્ડને કત્લ કરવામાં આવ્યો. આ તોફાનીઓ અથવા ત્રાસવાદીઓ મુસલમાન ન હોતા.

છાપામારાએ મોડઝે તન્ગથી લઈ હોચિ મિન્હ સુધી, અને ફીડલ કાસ્ત્રોએ પોતાની ક્રાંતિકારી ચળવળ દરમિયાન સેંકડો લોકોની જાન લીધી તેઓ પણ ત્રાસવાદી કહેવાયા. જ્યાં સુધી કે તેઓએ જીત ના મેળવી. અહિંયા પણ મુસલમાનોનો કોઈ જ ઉલ્લેખ નથી.

બીજા વિશ્વયુધ્ધ પછી પેલેસ્ટાઈનમાં કાતિલ યહૂદી જૂથે યહૂદી રાજ્ય માટે ધમાલ મચાવી હોટલો અને એપાર્ટમેન્ટો પર બોંબ ઝીંકયા. સામાન્ય

નાગરિકોને માર્યા, ઈંગ્લેન્ડ જે તે સમયે પેલેસ્ટાઈન પર કબ્જો જમાવીને બેઠું હતું, તે આ જૂથને ત્રાસવાદી કહેતુ હતુ. પાછળથી એમાંના ઘણા ત્રાસવાદીઓ પેલેસ્ટાઈનથી આઝાદ થઈ ઈઝરાઈલમાં રચાયેલ યહૂદી સરકારમાં ઉચ્ચ પદો પર બિરાજમાન થયા. જેમાં મોશે દાયાન, ઈસ્હાક રાબિન, મનાશીયમ બેગન અને એરીયલશેરોન વગેરે નોંધપાત્ર છે. બદકિસ્મતી એ છે કે એક વખતના આ ત્રાસવાદીઓ ઈઝરાઈલની સરકારમાં આવ્યા બાદ આરબોની આઝાદીની ચળવળના લડવૈયાઓને ત્રાસવાદી કહેવા લાગ્યા !

સને ૧૯૬૮-૧૯૯૨ દરમ્યાન જર્મનીમાં બાદ્રાઈન હોફ જૂથે ઘણા લોકોની કત્લેઆમ કરી. જેમાં જર્મન પ્રાઈવેટ એજન્સીના પ્રમુખ પણ શામેલ હતા. ઈટાલીમાં લાલ લશ્કરે એલ્ડોમોરોનું અપહરણ કર્યુ, પછીથી તેને કત્લ કરી નાંખ્યા. એલ્ડોમોરો ત્યાંના માજી વડાપ્રધાન હતા.

જાપાની લાલ ફૌજ જર્મનીની લાલ ફૌજનું એશીયાઈ રૂપ હતી. એમણે ૧૯૧૫માં ટોકિયોમાં અનેકની કત્લ કરી. બૌધ્ધ ધર્મને માનવાવાળુ ગૃપ રોમ શેનરીકર્યા સાથે ઘણા ઉંડા સબંધો હતા. આ લોકોએ ઈ.સન ૧૯૯૫માં ટોકીયોમાં હજારો લોકોને મેટ્રોમાં 'નેરોગેસ' વડે મારી નાંખ્યા હતા. યુરોપમાં આયરિશ રિપબ્લિકન આર્મી પાછલા સો વર્ષોથી કેથોલિક સંપ્રદાયની ત્રાસવાદી શાખા છે. સ્પેન અને ફ્રાન્સ ''ઈટા'' અને ''બાસક'' ત્રાસવાદીઓથી પ્રભાવિત છે.

આફ્રિકામાં આંતરિક લડાઈઓની એટલી ભરમાર છે કે કોઈ એક પાર્ટી બીજી પાર્ટીને ત્રાસવાદી પણ કહેતી નથી. એમાં યુગાન્ડાની ''લોર્ડ સેલોમિશન આર્મી'' જે એક ઈસાઈ ગૃપ છે, જે બાળકોને આગળ ધરી આતંકવાદ ફેલાવી રહયા છે.

શ્રીલંકામાં 'તામીળ ટાઈગર્સ' દુન્યાના સૌથી ખતરનાક ત્રાસવાદી ગૃપ પૈકીનું એક છે. બાળકોને બચપણથી જ ત્રાસવાદ શીખવનાર આ પ્રથમ ગૃપ છે. આ બધા બિનમુસ્લિમ છે. આત્મઘાતી બોંબમારી ઈરાક અને પેલેસ્ટાઈનમાં જોવા મળે છે, પરંતુ એની શરૂઆત શ્રીલંકાના તામીળ

ટાઈગર્સે કરી. ઈ.સ. ૧૯૯૧માં આવા જ એક ધમાકામાં ભારતિય વડાપ્રધાન રાજીવ ગાંધીની હત્યા થઈ હતી.

પંજાબમાં ભિંડરાનવાલા શીખ હતા, આસામની યુનાઈટેડ લિબરેશન ફ્રંટ એક હિન્દુ આતંકવાદી સંસ્થા છે. જેમનું નિશાન મુસલમાનો છે. ત્રિપુરાએ પણ હાલમાં ઘણી ત્રાસવાદી સંસ્થાઓના ઉતાર-ચઢાવ જોયા છે. આસામની છબી પણ આ જ છે. જ્યાં બોડો બહુમતિમાં છે.

અત્યારે સૌથી વિશેષ ખતરનાક માઓ ત્રાસવાદી સંસ્થા છે. જે ભારતમાં લગભગ છસો (૬૦૦) જિલ્લામાંથી દોઢસો જિલ્લામાં પ્રભાવ ધરાવે છે. તેઓ પોલીસ પર હુમલા કરે છે. ગામે ગામ પોતાના વિરોધીઓનો તે નાશ કરે છે. આ બધા ધર્મનિરપેક્ષ આતંકવાદી છે.

